નાટક વારતા તથા રમુજ સાથ ચાનક આપનારાં લખાંનો.



કવિતા.



# વિદ્યામિત્ર.

પુસ્તક ૮ મું. જાનેવારી ૧૮૮૧ અંક ૧ લો.

## બેનઝીર અને બદરેમુનીર.

### નાટક ચાર અંકી.

બદરેમુનીર—હા! હવે હું સમજી—હું ધારૂંચ કે માહરા કરતાં તારૂં પોતાનું દેલ તેનાં ઉપર ઘણું દોડતું હોશે અને તેથીજ આટલું લંબાંન કહેલું મને સમજાવા માંગતી હોશે—પણ જા તારે ગમેતે કર; હું તો મેહલમાં જાઉંચ.

બેનઝીર—(બાજુએ) વાહ-વાહ. મજાહા મજાહા અને હવે ખુબ ઉડશે માહરી ધજા.

વઝીરજાદી—અએ બેગાના મરદ, તાંહાં છાનો રેહવામાં તારૂં શું મતલબછે—બાહેર આવ (બેનઝીર બાહાર આવેચ) અને મને વાકેફ કર કે તું કોણછે; કાંહાંથી આવ્યોચ—યાંહાં શું કારણસર આવ્યોછે, અને કાંહાં જવાની આરઝુ રાખેચ—અએ જુવાન મરદ સેતાબ તારૂં તમામ બેઆન ખોલ્લું કરી તારૂં નામ-ઠામ-ગામ-ને કામ-જાહેર કર.

બેનઝીર—તું નામવર ખાનું માહરો હેવાલજ જાણવા માંગેચ તો સાંભલકેઃ—
હું છું એક નાદાન ને કેવલ અનજાન,
મારે મનથીછે આ દુનીઆ સંધી જંજાલ.
નથી જોઇ મેં દુનીઆદારી—ન સંસાર વેહવાર કાંઇ,
હું તો માતર ગેહરાએલો ગુંચવાએલો આએોચ હાંઇ
પણ તોબમછે મારૂં ઊંચું—છેઉ હું શાજપ વોંશી,
ચોરાયોચ એક પરીને હાથ-ગીઓચ હું ફસી
જેમ તેમ મેલવીચ બાહાર ફરવાની રજા,
તેથી ફરતો ફરતો આવી લાગો જોવા આ મજા.

વઝીરજાદી—
જો હોએ કોઇ તું ખરો સાજાદો યા અમીર જાદો—
ને કોઇ પરી નીશાનીથી સાબેત કરે પાદશાજાદો.
તો ખુલે તાહરા ભાએગ. ને મલે છુટકારો.
વાસ્તે સાબેત કર હેવાલ તારો ખરેખરો.

બેનઝીર—
માહરા બોલવાપર ભરૂસો રાખવા શીવાએ,
આ જગોએ બીજી શાહદત શું હોએ.
નથી કોઈ શા જરી-જંગી કે બેસી નજદીક,
નથી ગાકર-નફર, કે પાદશાહી રેસાલો રંગીન.
હું તો અરધી રાતને સમે ખાબમાથી ચોરાઓચ.
હું તો માબાપોને રડતાં મેલીને હીઆં આયોચ.
સોગન ખાઇને કેહુંચ કે મારી આએ તમામ વાત,
છે ખરેખરજ સાચી—એમાં જરાએ નથી બરાંત.

વઝીરજાદી—
જો એમજછે તો ચાલ-હવે થા તઇઆર,
તાહરા ગંભીર ચેહરાને ખુશીથી શોંગાર.

તારે હવે કરવી નહીં કાંઇ ફીકર કે ચીંતા,
તારો હેવાલ સાંભલી મને આવીચ દયા.
પેલી નવજવાન બાનુછે માહરી સાહજાદી,
દુર્ગાસ્માના જવાનો પામ્યા તેનેથી આજાદી.
તેણીને તુજ સાથ કરાણ્ં મુલાકાત,
તે બેઠમા કરો તમો ખુશી સાથ વાત.
તારૂં ને તેણીનું જો દીલ મલ્યુ,
તો એમ સમજકે તારૂં ભાપગ ખુલ્યું.
કે તે બદરેમુનીર ને તું બેનજીરનો મેલાપ
થાસ્યે,
તો તમારી કદખુદાઇની સજર તદબીર
રચાસ્યે.
વારને ચાલ આવ સેતાબી કર,
માહરી પાછલ પાછલ પગલા તું ભર.
બેનજીર—
હાવા તારાં કેયાનનો કેમ વાલમ પાર,
આ અનજાની જગાએ તુંએ ઉતારેઓ
પાર.
તારી આ મેરબાનીની માટે શદા રેહવસ
એઓસીઆલો,
હરે નામનર બાનુ તમારે ગમે તાહા ચાલો.
(વજીરજાદી ચાલેચ—તેની પાછલ શાહજાદીજાએછે)

---

ચેકટ ત્રીજો—દેખાવ બીજો.

બદરેમુનીરનો મેહેલ.

(બદરેમુનીર એક કોચ ઉપર અઢેલીને બેઠલી છે)

બદરેમુનીર—હા, ખરેખર તે કોઇ લાયક મરદછે-તેનો ચેહેરો ને દીદાર ચલકતું છે, અને ઇનસાનોના ચેહેરા પરથી તેઓના ગુણ પીછાંણવાનો એલમ જાંણ નારઓ તેવા માણસોને જોતાવારજ કેહવાના કે તે કેઇ ખરો ભાયગશાળી, ઊંચી તોખમનો, અને ઊંચા ખવાસનો તેનો જોઇએ. તેની ચાલ ચલગત, તેની શેઆન મોબંત; અને તેનું શરમાઊપણું, તેની હીમત સાથ તેના દેખાઇતા ગુણ એ સરવેને માટે, જરાવાર તેને જોતાજ મા હારીતો ખાતરી થઈ ગઇચ. (જરા વીચાર કરતા) અને વલી વજીરજાદીના કેહવા મુજબ ખરેખર તેનું આવવુખી હેતી વખતે થયુંચ કે જે વખતે હું પણ માહરી ભર જુવાનીના જોખનમાં ખીલી રહીચ—અને તેમ ખુદરતની સઘલી હાજતો ઇનસાનોને વખતસર પુરી પાડવાની ફરજ પડેચ તેમ હવે હું સમજુંચ કે હુબી એક ખગ સાથી—મનના પીયાર, ને દીલદારને મેલવવાની ઉમેદવાર થઇછું, અને તેજ તાકણે જાહારે આ કોઇ જવાન મરદનું હીઆ આવવુ થયુંચ તે, મને પણ લાયકછે કે એ બાજી હાથથી જાવી નહી. પણ શબુર, એ બધુ હવામા કીલ્લો બાંધના જેવુછે, અગર તે કુળવાન શાહાજાદો નહી ને કોઇ હળકો ઇનશાનજ હોય ! કદાચ તે જવાન મરદ કોઇ બીજી ઓરત સાથ પોતાનું દેલ લગાડી ચુકો હશે—કદાચ તે માહરી કબુલાત મંજુર નહી રાખશે, અને કદાચ તેને યાહા રેહવુ તથા વસવુ નાપસંદ પડયું તો, પછે માહારી સઘવે ખુશાની નકામી ફોકટમા જશે—પણ હું ખુદા પાસ દુવા માગુચ કે કદી તેવુ નહી થાય તો સારૂં (અંદર નજર કરીને) પણ લે, તેજ વજીરજાદી સાથ આવેછે.

(વજીરજાદી ને બેનજીર દાખલ થાયછે અને વજીરજાદી શાહાજાદી બદરેમુનીરના કાનમા વાત કરેછે)

બદરેમુનીર—(હશીને) ઓ ભલા મરદ તારૂં આવવું મુબારકછે—મને, તુંને, તેમજ સઘાને મુબારક હોજો.

(ખુરશીપર બેસવાની હાથથી અસારત કરેચ)

બેનજીર—(ખુરશીપર બેસતા) જો મારૂં અતરે આવવુ આપુણે સંધાને મુબારકછે—તો તમારૂં પોતાનું ચાહવુ પણ આબાદછે.

બદરેમુનીર—વજીરજાદી નજમુલનીશા આપણા આએ પહેણાનું મન રીજવવા

શરાબ લાવ—અને શાહેલીઓને હોકમ કર કે યાંહાં આવી પોતાનું મધુર ગાએન ગાએ.

વજીરજાદી—નામવર બાનુ તારા હોકમને દીલોજાનથી તાબે છેઉં—(અંદર જઈને એએ શાહેલીઓને શરાબના ખુમચા સાથ લઈ આવેચ. ખુમચો ખુરશીપર મેલેછે—પછી વજીરજાદી શાહેલીઓને કહેછે.) શાહેલીઓ આપણે તાંહાં આ નવજવાંન પહરાણો આવેલોચ તેનું દેલ ખુશ થાય એવું એક ખુશરંગ ગીત તમારા મધુર આવાજે ગાવો.

## ગાયન.

(રૂડો માહેલી સોએલ સમાન—એ રાહ.)

ગાઈએ ગાયું મુબારકઆજ, ભલાજીરે.
કરો શાહાજાદી રાવનનાં રાજ,—ગાઈએ૦

મેમાંન આવો, પાદશાજાદો જણાયો,
પેયાર તણાયો, અરે એ દીલનવાજ—ગા૦

કરો એશઆરાંમી, કશી ન રહે ખાંમી,
થાય નેકનામી, ખાસ ખુસીના કાજ—ગા૦

બેનજીર—ઓ ખુબ ચેહેરની બાનુ, તું ઘણી ભાયગસાલી દીસેચ કે હાવી શુંદર રામશગરો તું ધરાવેછે, અને જીવ બાગેબેહસ્તની મીગાલે ખીલી નીકલે તેવો એ શુંદર નાંજનીઓનો શરોદછે; ખરૂં કેહુંચ કે એઓના શરોદના મીઠાશથી હાલ બે ઘડી હું મારાં દુઃખનો સઘલો કડવાસ તદન વીસરી ગયોચ.

બદરેમુનીર—અએ ખુશ રૂખસારેના શાહજાદા, તારીપર દુઃખ શાનુંછે.

વજીરજાદી—દુઃખ કે શુખ, જે હોય તે હવે યાદ કરીને શેહતા જીવને સંતાપ ઉપજાવવાનું કરશો ના—પણ પેહલાં શરાબ તો નોશ કરો. ચાલો શાહેલીઓ તમારા કોમલ હાથે શરાબ ફેરવો.

(રાંમશગરો ઊઠીને બેનજીર તથા બદરેમુનીરને શરાબ આપેચ તે લેઈને.)

બેનજીર—તમો નાંમવર બાંનુઓની હજુરમાં હું જેવો એક કેવળ અનજાણો આ પરમાણે બેઅદબીથી શરાબની જામ ઉઠાવી જાઉંચ તેને સારૂં તમો મને માફ કરશો (પીએચ) હો! શું શરાબની લેહજતછે; શરાબી શરબત—મોહડાંમાં ને પેટમાં કેહેવું થાયચ લખલબ. હા! નામવર બાંનુ આ તારી મેહેરબાંની ભરી પરોણાગતનો બદલો મારાથી કેમ વલશે.

બદરેમુનીર—અએ દીલખુશ શાહજાદા, તારે એમ બોલવું લાજમ નહી—મેં ચાહીને માહરા મુકામમાં તુંને બોલાબ્યોચ, તો હવે તારા અને માહારા વચે કશું બેગાનું તારે સમજવું નહી.

વજીરજાદી—(બાજુએ) હા, હવેથીજ એમ પસરતાં જવોની.

બદરેમુનીર—તારાં મુબારક કદમ હીયાં પડવાથી ખચીત હમો ખુશી છઈએ.

વજીરજાદી—અરે, પણ ખરી ખુશી કેમ જણાએ—તમો પોતે તમારે હાથે શરાબની જામ શાહાજાદાને આપો. એતો બાચારો શરમાઉછે ને કાઇ બોલતો નથી.

બદરેમુનીર—(હશીને) જો તારી મરજી એમજછે તો લે, મારે હાથે હું એને શરાબની જામ ભરી આપુંચ (બદરેમુનીર શરાબની જામ ભરેચ) લે, ઓ મેરબાંન મરદ મારા નાજુક ને નીરમલ હાથનો શરાબ નોશ કર.

બેનજીર—(એક જામ પોતાને હાથે ભરીને) ઓ ખુબીવંતી બાનુ આએ માહરા નીરદોશ ને નોબલ હાથની શરાબની જામ તું પોતેબી નોશ કરી જાશે.

બદરેમુનીર—બા ખુશી સાથે-(બેઉ જણાં પીએછે)•શાહજાદા હું ધારૂંચ કે માહરી સાથે તું હમેશાં રેહવાને ખુશી હોશે.

બેનજીર—આ ભલી ને ભોલાં મનની ખાનું તું એ વીશે સુદલ પુછતી ના— ખચીત કેહુંચ કે આપ્એ જેવી એશઆ-રામીની જગો, ને તું જેવી નાજનીન અલીને બીજું કશું ભાવતું નથી—પણ અફશોશ કે હું વચનથી બંધાએલી છેઉં.

બદરેમુનીર—(ચોંકીને) ઓ ખુદા! હું આપ્એ શું સાભલુંચ—અરે શું તું કોઇ બીજી ઓરતને આગલથી વચન આપી ચુકોચ! અરે માહારેથી આપ્એ શું બેવકુફી થાઇ ગેઈ કે વગર પુછપરછ કરવે આટલી છુટ લેઇને મેં તાહારી સાથ વાત કીધી, અને તુંને પડોશમા બેસવા દીધી, બોલ, બોલ, જલદી કે એ શું બીનાછે.

બેનજીર—સાભલ કે હું એક પરીના હાથમા ગીરફતાર થયલોઉં.

બદરેમુનીર—અરે અફશોશ (ગોસ્સાથી) ઓ જવાન મરદ તુ ને લાજમ નહી હતુ-કે જારે તું એક પરીની બાબતમા આગ લથી પડી ચુકો, તારે બીજી ઓરતોને આ મીસાલે ફસાવે—ઉઠ પાહાથી ઉઠ—શેતાણ ઉઠ અને તુ તાહારે માગ્ગે ચાલ્યો જા—સારું થયું કે શગબની એક જામ તારે હાથની લીધા શીવાએ બીજી વધારે છુટ ને મોહબત તાહારી સાથે કીધી લીધી નથી.

બેનજીર—નામવર બાનું, માહારી આ વાતથી જો તુંને નારાજી અને ગોસ્સે થવાનું કારણ મલ્યું હોય અને તું નામવર ખાનુના જીવને કાઇ ઠીલો હરખાત પોહચો હોય તો મને માફ કરજે—બાકી હું તો બીરદોસ છેઉં અને મનમા કસાબી પાપ વગર. માત્ર ચોખી અને કાઇજ નહી પણ ખરેખરી ચોંખી બાબતને કાજેજ અતરે આવ્યોઉં.

બદરેમુનીર—અરે આપ્એ કેહવું બોલેય—એ મરદ કેહવો બેઅદબછે—જોકે ... થી એક પરી સાથ મોહબતમા ગીરફતાર થયોચ—અને અનજાણમાં બીજી બાનુ સાસે દોસ્તી પાડતો જાયચ, અને વલી સાથો કેહચ કે એતો મારી ચોખી બાબત!

વજીરજાદી—માહરી ભલી ને ભોલી શાહજાદી, ખરેખર એ ચોખીજ બાબતછે.

બદરેમુનીર—અરે, એ તું બી એમ શું બોલેચ—એ તું સાને એમ દીવાની થાઇ ગઇચ—મને અગાઊથી ખબરછે કે તુ પેહલેથીજ એ બેગાના મરદ સાથે મોહબતમાં પડીચ, તેથીજ એમ એની તરફદારી કરેચ

વજીરજાદી—માહરી સાહેબજાદીને અરજ કરૂંચ કે જરા ધીરજથી સઘલી વાત સાભલીઆ વગર એમ ઊતાવલ કરી નહી.

બદરેમુનીર—નહી, નહી, હું હવે સમજી ચુકી, હુ જાણી ચુકી, અને હવે મને હીઆ વધારે વાર થોભવાનું કાઇ કારણ રહયું નથી. શું તેં પરીની વાત નહી સાભલી કે?

બેનજીર—(મનમા) પરીનું પાન સંધે નરેચ—હવે કેમ કરીએ—હીઆ તો પાસો ફરી ગીઓ—વારૂં, જો ખોદા કરે તે ખરૂં—જોઉએ વજીરજાદી હુશીઆરછે તે પાછો પાસો ઉથલાવશે ખરી.

વજીરજાદી—નામવર શાહજાદી—પરીની સંઘી વાત મેં પુરેપુરી સાભલીચ, પણ તમે પોતે અધુરી સાભલીચ તેથીજ હેરાન થીરાં પડી ગીઆચ—જરા ધીરજથી ફરીથી સાભલો ને પછી જુવો કે તે પરીને માટે તમે પોતેજ એની ઉપર દયા લાવીઆ વીના રેહશો નહી. કેમ શાહજાદા એમ ગાફેલ અને ગુંવર સરીઓ કેમ બની ગીઓચ—એતો ધારોજછે કે મરદો જવાન ઓરતોને જોતા વારજ બાવરા દીવાના બની જાયચ—તેવો હાલ તાહારો થયેલોચ પણ જરા આસ્તે રહીને તાહારી ઉપરની બધી વીપતી કહી સંભલાવ.

(સાંપણ.)

ઊતરેછે તે દરદનો વારશો શેમ્યુઅલને પણ મલેલો હતો આ ઊપરથી પ્રીય વાચનારની ખાતરી થશે કે ફક્ત પૈશા અને ખાનદાન જોનારા માબાપો પોતાના વાહાલા બચ્ચાના શરીરના આશ્રાવ શોધતા તેમની તનદરોશતી ઊપર તદન ધીઆન ન આપી તેમના વારેશોના હકમા કેટલો ગેર ઇનશાફ કરેછે. આ ઊપરથી વધારે શીખવાનુ એ છે કે માશના દુગર જેવા મોટા કદમા મજબુતાઈ અને તનદરોશતી શમજનાર કેટલા ભુલેછે

દુબલા અને નાતવાન માબાપોથી ઊતરેલુ શેમ્યુઅલનુ આ દરદ વઇદાથી તો નહીજ પણ એક બીજી રીતે શારૂ કરવાનુ તેના માબાપને શુજ્યુ. શેમ્યુઅનનો બાપ આપણે આગલ જોઈ ગયા તે પ્રમાણે કેળવાએલો કારીગર હતો તોપણ પ્રીય વાચનાર જાણીને અજબ થશે કે તે એવો વેહેમી કેમ હોઅે? પણ તેમા તેનો વાક નહતો તે વાકતો તેના જમાનાનો હતો તે વેહેમી જમાનો હતો અને તે વખાતે લોકો માનતા હતા કે કેટલાક કદી શારા ન થાએ એવા દરદો દરદી ઊપર રાજાના હાથ ફેરવવાથી શારા થતા હતા, અને તે પ્રમાણે શેમ્યુઅનના માબાપે જ્યારે તે ત્રણ વરશની વએનો થયો ત્યારે તેને લનડન લઇ જઈ પ્રથમ ત્યાના વઇદ પાશે તેની તપાશ કરાવી તેને માટે પાદરીઓ પાશે બનદગી કરાવી, આખરે તે વેલાની ઇગલાડની રાણી એન પાશે તેના શરીર ઊપર હાથ ફેરવાવીયો હતો પણ તેથી કાઇ વલીયુ નહી શેમ્યુઅનનો ચેહેરો પ્રથમ કશી ખામી વનાનો હતો, તે દરદના ઊભરી આવવાથી બેડોલ થતો ગયો તેના ગાલો ઊપર ચાઠા પડ્યા કેટલુક સુધી તેની એક આખ તદન રેત થઇ પડી, અને બીજી આખે ઘણુ જાખુ જણાવા લાગ્યુ. તોપણ મગજનુ જોર ઊપલી શરવે અડચણો ઊપર ફાવી નીકલ્યુ. જનમથીજ આલશુતો તે હતોજ તોપણ એની જડપથી તે પોતાનો અભીઆશ આગલ ચલાવા લાગો કે જે જે નિશાલે તેને બેશાડવામા આવતો ત્યા ત્યા તે મરવેથી શરશ વિદ્યાર્થી તરીકે વખાન પામતો શોલથી તે અઢારમા વરશ શુધી તેને તેની મરજી માફક ઘરમાજ રમતો મુકવામા આવ્યો હતો, તે કદાચ તેના દરદના ઊભરી આવ્યાને લીધેજ હશે. તોપણ આ વેલાએ તે કોઇની પણ મદદ અથવા મશનત વગર ઘણુજ શીખ્યો. તેણે પોતાના પીતાની દુકાન તમામ ખોળવામાડી, પશદ નહી પડે એવા પુશતકો ઊપર તપખેથી તપાશી જઇ, પશદ પડતા દફતરો એકદમ વીગ પડી હોએ તેમ વાચવા માડીયા આ પ્રમાણેના વાચણથી લારદ મેકોલ ધારે છે કે શાધારન મનશકતીના કોઈ પણ છોકરાને કશો ફાએદો થતે નહી પણ શેમ્યુઅન કાઇ શાધારન મનશકતીના ન હોવાથી જે પુશતકો શાધારન મનશકતીના નિશાલીઆઓને કનતાલા ભરેલા લાગે છે તે તેને રશ ભરેલા લાગ્યા અને તેમનાજ અભીઆશ ઊપરથી તેણે ઘણુ મેલવ્યુ તેને જુનાની ભાશાનો જાહાજો વાખ ન હોવાથી તેણે તે ભાશાની કવિતા અને વાખ્યાનો થોડાજ વાચ્યા, પણ નિશાલ છોડતી વેલા લાતીન ભાશાનો તેણે શારો અભીઆશ કીધેલો હોવાથી પોતાના પીતાજીના પુશતખાના મધેના લાતીન પુશતકોનો ખુબ ધ્યાન કાઢ્યો. આ વાચનથી જે ગ્રંથકારોની હશતી વીશે ઇતનના ઊપના વરગના વિદ્યારથીઓ પણ નાવાકેફ હતા તેમના પુશતકો તે વાચી પરવારીઓ હતો એક વેના અભરઇ પર મુકેલા કાઇક ફલ શોધતા પ્રખ્યાત કવિ "પીનાર્ચ" નો મોતેબર ગ્રંથ તેને હાથ લાગો, અને તે ઉપરથી

ફલોને તેમની જગ્યાપર પડતાં નાંખી એકી તગરે તેનાં ટોહુકડો ખાંનાંઓ તેણે હજમ કરવાં માંડીયાં.

આ વેલા જયારે તે ધડા, વગરનો અભીઆશ ચલાવતો હતો ત્યારે તેનુ કુટુંબ ભારે ગરીબાઇમાં ડુબતું જતું હતું. તેનો જઇફ પીતા "મીચેલ" પુશતકો વેચવા અને તેમાંથી કમાની કરવા કરતાં પુશતકો વાંચવાં અને તેવો વીશે વિદવતા ભરેલી વાદવીવાદ કરવામાં વધારે પુરવીન હતો. તેનાં ધંધામાં કશો જીવ રહયો નહી. તેનું કરજ વધવા લાગું. અને ભારે શકતીથી તેનાં ઘરનો દર રોજનો ખરચ ચાલવા લાગો. પોતાનાં બેટાને "યુનીવરશીટી"ની કેલવણી અપાવાને તો તદનજ તે અશકત હતો. તો પણ એક તવંગર પડોશીએ શેમ્યુઅલને મદદ કરવાની કબુલાત આપવાથી તેને ઓકસફરડની પેમબરોક કોલેજમાં મુકવામાં આવ્યો. તેનાં ચેહરાનો બેડોલ દેખાવ અને તેનાં કફોડા ચેનચાલા કરતાં તેના બોહલા અભીઆશથી કોલેજનાં "પ્રોફેશરો" છક થઇ ગયા, અને હમારા વાંચનારાઓએ કદી શમજયો પણ ન હશે એવા ગ્રંથકાર "મેકરોબયશ"ની એક વેલા શાહદત ટાંકવાથી ત્યાંના એક શખ્શથી કાબેલ ઉસતાદે કબુલ કીધું કે તેનાં જેવો પુરવીન વિદીઆરથી તેણે કદી દીઠો ન હતો.

આ પ્રમાંણે તેને "ઓકસફરડ"માં ત્રણ વરશ કાઢયા. જે વેલા તેની ગરીબાઇએ તેને ફાટાં તુટાં કપડાં નહીં પણ ચીંધડાં પેહેરવાની ફરજ પાડી હતી. તેનાં દેખાવ ઉપરથી જોકે કોઇ તેની દયા ખાતું અને કોઇ તેની મશકેરી કરતું તો પણ તેના સવભાવને એ બેહુ લાગનીઓ માફક આવતી ન હતી. તેના ફાટા તુટા જોડામાં જે બાકોરાં પડયા હતાં તે ઉપર તવંગર છોકરાઓને હશતા જોઇ તે તેવા પાશેથા કેટલીક વેલા નાંહાંથી જતો હતો. એક વેલા કોઇ શખી દીલસુરદાવાલા તેના શાથીએ તે નહીં જાણે તેવી રીતે તેનાં ઓરડામાં નવા જોડાની એક જોડી લઇ જઇને મુકવા ઉપરથી ગમે તેવી ગરીબાઇ છતાં શેમ્યુઅલે તેમને લાતે લાતે બાહાર ફેંકી દીધી હતી. જેમ જેમ ગરીબાઇ વધારેને વધારે ગલપો કરતી ગઇ તેમ તેમ તે કોઇનો પણ ઓશીઆલો ન થતાં વધારે ને વધારે બેદરકાર અને જનુની થતો ગયો. તેનું ફેરાવન મગજ પોતાનાં શાથીઓ શાંમે તેમજ કોલેજનાં શતાવાલાઓ શામે એક શરખી રીતે તેને ઉશકેરતું હતું. ગમે તેવી ગરીબાઇ છતાં તેનાં માન અને દાહાપણને ખાતર ઘણા શાથીઓ તેને પોતાનાં શરદાર તરીકે ગણતા હતા, અને તેવોનાં શામટાં બલથી પોતાની શરદારી હેઠલ તે કોલેજનાં શતાવાલાઓ શાંમે ઘણી વેલા હુલર મચાવતો હતો. તેની કાબેલીઅત અને ચાલાકી ખાતર તેને ઘણીક તકશીરો માફ કરવામાં આવતી હતી. તેને બચપણમાંજ નાંમાંકીત કવિ પોપની એક કવિતાનો લાતીન ભાશામા તરજુમો કરી નાંમ કાઢયું હતું, જોકે એ તરજુમો લાતીન કવિ વરજીલનાં જેવો શરશ ન હતો તોપણ તેની ઘણીક તારીફ થઇ અને પોપે પોતે તે ઘણી ખુશીથી વાંચ્યો હતો.

શેમ્યુલને માટે બી.એ. થવાનો વખત નજદીક હતો, પણ કોલેજમાં વધુ વાર નીભવાનાં તમાંમ સાંધનો અટકી પડયાં. પેલા તવંગર પડોસીની કબુલાતો તેને હવાલે શોંપી. તેનાં માબાપ તેને માટે કશું પણ કરી શકે તેવું ન હતું. તેને પોતાને "ઓકસફરડ" ખાતે થોહેજ કરજ થયું હતું, તો પણ તેટલું બી ફીટાડવાની તેનાંમાં તાકાત ન હતી. આ પ્રમાંણે કશા ચારા વગર ૧૭૩૧ માં તેને "ડીગરી" મેલવીઆ વગર કોલેજ છોડવી પડી. બીજા શાલનાં

શીઆલામાં તેનો પીતા મરણ પાંમ્યો. બાપની મીલકત જેખી કાંઇ જીજ વગરની હતી તે તેની વીધવાના ગુજારા માટેજ હતી. શેમ્યુઅલને પોતાના બાપના વારસામાં બશે રૂપીઆથી વધારે કશું મલ્યું નહી. આ પ્રમાણે બીન વારેસ અને બેચાર થએલો શેમ્યુઅલ આગલ ચાલતા પોતાનો વખત કેમ લીએ છે તે આવતે આવતા અંકમા તપાશશું

## એક ચીનાઈ મુસાફરની ફીલસુફી.

પત્ર ૨૦ મો.

### એલતાંગીના પોતાનાં બેટાની ગુલામગીરી ઉપર અફશોશ.

God gave us only over beast fish fowl,
Dominion absolute, that right we hold
By his donation, but man over man
He made not lord such title to himself
Reserving human left from human free

MILTON

રમીનોને માર્ગે જે કાગલ આવ્યું હતું અને જે તમોએ માહરી ઉપર ખોલ્યા વીના બીડ્યું હતું તે કાગલ માહરા છોકરા તરફથી હતું. ચીન મધે મોકલાવ્યામા આવતા શઘલા પત્રોની નકલ લેવાની મેં તમોને પરવાનગી આપીછે તેની રૂહે જો માહરી ઉપર મોકલાવ્યામા આવતા શઘલા કાગજો તમો ખોલી જુઓ તો તે મધે કાંઇ પણ હું અણઘટતું શમજીશ નહીં. માંહરી ખુશાલી યા માહરી ગમીમાં માહરા સૌને ભાગ લેવોજ જોઇએ એક ભલા માણશને માહરી પ્રનેહ ઉપર ખુશાલ થતો દેખીને ખાચીત મને આનંદ ઉપજે છે અને વલી તેટલોજ આનંદ તેને માહરી નાશીપાશીમાં દીલશોજી લેતો જોઈને મહને ઊતપન થાયછે.

પૂર્વ તરફથી જેની કાગલો મહને મલે છે તે દરેકમા કાંઇ નહીં ને કાંઇ પણ શંકટની ખબરો આવ્યા વીના રેહતી નથી. માહરી ધણીઆણી અને માહરી બેટીને માહરી શોડેથી ખુંચી લેવામા આવી તે દુખ મેં ધીરજથી શહન કીધું. હાલમા માહરા બેટાને જંગલીઓને હાથ ગુલામ દાખલ પકડાયલો શાભલીને માહરે કલેજે એક કારી જખમ લાગ્યોછે. તોપણ કુદરતની શઘલી શખતાઇ હું હાલમા ધીરજથી શહન કરૂંછુ, માત્ર એટલુંજ બતાવવાને કે આખર હું તેઓ ઉપર ફાવી શકીશ. ખરી મોટાઇ કદી નીચે નહી પડવામા શમાયલી નથી, પણ દરેક વેલા પડયાપછી પાછા ઊઠી ઊભા થવામા શમાયલીછે.

જયારે આપણા જોગમંદ શાહનશાહે માહરી રવાનગી ઊપર પોતાની ખતરાજી જાહેર કીધી અને જે શઘલું માહરૂં હતું તે જપત કીધુ ત્યારે માહરા છોકરાને છુપી રીતે તેના કેહરમાથી બચાવ્યામા આવ્યો હતો. ચીનના શઘલા રેહવાશીઓમાના શવ્થી શરશ અને શઉથી વધુ ભણેલા ફુંમ હોઆમના હાથ હેઠલ તેણે મીશનરીઓની નિંધા અને પૂર્વ તરફની ફીલશુફી વીશે તાલીમ લીધી હતી. પણ માહરા શાહજાદાઓની વાત તેના કાન ઉપર આવ્યાથી તેમજ એક બેટા તરીકેની પવીત્ર ફરજ શમજીને તેણે માહરી પુઠે આવવાનો અને માહરા શંકટોમા ભાગ લેવાનો ઠેડાવ કીધો.

ચીનની શરહદ તેણે છુપા લેબાશમા પશાર કીધી અને તીબેતના જંગલો વટાવની એક વંજાગમા તે એક શારબાન દાખલ નોકર રહ્યો. તીબેતને હીદુસ્તાનથી જુદી પાડનારી લાગ નદીની એક દીવશની મંજલ ઊપર જયારે કાફલો આવી

પોંહોચ્યો ત્યારે રખડતા તારતારોની એક ટોલકીએ તેઓ ઉપર હુમલો કીધો અને જેઓ તેઓની ખુની તલવારોના ભોગ થતા બચી ગયા તે શઘલાઓને ગુલામ દાખલ કેદ કરવામાં આવ્યા. શઘલાઓ શાથ માહરા બેટાને પણ તેઓ એરલ શમુદ્રને કાંઠે આવેલા બોહલા પણ વેરાન મુલકોમાં લઇ ગયા.

અહીંઆં તે શીકાર કરી પોતાની જીંદગી ગુજારવા લાગ્યો. તેના જંગલી શેઠોને ખુશી કરવા માટે દરરોજ તેની લુટનો એક ચોકશ ભાગ તેને તેઓને આપવો પડતો હતો. તેની નીતિવતા, તેનાં સુલક્ષણ અને તેની ખુબશુરતીએ તેઓનાં મગજ ઉપર કાંઇ પણ રીતની કશી અશર ઉત્પન્ન કીધી નહીં. જે માણશ ઘણું શરખું દુધ અને કાચું ગોસ્ત તેઓને પુરૂં પાડે તેના કરતાં વધુ હુશીઆર માણશ તેઓ કોઇ પણ જાણતા નહતા, અને વગર પકાવેલાં ગોસ્તઉપર મારો ચલાવ્યા ઉપરાંત બીજું એક શુખ તેઓ શમજતા નહતા.

તારતરો શાથે ગુલામી વેપાર કરવા આવેલા "મશેદ"ના શોદાગરોએ જે ગુલામો ખરીદયા તેમાં માહરો છોકરો પણ આવી ગયો. તેને ઇરાન ખાતે લઇ જવામાં આવ્યો જ્યાં તે હજી શુધી કેદ છે. એક બેઅદબી અને ઘાતકી શેઠની તેને ચાકરી કરવી પડેછે, જે શેઠ મોજ મજાહનો ઘણો શોકીનછે પણ શુધારો શું તે મુદલ શમજતો નથી. લડાઇના મેદાનમાં ઘણાં વરશ શુધી બજાવેલી ચાકરીએ તેને બાહદુરીને બદલે મગરૂબી વધુ શીખવીછે.

જે ખબરનો મેં હજીશુધી માહરી છાતીમાં ભરી મુકીયો છે તે ખબરનો— માહરો બેટા, આ દુન્યાની માહરી શઘલી અશકેયામત—તે હાલમાં એક ગુલામ થઇ પડયોછે! અરે ખુદા! એમ કાંએ બન્યું હશે? આ દુન્યાગાં માહરાં પોતાનાં અને માહરા જાત ભાઇઓનાં શંકટ જોવાને તેં મને શા માટે પેદા કીધો? જ્યાંબી ફરૂં ત્યાં શું શક, ભુલ અને નાશીપાશીના ગુચવાડાજ મારે માટે શરજેલા છે? મહને શા માટે જનમ આપવામાં આવ્યો? મને શા કામ માટે શરજવામાં આવ્યો? હું કયાંથી આવ્યોછું અને કયાં બટકું છું? અથવા કીઆ મુલકો તરફ હું ધામી જાઉંછું? એ શઘલાં માટે અક્કલ કાંઇ પણ કેડાવ ઉપર આવી શકતી નથી. ગોયા એક બંદીખાનાંની શઘલી મુશીબતો ઉપર અજવાલું પાડવાને તે એક કીરણ ફેંકે છે પણ તે બંદીખાનામાંથી નાહશી જવા માટે પુરતી રોશની તે બખશતી નથી. ઓ તમો દુન્યાના શપલા બડાઇ મારનાર ધરમો, માહરા આ ગુચવાડાને શેહલો કરવા માટે તમો કેટલી થોડી મદદ આપી શકોછો! જુદાઇ લોકોનાં એકકથી ઉલટાપણાં ઉપર હું કેટલો અજબ થાઉંછું! ભલાં અને બુરાંનાં તેઓનાં બે તત્વો મહને તદન બીહવડાવેછે. હીંદુઓ જેઓ પોતાના ચેહરાને ગઉમુતથી ધુએ છે અને તેને પાકીજગી શમજે છે તેઓ ઉપર હું અજાયબીની નજરથી જોઉંછું. ખ્રીસતીઓ જેઓ ત્રણ ખુદાને માનેછે તેઓનો વીચાર તો તદન હશી કાઢવા લાયક છે અને યાહુદીયો જેઓ ખુનરેજીને ખુદાને ખુશી કરવાનો એક માર્ગ શમજે છે તેઓના વીચારોને પણ તેટલુંજ વજુદ ધરે છે. હું ઘણોજ તાજુબ થાઉંછું કે અકલનું ગોહર ધરાવનારાં માણશો દુન્યાને એક નાકેથી તે બીજે નાકે શુધી માત્ર એક પથર ચુંમવા યા કાંકરા પાંથરવા માટે જવાની તશદી લીએ. આ શઘલું અકલથી કેરલું ઉલટુંછે અને તોપણ તે મને શુખી થવાનો માર્ગ બતાવવાનું ડોલ ઘાલેછે.

બાપીત, શઘલા માણશો રાસ્તી વીશે તદન અજાણ્યા અને આંધલા છે. માણશ

જાત શહવારથી શાંજ શુધી પોતાનો રસ્તો જાણ્યા વગર પછાડા ખાયછે. શુખ શોધવા માટે આપણે કઈ તરફ ફરીએ? શું આ વધુ ડાહપણ ભરેલું નથી કે તેની પાછલ લાગવાનું એકદમ છોડી દેવું જોઈએ? એક ગંજાવર મેહલના કોઈ ખુણામાં છુપાયલા કીડાઓ મીશાલ આપણે આપણા દરમાથી ડોકીઆ કાઢી, બાહરનું શઘલું જોઇને, અજબ અજબ થઇ જઇએ છીએ, પણ તે મેહલ બાંધનારનો હેતુ શું તે વીશે કાઇ પણ જ્ઞાન મેળવતા નથી. અરે! કોઇ માયનો પુત એવો નીકલશે કે જે ખોદા વીશે ખરૂં જ્ઞાન બક્ષે, અથવા આ સૃષ્ટીની રચના શમજાવે? અરે! કોઇ આપણને પેદા થવાના કારણો શમજાવી શકશે? અથવા કોઇ એમ શમજાવશે કે આવી દુખી હાલતમા જીંદગી ગુજારવાને શા માટે પેદા કર્યામા આવ્યા? જો માત્ર આએજ (આ દુન્યા ઉપરનીજ) જીંદગીના શુખ માલ ભોગવવાને આપણને શરજયા હોય તો હું કહુંછું કે આપણ ખરેખરા કંગાલ છીએ. જો જનમ લીધાબાદ, આપણી આશપાશનું શઘલું જોઇ, બલાપો કરીને આપણે મરી લાગવાના હોઇએ તો ખચીત ખુદા એક ગેર ઇનશાફ કરેછે. અગરજો માહરી હસ્તી માત્ર આએજ જીંદગીમા ખતમ થવાની હોયતો ખુદાના આશીરવાદો અને તેના ડાહપણને હું પશંદ કરશ નહી. અગરજો આ માહરી જીંદગીજ માહરી આખી હસ્તી હોય તો નીચેનો લેખ એલતાગીની પોર ઉપર લખજો:—

માહરા બાંપના ગુનાહને લીધે આ દુખી જીનદગી મહને મળીછે અને માહરા પોતાના ગુનાહોને લીધે હું મારી ઓલાદને તેના વારશો આપી જાઉંછું.—એજ અરજ.

---

# અબલાઓનાં ભુલ ભરેલા વીચાર માટે મુગા કાકાનો બલાપો. *

Light minds are pleased with trifles.
OVID.

ઘણું કરીને ઓરતો જે ચીજમા ખરૂં શુખ સમજવાની ભુલ કરેછે, તેજ ચીજ પોતાની અગણીત ખરાબીઓને લીધે સદા મને દુખી કરેછે; અને એ બાબદ ઉપર હું લાંબો વખત થયે મારા નાકેશ વીચાર જણાવવાને ધારતો હતો તેટલામા એક દીવસે આપણાં "બેનડ-શ્ટેન્ડ" ઉપર દીઠેલા દેખાવથી આજે તે બીના બંધ બેસતી રીતે હાથ ધરવાને મને ઠીક તક મળીછે.

વજંતરના શુંદર સરોદ, ગોલાબી બાળકોનાં નીર્દોશ ગેલ ખેલ, અને એશકી જુવાનીઆઓની મરોરદાર ચાલ ઉપર એક દીવસે છક થઇ મારા શરેશતા મુજબ દરીઆપ્રત કરતો હુ ઉપલી જગા ઉપર ઉભેલો હતો તેટલામા એક ભપકાદાર બે ઘોડાની શુંદર ગ્રુમમા બેઠેલી એક નોજુવાન અબલા તરફ મારા મીતર મધપુડાજી એ મારી નજર ફેરવી. તેણી હીરા અને મોતીઓમા તદન મઢી લીધેલી હતી, ને છતા તેણીનો ચેહેરો તદન ફીક્કો અને ઉદાશ દીસતો હતો. અંદર બેઠેલી તમાંમ ઠાઠમાઠ વાલી તે નોજુવાન સ્ત્રીના કરતાં કોચબાકપર બેઠેલો કોચમેન અને ઘોડા આગલ ઉભેલા શુંદર પટીદાર દગલા પાટલુનમા બીગજી રહેલા ઘોડાવાલાઓ વધારે શુખી અને શંતોશી દીસતા હતા. ઘોડા પણ જકજક કરતા રૂપેરી "બકલ" સાથનાં ચકચકીત વારનીસના "હારનીશ"

* જોવો ધી સ્પેકટેટર નાં૦ ૨૫.

માં પુર મગરૂરી અને ખુશાલીમાં પોતાની ગરદનોને મરોર આપતા નાચી રહેલા હતા.

આટલા દમામમાં ખીશાજમાર ભાયગ શાલી સ્ત્રી કોણ હતી ! મારા મીત્ર મધ-પુકાજીનાં જણાવા મુજબ તેણીનું નાંમ સોબાબાઇ હતું, જેણીએ આ દુનીઆંમાં પોતા તરફથી એક દલગીરી ભરેલી કાંહાં-નીને જનમ આપેલો છે. તેણીની ઉપર એક આબરૂદાર ખાંનદાંનનો અને સારી રીતે કેલવાએલો નોજુવાંન મરદ લાંબો વખત થયો આશક પડયો હતો, અને પરથમ તેણી સાથલીં પીછાંન અને દોશતી થી સરવે કોઇ ધારતા હતા કે છેલે મર-વાલે તેવાજ એક બીજાં સાથ લગનનાં પવીતર ગાંથથી જોડાશે. પણ અફશોશ ! તેટલાંમાં એક સાહાઠ વરશનાં તવંગર મરદે તેણીનાં હાથની માંગણી કીધી અને તેણીએ તે મરદનાં ગાડી ઘોડા, વાડી બંગલા, અને જર ઝવેરાત ઉપર લોભાઇ નજલા અને સંઘોવાનાં સદાનાં ઘેકારનો હાથ કબુલ રાખ્યો. પણ તયાર પછી તેણીએ કોઇ પણ દીવસ ખરૂં શુખમાં કાહાડીયો નહી. મેં જે ઠાઠમાઠમાં તેણીને દીઠી હતી તે માંતર તેણીનાં તુટેલાં દીલપર એક જાતનો ગોયા પરદો હતો. તેણીનાં દુખ ઉપર બાહેરનો ભપકો ગોયા એક જાતનું ઢાંકન હતું. કેમકે ઉપલા બના-વને બે માસ થયા નહી તેટલાં તો તે બીચારીને મોહોટી મીજલસ અને લાં-મબી પાર્ટીઓનાં ગંભીર ઠાઠમાઠ સાથ દુખમે સહડાવામાં આવી હતી. આ રીતે લોભને વશ થયલી એક નોજુવાંન અબ-લાનો પોતાના ખરા આશકને તજી દઇ, નાલાયક આશકને કબુલ રાખવાની મુર-ખાઇમાં ન ધારેલો અંત આવેલો હતો.

ઓરત જાતનાં આ રીતનાં નહી સમજ પડે એવા શોખ ઉપર હું વારણવાર વીચાર કરતાં ગુંચવાઇ જાઉંછું. દરેક તકલીદી અને બાહેરથી હાલી દેખાંમની ચીજો ઉપર તેઓ એટલી જલદથી કેમ લલચાઇ જાયછે તેની મને સમજ પડતી નથી, અને આ રીતનાં લેહેરી અને છાલકા શોખને ખાતર તેઓને કેહેવી અગણીત પીડાઓ ખમવી પડેછે તેનો શું તેવોને પોતાને કશો વીચાર આવતો નહશે ? હું એક બીજી સ્ત્રીને પીછાંનુંછું કે જેણીનો હાથ મેલવવાને કેટલાક આબરૂ-દાર જુવાંનીઆઓ તલપી રહયા હતા, પણ લાંબો વખતપેર તેવો સરવેને એક સરખી રીતે હશાવીયાથી તેવા મહીના એક છપણે ઓરત જાતના તકલીદા શોખની માહેતગારી ઉપરથી પોતાની ગાડી ઘોડામાં એકદમ મોહોલો ફેરફાર કરી નાખ્યાથી બીજેજ અઠવાડીએ તે ભાયગશાલી મરદ તેણીનો ધણી થવામાં ફતે પાંમયો.

ઓરતોની સાધારણ વાતચીતમાં પણ એજ તકલીદી શોખ પ્રગટ પડી આવતો તમો જોશો. કોઇ નવાં પરણેલાં જોડાંની વાત કરતાં તરત તેવો બોલશે કે "બાવાએ આપેલા ગાડી ઘોડા, વાડી બંગલા સહુછે અને તેણીને હાથ લાગતા ઉપરથી મરૂં કે તેનો સતની શુખી શુખીઆરો થઇ રહો!" જાણે વાડી બંગલા અને ગાડી ઘોડામાંજ ઓરતોનું ખરૂં શુખ સમાયલું હોય ? કોઇ પોશાકની વાત ચાલતાં તરત તેવો તેણીનાં પોશાકનું વરણન કરવા મંડી જશે. તેણીની શુંદર સારી અને પોલકા ઉપરથી તેવો તેણીને બેહદ શુખી બીચા-રશે. શીઆલગરી, રીઆદી, અથવા નવ-જોત વેલાનો ઠાઠમાઠ અને ખાંણી પીણી તેવાં માટે વરશ સુધીનું વાતચીતનું એક મુખ્ય સાધન થઇ પડશે. શુખલીબાઇનો હીરાનો હાર, ડોલીબાઇની મોતીની માલા, પીલીબાઇની માંણકની વીંટી, અને ગોટી-બાઇની ખીલીઆંનની બાંગડી ઉપર તારી-

કના બાકા ફુકતા સદા તમો તેઓને સમજશો. ટુકમા પોતાને તેમજ પારકાને ઉપયોગી થઈ પડે, એવા મગજના ભાગ અસુથતને બદલે આ રીતના તકલીફ દેખાવ અને ઠાલી શોખ ઉપર તેઓને મરી ફીરતા જોઇ કોપો દાનાન સખશ તેઓની આવી માઠી સ્થીતી માટે અફશોશ નહી કરશે? આવી રીતના નાલાયક શોખમા ઉછરેલી કોઈ પણ કુમારીકા એક સગ્ગ્ર કાપના દગના પાટલુન ઉપર ફરી પડવાની ધાસતીમા રહેછે કેટલીક વેલા રેશમી મોજાની એક જોરી ખાતર આ રીતના છાલકા ઇજ્જતવાલી કુમારીકાઓની પાક દામન જોખમમા આવી પડેછે. ટુકમા અધુરી કેલવણી અને છાલકા મગજની તારીની ખાખી માટે તરેહવાર રંગની પટીઓ, શુના રૂપાની ફીટો, અને બાહેરથી શુદર પણ તકલીફી પોશાગ બસ થાયછે, અને કેટલીક વેલા બિજા ફરીને અને કનાટમા ,કલાર સ્ત્રીઓ પોશાગ અને ઘરેણાના તલેશમ આગલ નરમ માખન જેવી બની જાયછે

એકાંત વાસની ખાસીએતમા ખરૂં શુખ સમાયવુ હોયછે અને તે શુખ ભપકા અને પોગાત સાથ દુશમની ધરાવેછે પોતાના અંતકરણના શતોશ અને થોડીક સમજુ સહીઓની વાત ચીતમા ખરૂ શુખ હસતી ભોગવેછે. મેદાનો, ફુવારાઓ ઝાડોની શુદર હગ, અને એનાજ પ્રકરતી હલીઆરી વાના એકાંતવાશમા ફરવા હરવાથી ખરૂ શુખ મેલવી શકાયછે એથી ઉલટીજ રીતે શુખનો ખોટો વીચાર ધરાવનારી અબલાઓ મોહરા ટોલામા ધકેના ખાઇ દુનીઆની નજર પોતા તરફ ખેચવાને પસંદ કરેછે અંતકરણ જેવુ તેઓમા કશુ ન હોવાથી તેઓ પોતા તરફની ખુશી અને શંતોશને બદલે પારકાઓ તરફની ટીક અને ખુશામતમા ખરૂ શુખ માનેછે. નાટકો, જલશાઓ, અને જાહેર મેલાવડાઓમા ભટકવામા તેઓ ખરૂં શુખ ગણેછે અને તેઓ ઉપર પારકા મરેદા જયા સુધી ટીકે નહી ત્યા સુધી તેઓ પોતાની જીદગી નકામી માનેછે.

બીહામાઓ એક ઉચા ખાનદાનની નારછે, જેણી પોતાની જીદગીનો ધણો ખરો વખત પોતાના વજીફામા એકાતપણે ફરવા હરવામા ગુજારેછે, તેણીનો ખાનદ જે તેણીનો સતનો મીતર અને વાહાલો સાથીછે તે તેણીને જોરાથી પીછાનેછે, ત દાગથી ખરા પવીતર પીઆરથી ચાહેછે. બેહુ ઘણા નેકછે, બેહુ ઘણા સમજુછે, બેહુ એક બીજા તરફ એક સરખુ માન ધરાવેછે, અને બેહુમા એક બીજાનું સદાનુ શુખ સમાયલુ છે. તેઓનું કુટુબ ગોયા એક નાહાનું પ્રજાસતાક રાજયછે, જયા દરેક ચોજ નીયમીત રીતે કરવામા આવેછે. ઓઢાની બંદગી, ખાણી પીણી, ઘર સનસારી કામકાજ, આશાએસ, અને મોજ મહજાના ચોકસ વખતો નેમેલા હોયછે તેઓ વધારે હરખથી તાછા સાથે મલવાના વીચારે થોડો થોડો વાર પોતાની થોડીજ પણ શીઆણી સહીઓ અથવા મીતરોને મલવા જાયછે માણસના શુખને ફેરફાર અકશીર હોવાથી તેઓ પેતનો વજીફો છોડી થોડાક દીવસ શેહેરમા આવી વલી વધારે ઊલટમંદ રીતે પોતાના વજીફામા પાછા પધારેછે આ રીતે તેઓ એક બીજાના શુખમા શુખીછે, તેમના બચ્ચા તેમને ચાહેછે, તેમના નોકરો તેઓ ઉપર પોતાના પ્રાણ કાહાડી આપેછે, અને જે વો તેમને પીછાનેછે તેમની ભ.ખાઈ અથવા ખુશાલીના તેઓ કારણ થઇ પડેછે

બીજા હાથ ઉપર હીરામાઓના શોખ ઓરજ તરાહનાછે તેવણ પોતાના ધણીને ઘરના વડા કારભારી તરીકે ગણેછે, અને શનશારી ઘરખટલાના કામકાજ તર-

૫ ધીક્કારથી જોઈ, તેમણે નીચ અને હલકી સ્ત્રીઓને છાજતાં ગણેછે. કુટુંબના કામકાજમાં રોકાઈ રેહેવું તે તેવણને ગનશ જીંદગી ગુમાવી દેવા બરાબરછે. અને નાટકશાલા, તમાશા, જાતરા, અથવા જાહેર મેલાવડાઓથી બાનલ થવું તે ગોયા જીંદગીથી બાતલ થવા બરાબર તેવણ ગણેછે. તેવણનું શરીર જેમ ઢંકેલા પછાડા ખાતું જણાયછે તેમજ તેવણનાં વીચારો પણ સદા ડાંમાંડોલ અને ચકભમ રેહેછે. એક વાહાલાં ફરજંદનાં મોત કરતાં પેહેલી રાતે નહી જોવાયલા એક નવા નાટકથી તેવણ વધારે દુખી થાયછે." આ મરીઆદા જાલવનારી દરેક શંશાર ઉપયોગી નારની તેણી દયા ખાયછે, અને દરેક શીઆણી સમજુ તથા શાંત રીતે જીંદગી ગુજારનારી અબલાને તેણી અમણ જંગલી, અને વગર શુધરેલી વીચારેછે. પણ એ રીતનાં ભુલાવામાં પડેલી કમ સમજ નારોને થોડીજ ખબરછે કે જેમ જેમ તેવો લોકોની નજર એંચવાની ચુકની કરેછે તેમ તેમ તેવો સમજુ લોકોનાં ધીટ્કાર, શંક અને એકમારગી લોકોની નાપસંદગી અને બદખાશીએતવાલા લોકોની હશી, અપમાન, અને બુરી નજરને આધીન થાયછે. નજીવી અને પોદલ ચીજો પર લોભાઈ જતાં કેટલી અબલાઓએ પોતાના ભનીશના ખાવીંદો ખોઈ દીધાછે તેની પણ તેઓને થોડીજ ખબરછે. વગર જરૂરની નજીવી પણ દેખાવની ચીજ ખરીદવાના શોખ ખાતર અદરાઈ ચુકેલો શાવકશા પોતાની શુંદર શીરીન ઉપરથી હાથ ઉઠાવેછે; ખોટી લાકીન અથવા મીનનાં માનો તરફની ન છાજતી કાલજી ખાતર ગરીબ બીચારો શોહેરાબશાહ નાંદાંન શુનામાએ ઉપરથી પોતાનું દીલ ઉતારી નાખેછે, અને એ પ્રમાણે રાત દીસ હજારો દાખલા બનેછે તોપણ કેહેવી દલગીરીની વાતછે કે નાજુક અબલાઓ એ રીતના નજીવા શોખ ખાતરની પોતાની નાંજુકી હજી છોડતી નથી. ખાવંદનો પીઆર, ખાવંદનો વીશવાશ, ખાવંદની પસંદગી, અને ખાવંદ તરફનાં ઊનચ્ચે મતમાં સ્ત્રીઓનું મોહોટામાં મોહોટું સુખ છે, બલકે તેમાંજ તેવોનું ખરૂં જીગતર છે, તે છતાં નજીવાં કારણસર આ રીતનું પવીતર સુખ, ખોદાઈ સુખ, શરવે કીશમનાં શુખોપર શરદારી ભોગવનારૂં શુખ ખોઇ દેનાર સ્ત્રી કેહેવી કંમ અકલ, કેહેવી હુસર, કેહેવી દલદર, અને કેહેવી દુશત હોવી જોઇએ ?

- "છાલકાં મગજો નીરજીવ ચીજો પર ખુશ થઇ જાએછે," તેનો એક પુરાંનો દાખલો લાતીન કવિ "વરજીલ"નાં કીમતી લખાન મધેથી આપી હવે હું આ બીનાં ખતમ કરશ, અને આશા રાખશ કે શુંદર અબલાઓની ભેરખાઇમાં મેં જેબી કાંઇ લખ્યું છે તે ઉપર ધીરજથી દરીઆફત કરી મુજ ઉપર કરોધમાન થવાને બદલે પોતાને લાગુ પડતી ફરીઆદો દુર કરવાની ચર્ચાંની ઓરતોને છાજતી તેવો કોશેશ કરશે, જેથી પાંચ હજાર અને દશ હજારની અનઘટતી લાલચ વગર, માંબાપને માંથે પડેલી અને પરનવાની ઉતાવલમાં આવેલી મોહોટી ઉમરની શેંહકડો કુમારીકાઓ શોહેજવારમાં ઠેકાણે પડી જશે. "કેમીલા" નાંમની એક લડાએક સ્ત્રીનું વરણન આપતાં નાંમાંકીત શાહેર વરજીલ કહેછે કે તેણીએ "લોજનો" શાથની લડાઇમાં બાહાદુરીથી લડી શેંહકડો દુશમનોને ચાર કીધા હતા, તેટલામા કમનશીબે શુંનદર પોશાગમાં બીરાજી રહેલા એક દુશમન ઉપર તેણીની નજર પડી, અને તેની શુનેરી કોહોલા, શુનેરી બખતર, અને શુનેરી ઢાલ સાથનાં તમાંમ શુનેરી પોશાગ ઉપર લોભાઇ જઇ તેણીએ પોતાનું ઓરતપણું જાહેર કીધું અને શેહેજ વારમાં પોતાની આગલી બાહાદુરીને વીસારી મુકી તેજ લડવઇઆને હાથ ઠાર થઈ ગઇ.

---

## ઉનાલાની સહવાર.

(જોન ક્લેર ઉપરથી.)

મરઘો પોકારેછે ખામની વધાઇ,
ને તરતનો ઉગેલો બીહકણ સુરજ
શરમાતો વાદલમાં ચીમાતો નોયછ.
ભરવાડ વાંસલી પર મધુર હલક
વજાડી કાહડયાંછે ગોધણ'દો બહાર;
ઊંઘરેતો ગાંમડિયો લેયછે વલણ,
ને ચહડેછે સહવારની ધુમ્મસ-કઢણ;
ઘાસ અને ફુલોથી તાપકતો દવ,
સુકડા તેના ચીંથરામલા જોડા ઉપર.
કરે છે પાણીનો તાજો છતકાર.
છાયાને નાખનારૂં પાતરૂં દરેક
નાજુકીથી દાહલીપર ધુજતું દેખાયછ;
પાંદડીઓ ફુલોની રેશમ સમાન,
ફુલોની સાથે લેયછ હેલ ઝોલાન;
ધુજીને ઘાસ નીચે ઝોંકાઓ ખાયછ,
લટકાવી તન ઉપર મોતીઓઃદવ,
મોતી જે થઈજશે લેહજામાં ગુમ;
કારણ કે સુર્યનો ગોલેર રતાસ—
ને પાંથરતો વાદલમાં ચહડયો ઊંચાન,
પાહડોનાં મસ્તકપર કરતો મહેક,
મિનાર-તોચે આપતો સુવર્ણ-ઝલક.
મિઠાસવાલો છે કેવો સહવાર-પવન,
ધીમી આંચે આવીને મલતો બદન;
દરખતોના છાંયામાં લંબાવી તન,
જોવાને કુદરતના ખોહલા આ રંગ,
ઉછલેછે જીગર, ને ધરકેછે મન.
ઊઘાડી આ કુદરતની ખોહલી કેતાબ,
અવલોકનથી વાંચીને તેનો ઉજાસ
મેલવવાને તલપેછે માહરૂં જીગર,
કુદરત જયારે આપણના ફાયદાને કાજ
ઓલેછે પોતાના ખોહલા દેખાવઃ
ભાત ભાત તરેહો ને ભાત ભાત જમાવ,
ખીલતી સહવાર સાથના રંગીત દેખાવ,
ઘડી ઘડી જેઓના ફરતા આકાર
દેખાડે કંઈ ઓર રીતનો મોભો તેકાવ.

મેદાનોના સેરડા*માં હવે પગાર
કરવાને થાયછ માહરાં તનને ઉલટ;
પડપોછ્, ફેંકેલા જમીનપર ઝલકતો દવ,
કરતો (જયાંહ પોછ ત્યાંહ) રતન-જડત
સુગંધી ઘાસોમાં ઉતરીને જે,
સુગંધી બનતો, સુગંધીને બહાર
ફેલાવતો જમીનપર તપકઇ પડેછે.
સાંભલું હવે ગંધલ†નો ધુંધું અવાજ,
તાણું તેનાં ભુંગરથી નિકલતો બહાર
નજદીક માહરી કોકુદરી‡ કરતી કલોલ,
ઝલી જેવા પગોપર ચોહરૂં બદન
લેઇને તલાવ તલિયે ઉભેલી છે.
થોડોજ વાર અગાઉ તે કનસલાં માહે
દતાયલી દેખાતી અરધી અરધ;
આવી હવે ઉડતી તે તલાવ તરફ,
કનસોનાં એતરાંઓ કરતી તરફ.

જ. ન. પી.

---

* સેરડા—પગ-રસ્તા.
† ગંધલ—ભમરાને મલતું એક જીનું જાનવર.
‡ કોકુદરી—મગ્ધીના જેટલાં કદનું એક પખેરૂં.

---

# પણ એમ કાંએ ? એમ કાંએ ?



From commerce and enterprise the Parsee community has been drifting to dependance and service, from reliance on self to reliance on family and friends.—J. D. Khandalewala

આપણા કેલવાએલા જુવાંનીઆઓના "સુધીય મંદલ" મધેથી જે નવા નવા એરેઓ બાહેર પોડે છે તેવો શાથ હમારા દાનેશમંદ વાંચનારને પીછાંન કરાવવાં હમુંને પુશકલ ખુશાલી ઉપજેછે. હીંદુસતાનનાં કલીયાંન અરથે ઉભી થએલી "ધી નેશનલ ઇનડીઅન એશોશીએશન" નાંમની લાંમપો વખત થયો શારી રીતે જાંણીતી થએલી મંડલીનું માશીક ઇંગ્રેજી ચોપાંન્યું ઘણાક જેહેનનાં જુવાંનીઆઓને મેદાંન પાડવાને એક શરણ હથીઆર થઇ પડીયું છે, અને તેનો લાભ લેનાર આપણાં જાંણીતા રતનાંગર, મલબારી, અને જીનવાલાની શંખમાં મીઠ જમશેદજી દેરાબજી ખનદાલેવાલાને ખીરાજતા જોઇ હમો જેટલા ખુશી છઇએ તેટલી તેવણે હાથ ધરેલી પારશીઓને અતી અગતની જે બાબદ ઉપર છટાદાર લખાંણ લખાંયું છે તે બાબદ ઉપકી લેવા માટે હમો શાથ પારશીઓની આખી કોમ તેમને આભારી થવી જોઇએ..

મી. ખનદાલેવાલા કહેછે કે "પારશીની કોમ, વેપાર અને શાહારીકપણું મધેથી આવતે આવતે નોકરી અને પરતંત્ર હાલતમાં આવતી જાએછે, અને પોતાપર આધાર રાખવાને બદલે પારશીઓ સગાં

વાહાણાં અને મીલો પર આધાર રાખતા જાએછે. આગલ તેવો જંગલના લાકડાં વાહાડતા તથા તાડી છેજતા હતા. અંગરેજ શરકારની શાહેતા હેઠળ તેમનો આગલો શાહાશીક ખવાશ ઉભરી આવ્યો, અને તેવો થોડા વખતમાં તમામ દેશી કોમોમાં આગેવાની લેતા જણાયા. ત્યાર પછી તેવોમા "યોરોપીઅન" ધપની કેળવણીના પ્રશાગથી શારી આશા ઉત્પન થઇ હતી. પણ તે મોટી મોટી આશાઓ ધુલ મલીછે તેવો દાહાડે દાહાડે પારકી કોમોની નજરમાં કાઇ પણ શક વગર હલકા પડતા જાએ છે. તેના કારણ ગમે તે હોએ પણ ભટકતા નાતરી અને જીવ વગરની હરીફાઇવાલા પનતુજી શીવાએ સ્વતંત્ર પણે કોઇ પણ માહાભારત કામ ઉઠાવી લેવાને તેવો અશક્ત થતા જાએછે. શરકારી નોકરી મેલવવામા તેવો પોતાની જીંદગીની કૃતે વીચારેછે. શરકારી હાફીશ માં એક ખુરસી અને તેબલ મેલવવામાં જે પ્રજા જીનદગીનાં મોટામા મોટી કૃતે શમજે તે પ્રજા કોઇબી કાલે ગજદુવારી બાબદમા ઉનચે ચહડનાર નથી."

"વલી ઘણું શાએછે તો વધુ, કાએદા અને ઇજનેરી કામ ઉપર તેવો મંડે છે કેમકે જુવાન એશરી અબલાઓ ઘણુ કરીને એવો મધીથાજ પોતાનાં ધણી પસંદ કરેછે. કાએદા અને વઇદાની પરીકશા પશાર કરવા પછી પણ શરકાર તરફથી જોવામા આવે છે, પણ શરકાર તે શંધાનો કેમ બચાવ કરી શકે? લોકો માને છે કે હાજત કરતા દાકતરો અને વકીલ બારીશતરો વધી ગયા છે અને તોપણ આપણે શું જોઇએ છીએ? પારશી વેપારીઓ, દુકાનદારો, કારીગરો અને કનતરાકતરોનાં બેટાઓ એક ચેટકની માફક પોતાના કમાઉ બાપ દાદાના વીકતા ધંનધા છોડી વકીલ બીશતર થવા દોડી જાએ છે. યુરોપ જનાગ દજનોથી ગણાતા પારશીઓ મધેથી એવો કોઇ મલી આવતો નથી કે જે વેપારનાં શાહાશીકપણા અથવા તરેહવાર હુનરોનું જ્ઞાન મેળવવાને જતો હોએ.

"દેશના ગુપતપડેલા ખજનાને અજવાલામા લાવવાની એવા માણશોથી કેમ આશા રખાએ? દેશ તથા ભાષાનાં અજ્ઞાનપણાં શામે લડી, તરેહવાર અડચણો વીતાડી, ચાહા, કાફી, અને ગુલી ઉઘાડનાર તરીકે ફાવી, નવી નવી કારીગરીને જનમ આપી, ફતેહમંદ વેપારી તરીકે ગણાવાનું તો કેવું વધારે ભાગ્યશાલી યુરોપીઅનોને માટે છે. ચાલીશથી પંચાશ રૂપીઆની શરકારી જે નોકરી માટે ઉનચામા ઉનચા પારશી કુટુંબના છોકરાઓ ધકેલા ખાતા હશે, તેજ નોકરી ઉપર ઉપલો યુરોપીઅન ધીક્કારથી જોશે. આવા આજના પારશીના છોકરાઓ છે કે જેઓના બાપદાદા વીસ વરશની વાત પર પોતાની હાશીશો ચલાવતા અને પોતાનાં ફરજંદોના હાલના પગાર કરતાં વધારે મુશાગનાં મેહેતાઓ રાખતા. કાએદા અને વઇદાંને હલકા પાડવાની હમારી નીશ્ચા નથી; પણ જેવોએ ભવીસની સારી આશા આપેલી તેઓ મધેથી માંખ માર કાએદા શાહાસ્ત્રોઓ, લેભાગુ તબીબો, શક ભરેલા શરજનો, કલમ દોડાવનારાઓની ફોજની ફોજ, અને કોઇ કોઇ વેલા "બા બુ પા" જેના લખાણવાળા ગ્રંથકારો મલી આવે ત્યારે જરૂર તે કોમની પડતી શરત કરી માનવી. આ પ્રમાણે જો ચાલુ રેહેશે તો એક વેળાના શાહાશીક ફીરંગીઓની આજે જે દશા થઇ છે તેજ દશા જરૂર કરીને પારશીઓની પણ થવાની અને જેમ યુરેશનો શરકારને માથે પડવાનો દાવો કરે છે તેમજ પારશીઓ માટે પણ બનશે.

"૧૮૬૬ના શટાની ખરાબી પછી પારશીઓએ પાછા ઉભા થવાની ફરી કોશિશ

કીધી નથી. લોકો બોલેછે કે નોકરીમાં લવાજમ ચોકશ અને શલામત છે પણ શું તેઓ જાણેછે કે તેજ નોકરીમાં ગોલાંમગીરી ને પરતંત્ર હાલત પણ ચોકશજ છે ?

“લોકો અંગ્રેજી ભણે છે અને લાતીન શીખેછે. કેટલાકો અશલજુબાંનમાં વરજીલ અને શીશરો વાંચી શકે છે, પણ કશા લાભ વગર એવા અભ્યાસ ઉપર તેઓ પોતાની તનદરોશતીનો ભોગ આપે છે. શરકારી મોટી મોટી નોકરીઓ તો તેઓ સાંમે બંધ છે પણ જો તે ઉઘડેબી તેથી શું તેઓ શરવેનો તેમાં દાગ લાગવાનો છે ? લોકો કહે છે કે હરીફાઇથી વેપાર ધમધામાં જાહાંનો જીવ રેહો નથી તો શું તબીબ અને કાએદા શાસ્ત્રી બનવામાં સારી કમાણી છે ? શું તેઓ પણ જરૂર કરતાં વધી ગયા છે એવી ફરીઆદ આપણે દરરોજ શમજતા નથી ? અને તોપણ આપણે શું જોઇએ છે ? પારશીઓનાં ટોળે ટોળાં ઉપલા ઉનત્ના ધંધાને અતેરૂ કરી વગર ભણેલાઓની નજરમાં હલકા પાડે છે. સ્વતંત્ર ધંધો કરનારા પારશીઓ છે પણ તેઓ દાહાડે દાહાડે ઓછા થતા જાએ છે. કેમકે તેઓ જુની ધપના જોરા પેહેડે છે, અને દરિયે કિનારે ભાકતી કરે છે. એ સરવે રીતભાત તેમનાં શીખેલા બેટાને જેમ ના પસંદ લાગે છે તેમજ તેવણનાં ધનધા ઉપરથી તેનું મન ઉતરી જાયછે. જો તેનાથી વકીલ કે દાકટર થવાતું નથી તો પછી કોઇ વેપારી કે વકીલને ત્યાં મેહેતાગીરી કરવા તઇયાર થાએ છે. પગાર ગમે તેટલો થોડો મલેછે તો તેની ચિંતા નહીં કેમકે સ્વતંત્ર ધંધા મધેથી બાપે બેટાને માટે કાંઇપણ સંગ્રેલુ હોએછે.

“જોવો આપણીજ આજુબાજુ બોજાઓ ભાઠીઆઓ અને મેમાંનો કેવા ખીલી નીકલ્યા છે. તેઓ મધેનાં એકને પણ તમો શરકારી નોકરીમાં જોશો નહીં. તેઓ ગોથા ચલાકાનો તમાંમ રોજગાર એક હાથ કરી બેઠા હોએ એમ લાગે છે. ભાઠીઆ અને બોજાજેવા નસીબના વહાલા બેટાઓને ફકત ગાડી ઘોડે ફરતા જોઇ લોકો બોલેછે કે “આ લોકો પૈસા મેલવવાનો હુનર કેવી સરસ રીતે જાણે છે. તેઓ જનમથીજ વેપારી છે.” અરે વીશથી ત્રીશ વર્ષનો વાત ઉપર ચીન શાથનો તમાંમ વેપાર પારશીઓનેજ હાથ હતો. ચીન બાતે જતાં વેપારનાં તમામ બારકસોના તેઓજ માલેક હતા. દેશીઓમાં સઘર પેહેલી તેઓએજ યુરોપમાં પેહેડીઓ ઉઘાડી હતી. હીંદુસ્તાનમાં કાપડનો ધંધો તેઓએજ દાખલ કીધો હતો. બેંકો અને મોટી મોટી કંપનીઓ ઉભી કરી તેમના દાએરેકટર અને કરતા કારવતા તેઓજ પેહેલ વેહેલા હતા. યુરોપ, ચીન, અરબસ્તાન, ઇરાંની આખાત, અને આફ્રિકાના જુદા જુદા બાગોપર પેહેલ વેહેલી મુશાફરી કરનાર પણ તેઓજ હતા. તે વેલા મુશાફરી બીકટ હતી, હાલના જેવી શગવડ કશી ન હતી, તે છતાં તેઓએ આટલું બજાવ્યું છે. પણ ત્યારપછી કેટલો ફેરફાર ? છેલ્લા શરકારી રોપોર્ત ઉપરથી ખુલ્લી રીતે જણાએ છે કે વેપારી તરીકે પારશીઓ ઘણા ખરા નાબુદ થયા છે.

“આગલ પારશીઓની મોટી મોટી પેહેડીઓ ધીકતી હતી. તેમની આંટ ઘણી સરસ હતી. વેપારમાં કોઇ વેળા ખોટ આવી પડે પણ તેમતો સુધરેલી પ્રજાના દરેક ખાતામા બને છે. વિદ્યા અને ચોકસ થએલા નીયમો પ્રમાણે વેપાર કરવામાં પુરે પુરો હાંસલ હોએ છે. પ્રમાણીકપણે કીધેલો ઉદીઓગ કોઇ કાળે પણ લાએક બદલા વગર ફોકટ જતો નથી. આપણાં માજી ગવરનર સર બારટલ ફ્રિઅર હીંદુસ્તાનના વેપારીઓનું આફ્રિકા તરફ ધીઆંન ખેંચી એક વેળા તાજુબી બતાવી હતી કે તે તરફ જ્યારે કછીઓ ઠીક તગડા મારતા ત્યારે

અશલી પારશી મીતરો તેના દીશામાં ...ને હતા. આવી રીતની હશકેરણી છતા પારશીઓએ તે તરફ કશું ધ્યાન લગાડયું નથી, અને દરરોજ વધારે ને વધારે ગોલામગીરીની પારકે આધારે જીંદગી ગુજારવાની દુખંદાએક હાલતમાં તેઓ આવતા જાએછે" મી૦ બનદાસેવાલાના કીંમતી લખાણમાંથી હમોએ ટુકમા કાઇક તાત પ્રીય આપવાની આ નબલી કોશિશ કીધી છે અને તે સર્વ વીચારો હમો અતી ઘણા દુખ શાથ સ્વીકારીએ છીએ. અરે પારશીઓ એ તમારી શી દશા? કયા ગયો તમારો અશલી દોર અને દમામ? શું તમો ઓટી ખુસામતે છકી ગયા નથો? દેશીઓમાં તમો સર્વથી શાહાસીક ગણાતા હતા—પણ હવે તમારૂં તે શાહાસીકપણું કયા રહ્યું? દોલત શગરવામા તો તમો ઉસતાદ ગણાતા હતા—હવે તે ઉશતાદગીરી કેમ ગુમ થઇ? ઉદીયોગ—જાતી ચંચળાઇ ભરેલા સ્વતંત્ર ઉદીઓગ—માટે તમો પકાતા હતા—તેજ ચંચળાઇ ભરેલો સ્વતંત્ર ઉદીઓગ કેમ નાબુદ થયો? નેહેરત દલદેશગી ને નોકરી જેવા ગોલામી વહીતગને આધીન થવાને કેમ તમો લલચાયો છો? પારશીઓ! પારશીઓ! એમ કાંએ? પણ એમ કાંએ?

---

ખાવો, પીવો, અને મોજ મજાહા કરો.—પલુતારક નામનો અશલી તવારીખનવેશ કહેછે કે મીશરદેશમા જયારે મોટા જમન થતા ત્યારે ખાતી વેલા એક નોકર પોતાના હાથમા એક હાડપનજર દેખડાવી બુલંદ અવાજે બોલતો કે "ખાવો પીવો અને મોજ મજાહા કરો, કેમકે કાલેતો તમો મરણ પાંમશો." આ વાતને હીરોદોતશ ટેકો આપી જણાવે છે કે તે હાડપનજર અટાર ઇંચ લામબા લાકડાનું બનાવવામા આવતું હતું.

# લગનના કાયદા તથા રૂઢીઓ.

(ગયા વરશના ડીશેમબર માશને પાને ૨૯૦ થી ચાલણુ.)

---

પારશીઓમા થોડુંક થયું જે બુગ રેવાજે રશતે રશતે જડ ઘાલી છે અને જે વધતો જાઇ બગાબાના બીજ રોપતો જાય છે તે ઉપર હવે લખનાર આપણું ધ્યાન ખેંચેછે અને હમો પણ હમારા વાચનારઓનું ધ્યાન ખશુશ તે ઉપર ખેંચવા માગીએ છીએ. તે રેવાજ આજના ગંડાયલા (પારશી) મરદોએ પુનર લગણ કરી વીધવા શાથે જોડાવાનો નહીં પણ નવા લગન કરી કુમારીકા શાથે પરણવાનો છે. આજે પોતાની મોહરદાર ઓહનાર એક શક્ષ મગર તે બે ચાર છોકરનો બાન કાય નહીં હોય તોપણ ફરીને પરણવા નીકલતી વેલાએ કોઇ જુવાન અને કુમારી સ્રીની શોધમાં ફરશે. એથી બનેછ એમ કે જે જંગલી રેવાજ માટે આજે આપણે હીંદુઓની હશી કરીએ છીએ તેજ રેવાજ આસ્તે આસ્તે બેમાલુમ આપણે આપણ પોતા વચેજ પશરવા દઇજીએ છીએ. આપ્રમાણે બીચારી નીરદોશ વીધવાઓ શામને પુનર લગણના બારણાંજ બંધ થાય એ બચીત ખેદકારક છે. જો આ રેવાજ વધતોજ ચાલ્યો તો એ ઉપરથી પારશી વીધવાઓનુ ભવીશ હમોને ઘણુજ શીહા અને ભયંકાર દીશે છે અને તે માટે હમો ઇછીએ છીએ કે ઘટતી ચરચાઓ ચાલુ રેહ છેવે, મેજીમેનીઅલ કોર્તના કેટલાક ઓટા ધાગઓ શામે વીચાર આપ્યા બાદ મી૦ ઇછાપુરીઆ પોતાનો ટુંક બીશય શમાત કરે છે. હમો પણ હમારી તપાશ સમાપ્ત કરીએ છીએ પણ તે, આગમજ તેઓની બીજી કોશેશમા ધ્યાનપર લેવા જોગ થોડીક શુચના કરવા માગીએ છીએ.

પેહેલું—ભાશાની શરલતા તથા વાકયોની રચના એ બાબદ ઉપર હમારા ગામડીઆ લખનારે હજી ઘણું શીખવાનું છે. દરેક પાનાં ઉપર દીઠામાં આવે છે કે જે વીચાર એક શરલ વાકયમાં જણાવી શકાય તેજ વીચાર જણાવવાને મી૦ છછાપુરીઆ ત્રણ ચાર વાકયો રોકે છે. તેઓએ જાણવું જોઇએ કે એક લખાણની પ્રતેહ તેની એબારતબંદી ઉપર ઘણો આધાર રાખેછે, જેથી ગમે એવું લુખું લખાણ પણ જો મીઠી અને રશીલી એબારતમાં મેલવામાં આવ્યું હોય છે તો બાજે વખત તેમાં જણાવેલા વીચારો ખાતર • નહીં પણ ખુદ તે એબારત ખાતરજ તે લોકપ્રીય થાઇ પડે છે, ત્યારે બીજા હાથ ઉપર ગમે એવા રંગીન અને કીમતી વીચારો ટીલી એબારતમાં લખાયલા હોવાથી બીન વાંચવે પડી રેહછે.

બીજું—વાકય રચનામાં વધુ ધ્યાન બખશવું જોઇએ છે. મી૦ છછાપુરીઆની વાકય રચના ઘણીજ અધુરી અને બાજે વખત તદન અશુધ છે. દાખલા તરીકે, શાતમે શફે લખવામાં આવ્યું છે કે "જો એક તંદરોશ્ત છોકરાને એક રોગીષ્ટ છોકરી શાથે પરણાવામાં આવે તો તે પરણનારને તેની શોહરદાર તરફની પેહલી ભેટ તરીકે કેટલીક વાર તેણીનો રોગ તેના દીલદારને મલે છે." વ્યાકરણના મૂળતત્વ જાણનાર કોઇ પણ કહી શકશે કે વાકયને છેડે "તેના દીલદારને" એ બોલો તદન બીન અગતના છે એટલુંજ નહીં પણ વાકયને અશુધ બનાવે છે. વલી કેટલેક ઠેકાણે વાકય તદન અધુરા રાખેલા છે, જેમકે ઉપલાજ શફા ઉપર લખાવામાં આવ્યું છે કે "અને તેને માટે એવી ગોઠવણ થવી જોઇએ કે જેમ હમણાં કેટલાંક વરસો થયાં મુંબઇમાં તેમજ કેટલેક ઠેકાણે લગનોની ચોકશ ફી લઇ, તે લગન નોંધવામાં આવે છે, વલી પરણનારની મરજી પુછી તેઓની તેમજ તેઓના વાલીઓની વગેરે સહીઓ લેવામાં અને એ લગણને કાયદાસર ગણવામાં આવે છે." હવે વાંચનાર આ ઉપરથી તરત કહી શકશે કે વાકય અધુરો છે. કારણ કે "જેમ લગણ નોંધવામા આવે છે" તેમ લખનાર શું કરવાની ઇચ્છા રાખે છે તે કાંઇ એ ઉપરથી માલમ પડતું નથી.

છેલ્લે દરેક તકરારી લખાણ કરનારે આ તો ધારેજ રાખવો જોઇએ કે પોતે શું કેહવા માગેછે તે મજબુત સ્થાનમાં રાખી શઘલી દલીલો એવી રીતે લાવવી કે જે તે અશલ તકરારને મજબુતી આપે. આ નીયમ શાચવવામાં જો બેદરકારી રાખી હોયછે તો એવું બનેછે કે તકરારને દરમીઆન એકકથી ઉલટી બાબદો આવી જાયછે અને તે રોયા તે તકરાર કરનારને પોતાનેજ ઓઠા પાડેછે. જેમ ભાશાની બાબદમાં તેમજ તકરારની બાબદમા મી૦ છછાપુરીઆ એક સરખા બેદરકાર દીશેછે. જેમકે, શફે ૩૮ ઉપર જોવામા આવેછે કે "હીંદુસ્તાન જયાં પાંચ પંદર જાતના ધર્મ પાલવામા આવતો હોય તેવા દેશમા એ કોઇની અગત નથી." અને વલી આથી બે લીટી નીચે કેહવામાં આવેછે કે, "મિત્રીમાનીઅલ જેવી કોર્ટની એક ખંડમા તો શું પણ દેશમાં, પ્રાંતમા શેહેરમા તેમજ ગામડાંમા પણ અગતછે." તકરારનું એકકથી ઉલટાપણું કોઇ પણ આ ઉપરથી શમજી લેશે એક ઠેકાણે જયારે લખવામા આવેછે કે 'કોર્ટની અગત નથી, ત્યારે તેની તરતજ નીચે લખવામા આવેછે કે તેની અગતછે.'! આવી રીતથી લખનાર પોતે પોતાનેજ ઓઠા પાડેછે.

---

## શ્રી સંસાર ઉપયોગી રત્ન. *

મી૦ નગીનદાશનું આ એક નાહાનકડું પુસ્તક હમને ગુચવાડાના વમલમા ફશાવી નાખેછે કેમકે તેની સ્તુતી કરવી યા તેની વીરૂધ શખ્ત રીતે ઉતરી પડવુ તેની હમને સમજ પડતી નથી. આ નાહાનકડા ગ્રંથમા સ્તુતી પાત્ર તો બહુએ છે પણ જે થોડુંક લખાણ તેને એબ લગાડે છે તથા જેમના માટે ખાશ કરી એ પુસ્તક નોમીપું છે તેમના હાથમા મુકવાની ભલામણ કરતાં હમને જે ભાગ અટકાવે છે તે ભાગ વિશે કેવા સખુનોથી બોલવું તેની અમને સમજ પડતી નથી. હીંદુ લખનારાઓની તે એક ખાશ એબછે અને અફ્સોસજેવી વાત છેકે મી૦ નગીનદાસે પોતાના અતી કીમતી પુસ્તકને એજ હીંદુ એબોથી નીરાલું રાખ્યું નથી.

નીરદોષ કુમાગીકાઓને સંસારમાં કામ આવે એવા નીતી અને વીવેક શીખાડનારા નાહાનકડા નીબંધોનો આ ગ્રંથ તેની સુંદર પણ શેહેજ હબડી ભાષા, તારીફ લાએક અલંકારોના મોટા જથા અને ઉત્તકૃષ્ટ લાગણીઓના ચાન્યથી જેવી રીતે રચાયોછે તે ખરેજવખાણવાજોગ છે. હમને તેમાથી હમાગ વાચનારની ખાતરોમાટે મોટા ઉતારા કરવાને બહુ મન થાએછે પણ જગ્યાની કોતાઇને લીધે હાલમા થોડાથીજ સંતોષ પામીશું. પ્રથમ તો અગત્યના નીબંધોના થોડાંક નામોજ તાલવી કાઢવાને ઠીક ધારીએ છીએ. ઇશ્વરનોસ્તુતી, વિદ્યા, સાચું બોલવા, સ્વધર્મ,સંગત, હિંમત અને ધીરજ; સ્વામીની સેવા, પતીવ્રતા, કસરત, આલસ, સંપ, સુઘડતાઇ, મધુરતા, નમ્રતા, અદેખાઇ, ક્રોધ ઇતીઆદી વીશય ઉપર ઠીક અશરકારક લખાણ આલ્યુછે, અને તે દરેક મધે શરેરત રત્નોનો કશો ટોટોજ નથી. જુવો નગીનદાશ શેઠ માતા પીતાની ફરજ કેમ શીખાડે છે; "જે માતા પીતા ધનના લોભની ખાતર અથવા કુલીન ઘરની ખાતર, પતી વાશેપ મોટો, વૃદ્ધ અને મુર્ખ જોય અથવા પુત્રી કરતાં વયમાં નહાનો જોય, વલી પુત્રી તરફનો હરેકખાને પૈસો લે, લગન કીધા પછી પુત્રીના પતીની રજા શીવાએ પુત્રીને ઘર રાખે તો તે માતા પીતા આખરે નરકકુંડના અધીકારી થાએછે."

અરે નગીનદાશ શેઠ! તમને નરકકુંડના, કરતા કોઇ બીજો વધારે સ્વચ્છ બોલ ન જડીયો? જયારે આવા બોલથી હમો કાપીએ છીએ ત્યારે તમારી નાહાનકડી અને કોમલ નારોની શી દશા? કદાચ તમારી હીંદવાનાઓને તમો જેવા ગ્રંથકારોને ગલે ઉતારવાની આશરમ હશે, પણ નાં, હમારી પારશન વાચનારી તો આવી ભાશાથી ખરેજ બેહોશ થાએ ઇમા શક ન જાણવો. પણ નાં, હમારે તો મી૦ નગીનદાશના રત્નો તાલવાંછે અને બહુ રત્નોના જથામા કોઇક કાચનાં કટકા ઘુશી જાએતો તીમા શી નવાઇ. જુવો તેવણ પુત્રી માટે શું કહેછે :—

"પુત્રો એ પારકુ ધન છતા જે માતાપીતા તેઉને ઘણો લાડ લડાવી અવીવેકી અને ઘરનાં કામ કાજથી તદન અનજાણ રાખેછે તે પુત્રી મ્હોટી થયા પછી સાસરે પોતાનાં પતીને શું શુખ કદી આપનાર છે?"

વીચાર બહુ મોતેબર છે પણ પ્રશ્નની રચના બહુ કફોડી છે. દેશાતન માટેનો તેમનો વીચાર ખરેજ કોઇ પણ રીતની ખામીથી નીરાલો છે :—

"જે માતાપીતા પોતાના પુત્રને દેશાતન કરાવવામાં હરકત ગણે છે, તે માતા પીતા પોતાનાં પુત્રના શુખનાં શાધનનાં દુશમન

---

* શ્રી સંસાર ઉપયોગી રત્ન, ભાગ ૧ લો,—(કેમાં દંપતીઓને સંસાર સંબંધી યોગ્ય પડતુ, ગ્રહણ સ્વાદુ જ્ઞાન) કરતા શાહ૦ નગીનદાસ ફકીરભાઈ જ્ઞાતે સુરતી દશા પોરવાડ) આવરતી પેહેલી, મુંબઈ મારીય મંડળ તથા એંગ્લો વરનાકયુલર પરેસમા છાપ્યુ છે—સંવત ૧૯૩૬ સને ૧૮૮૦.

વધ પડે છે ; કેમકે જેમ મશાલમાં તેલ નાખવાથી રોશનીનો જોશ વધતો જાએ તેમ પુત્રને દેશાટન કરાવવાથી પુત્રનું પુરુ-ષાર્થ વધતું જાએ છે."

વિદ્યાનાતો ખરેજ તેવણું આશનાવ દીશે છે અને સ્ત્રી કેલવણી માટેના તેમના વીચાર એટલા બધા આગલ વધેલા જોઈ હમારો હર્ષ દબાતોએ નથી :—

"પ્રિય બહેનો! શું ઇશ્વરે તમારામાં પુરૂશનાં કરતાં કંઇ થોડાં ચરીત્ર મુકેલાં છે? સરખાંજ અથવા તેથી વીશેશ પણ છે. ત્યારે હે બાઇઓ! તમો ભણવા ગણવાને બીકારીજ. કાઢો; અને વિદ્યાની કેલવણી લ્યોજ નહી—તો તે તમને કેવી શરમની વાત ?"

"મુર્ખ અને અભણ માંણસ સ્ત્રીઓને વિદ્યા સંબંધી કેલવણી લેવામાં મહોટો દોશ અને અવગુણ શમજે છે, પણ ખરે ખર એ વીચાર તહમો મુર્ખપણાનો સમજજો."

"સિદ્દાંત કરી માનજો, કે સ્ત્રીઓને વિદ્યા સંબંધી કેલવણી શમાન અધીક શુખ બીજું કાંઇજ નથી."

"ખુબ ખાત્રીથી માંનજો કે જેમ શુર્ય જગતમાં દીપી નીકલે છે, તેમ વિદ્યાની કેલવણી-એ માણસોનાં શરીરમાં દીપી નીકસે છે. વિદ્યાની કેલવણીથી તહમો તમારા જનમનું પ્રયોજન શું છે તે શમજી શકસો ; માબાપને ઘરે, સ્વામીને ઘરે—ઇત્યાદી લોકોની સાથે કેમ વર્તવું, અને તેઓનો તહમારા ઉપર અને તમારો તેઓની ઉપર કેટલો અધીકાર છે—તે તમો પકકી રીતે જાંણી શકશો."

"તમારાં સંકટની વેળાએ તમુને શુખ આપનાર, એકાંત વાસમાં સોબતી થનાર, શત્રુને અસ્ત કરનાર અને નીતીનો માર્ગ બતાવનાર ખરેખર કોણ છે? તે એજ કે વિદ્યાની કેલવણી."

"જેમ દીવો અંધારામાં અજવાળું કરે છે, શનતોશ શુખની વૃદ્ધિ કરે છે, સત્યતા સતીને સત ચઢાવેછે, ભોજન ભુખ્યાની ભુખ ભાગાવેછે, પાંણી તરશીઆની તરશ મટાડે છે, દેખનો આંધલાને મારગ બતાવે છે, તેમ ઓ બહેનો! તમારી શરવે તરશ અને ભુખ—વિદ્યાની કેલવણી પુરી પાડશે ; અને શાચો શીધો અને સુગમ માર્ગ બતાવી આપશે."

આ હા! હવે તો બહું થીયું. જયાં પગે પગ શોનુંજ શોનું અને રતનજડીત શીનગારનો ટોટોજ નહી ત્યા ભટકી ભટકી થાકીયા શીવાએ છેરોજ નહી. જેમ લોકો નાતક ગુરૂ શેકશપીઅરનાં જવાહીરો તાલવી કાઢેછે તેમ પ્રશંગ પડતા હમો હવે પછી "જવાહીરે નગીનદાશ" હમારા વાંચનાર શારૂ આ પુશતક મધેથી તાલવી કાઢી, ધરીશું.

હાલતો મી૦ નગીનદાશ શાથ હમને જેયા વાંધો છે તે ટુકમાં બતાવી આ તપાશ શમાંપત કરીશું. જયારે શઘે કોઇ સ્ત્રીઓને મરદ કરતાં વધારે કોમલ ગણે છે ત્યારે આપણા આ નવા હીનદુ શનશાર શુધારક શું સ્ત્રીઓ કરતાં મરદોને અધીક કોમલ શમજતા હશે કે તેવણ સ્ત્રીઓને પાંચ કલાક અને પુરૂશોને છ કલાક દર રોજ ઉંગ કાઢવાને ફરમાવેછે? હમો ધારીએ છીએ કે શાધારન મનુશીયને છ કલાક પણ થોડા છે, તેમાં સ્ત્રીને પાંચજ આલવા એતો બહુજ કઠીણ. વલી જે સ્ત્રી નગારાનાં અવાજથી જાગરૂત થતી નથી તે શેઠ નગીનદાશને ખોટુ દીશે છે પણ નીરદોશ ઇનશાનની નીદ્રાતો એવીજ હોએ છે. એવી નીદ્રા ધરાવનારને હમે તે ભાગ્યશાલી માંનીએ છીએ, કેમકે જુવાંની તનદરોશતી અને સ્વચ્છ મનની નીદ્રા એવીજ હોએ છે.

નગીનદાશ શેઠ પોતાની વાંચનારી બાઇઓ વાશ "શીદ્ધાંત" કરી મનાવે છે કે "જે સ્ત્રીએ પુર્વ જન્મમા પોતાના પતીનો તીરસ્કાર કરીને અન્ય પુરૂશથી વ્યભીચાર કર્યો હશે, અને પતીની સેવાથી દુર રહીને પતીની આગ્ના લોપી હશે, તેજ સ્ત્રી ખરેખર વાંઝણી રહે છે." આતો વૈદક શાસ્ત્રની શોધ થઇ! તબીબો જેને રોગ માને છે તે તો કેવું નીતીનો કાનુન તોડવાને લીધે દેખુ! ખરેજ આતો વાંઝ-ની બાઇઓપર બદનકથી નહી તો બીજું શું? હમે તો અતીઆર શુધી એમ જાણ-તા હતા કે ગરભશતાનની ખામી અથવા તે ઉપર બનધાતા ફરબે ચરબીના પડથી અડચન નડતી હશે પણ આજે આપણે શીખીઆ કે એતો કેથી આગલા ભવમા પતીની આગ્નાના તોડવાની શીક્શા દેખુ. મી૦ નગીનદાશની એમ શમજાવવામા શારી મતલબ છે ખરી પણ ગમે એવી શારી મતલબ ખાતર શગવેજ વાઝની અબલાઓના એક દુખ ઉપર આ રીતના આરોપથી બીજા દુખનો જે ડામ પડે છે તે વાજબી નથી.

વ્યભીચાર અને ગર્ભ પાતનો વીશય તદન નકામો છે. એજ એક વીશય એવો છે કે જે આખા પુશતકને એબ લગાડે છે. નીરદોશ કુમારીકાઓને બોધ એવી રીતે દેવો જોઇએ કે જેથી જે ખરાબ દુરગોનો તેમના સ્વપનામા પણ માલમ નહી તે બને તેમ તેમની શમજથી દુરજ રાખવા. માઠા ગુનોના માઠા પરીણામો દરશાવા કરતા શારા ગુનોની તારીફ અને તેથી હાશલ થતા ફાએદા એવા નાજુક મનોપર વધારે શારી અશર કરી શકેછે. પ્રથંમતો જે નીરદોશ નારીને કશું ભાનજ નહી આવા ગુનાની તેવણે શરૂવાતમા જે શમજ આપીછે તેજ બહું બુભીચારી છે અને તે અતરે ટાકી બતાવી તે ઉપર બહું બોલતા હંમને તો લાજ ચઢેછે.

મરણ પાછલ હીનદુ સ્ત્રીઓ જે રશતે રશતે રડવા કુટવાનો ફાગશ કરેછે તે અટ-કાવાની શુભ નેમથી મી૦ નગીનદાશ ખુબ બોલીઆ છે. પણ તેવણનો આ વાકીય હમને શમજં પડતો નથી તેવણ પુછે છે કે "મનુષ્ય થઇને રડવું, એ શું માણશ જાતને શોભે છે"? ત્યારે શું હેવાનો રડતા હશે! યા રડવુ શું હેવાનોનેજ શોભતું હશે! તવારીખમા વીર નરોને રડતા આપણે વાચીઆ છે. માણશ જન-મતાજ રડે છે. પેહેલવાનો રડયાછે. કવે-શવરો મનુશીયને મનુશીય તરીકે ચીતાર-વા થકીજ ખામખા રડાવેછે. મધીઅમપણે રડવાથીજ છાતી હલકી થાએ છે. માટે તદન રડવુંજ નહી એમ કેહેવું એ મનુ શીયની ખાશીઅતથીજ ઉલટું છે. એક રડતી માશુકની બોલેર જેવી ચશમો મધેથી ટપકાતા આશુની ધારથી લોરદ બાએરન કવિને તે માશુક વધારે ખુબ-શુરત લાગી હતી. માટે નગીનદાશ શેઠે જો હવે પછીના ભાગોમા વીવેક અને નીતી શીખાડવી હોએ તો તે વશે માનુ-શયની પ્રકૃતીનો વીચાર પેહેલા ધીઆનમાં રાખવો એવી તેમને હમારી એલતેમાશ છે આ રીતના ભોલા દીલથી જે તીકા ચલાવીઆ છે તે આપણા લાએકીવાલા ગ્રંથકારને આગલ ચાલતા બહું ખપના થઇ પડશે એમ વીચારી તેવણે હમો પર કોઇ પણ રીતે રૂશ ભરાવુ નહી એવી તેમને હમો તરફની વીનંતી છે. એવી કીશંમના પુશતકોના તેવણ ગમે એટલા ભાગ છપાવાને ઇછતા હોએ તોપણ દરએક ભાગ પોતે પોતામા શપુરણ હોવો જોઇ-એ, પણ તેમ આ ભાગ પરથી લાગતું નથી તેમા છેલે જે માટી બઇએર વચે વાદવીવાદ થાએછે તે નકામો લંબાવી અધુરો મુકયોછે. અને નાહાના કદના છંનું પાનાવાલા પુશતકની, મજબુત પુઠાં છતા એક રૂપીઆ કીમત બહુંજ છે.

મરદને વધારે લાભકારક નીવડી કેમકે તે ઉપરથી તેણીનુ દામ તે વધારે મેળવી શકયો.'

નાદાન પીતગાઇએ તમામ સ્ત્રીઓ પર કીધેના "લાઇબલ" ને મીયામાએ જેવી કાબેલ પણ નરમ સ્વભાવની સ્ત્રીએ "ઇકન" અને "પારીકો" ના ઊપલા અશર કારક હેવાલથી ધોઇ નાખેલુ જોઇ મારીપર એટલીતો અસર થઇ કે મારી આખો મધેથી આશુના ટીપા ટપકવા લાગા અને હુ ધારછુ કે મીયામાએ જેવી એક શીઆની સ્ત્રીને મંણુ મોહોનેની તારીફ કરતા ખાલિશ દીલના સવચ્છ આશુની હારમા વધારે સાબારી સમાયલી હોવી જોઇએ.

---

## લોડ બીકનશફીલદનું દુનીઆઈ દાહાપણ.

લનદનનું પ્રખીઅત "સ્પેકતેતર," નામાકીત લોડ ખીકનશફીલડની નવી છપાવેલી હાલની તેમજ આગલી વારતાની ચોપડીઓ ઉપરથી ટુકમા તે અમીરના દુન્યાઇ દાહાપણનો શાર એટલોજ જણાવે છે કે ગરીબોએ પૈશા મેલવવા, અને તવગરોએ પોતાનો કાબુ અથવા શતા વધારવી, પોતાની શતા વધારવા ખાતર પોતાના હથીઆરોનો ગમે તેવો ખપ કરવો જે ગરીબોને પૈશા મેલવવાનો શોખ હોએ તેવાએ તે શોખ પુરો પાડીયા પછી અટકવું; જે તવગરોને શતાનો શોખ હોએ તેવાએ તે મેલવવામા ઢીલ કરવી ન જોઇએ ઉચા પેહું કીશમના લોભ પાર પાડવા ખાતર ગમે તેવા ઉપાયો લેવા પડે તેની ચીનતા નહી, અને લોડ બીકનશફીલદની તમામ કૃતેનો આધાર જો કે એજ કીશમના દાહાપણ ઉપર છે પણ તે દાહાપણ ઘણુ શાકડુ ને હલકી મનું છે.

## માહાભારત શેહેનશાહતના માહાભારત જોખમો.

---

### બાસુટાલાંન્ડની લડાઈ.

—(o)—

This disarmament policy will array against us the native sentiment in every part of South Africa, and should it result in a Basuto war, every native from the Zembesi to Cape Aguthas will feel that every shot fired in it against us has been fired in his interest.—SIR GAINET WOLSELEY

---

ફુલા દીલ અને મોકલા મગજના ઇગ્રેજોનો આતો જાણીતો ખવાશછે કે તેવો પારકાના કરતા પોતે પોતાની ભુલ તથા ખામી જોવાને શદા તઇઆર હોએછે. એક પારશી, હીનદુ, અથવા મુશનમીન પોતાના ટોલામા ખુન ફીતુર અથવા અનીતીના એકાદ દાખના ઊપરથી પોતાની આખી કોમને ખરાબ લાગશે એવા ગાડા વીચારે તે ઉપર ઢાક પીછોડા કરવામાં દાહાપણ વીચારશે પણ ઇનશાફ અને શચાઇને ચાહાનાર ઇગ્રેજો પોતાની ભુલ, પોતાની આખી કોમની ભુન, તથા પોતાના શનશારની, ધરમની અથવા રાજદુવારી ભુલો ખોલે ખોલી રીતે ઉઘાડી પાડવામા પોતાની મહલી તરફની ફરજ વીચારે છે અગરજો તેવામા હીમત અને શચાઇનો આ ખરેખરો ઇમેજી ગુન ન હતે તો અઢારશો શતાવનના બલવાની "શર જોન કે" ને હાથ અધુરી રહેલી તવારીખ જે હાલમા "કરનન મેલીશને" પુરી કીધી છે તેના ખરેખરા કારણો તેવો છુપાવતે અથવા તેની અનદર બલનાઓર દેશી લડાઇઆઓની હીમત અને દેશાભીમાનની જે જાબજ તારીફ કીધીછે તે કદી પણ ન બનતે; આપણા માજી શુબા

"લોર્ડ નોર્થબ્રુકે" પોતાના છેલા ભાષણમા દેશીઓની જાબજા સ્તુતી કીધી છે તેની આશા કદી પણ રખાતે નહી; પણ દલગીરીની વાત છે કે નાફ્રાઓની ખુબી પીછાનવાનો અને પોતાની ખામીઓ પકડી કાહાડવાનો ઇંગ્રેજોનો એ અમીરી ખાસીયત અતરે આપણા દીલમા ઘણોજ જુજ આવેછે.

હાલમા આફ્રીકાના દક્ષીણ ભાગ ઉપર ઇંગ્રેજી શેહેનશાતને માથે "બાસુતાઓ" ની જે આફત આવી છે તે ઉપર હાલ "રીતાએર" થએલા પણ આગલા ચુનંદા રાજ્યધીકારી "આર્ગાઇલ" એ એક નિધડતા ભરેલો નીબંધ ઇંગલાડના પ્રખ્યાત "ધી નાઇનટીનથ સેનચ્યુરી" નામના ચોપાનીયામા છપાવ્યો છે, જે ખરેજ આપણા દેશીઓએ ધીઆંનથી તપાસવા જોગ છે. આફ્રીકાના શીદીઓ તરફ ખરા અમીરી ખવાસના ઇંગ્રેજો કેહેવી દીલસોજી ધરાવે છે, તેમનું હીત કેહેવુ હૃદયધરેછે, તેઓને ઇનસાફ અપાવાને કેહેવા આગલ પડેછે તે સઘલું આપુને શામટી રીતે ઉપલા શુભાખ્યીત લખાણ મધેથી જણાઇ આવેછે.

૧૮૭૯ નાં એપરેલ માશમા ઉપલાજ ચોપાનીયામા ઉપલાજ નામદાર અમીરે "કાફીર" અને "જુલુ" લડાઇના દેખાતા નહી પણ ગુપ્ત મુલ તપાસતા જણાવ્યું હતું કે "કેપ ઓફ ગુડહોપ" ના રેહેનારાઓની મરજી વીરૂધ તેઓને રાજકારોબારનો જોખમ ભરેલો સત્તા આપી ઇંગલાડે પોતાને માથેથી સરવે જોખમ કાહાડી નાખવાની મોજીકાનમા ઉપલી પે પાડાઓ પડગી હતી. તેજ વેલાએ "આર્ગાઇલ" એ બતાવી આપીયું હતું કે સઘલું જોખમ દક્ષીણ આફ્રીકાના સંસ્થાનોને સોંપી ઇંગલાડને પોતાને માથેથી માહારાણીની દેશી તેમજ ગોરી પ્રજાના જાન માલની સલામતીનો જોખમ કાહાડી નાખવાની કશી વાત હતી નહી. એટલુંજ નહી પણ નામદાર એએ વધારે એ બતાવી આપ્યું હતુ કે ઇંગલાડની પોતાને માથેથી જોખમ કાહાડી નાખનારી એ રાજનીતી નીશફલ થયા વગર રેહેશે નહી, કેમકે સંસ્થાનોને સોંપેલી સતાથી એ પરીણામ આવશે કે ત્યાના દેશીઓ અને ગોરાઓ વચે લાબી લાબી લડાઇઓ ઉઠશે અને અનતે પોતાની પ્રજાની સલામતી ખાતર ઇંગલાડને વચે પડયા વગર ચાલશેજ નહી. તેજ વેલાએ આ રીસમની નીશફલતા જણાઇ ચુકી હતી અને તેને માટે ઘટતા ઉપાયો લેવાને ઉપલાજ દુરઅંદેશ ઉમરાવે પુરતી બાહોશી સાથ બાથ ભીડી હતી. પણ આજે તે આધાઇ ગોલમોલ ખરી પડી છે. અને તેજ નામદાર અમીર પોતાના એકાતવાસ મધેથી બાહેર આવી બતાવી આપેછે કે તેણે દરશાવેલા ભયંકાર પરીણામો જે વખતસર અટકાવી શકાતે તે તેમ ન કીધાથી કેહેવા દુખ ભરેલી રીતે ભોગવવા પડેછે.

દક્ષીણ આફ્રીકાના સંસ્થાનોનો તમામ રાજ કારોબાર ઇંગલાડે ત્યાની પારલામેનટોને સોંપીયો છે, જેવો ઇંગલાડની પારલામેનટને અથવા સંસ્થાન ખાતેના પ્રધાનને કોઇ પણ રીતે જવાબદાર ન હોવાથી તેવો જે રીતે ત્યાના ગરીબ દેશીઓ ઉપર જુલમાત અને બેઇનસાફ કરેછે તે જો બરાબર ઇંગલાડના લોકોના જાણવામાં આવે તો જરૂર તેવો તે એક ઘડીવાર પણ સાખી શકે નહી, કેમકે ઇંગલાડના લોકો પોતેજ તે સંસ્થાનો ઉપર કશો કાબુ ન ધરાવતા, તોનો લશકરી ખરચ પોતાના ખીસા મધેથી આપેછે.

ગયાજ શાલનાં બે માશમાં સઉંશથાંન ખાતેનાં પ્રધાંન "લારદ કીમબરલી" પાશે ત્યાંનાં દેશીઓની કદરદાનીમાં ઇગલાંડનાં કેટલાક પરદુખ ભંજક રેહેવાશી ઓનું એક દેપીટુતેસન ગયું હતું, તે વેલાએ જાંણીતા તવારીખ નવેશ મી• ફ્રુદે ઘણી અશરકારક લાગણીઓથી પ્રધાંન સાહેબ આગલ કાલાં આદમીઓ ઉપર ગુજરતી આફતો દરશાવી હતી, અને ત્યાંના ગોરાઓના એક સંબંધી દેશીઓ પર આફત વરસાવનારા ગુનેગારો કહેરી રીતે સજા મધેથી છટકી જતા હતા તે ફ્રૂબી સમજાવ્યું હતું. "ભટકતાઓનો ધારો" એવે નાંમે ત્યાંનાં ગરીબ દેશીઓને ઓછી મજુરીએ વેઠે પકડવાની ત્યાની પારલામેનટે ત્યાંનાં ગોરાઓને જે સતાઆપી હતી તેનાં પેરવાજબીપણાં વીશે મી• ફ્રુદે ફરીયાદ ઉઠાવી. પણ ઘણું એવી હાલતના મુગા દેશીઓ તરફથી સરવેમાં મોતેબર ફરીઆદ એ હતી કે જોર જુલમથી તેવોની સ્થાવર મીલકતો જપત કરવામાં આવતી અને તેવોનાં હથીઆરો છોડાવામાં આવતાં હતાં. દેપીટુતેસનની આ ફરીઆદો એક મોટાં દીલનાં ઇંગ્રેજને છાજતી રીતે "લારડ કીમબરલી" સાહેબે ધીરજથી સમજી લઇ કબુલ કીધું કે દેશીઓ ઉપર જુલમાંત ગુજરીયો છે અને ખરેખરા ગુંનેગારો ઇનસાફનાં પનજા મધેથી છટકી ગયા છે, પણ હાલ બે વરસ થયાં ગોરાઓનું એ અતેરૂં અટકીયું છે. "ભટકતાઓનાં ધારા" માટે તે નામદારે કહયું કે "ખરેખર તેમાં કેટલાક ફકરાવો ધાસતી ભરેલા છે તોપણ તે ધારો "કેપ" ખાતેની પારલામેનટે પસાર કીધેલો હોવાથી તેમાં ફેરફાર કરવાની મને કમી શતા નથી. ત્યાનાં દેશીઓ ઘણા વફાદાર છેઅને સહલા સંપ- રેહેવાને સારી રીતે શીખ્યા છે. તેવોને તેમનાં બાપદાદાની મીલકત ભોગવવા ન દેવી એ મારા ધારવા પ્રમાંણે દુશ્મનદેલી ભરેલું નથી. બે ત્યાંનાં ગવરનર ઉપર એ વીશે ધીઆંન પુગાડવાને તાર કીધો છે. હું આસા રાખુછુ કે સઉથાંનના રેહેવાસોઓ "બાશુતાઓ" ઉપરનાં એ પેર ઇનસાફ વીશેની પોતાની ભુલ જોશે. એથી વધારે હું કાંઇ કરી શકતો નથી."

આ રીતનાં દેપીટુતેસનનાં જવાબમાં લારડ કીમબરલીએ સરવે ફરીયાદો કબુલ રાખવા છતાં ભોલી રીતે તેનો સરવે જોખમ સઉશથાંનોનાં સર ઉપર સોફ્યો. પણ અસલ એ કહેછે કે એવી રીતે જોખમનો ઇનકાર કરવાથી કાંઇ ઇંગલાંડ પોતે જોખમ મધેથી મોકલું થતું નથી. સઉસથાનોને નીભાવાનો લશકરી ખરચતો ઇંગલાંડ પોતેજ પુરો પાડેછે માટે એટલા ખાતર પણ તેવો ઉપર ઇંગલાંડનો કાંઇ પણ કાબુ રેહેવો જોઇએ.

"કેપ" ખાતેનાં "બાશુતાઓ" અને બીજાં કાલા આદમીઓ ઉપર ગુજરતી વેદનાઓ વીસે ઉપલાં દેપીટુતેસનની ફરીઆદને "દેશીઓનું રકશન કરનારી મંડલી" અને પેરીશ ખાતેની "એવનજીકલ મીશનરી સોસાએતી" તરફનાં બીજાં બે દેપુતેશનોથી ટેકો મલીયો હતો. દેશીઓનાં હથીઆર છોડાવાની રાજનીતીનાં ભંપંકાર પરીણામો તેવોએ ખુલેખોલી રીતે બતાવીયાં હતાં. ઉપલી "ફ્રેંનચ સોસાએતીએ" મોતેબર દલીલો સાથ એ વીશે બબેવાર પ્રધાંનોનું ધીયાંન ખેંચીયું હતું. તેજ વેલાએ ઇંગલાંડનાં બાહાદુર પેહેલવાંન "શર ગારનેત વુલસલી" એ દેશીઓનાં હથીયાર છોડાવનારી દરખાસત સાંમે એક લડવઇયાને છાજતી મકમ બાસામાં એક દસતાવેજ ઘડી કાહાડયો હતો. આ દસતાવેજની અસર એ થઇ

કે ઇંગલાંડનાં પ્રધાનોએ ધચુપચુ હાલતમાં ગડગથાંન ખાતેનાં પ્રધાનો ઉપર લખી વાલીયું કે "તમારાં કાંમમાં ખુબ સંભાલ રાખજો." ઇંગલાંડની આ સલાહ ઉપર કશું પણ ધ્યાંન આપ્યા વગર તેઓએ ધંમધીકાર ગરીબ ખીચારા "બાશુતાઓનાં" હથીઆરો છોડાવા માંડયાં. અને તેનું પરીણાંમ નામદાર "લુવમશી" એ ઉઘાડી રીતે જણાવીયું હતું તેવુંજ-એ નીવડયું કે "એક ઘણી ભયંકાર લડાઇ ઉઠી. અને દક્ષીન આફ્રીકાની શનનોથી, વફાદાર અને સરવેથી શુનદર પ્રજાના મોટા ભાગને ઇંગલાંડે પોતાના શતરૂ બનાવ્યા. "સર ગારનેત" આગલ-થીજ કહેલું હતું કે "હથીઆર છોડાવાની આ રાજ નીતી દક્ષીન આફરીકાનાં દરએક ભાગનાં દેશીઓને આપણી સાંમે ઉશ્કેરશે અને જો તેનું પરીણાંમ "બાશુતાઓની" લડાઇમાં આવ્યું તો "ઝેમબીઝી" થી તે છેક "કેપ એગલ-હસ" શુધીના દરએક દેશી એ લડાઇમાં ઇમેજો શાંમે ફોડેલી દરેક ગોલીને પોતાનાંજ લાભમાં ફોડયા બરાબર સમજશે."

અગરજો એમજ થશે તો આ લડાઇ જરૂર કરીને લંબાશે. ઇંગલાંડનાં લોકો માટે કેહેવી અફસોશકારક બીનાં છે કે પોતાની મરજી વીરૂધ તેમને આ લડાઇ માં ધસડાવું પડયું છે. અને તેમનાં નાંણાંની નાહેકની ખુવારી ઉપરાંત કશી પણ કીમત ન થઇ સકે તેવા કાચધરા જીવનો તેમને ભોગ આપવો પડે છે. વફાદાર પ્રજા તરીકે જો કે ઇંગલાંડનીજ ફતે ઇછવાની આપણી ફરજ છે તોપણ નાંમદાર ઉમરાવ "ગ્રે" અને ચુનનદા પેહેલવાંન "શર ગારનેત" નાં ઉપલાં લખાંણ ઉપરથી સચાઇ અને ઇનસાફ કેઇ તરફ છે તે આપણે જોઇ ચુકા છઇએ. છેલ "અરલ ગ્રે" જોસમાં આવી જણાવે છે કે "બ્રીતીશ તાજ" અને "બ્રીતીશ પ્રજા" ની હોરમતને ખાતર નામદાર શેહેનશાહાબાંનુંને નાંમે આવી અનઘટતી લડાઈ ચલાવવી ઘટારત નથી. ખરેખર અફગાન અને જુલુ લડાઇની માંફક આ લડાઇનો દોશ પણ આગલીજ પ્રધાંન ટોલીને સર નાંખી શકાશે. પેહેલી બેઉ તેઓએ જાંણી જોઇને શેહનશાતના લોભ ખાતર ઉભી કીધી હતી અને આ પાછલી તેઓનાં નજરવગપણાના પરીણાંમ તરીકે લેઇ સકાશે. તેઓને આટલી આટલી ચેતવણી મલવા છતાં વખતસર કશું સુંજ્યું નહી, પણ હવે આપણ એટલુંજ કહીશું કે ઇંગ-લાંડને આગલી બે લડાઇઓનીજ માંફક આ લડાઇ મધેથી હાલની પ્રધાંન ટોલી પુરતી હોરમત અને સલાંમતી સાથ તેરવી કાઢે.

જે દેશીઓ હીંદુસથાંનની જુદી "પાર-લામેંટ" મેલવવાની આશા રાખી ઇંગલાં-ડથી જુદા પડવાને ઇછતા હોએ તેવો માટે આં લડાઇમાં ઘણું શીખવાનું છે. અને હવે હમો ધારીએ છીએ કે "બાશુતા-ઓનો" આફતના આ જીવતા દાખલા પછી કોઇ પણ દેશી ઇંગલાંડથી જુદા પડવાને ઇછશે નહી. આપણે માટે ઇંગ-લાંડ અને ત્યાંની પારલામેનટ જવાબ-દાર અને જોખમદાર છે એટલાજ માટે આપણ કેટલાક મુરખ ઇંગ્રેજોનાં જુલમાંત અને ગેર ઇનસાફથી સલાંમત છઇએ, એ આંપણે આ દુશત લડાઇથી શીખીઆ છીએ અને તે શીખાડનાર તરીક આપણ નામદાર "અરલ ગ્રે" ના આભારી છઇએ.

---

## હુંગરીનો રાજા બીજો લુઈ.

આ રાજા બે વરસની વયનો હતો ત્યારે તખતે બેઠો હતો ચાર વરશની ઊમરમાં તેને વાઢી આવી હતી, પનદરમે વરસ તેણે શીઆદી કીધી હતી, અ-ઢારમે વરસે તેના માંથાનાં તમામ બાલો શફેદ થયા હતા, અને વીસ વરશની ઉમરે મરણ પામીઓ હતો.

# એક ચીનાઈ મુસાફરની ફીલસુફી.

—(૦)—

પત્ર ૨૧ મો.

ઈંગ્રેજોના સખી દીલગુરદા વિશે.

To others do
What to thyself thou wishest to be done,
Forgive thy foes, and love thy parents dear,
And friends and native land, nor these alone.
All human weal and woe learn thou to make
thine own —BEATTIE.

જ્યારે હું માણશો ને તેઓના માણશાઇ ખાવાશના નીચપણાં ઉપર વિલાપ કરૂંછું, ત્યારે તે ભપંકાર દેખાવ જોઇને કંટાળતી આંખોને ગોયા ખુશ કરવા માટે કોઇ કોઇ વેળા માણશાઇ મોહટાઇના કીરણો અહીં તહીં દેખાયછે, જે એશીઆના એક વેરાન જંગલમાં જગ્યે જગ્યે જોવામાં આવતી એરેલી જમીનોના ટુકડાઓનો વિચાર આપેછે. ઇંગ્રેજોમાં હું કેટલીક એવી ઉંચ ખાશીઅત જોઉં છું કે જે તેઓની સઘળી મુર્ખાઇ છતાં તેઓ છુપાવી શકતા નથી; હું તેઓમાં એવા શદગુણો જોઉંછું કે જે બીજા મુલકોમાં માત્ર થોડાઓજ ધરાવેછે પણ જે અતરે તો મોટાથી નાંધલા દરેકમાં દીઠામાં આવેછે.

હું કહી નથી શકતો કે બીજી સઘળી માણસજાતમાં અંગ્રેજો વધુ સખી હોવાનું કારણ તેઓની ચહડતી દોલત છે યા નહીં, કે જેથી જીંદગીની સઘળી જરૂરીઆતની ચીજો પોતે ધરાવ્યાથી, તંગીમાં આવી પોહલાઓની હાજતો વિશે વિચારવાને તેઓને અવકાશ મળેછે. તેઓનો હેતુ ગમે તે હોય, તોપણ હું કહુંછું કે દુનીઆમાં બીજી કોઇપણ પ્રજા કરતાં તેઓ વધુ સખીછે એટલુંજ નહીં, પણ શખાવત કયાં અને કેહવી રીતે કરવી એ પણ તેઓ ખુબ રવેશ સમજેછે.

બીજા મુલકોમાં લોકો પોતાની તરતની ઉશકેરાયલી લાગણીને ખાતર દાન આપેછે, જેથી ભીખ માગનારાઓનાં દુઃખ ટાલવાને માટે નહીં, પણ તેઓની હાજતથી પોતાને ઉપજતો તેટલા વખતનો કંટાળો દુર કરવાને તેઓ સખાવત કરેછે. પણ ઇંગ્લાંડમાં એથી તદન ઉલટું છે. ત્યાં સખાવત એક સાધારણ રૂપ ઉપર ચાલી જાયછે. કેટલાક દોલતવાન અને સખી તબેહના આદમીઓ કયા લોકો ઉપર સખાવત કરવી જોઇએ તેની એક દરખાસ્ત મળેછે; તે અરજદારોની હાજતો તથા તેઓની લાયકાત વિશે જુસ્તેજુ ચલાવ્યામાં આવેછે, અને તે દરમીઆન દયા યા જુસ્સાની કશી પણ લાગણીને તેઓ પોતાની તપાશને આડે આવવા દેતા નથી, અને શખાવત માલ ત્યારેજ કરવામાં આવેછે કે જ્યારે તેને અકલ ટેકો આપતી હોય.

આવી શરશ રીતે કરવામાં આવતી શખાવતનો એક દાખલો, મારી કલ્પણા શકતી ઉપર એવી તો મજબુતીથી ઠશીઓ છે કે તે મને પાછો આનંદ પમાડી સઘલાં માણસોનો એક શાધારણ મીત્ર બનાવેછે.

ઇંગ્રેજો અને ફ્રેંચો વચેની દુશમની કાંઇ ફકત રાજદ્વારી કારણોને લીધેજ નથી પણ વલી સાથે તેઓના ખાનગી લાભનાં કેટલાક એવાં કારણો છે કે જે તેઓના પોતપોતા વચેના ધીક્કારને વધુ અને વધુ મજબુત રૂપ આપેછે. કોઇ પારકાં દેશ સામે ચલાવ્યામાં આવતી લડાઇ લોકોના ભેગા બળથી ચલાવ્યામાં આવેછે, એવી રીતે કે એક લશકર બીજા લશકરસામે લડેછે અને તેવી વેળાએ

માણુસો પોતપોતાવચ્ચેનો ખાનગી કીનો અને અંતસ પોતાની કોમના કીના ખાતર ભુલી જાયછે. પણ ઇંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે એમ નથી. બંને દેશનાં લોકો જેમ પોતાને ફાવતું પડેછે તેમ એક બીજાને દરીઆ ઉપર લુટેછે અને તેની દાદ યા ફરીઆદ કદી લેવા યા સાંભળવામાં આવતી નથી. થોડોક વખત થયો તેઓએ એક ખરચાલુ લડાઇ જારી રાખીછે, જેમાં બંને બાજુના સંખ્યાબંદ બંધવાઓ પકડવામાં આવ્યા છે. જે ઇંગ્રેજોને ફ્રેંચોએ બંધવા કીધાછે તેઓ ઉપર ઘણીજ સખતાઇ ચલાવવામાં આવેછે અને બીનજરૂરીઆત ચાહુચેતીથી તેઓ ઉપર ચોકાશી રાખવામાં આવેછે. જે ફ્રેંચોને ઇંગ્રેજોએ પકડયા છે તેઓ સંખ્યામાં વધુ હોવાને લીધે તેઓને સાધારણ રીતેજ કેદ કર્યામાં આવ્યા છે, અને તેઓના જાતભાઇ (ફ્રેંચો) તરફથી કાંઇપણ છુટકારાને માટે મદદ નહીં મળ્યાને લીધે પોતાનાં શરીરને ઢાંકયા વગર બંદીખાનાઓમાં તેઓ બહુજ અડચણો સોશવા લાગ્યાછે.

આ તેઓની શોકાતુર હાલત માટે તેઓના જાતભાઇ (ફ્રેંચોને) ખબર કરવામાં આવી, પણ પોતાના મિત્રોનો છુટકારો કર્યાને બદલે પોતાના દુશ્મનોને બીજવાટ ઉપજાવવા ઉપર વધુ મંડેલા હોવાથી તેઓએ કાંઇપણ મદદ કરવાને ના પાડી. ઇંગ્રેજોએ હવે દરેક બંદીખાનામાં એવા હજારો આદમીઓ દીઠા કે જેઓ ભુખે મરતા હતા, દરદોથી પીડાતા હતા અને રૂતુની સખતાઇ સાંમે થવાને કાંઇપણ વસ્ત્ર વિના પુશકળ મુશીબતો ખમતા હતા. જેઓની કુદરતી ફરજ આ નાચારોને આશરો આપવાની હતી તેઓ તો સાફ ના પાડી બેઠા. હવે કરવું કેમ? આખરે તેઓનો સખી ખવાસ તેઓની દુશમની ઉપર ફાવ્યો; જોકે તેઓના બંધવા તેઓના ખરા દુશમનો તો હતા તોપણ તેઓ તંગીમાં આવી પડેલા દુશમનો હતા માટે પોતાનો તેઓ તરફનો ધીક્કાર ભુલી જઇને જેઓ ફતેહ કરવામાં બાહાદુર નીવડયા હતા તેઓ માફી બખશવામાં શખી પણ નીવડયા; અને જે બંધવાઓને ગોપા આપ્પી દુન્યાએ તજી દીધા હતા તેઓને તે લોકો તરફથીજ મદદ અને દયા મલી કે જે લોકો સાંમે તેઓએ હથીઆર ઉઠાવ્યાં હતાં. એક ઉઘરાણું ઉભું કરવામાં આવ્યું, પુશકળ સખાવતો એકઠી કર્યામાં આવી, જરૂરીઆતની ચીજો ખરીદવામાં આવી, અને એક રંગીલી પ્રજાનાં ગરીબ માણસોને તેઓનો જાતી ખુશમીજાજ એક વેળા ફરીથી ધારણ કરવાને શીખાડવામાં આવ્યું.

આ ટાંકણાં ઉપર જેઓએ નાણું ભર્યું તેઓનાં નામની ટીપ ઉપર જયારે હું નજર ફેંકુંછું ત્યારે મને તેમાંનાં સઘળાં નામો તદન ઇંગ્રેજીજ જણાયછે. પારકા દેશના એક પણ શક્ષનું નામ તેમા દીઠામાં આવતું નથી. આપો ઊંચે વાંચેનો એક સદગુણ બતાવવો એ માત્ર ઇંગ્રેજોનાજ નશીબમાં હતું. હું કબુલ કરુંછું કે આ ભલા માણસો અને ફીલશુફોની ટીપ ઉપર નેગાહ પુગાડયા પછી હું માહરા પોતા વિશે જરા ઊંચો વિચાર ધરાઊછું કારણકે માણસજાત વિશેનું મારું મત પણ આથી જરા ઊંચું બન્યું છે. સર્વેમાં એક માણસથી હું ઘણોજ અજબ છું કે જે પોતાની રકમ સાથે બીડે મોકળેલાં કાગજમાં લખેછેઃ ''દુન્યાન એક રેહવાથી ઇંગ્રેજની ટુંક રકમ—લડાઇના બંધવા અને નાચાર ફ્રેંચો માટે.' હું એટલુંજ ઇચ્છુંછું કે તેના સદગુણો ઉપર વિચારકર્યાથી જે મજેહ મને મળેછે તેટલીજ તેને પોતાના સદગુણો ધરાવ્યાથી મલે, કારણ કે તેજ એનો પુર

મારા મીત્ર, આવો એક આદમી એ માણશાઇ ખવાશનો એક શીંગારછે. દુન્યાનાં લોકો જુદી જુદી જાતનાછે એવો વીચાર તે કદી પોતાનાં મગજમા લાવતો નથી; જે સઘલાઓને તે હકતાલાએ પેદા કીધાછે તેઓનો તે મીત્રછે; તે આખી દુન્યાનો એક રેહેવાશીછે, અને ચીનના શાહનશાહે મગરૂબ થવુ જોઇએ કે પોતાની પ્રજામાં આવો એક શખશ તે પણ ધરાવેછે.

દુશ્મનોના નાશ ઉપર ખુશાલી બતાવવી એતો માણસાઇ ખવાશની એક નબલાઇછે અને તે માટે આપણે કોઇને પણ ઠપકો આપી શકશું નહી, પણ આવી એક અઘટીત ખુશાલીને જો એક સારા કાંમનું રૂપ આપવુંહોયતો માણશોએ પોતાની ફતેહનો લાભ લઇ શખીબનવું અને બીજાઓની ચીંતા દુર કરવાની કોશિશમા પોતાની ખુશાલી બતાવવી.

તખ્ત ઉપર બીરાજેલા સઘલા શાહનશાહોમાંનાં સર્વથી સરસ અને અને ડાહપણવાલો શાહનશાહ 'હેમી' પોતાના મુલકો ઉપર ધસારો કરનારા તારતરો ઉપર ઘણુ મોટી ફતેહ મેલવ્યા બાદ પોતાની જીતની કીર્તી ભોગવવાને નેનકીનમાં દાખલ થયો. આવે ટાંકણે પ્રજા એક સરસ સરઘશની આશા રાખતી હતી, કારણ કે અમલથીજ પાદશાહોનો તેમ કરવાનો રેવાજ હતો, પણ જયારે થોડાક દીવશો ગુજર્યાબાદ પણ તે સરઘશનાં કશાં ચીન્હો જણાયા નહીં ત્યારે લોક અધીરૂં બન્યું. આ વાત પાદશાહનાં કાન ઉપર ગઇ. તે પોતાની પ્રજાને ચાહતો હતો અને તેઓની સઘલી વાજબી ઇચ્છાઓ તૃપ્ત કરવાને તે હંમેશ ખંતી રેહેતો હતો, તેટલા માટે તેણે લોકોને ખીગજ આપી કે "આવતાં 'લેનતગન' (ફાણસ) નાં જશનને દીવશે હું લોકોને એક એવી કીર્તીવંત ફતેહ બતાવીશ કે જે ચીનમાં હજી શુધી જોવામાં આવી ન હોય."

આ વાતથી લોકો અતીશય હરખમાં આવી ગયાં, અને ઠેરવેલ દીવસે ઘણીજ આતુરતાથી રાહ જોતાં તેઓ મેહેલના દરવાજા આગલ ભેગા મલ્યાં. અહીઆં તેઓ થોડોક વખત સુધી ઓટી રહ્યાં, પણ એક ઠાઠમાઠવાલાં સરઘશની અગાઉ જે તૈયારીઓ થવી જોઇએ તેનાં કશાં પણ ચીન્હો તેઓને જણાયાં નહીં. દસ હજાર બતી ઓશેલું ફાણસ તો હજી રજુ કર્યામાં આવ્યું નહીં. શેહેરની દીવાલો જે હંમેશ આતશબાજીઓથી ઢંકાઇ રેહતી હતી ત્યાંથી તે હજી સુધી ફોડવામાં આવી નહી. લોકો આની ઢીલ જોઇ બડબડવા લાગ્યાં, તેટલાં તેઓની અધીરાઇ વચ્ચે મેહેલના દરવાજા ઉઘડયા અને શાહનશાહે પોતે દેખાવ દીધો. તે કાંઇ ભપકાબંદ નહીં પણ એક ઘણોજ સાદા પોશાકમાં હતો. તેની પાછલ તદન નવાજ લેબાશમાં શેહેરના સઘલા અપંગો અને લુલા લંગડાઓ ચાલતા હતા અને તેઓમાંના દરેકના હાથમાં, એક વરશ સુધી તેઓની હાજતો પુરી પાડે એટલો પૈશો આપેલો હતો. લોકો પેહેલાં તો અજબ થયાં પણ તરતજ તેઓને પાદશાહનું ડાહપણ માલમ પડયું, જેણે તેઓને શીખાડયું કે દશ હજાર બંધવાઓને પોતાની ગાડી પાછલ ચલાવ્યા કરતાં એક માણસને શુખ પોહચાડવું એ વધુ મોટાઇ ભરેલું હતું.—એજ અરજ.

---

## એનડીમીયોન.

લારડ બીનકશફીલડની વારતાની આ નવી ચોપડીનો ફરેંચ જુબાનમા તરજુમો કરવાને પાતરીશ શખશોએ તે નામદાર પાશ પરવાનગી માગી છે. જરમનમા પણ તેનો તરજુમો થનાર છે અને રશીઅન ભાશામાં શતાવાલાઓની પરવાનગી મલતા ચાર જુદા જુદા તરજુમા છપાશે, જેમાંના બે પુસ્તકના આકારમા નીકલશે, અને બે ત્યાનાં જાણીતા વરતમાન પતરોમા આપવામાં આવશે. આપણા શમાચાર, જામે અથવા અખબારે એમ કાંઇ નહી કરી શકે?

# સુખરનું ઝાડ અને કઠિયારો.

(વીલ્યમ કુલેન બ્રાયન્ત ઉપરથી.)

સુખરનો ઝાડ પાસે કઠિયારો એક,
કોહડાલી એક હવામાં ઊંચે ધરી,
સુગંધી તે ઝાડ ઉપર કરતો જખમ.
જેમ જેમ તે ઝાડ ઉપર પડતા જખમ,
નમાતું તે ઝાડ તેને બદલે સુગંધ
તે ઘાટકી કોહડાલીને આપતું હતું.
એ તું ! જે વાંચેછ આ માહરા વચન,
જગતમાં એજ રીતે ભુંડાની સાથ
ના કરતો ભુંડઈ; સુખડની પેર,
કોનાથી કોઈ તુંને કરે જખમ,
તો જખમના બદલામાં પાછો જખમ
ના આપતો તેને.—મોહતાનું મન
જાતિ ભલઈમાં છે એટલું મથન,
કે કરેછે કોઈ તેની સાથે ભુંડઈ,
તો ભુંડઈને બદલે તે આપેછ ભલઈ.

જ. ન. પી.

---

# ઊંદર વિશે.

(અંગ્રેજી ઉપરથી.)

દિવસ વખત ઊંદરો દરની અંદર,
બચાવ સારૂં લારઈને છુપેલા રહેછ;
પણ રાત જ્યારે ઘરઅંદર પસરેલી હોયછ,
સફૂંમા તે ઊંદરો આવેછે બહાર.

તબલ ઉપર ચહડીને મારેછ તરાપ,
લુટી લેયછ તેપરથી જોઈતો ખોરાક,
કસતર ને પુરીઓ કરેછે સાર,
ને પનીરના ટુકડાઓ આખા પસાર.

પણ સાંભલેછે બીલ્લીનો જેવો અવાજ,
ખોરાક મેલી નાહસેછે તેઓ દરોઝા
છુપઈ જાયછે દરોમાં કેવા સેતાબ,
ધરેછ કેવી હઈડામાં બીલ્લીની ધાક.

જ. ન. પી.

# જુદાઈ.

આ તનના તંબોરામાં તાનસનનું સુર
પાયછ પેદા તાહરી ગેર હાજરી અંદર,
જે અંદોકું પાયછ એટલું મસ્તીમાં પુર,
કે તન બોહીને ધ્રુજેછ તે ધ્રુજરી અંદર.

નાહની ને મોહતી આ બદનની રગ,
ગમ-દેવના ખુની જુલમની અંદર,
ભાગી ભુરચો થઈ થઈછ રજેરજ,
જોઈ બેઠુંછ તન સેતમથી સબર.

આ આંખોના ગોખલામાં રોશનીનું નુર
ખીન મિત્ર-મેલાપે ઝુરતું બેઠુંછ,
તેજ આગલું તેમાંથી નાઠુંછે દુર,
ને જમલીપણું ત્યાંહ હસતું પેઠુંછ.

આ માથાંના બેવફા બાલો દરેક,
જોઈ મહને જોડેલો ગમમાં ચકચુર,
ઉખડી ખરી પડેછ મુલમાંથી છેક,
ને આમલી દોસ્તીને નાખેછે દુર.

આ હાથોબો વેરઈને પડયાછે સુસ્ત,
ને નમાવે દલગીરી બોજએ સર;
છે ગુઠણનાં મીજગરાં ઢીલા ધપચ,
તન થયુંછ બલતું, ને ધુંમતું ઉમર.

જ. ન. પી.

---

### ઘોરાખાઉ ફ્રેનચો.

૧૮૬૬ ના શાલમાં ફરાંનશ દેશમાં "ઘોરા ઘઘેગ અને ખચરનાં ખોરાકનો ફેલાવો કરનારી મંડલી" હસ્તી ધરાવતી હતી, ને વેલાએ પેરીશમાં ઉપલાં જનાવરોનું વરશ દહાડે ૧,૭૧,૩૦૦ રતલ ગોશ ખપતું હતું. હાલમાં તેમનો ખપ એટલો વધી ગયો છે કે ગએ શાલ ૧૯,૮૨,૬૨૦ રતલ ખપીયું હતું. હાલમાં તે દોહોડથી તે બે આંને રતલ મલેછે. ૧૮૭૮ માં ફક્ત મારશેલશ ખાતે ૧૫૩૩ ઘોરા હલાલ કરવામાં આવ્યા હતા. અને એ પ્રમાંને દંમ બદમ ઘોરાઓ ઘણા ઘટી જવાથી હાલમાં લાયનશ અને ગ્રીનીચ ખાતે તેની શાંમે જબરી હીલચાલ થાએછે.

# પહેરેજગારજીની વાએજો.

૧

## પણ પછી શું ?

—○○○—

What then?
Oh, then—the judgment throne!
Oh, then—the last hope gone!
Oh, then—the day of wrath!
Oh, then—the second death!

—○○○—

(પ્રિય વાંચનાર, ગયા સાલનાં જુલાઇ માંશનાં અંકમાં "વિદ્યા મિત્ર" મંદલનો "માહરા સાથીઓ"નાં મથાલાં તલે જે પુરશોનો હેવાલ આપ્યો છે તેવા મધેનો છેલો એક અધોરનાંન છે, જેવણે હવે પછી અવાર નવાર તારાં હમેશગીનાં કલ્યાંણ અને શુધ્ધ અરથે નાંહની નાંહની વાએજો, બંદગીઓ ઇત્યાદી નીતી સંબંધી બોધ આપવાને કબુલ કીધું છે. હમારા પહેરેજગારજીની પેહલી વારતારૂપી વાએજ આ વેલા તારી સાંમે ધરતાં તેવણનાં માંગવા ઉપરથી આટલો ખોલાશો કરવાની હમો રજા લઇએ છીએ કે તેવણનાં લખ્યાંણો મધેથી તારે કાંઇપણ નવી બીનાંઓની આશા રાખવી નહીં. તેવણ ફકત પોતાંનાં ઓહોલાં વાંચણ અને કાબેલત પણાંનો વાજબી ઉપયોગ કરવાને ધારેછે અને તેટલા ઉપરજ તારે સંતોશ પકડવો પડશે.)

ત્રણશો વરશની વાત ઉપર એક જુવાંન મરદ યુરોપની એક નામીચી પાઠશાલામાં અભ્યાશ કરવાને બેઠો હતો. અને ત્યાં કેટલો એક વખત ઘેર ઘણાં ખંતીપણે અભ્યાસ ચલાવ્યા પછી તેણે પોતાની ધારેલી મુરાદ હાંશલ કીધી હતી.

ફતેહમંદ થયા પછી થોડેક એક ભલી મનશનીનાં સાથ મુલાખાત થયાથી તેવણે તે શખશને પોતાનો વીચાર જણાવતાં કહ્યું કે "અમતરેની યુનીવરશીટીની બહુ તારીફ સમજી મારો અભ્યાશ આગલ વધારવાને હું અંતરે પધારયો છું."

આ ઉપરથી પેલા ભલા મરદે એક બુજરોગ મરદને લાયકની ધીરજ સાથ પુછયું કે "અમતરેની યુનીવરશીટીને લગતો શરવે અભ્યાશ ખલાશ કરી તમારાં દીલની પુરેપુરી મુરાદ મેલવવા બાદ તમે શું કરનાર છો?"

પેલા જુવાંન પુરૂશે જવાબ વાલ્યો, ત્યારેજ મને ડીગરી મલશે."

"પણ પછી શું?" પેલા જઇફ મરદે પુછયું.

આ સવાલથી જરા અધીરે બની પેલા જુવાંનીઆએ ઉતર દીધો કે "ડીગરી મેલવ્યા પછી દુન્યાદારીને લગતા માહાભારત શવાલો ઉપર મારે ધ્યાંન આપવું પડશે. મારાં સુબાખીતપણાંથી હુ લોકોની નજર મારી તરફ ફેરવીશ. મારી કાલજી, મારી કેલવણી અને ચતુરાઇથી હું પુરકલ પંકાઇશ."

"પણ પછી શું?" પાછો પેલા જઇફ મરદે તેનો તેજ શવાલ કીધો.

"પછી વલી એ કે કાંઇપણ શક વગર કોઇ પણ શરકારી મોટા ઓધા ઉપર માંરી નેમનુંક થશે. એ ઉપરાંત જો હું પેહેલથીજ પૈસા સંગરવા માંડીશ તો થોડા વખતમાં પુરકલ તવંગર પણ થઇશ."

આ જવાબ ઉપરથી પાછો પેલા જઇફ મરદે સવાલ કીધો કે "પછી શું?"

"પછી વલી એ કે માંન, દબદબા અને સરવે કીશમની શગવડો સાથ હું રહી શકીશ."

"પણ પછી શું?"

આ રીતનાં વારંવારના સવાલોથી પેલો જુવાંન મરદ એટલો તો કંતાલી ગયો કે અંતે જોશમાં આવી તેને આ રીતે

જવાબ વાલવાની ફરજ પડી કે "પછીને પછીને પછી વલી છેલે સરવાશે તો મરણ પાંમવાનું."

આ ઉપરથી પેલા જઇફ મરદે અતી ઘણી ગંભીરાઇથી બુલંદ અવાજે પુછયું "પણ પછી શું ?"

આ શવાલનો પેલા જુવાંન મરદથી કશો પણ જવાબ આપી શકાયો નહીં, અને તેને પોતાનું શર નીચે નમાંવી ત્યાંથી રુખશદ લેવી પડી. આ છેલા સવાલે તેનાં અંતઃકરણને વીંધી નાંખ્યું અને તે જખ્મ તેનીથી બરદાસ્ત થઇ શકયો નહીં. તરત તેણે આગલા હવાઇ વીચારો છોડી દીધા અને પોતાનાં દેશ તથા પેદા કરનાર તરફની ફરજો ઉપર ધ્યાંન આપી ચાલવાનો ઠેરાવ કીધો.

લાતીન ભાશામાં એક કેહેવત છે કે "છેરા તરફ જોવો" તેછતાં કેટલાંક ઇનસાનો એવાં છે કે જેવા "છેરા" તરફજ બેદરકાર રહી આખી જીંદગી સુધી પોતે પોતાનેજ ઠગી નાંશ પાંમે છે. દરએક કાંમ હાથમાં ધરતી વખત તમો તમારાં દીલને સવાલ કરજો કે "પછી શું ?" અને તેનાં સારાં પરીણાંમ વીશે તમારી ખાતરી થાય તોજ તે ઉપર ભરશો રાખજો.

જુવાંની, ખુબસુરતી, મોજમજાહ, હોરમત અને માંન, દબદબો અને દોલત, તંદરોશતી અને જીંદગી, વખત અને ચોઘડયાં, સરવે સરવે ફનાં થશે "પણ પછી શું ?"

એક કવેશ્વર પુછેછે કે "સુરશતીનાં સરવે સુખો પછી, મોજીલાઓનાં રંગીન ગાયણો પછી, રોશનીનાં સુંદર દીવસો પછી, અને અસકાત ભરેલા સરવે કીસમનાં સ્વપનાંઓ પછી શું ? પછી એજ કે "ફકત એક સુકાઇ ગયલું શરીર, ફકત આલું દુઃખ, અને ફકત દુઃખી દીલનો પસતાવો એજ પછીમાં પછી."

"અરે પણ પોકલ નાંમ, શુકાઇ ગયલું શરીર, આલું દુઃખ અને દુઃખી દીલના પસતાવા પછી શું."

"પછી એજ કે દુન્યાઇ મોહોબતને છેલી સલાંમ—અને વીશરાઇ ગયલા મરહુમ સખશો સાથનાં માંત મુકાંમ ઉપરનું મુકાંમ, એજ પછીમાં પછી."

"અરે પણ દુન્યાઇ મોહબતને છેલી સલાંમ—અને વીશરાઇ ગયલા મરહુંમ સખશો સાથનાં માંત બાછાંનાં પછી શું?"

"અરે પછી તો ઇનસાફની દરગાહ, અરે પછી તો આશાનો નાશ, અરે પછી તો કયાંમતનો દીન, અરે પછી તો બીજું મોહોત."

---

## એક ગરીબ ખલાસીનું દાહાપણ.

એક દીવસે નાંમીચો શેહેનશાહા ઓરંગજીબ એક હાથી ઉપર શવાર થઇ પોતાનાં લશકરને એક નદી પસાર કરી જતાં જોતો હતો તેટલામાં ત્યાં ઉભેલા એક ગરીબ ખલાશી સાથે વાતમાં ગુતાતાં તે ખલાશીએ શેહેનશાહને કહયું કે "જીવતાં જણાવરોમાં એવું કોઇબી ન હશે કે જેનું બરાબર વજન હું કહી નહીં શકું." આ ઉપરથી તે શેહેનશાહે જાણવા માંગ્યું કે "હાલમાં જે હાથી ઉપર હું સવાર થયલો છું તેનું બરાબર વજન કેહેવું."

તરતજ પેલા હાજરજવાબી ખલાશીએ માંગી લીધું કે "તમારા હાથીને મારી મોહોટી બોટમાં આ નદીને પેલે પાર ફેરવી લાવવાની રજા આપો."

શેહેનશાએ તેમ કરવાંની પરવાંનગી આપવા ઉપરથી પેલા ખલાશીએ તે અખતરો અજમાવી જોતાં હાથીનાં વજનથી બોટ જેટલી પાંણીમાં ડુબી હતી તે બરાબર તપાશી નોંધી લીધું, અને હા—

રાજાને શવાધીન કરી પોતાની બોતને શાગી કાંની પથરાથી બાધવા માંડી. એમ કરતાં જ્યાં સુધી પેલા હાથીના વજન જેટલા પથરાથી પેલી નોંધી લીધેલી નીશાન સુધી બોત ડુબી ત્યાં શુધી. તેને લાધીઆ કીધી, અને પછી તરત તે પથરાવો પાછા ખાલી કરી તેમને તોલવા માંડયાં. એમ કરતાં જે પજન તે પથરાનું થયું તેજ પેલા હાથીનાં વજન તરીકે પાહાદશાહને જણાવામાં આવ્યું.

આ વજન હાથીને તોલી જોતાં બરાબર ઉતરવાથી ઔરંગજીબ એટલો તો ખુશ થઈ ગયો કે તરત તે નાંમદારે તે ગરીબ ખલાશીને એક ગાંમડાંની બખશેશ કરી નવાજી નાંખ્યો. આ બનાવ ઉપરથી તે ગાંમડાને "તોલાપોર" યાને "તોલ કરનારો અથવા વજન કરનારો કસબો" એવું નાંમ મલ્યું છે,-જે પુનાંની નજદીક બીમાં નદીને કીનારે આવેલું છે.

પ્રોએસ.

---

# ઈનાંમનો સવાલ.

બહાંમમાંછે પહેલો, પણ દરાખમાં નહી,
શકરમાંછે બીજો, પણ બરાખમાં નહી,
કસતરમાંછે ત્રીજો, પણ પ્રુડીંગમાં નહી,
છતરમાછે ચોથો, પણ સીસાગમી નહી,
સેતરંજમાછે પાંચમો, પણ "ઢિસ"માં નહી,
મીશકીનમાછે છઠો, પણ દુરવેસમાં નહી,
પ્રુકતીમાછે સાતમો, પણ હીકમતમાં નહી,
અપટમાછે આઠમો, પણ બુલબમાં નહી,
લગનમાંછે નવમો, પણ શીપાઈમાં નહી,
જોગીમાંછે દશમો, પણ વૈરાગીમાં નહી,
નરંદમાંછે અગયારમો, પણ ભોળાઈમાં નહી,
કસરતમાછે બારમો, પણ આલસાઈમાં નહી,
પનડીતમાંછે તેરમો, પણ કાબિલમાં નહી,
કેમ આપુ તમને, મુજ નામની શુવાઈ?
કરાવીછે "વિદ્યા મિતરે" તમો સાથ પીછાંણ,
હું છું એક એવા વીદ્વાંનનરનું નાંમ.

## ગયા માશના સવાલનો જવાબ.

### ડીકસનરી.

ઈનામ મેળવનાર મીo બેરામજી કુવરજી પ્રુનેગર, તે તેવણે મંગાવી લેવુ.

### ખરા જવાબ મોકલનારાઓના નાંમ.

મીo કા. મે- દા,
મીo નગીનદાશ લાલદાશ.
મીo એચ. બી. મેહેતા.
મીo હીરજીભાઈ જાગીરજી દાદીશેઠ.
મીo ફ. દો. પાં.
મીo દાઉદભાઈ શરીફભાઈ.
મીo વીરચંદ રામજી ભાવનગરવાલા.
મીo બેરામજી કુવરજી પ્રુનેગર.
મીo જ. પ. મો.
મીo જા. ન. રાઈટર.
મીo જ. પીરભાઈ.
મીo બમનજી ખરશેદજી ભાંડુપવાલા.
મીo દાદાભાઈ ફરામજી સોપારીવાલા.
મીo મેરવાનજી કુવરજી બીલીમોરીઆ. (બીલીમોરાથી.)
મીo ફરદુનજી. એસ. ડો. પાંડે.
એક વીદીઆરથી.
મીo એચ. આર. કુબાસ.
મીo બલદેવરાંમ કરશાનરાંમ માસતર.
મીo રૂસતમજી બેજનજી શુનાવાલા.

---

### જવાબ મોકલનારાઓને ખબર.

વિદ્યા મિત્રમાં દર માસે જે ઈનામના સવાલો આપવામાં આવેછે તેના જવાબો ઘણી વેલા કેટલેક ઠેકાણેથી સાથે મલવાથી તેમજ હુશીઆર દેશાવરના ઘરાકોને ઈનસાફ આપવા ખાતર હમોએ ઘણેક ઠેકાણેથી ફરયાદો ઉપર ધ્યાંન આપી હમારા ભાઈબંધ "ગુલ અફશાંન" ની માફક એવું ઠેરાવ્યું છે હવેથી દર માશની તાo ૨૦ મી શુધીમાં આવેલા સરવે જવાબો એકઠા મેલવી તેમાંથી એક બાલક પાશે એકજ કાગજ ખેચાવામાં આવશે, અને તે કાગજ જેનું નીકલશે તેને ઈનામ આપવામાં આવશે.

---

### લખી મોકલનારાઓને ખબર.

એક વિદ્યારથી—તમારો ઉપકાર થયો, ચોપાંણીઆંને આગલ વધેલું જોવા વીશેની તમારી ઈનતેજારી એક વિદ્યારથીને જેબ લગાડનારી છે.

શોરાબ—સીશારો—જુનીઅશા—સી શુધારક અને પોલીટીકશ—હમારા મેનેજરને મલી તમારાં ઈનાંમ વીશે નકી કરવું, તમારી ભલી કોશેશ માટે ઉપકાર માનીએ છીએ.

"એમ ચાલે કે?"—અલબતાં તમોએ જણાવેલું પીકચર હમો આગલ આપી ગયાછે, પણ તેમાં શું છે? એ તો અરશાપરશીની દુન્યાં છે, અને તે નહી કાએ ચાલે?

---

ધોબીતલાવ—નંબર ૮૭૨ વાળાં ઘેરમાં,
મુંબઈ વર્તમાન છાપાખાનાંમાં મનચેરજી હોસંગજીએ છાપ્યું છે.




# વિદ્યામિત્ર.

પુસ્તક ૮ મું. | માર્ચ ૧૮૮૯ | અંક ૩ જો.


## બેનજીર અને બદ્દરેમુનીર.

### નાટક ચાર અંકી.

બદ્દરેમુનીર–હા, ખરોબરછે; એ વાત સારી–કાંઇ તાલમેલ કરી હવે ફરી તોળો.

વજીરજાદી–(હશીને) અરે નહી, નહી, ફરી સાનું તોળે–ને તાલમેલ શાંની કરે. એ કંઈ કોઇ પરીની સાથ મોહોબત-માં પડેલો નથી. પણ કોઇ પરી હેને શુનેલો ચોરી લાવીચ. બીચારો નાદાન ને ભોલો ભાતછે, તેને બરાબર વાતબી કરતાં નથી આવડતી. તું વીચાર કર કે કોઇ પરીનાં છંદમો એ ગીરફતાર હોય તો હેનું મોહડું હાલું શુરખીવાલું ને ચેહેરો તેજ ભરેલો રેહેજ નહી. હા! હેની ખુબ-શુરતી! ખચીત ખુબશુરતીથી લલચાઇ ને પરી જેવી ચોરી લાવી તો આરે કાંય નહી દયા કરીએ? ને વળી પરી ચોરી લાવીચ પણ એ કાંહાં તેની પર રાજીછે, ને તેની સાથ રેહવાનું પસંદ કરેચ; એતો ઉલટો તેણીથી હુરકારોજ શોધેચ વારતે તમારે પરી વીશે કાંઈ મનમાં લાવવું નહી, ને ભોલાં દીલથી એની સાથે વાત કરી.

બદ્દરેમુનીર–(હશીને) અરે તું બધી વાતે મારૂં મન ફેરવી નાખેચ હો.

વજીરજાદી–(બાજુએ) પસરી–પસરી.

બેનજીર–ભલી બાંનુ ખરૂં કહુંચ કે હાવી ચંચલ વજીરજાદી ધરાવવા માટે તુંને ઘણો લાભછે. એના બોલવાની સફાઇ અને હુશીઆરીની માહારેથી કાંઇ તારીફ થાઇ શકતી નથી. એને માહારો ખરેખરો હેવાલ તુંને કહેલોચ, વાસ્તે જો તુંને માહારાપર જરાબી દયા ઉપજતી હોય તો માહારીપર મેહેરબાંનીની નજરે જોવું કર.

બદ્દરેમુનીર—તારો તું તે પરીપર ફીદા તો નથી ની.

બેનજીર–નહી, નહી, ને નહી.

બદ્દરેમુનીર–ચાલ જાહારે એમજછે ને તું ખરૂંજ કેહેચ તાહારે હું તુંને કહુંચ કે આજથી આપણ બંને જણાં પાક મોહો-બતમાં મશગુલ રહીશું અને કોળ કરી-એચ કે આપણજ સાથે પરણશું.

બેનજીર––(છાતી પર હાથ મેલીને) કબુલ, કબુલ, મોટી ખુશી સાથ એ માં-ગવું કબુલછે–અને હું ખોદા પાસ મા-હુંચ કે આપરી જેવી નીરદોશ મોહો-બત બંધાઇછે તેની શેહાદીની સોબત સંધાઇને તેની વધાઇ આપણાં વડીલોને કરીશું.

વજીરજાદી–આંમીન આંમીન.

રામરાગરો–આંમીનો, આંમીન.

## ગાયન.

("કાયમ રાખો રાજ ઇરાની તુગની ઓહા"—એ રાહપર)

મેલાપ થયો રે બેનજીર ને બદરેમુનીરનો
સુભ ચોઘડીએ, સારી ઘડીયે,
તું આવી મળ્યો રે.—બેનજીરને બદરેમુનીરનો મેલાપ૦
સાંન સોભતે, સુરો ને ધીરો.
પુરો તુંજ પડયો રે.—બેનજીર ને બદરેમુનીરનો મેલાપ૦
આકાશવાસી નજરે પડયો
દીલનો દીલદાર ઠડયો રે.—બેનજીર ને બદરેમુનીરનો મેલાપ૦
બેઉએ આસનાઇ કીધી,
વચન એકેકનો ધર્યો રે.—બેનજીર ને બદરેમુનીરનો મેલાપ૦
સાદી રામસની થાસે મદરોજમા
હાથ હવે કબુલ કરયો રે.—બેનજીર ને બદરેમુનીરનો મેલાપ૦

બદરેમુનીર—લે, શાહાજાદા માહરી આ ગોઠી તારે મુબારક આગલે પેહેડ અને તેને જીંદગીની ઘડી શુધી શલામતીથી સભાલી રાખજે.

(બેનજીર વીટીને ચુમીને પેહેડે છે ને પોતાની આંગલેથી બીજી વીટી કાહડીને.)

બેનજીર—અને તેમજ આરશપરશની શગાઇની હીધાણી દાખલ આ મારી રંગેથી તુંને સપુરદ કરીને હવે હું તાહારીથી રવાનગી ચાહુંચ કે વલી કાલે આએજ વખતે આવીને મલશ.

બદરેમુનીર—અરે છો રહી તાહરી વીતી ને બાતી—આ હીસાબે તું અરી મોબત કરી જાણુતોજ નથી—તાજી મોહબતમા એમ જુદાઇનો જખમ હોએ કે—

બેનજીર—પીઆરી, હું તુંને વચન ને કોળ આપી ચુકોચ તો હવે હું તારીથી દુરી ને જુદાઇ કદી પકડનાર નથી; ફકત માહારો વચન પાલવાને મારે હવડા જાવું પડેચ, કેમજે માહરો વખત થાઇ ચુકોચ, પણ તું જાણજે કે મારૂં દેલ્ની હવે તારીજ સોહબતની આગમા જળવા માડયુંચ તેથી મને તાંહા મુદલ ચેન પડનાર નથી, અને મારી ચશમ તથા જીગજાન શંધો તાહરી તરફજ લાગી વલગી રેહશે પણ ફકત મારૂં બોખું ખાલી પરીના રેહથાનમા ગીએલું સમજવું.

બદરેમુનીર—એ કેમ પરવરશે; મોબત! મોબત!! એકવાર મોબત લાગી ચુકી; દેલ દેઇ ચુકી; પછે જુદાઇ કેમ ખમાશે.

વજીરજાદી—સાહજાદી—આ સાજાદો કોઇ વચનનો સાચો છે, અને વચનને લીધે હાલ તરત જવા માગેચ તો જવા દે—આપણે આસતે રહીને એ પરીના છુટકાગનો ચારો કરસું તેટલાં દર રોજ એ આપણી આગલ આવેઆ કરશે.

બદરેમુનીર—
જો એમજ છે તો હું જાવા દેઊંચ,
પણ ઓ વાહલા જલદી આવજે એમ
કેહુંચ.
નાચારે ને દલગીરાઇથી પરીએચ જુદા,
પણ બેચેન ને બેકામ રેહશ સદા.
હવે તું વના મને બીજુ કાંઇ ભાવશે નહીં,
તું સીવાએ બાજુ કાઇ માહરી સામે
આવશે નહીં.
ખાવા પીવા ને સુવા ગમશે નહીં,
બેશવા ઉઠવા ને ચલાશે હલાસે નહીં.

પ્યારતે રે ઓ બેનજીર બખ્ત મરદ,
જુદાઇના ગમને ટાળજે તુરતા તુરત.

બેનજીર—
ઓ વાહલી ને મેહેરબાન જાનું,
તું ધણું ના બોલ દીલને મનાવાનું.
મારોબી હાલ ને હેવાલ એવોજ છે,
શું પો તું કેહેચ તેનોજ બનેઓ છે.
મને બી એક ઘડી હવે તું વના ચાલશે નહીં,
તારી તારી ને તારી યાદ વિસરાસે નહીં.
બને તેટલી ઉતાવળ ને જલદી કરી,
આવશ ને મલશ હું ફરી ફરી.

(બેઉ જણાં જુદાં પડતાં દલગીરી સાથ ઉભાં થાએછે, ને બેનજીર હું જાંઉછું કરી કહેછે, બદરમુનીર તેનો હાથ પકડીને આંખમાં ચાંપેચ ને હાથપર ચુંમી લીએછે—પાછો બેનજીર તેણીના હાથપર ચુંમી લીએછે. બેઉ જણાં એમ કરેછ તેટલામાં એક દેવ ઉડતો ઉપરથી તે લોકોને જોતો પસાર થાએછે, તે અધવચે અટકી હવામાં અધર રહી બોલેછે.)

દેવ—હા ! અરે આ મરદ તો માહરી પરીજાદી માહરૂખનાં રેહેઠાણમાંનો; અરે ! એ શું બનાવ છે, માહરી પરીજાદીનો ચોર પાંહાં કોઇ આદમજાત ઓરત સાથ એશ આરામ કરતો માલમ પડેચ. અબઘડી હું માહરી પરીજાદ માહારૂખને એ બનાવની ખબર કરૂં (ઉડી જાએ છે.)

બેનજીર—પીઆરી, હવે હું તારીથી રૂખસત લેઊંચ (બેનજીર—બદરેમુનીર છુટાં પડે છે.)

બદરેમુનીર—હા આખરે તે ગીઓ. કીઆરે પાછો આવશે.

## ગાયણ.

( "શેહેરનો શુબો ગીઓ તે કેહારે આવસે જો."—એ રાહ. )

વાહાલો દીલદાર ગીઓ તે કાહારે આવશે જો,
તેની ખબર તે હવે કોણ લાવસે.—વાહાલો દીલદાર૦
ફરી કાહારે મલશું નજરે નજરશે જો,
આ આંતરડીની હાય કેમ ઠરશે.—વાહાલો દીલદાર૦
મોબતની માયાનો મલમ કોણ લાવશે જો,
વાહાલાનો જુદાઇનો જખમ કેમ રૂજાશે.—વાહાલો દીલદાર૦
ખાવું પીવું ને બેશવું ઉઠવું નહીં ભાવશે જો,
વાહાલા વગર કોણ હઇડું રીઝાવશે.—વાહાલો દીલદાર૦

---

### એકટ ત્રીજો—દેખાવ ત્રીજો.

(પરીનું રેહેઠાણ—પરી મહારૂખ ખુરશીપર બેઠેલીછે.)

પરી—(ઉભી થઇને) ખરીવાત છેકે આદમજાત બેવફા નીકલેચ; કેમકે મારા મેહેલમાં લાવેલાં આદમે એ કેહવત શાચી ઠેરવી આપીચ. હું તેની પર ખરાં દીલથી ફીદા છેઊં પણ એ હાવો બેવફા નીકલ્યો. શારૂં થયું કે માહરા આકાશી ઉડતા દેવે એને તે જગોએ કોઇ બેગાની ઓરત સાથ મોબતમાં પડેલો જોયો અને તે માહરા વફાદાર દેવે આવીને મને તુરત ખબર આપી તો એ વાતથી હું જાણીતી થઇ. હવે એ આવે તો ખરો. હું ધારૂંચ કે આ તેની બેઅદબીને સારૂ એને ઘણી મોટી અને ઘટતી સજા કરવી જોઇશે. અગર એ જુવાન શખશ વગર અચકયે પોતાનો ગુનાહ કબુલ કરશે તો હું કાંઇબી એને ઓછી સજા અને તેથી ફકટ તેનો જવાંનીને ખાતર કરશ. બાકી નહીં તો હાવી તેની બેવફાઈ સારૂ તેને જીવતો રાખવોબી શજાવાર નથી. (અંદર નજર કરીને) લે, હું ધારૂંચ કે તેજ આવેચ.

(એટલામાં બેનજીર ઘોડાપરથી ઉતરીને હરતો ફ રતો આવેચ—પરી તેને દોરા ગુરકીને જોયાકરેચ.)

બેનજીર—

કેમ નામવર પરીજાદી, ખુશ તો ખરાં,
હું કેહુંચ કે તમો ખુશીતો છોવાની.
કેમ કાંઇ બોલતાં નથી વારૂ,
કાંઇ ગોશ બોશ થઆચ કે શું.

(પરી કશો જવાબ નથી દેતી પણ ઘુરકીને જોઇછ.)

પરી—ઓ બેઅદબ ને નફત તુંને આજે એકદમ હેવી ગેલગેલીને ખુશાલી કેમ ઉપજીચ. તું તો આજપેર ગમગીન, દલગીર ને ખરેલો જરેલો રેહતો હતો તેની હવે કેમ તુંને એમ ગેલગેલી છુટીચ.

બેનજીર—તોબા; વલી તુંજ નામવર મને ખુશીથી બોલવા ચાલવા કેહતી હતી, અને જારે હું એમ તારી સાથ હશી ખુશીથી વાત કરવા માંગુંચ તારે તું મને હાવા તાનાજાનીના શબદો કેહેચ. આએ તો બેવરૂં દુખ થયું કે નહી હશાતું કે નહી રરાતું.

પરી—હવડાં તુંને હશવા–રડવાની સારી પેરે શમજ પડશે, અને તારી બેવફાઇનો બદલો તુંને મલશે: ઓ નાપાક લુચા બેઅદબ અને બેવફા ચોર તુંને દયા લાવીને બાહાર ફરવાની રજા આપી; તે રજાનો ઉપયોગ તુંએ હાવો કીધો કે.

બેનજીર—(મનમાં) બાપરે એ શું ધાર આવી (મોટેથી)—મેં શું કીધું.

પરી—તેં કાંઇ નહી કીધું રે, તું તો બીચારો કાંઇ જાણતોજ નહી હોશે.

બેનજીર—બેશક હું કાઇજ જાણતો નથી.

પરી—ચુપ ઓ લુચા ચોર—જુઠું બોલીને તું તાહરી તકશીરમાં વધારો ના કર. હું તુંને પુંછુંચ તે ખરેખરં કેહે કે તું હવડે કાંહાંથી આવો. શાચું કેહજે, ! મને શંધી ખબરછે.

બેનજીર—(મનમાં) એ મને આમથી સાંપી ધરેચ, હો, બાકી થયે ગીહ ગારૂં. એ શું જાણતીતી ને એ કાંહાં જોવા આવતીતી—(પરીને) અરે વલી જાએ. કાંહાં ને આવે કાંહાં; આએ જરા હીઆંથી તીહાં ફરીને પાછો આઓ.

પરી—(મનમાં) આએ મલવા પંચી જોજો હં, ઉડાવાની વાત કરેચ તે (બેનજીર) તારે તું ખરૂં કેહેચ કે કેઇ ગીઓ નથી ને કોઇ સાથે કાઇ વાત ચીત કીધી નથી.

બેનજીર—(હશીને) અરે કાંહાં જાઉ ને વાત કોણ સાથે કરૂં. હા, હા, હું હવા સાથે વાત કરીઆઓ—બાદાને મલી આઓ—ને ધુલમાં લોતી આઓ.

પરી—ધુલમાં તો નહી પણ ખરેખર ગતમાં લોતી આઓ હોશે.

બેનજીર—અરે નામવર પરીજાદ તમે હેવા બોટો વેહેમ ના કરો, ને કાંઇ વાત કરો.

પરી—શબર, બધી લાંબી ટુંકી જવા દેઓ ને હું પુછુચ તેનો પાધરો ને ખરો જવાબ આપ. બોલ તું ફરવા ગીઓ તારે કાહાં ઉતરેઓતો; કોણ સાથે વાત કીધીતી ને શું શું વાત કીધીતી.

બેનજીર—(શોખા હાથ કરીને) કાંઇ નહી, કોઈ નહી, કોઇ નહી, ને કાંઇજ નહી.

પરી—શું તું આએ ખરૂં કેહચ.

બેનજીર—તદન ખરૂં.

પરી—તું શોગન ખાઇને કેહેચ.

બેનજીર—તું નામવર પરીજાદના જવાંન જીવનાં કશમ લેઇને કેહુંચ કે હું ખરૂંજ બોલુંચ.

પરી—(ગોસ્સાથી આંગપર ધસારો કરીને) ચપ; ઓ લુચા ને બેઅદબ—તારૂં મોહડું બાર; તું ગેહાઇ ભરયું જુઠું બોલેઓચ, ને ઉપરથી તું માહગજ શોગન ખાએચ. તું ખરોજ બેશરમ અને બેઅંદાજછે. બોલ નાપાખ શું તું દોઇએક ફ્રેગાની ઓરતનાં બાગમાં નહી ગીઓતો—તીઆં

તેણીની સાથ પીઆર ને મોબતની વાત નહી કરી આએ.

બેનજીર—(મનમાં) મીજાંન આએ શું આફત (ધ્રુજતો) નામવર—પરી—એ વાત વધુને-કોને કહી—ખો—ટી છે.

પરી—(મીજાજમાં) ખોટીછે; હં,ખોટી છે. હજુર તું સરકશી કરેચની. શઉર કર (પગ અફાડેચ તેવીજ ભોંયમાંથી એક દેવ નીકલી આવેચ) ઓ માહરા આકાશી ચોકાશીને માટે ફરનારા દેવજાદ—શાચું બોલ કે ગીઆ હફતાના છેલા પોહરમાં જરે તું આશમાનપર ફરવા નીકલીઓતો ત્યારે તુંએ શું જોયું—ને આએ જુવાન શપંથ તુંને કાંહાં નજરે પડીઓતો.

દેવ—

ઓ નામવર શાહેબજાદી, એજ એજ ચોર,
જે હરવાં ઉભીછે તમારી સાંમએ જાણે પીર.
એને મેં જોએતો શરણદીપ શેહર બણી,
તેશેહરનાં બાદશાહાની બેટીબદરેમુનીર તણી
તે ને એ બે જણાં સાથે મલી,
એશઆરામી ને મોબતમાં ચકચુર બની.
એકેક સાથ કરતાં હતાં વાત ને મજા,
બરૂં કેહુંચ વાસ્તે જોઇએ તે કર એને શજા

પરી—કેમ,હવે કેમ—હવે તું શું જંવાવ કરેચ ને માહરા પોતાના શોગંદનો ખાનાર ને ખરી વાતનો કેહનાર તે તુંજ કે.

બેનજીર—(મનમા) એ નાપાક દેવ શું દાહતો નાખીયુંચ (ગંભીરાઇથી) ખોટું, ખોટું તદન ખોટુંછે—માહરી પર એ બોહતાંન જોડેલું છે.

પરી—ઓ દેવજાદા, હું તો શમજતી હતી કે તું કોઈ લાએકીવાલો શાઓ ને ખરો મરદ હોશે. પણ તુંતો ગુનાહ કરી ઉપરથી તકશીર પોકારેચ ને આએ માહરા જનમો જનમનાં નીમખ હલાલ દેવને ખોટો પાડવાની પેતરણ કરેચ, પણ યાદ રાખ કે એમ કરવાથી તું કોઇબી રીતે બચનાર નથી, પણ ઓર વધારે ફસીને તું માહરા વધારે ગુસ્સામાં આવેચ.

બેનજીર—(મનમાં) હવે શું કરૂં. જો માંની દેઉંચ તો હું નહી જાણતો કે એ માહરા શું હાલ કરશે—શજાની ધાસ્તીથી માહરીથી તો ખરૂં માંનીખી દેવાતું નથી, તારે શું કરૂં. મનેતો એનો કાંઇ એલાજ શુજ પડતો નથી.

પરી—કેમ હવે તું શું કેહેચ—ને વખત શાંનો કાહાડેચ.

બેનજીર—હું શું કેહું, બધું ખોટું છે તારે બોલુંબી શું.

દેવ—(પોકારીને) ઓ બેહયા અને બેશરમ આદમ તુંને સરમ આવતી નથી કે મારાં રાસ્ત બોલવાને તું ખોટું પાડેચ. શું તું તે નાજની સાથે ઉભેલો નહી હતો. શું તાંહાં એક કોચ ને બેઠક કરેલી નહી હતી ને વધારે બોલાવેતો હું ધારૂંચ કે તેનાં હાથની એક અંગોથી તારાં આંગલાંમાં નથી ઓરવેલી.

પરી—(આંગલી જોઇને) હા, આએ-શું, હવે મને વધારે શાખેદી જોઇતી નથી. કેમ ઓ બુબખ હવે એવો ફીકો ફચ પડી જઈ ધ્રુજેચ શાને માટે. જા, હું તો તુંને ચાહીને લાવીતી પણ શખે ખાતાં ગોશાઇ નડે તેમ તેં માહરી સાથે બેઆદબી કીધીચ તો તેનો શવાદ હવે સારી પએ ચાખ.

બેનજીર—અરે મુજપર કાંઇ દયા કરો.

પરી—દયા; તારીપરતો દયા ખરેખરી કીધીચ કે તુંને જવાંન જીવડો જાનીને એકદમ બેજાંન કરતી નથી, પણ સદાકાલ અંધારા ગારમાં નાખુંચ ને તાંહાં તારે જોઇએ તો પેલી તાહરી નવી છેલછબીલી મારદારને બોલાવજે કે તુંને પુરેપુરી મજાહ પડશે.

બેનજીર—અરે અફશોશ.

પરી—હવે અફશોશને બકબોશ નકામાછે (દેવને) જા ઓ દેવ, અબગરી શેતાખીથી જા અને દેવોના ?..

બીજા તારા જાતભાઇ દેવોને બોલાવી લાવીને આ બેવકા આદમને એક હેના અંધારા ગારમા નાખો કે જાહા એ પોતાની જીંદગીના છેડા શુદી પોતાની આડી ચાનો પસતાવો કરે

દેવ—ખુબ છે.

(અંદર જઇને બીજા ત્રણ દેવ સાથે બાહાર નીકલેચ ને બધા સાથે બોલેચ)

હઇજાલા લઈ ચાલા—હઇ જાલા લઇ ચાલા.
ખુરં નાઆ કોરંબીઆ—ખુરંબીઓ કોરંબી

(ચારો જના સાથે બોલતા શાબદાને ઊંચકી લેઈ જાએચ)

---

# વિલાયતના કવિશ્વરો.*

—(o)—

It is ridiculous, under a pretence of such introductions or prefaces to wander to the most remote or distant themes which have no near or necessary connexion with the thing in hand, this serves for no other purpose than to make a graudy show of learning

DR WATTS

"કોરતીંગ ધી મ્યુઝીશ" ના પેના પ્રસીદ્ધ કરતા મી૦ કાવશજી વેશુવાલાએ આ વેલા ગુજરાતી ભાષામા પોતાનો પેહલ વેહલો દેખાવ દીધો છે, તે ઉપરથી તેમને પોતાનો વિદ્યાભ્યાસનો તારીફ લાયક શોખ આગલ ચલાવા ખાતર ઉતેજનના બે બોલ કેહેવાની હમારી ગમે એટલી ઇચ્છા હોવા છતા, હમારા અધીકારની રૂએ જણાવ્યા વગર ચાલતું નથી કે તેમના "વિલાયતના કવિશ્વરો" કાઇજ નહીં પણ એક મોટી નીશફલતા છે. મી૦ વેશુવાલા હમારા ટીકા ઉપર ગુશે થવાને બદલે તે ઉપર ધ્યાંન આપી જેમ તેવણે પોતાના આગલા પુસ્તક કરતા બીજામા કેટલોક શુધારો કીધો છે તેજ પ્રમાણે આગલ ચાલતા પોતાના કેટલાક વાધા ભરેલો શોખ અને નીતીને નહી છાજતી લાગણીઓ છોડી દેશે તો હમારી ખાતરી છે કે ભવીશમા તેવણના જેવા મોહોલા વાચણ અને શારી કાબેલીતવાલા ગ્રંથકાર ગુજરાતી ભાષાને હમેશા નાભી શકે એવા કીરતીમંદ પુસ્તકો પુરાં પાડી શકશે.

પ્રથમ જેવા દબદબા અને તવારીખના છટાદાર ઇશારાઓ શાથ તેવણે પોતાનો દીબાચો શરૂ કીધો છે તે મથાલે મુકેલા દાક્ટર વોટશના ફકરા મુજબ મી૦ વેશુવાલાએ ફકટ પોતાનું પાણી બતાવાને ખાતર લખ્યો હોય એમ હમુંને ભાશે છે. પણ જો તેમજ હોય તો મી૦ વેશુવાલાએ આપણને તેવનના ગ્નાનના પાણી કરતા અગ્નાનપણાનું પાણી વધારે બતાવ્યું છે. કેમકે દીબાચાની શરૂઆતથી આપણને એમ લાગેછે કે મી૦ વેશુવાલા પ્રાચીન કાલથી કવિતાની ચુલીતચીલ તવારીખ ચીતારતા હોય. તેમ હતે તો ગુજરાતી વાંચનારાઓને ખરેજ એક કીમતી રશાલો મલી શકતે. પણ તેમના કમનશીબે બેજ ચીશ ચીશ લીટીના ફકરાઓમા કવિતાની ચડતીપડતીની તવારીખ ફરરફુશ થઇ જાયછે અને તેપણ "વિલાયતના કવિશ્વરો" વીશેના કશા પણ ઇશારા વગર હોમર અને વરજીલ, તાશો અને એરીઓસ્તો, કેમોઅન અને ફીરદુશી, જેવા ગણતરીના કવિશ્વરોમા તમામ પ્રાચીન કાલના પ્રખ્યાત કવિતાઓ આવી રેહતી હોય તે પ્રમાણે તેમના પુસ્તકોના એકાદ બે નામ આપી આપણા કવિશ્વરોના આશનાવ મી૦ વેશુવાલા પોતાના દીબાચાનો વિધવતાવાલો ભાગ ખતમ કરેછે.

---

* વિલાયતના કવિશ્વરો—તેઓના જનમ ચરીતરો, તેઓના લખાણો, અને તેમના કવેતોની કીમતો — ગુજરાતી ભાષામા રચનાર કાવસજી નવરોજી વેસુવાલા. મુંબઈ, જેહાંગીર બેજનજી કરાણી ૧૮૮૦.

આગળ ચાલતાં "પ્રાચીન હીંદ દેશ" ચાલુ મેહેલું પ્રકરણ "વિલાયતના કવિશ્વરો" સાથ શું તાલુકો ધરાવેછે તે હમે શમજી શકતા નથી. જો કે વિદ્યાભ્યાશની તારીફમાં શારા વીચારો દરશાવ્યાછે તોપણ જ્યાં તેની જરૂરજ નહીં ત્યાં તે કફોડા દીશે છે. એટલુંજ નહીં પણ જ્યારે તેવણ એમ જણાવે છે કે "હીંદુસ્તાંનનો અરધો અરધ ભાગ આવી કેલવણીનાં સારાં મુલ તત્વોથી પણ બેનશીબ રહેલો છે" ત્યારે તેવણનાં અગ્નાનપણાં માટે હમોને અજાએબી ઉપજેછે. હીંદુસ્તાનની વીશ કરોડની વસતીમાં એક કરોડ માણશો પુરૂં પાધરૂં વાંચી લખી જાણતાં નથી તો તેમને અરધી વશતી કેમ કહી શકાએ?

ઘણાક ગ્રંથકારોને હાથમાં પકડેલી બાબદ વીશે અતિઅંત શરાહગાતકરવાની ટેવ હોય છે, અને એ ભુલ ભરેલી ટેવ મધેથી પણ મી૦ વેશુવાલા બાતલ દીશતા નથી. ઇગ્રેજી ભાષાનું ભણતર ગમે એવુ બેહાલું અને કીમતી હોવા છતાં જ્યારે તેવણ એમ કહેછે કે "તેનાં જેટલું વાંચણુ આજે દુન્યાની બીજી કોઇ પણ ભાષા ધરાવતી નથી," ત્યારે હમારે ફ્રેંચ અને જરમન જેવી એક શરખી રીતે બેડાયલી ઇગ્રેજીની બેહેનપણીઓના ઇનશાફને ખાતર.વાંધો ઉઠાવવો જોઇએ. મી૦ વેશુવાલાના મગજમાં કદાચ ઉપલો વીચાર જણાવતી વેલા શાહેરી લખાંણનોજ ખ્યાલ હશે. બાકી પદીય અને ગદીયના-શામટા સંગ્રહ માટે હમો ઉપલી ત્રણેને એક શરખી માંન્યે છીયે.

ઇગ્રેજી ભાષાની અંદર ઘણીક ભાષાનાં તત્વો સમાયલાં છે એમ હમો ઘણુંક વધુ જાણતા હતા પણ હાલમાં હમારી ભુલ સુધારવા માટે હમો મી૦ વેશુવાલાના આભારી થયા છેયે કેમકે તેવણના જણાવા પ્રમાણે "ઇગ્રેજી ભાષાની અંદર ઘણાંક દેશના તત્વો સમાયલાં છે." ત્રીજા પ્રકરણમાં તવારીખને આધારે ઇગરેજી ભાષાની હાલત શમજાવવાની કોશેશ દીખાયાની માંહકજ અધુરી ગેઇ છે. હમે ધારયેસ કે મી૦ વેશુવાલાએ આ પ્રકરણ લખતાં પોતાની "એદમથ ગ્રાંમર" બરાબર "રીવાઇઝ" કીધી હોત તો ઠીક થાત.

આ તો ઉપર ટપકેનાં ટીકા છે પણ જ્યારે મી૦ વેશુવાલા.ઇંગ્લાંડની કવિતાના પુરાંના પીતા ચોશર કે જેનાં લખાન આજે પણ.મોટા હરખથી વંચાએ છે અને યુનીવરશીટીની ઊનચામાં ઉંચી પરીક્ષાઓ માટે શીખાડવામાં આવેછે તે નામાંકીત કવિશ્વરની "બેતબાજીની ઢબ તથા લખાંણની જોડણી તરફ જોતાં વાંચનારને તરત ખ્યાલ આવશે કે હાલનાં જમાંનાના છોકરાઓ એવી તો કવિતા જોડે છે. એની કવિતાનો નાદજ કઢંગો છે" એમ કહેછે ત્યારે હમારી તમાંમ ધીરજ હવામાં ગુમ થઇ જાય છે. આ ઉપરથી સાફ જણાયછે કે ગમે એવા અભ્યશ અને શોખ છતાં મી૦ વેશુવાલા શારી માંડી કવિતાની પરીક્ષા કરવાને તદનજ નાલાયક છે. અને એક નાલાયક હાથમાં એક કીમતી ગ્રંથ નીરફલતામાં નીવડે તો તેમાં શી નવાઇ? ચોશરની શેહેલી શાદી પણ સુંદર કવિતા નીશાલયાથી તો શું પણ મી૦ વેશુવાલાશીખી લખાવી મુશકેલ છે તે આપણે તેવણનાં આગલાં ઇગ્રેજી પુસ્તક ઉપરથી જોઇ લીધું છે.

મી૦ વેશુવાલાએ નાટકોનાં ઇગ્રેજી નામોનો અલંકારી ગુજરાતીમાં અથવા બંધ બેસતી ધપે તરજુમો આપવામાંઠીક ડાહાપણ બતાંવ્યું છે. તોપણ "મરચંત ઓફ વેનીશ" નું નાંમ આપતાં નામાંકીત શેકસપીઅર જે ઘણીને વેનીશનો વેપારી ગણેછે તે "એન્તોન્યો" છે પણ મી૦

વેશુવાલાના "વેનીશનો વીઆજઆઉ વેપારી" એવા તરજુમાં ઉપરથી વેનીશના વેપારી તરીકે તદન ઉલનોજ ધણી ઠરે છે અને તે પેલો પ્રખ્યાત "શાઈલોક" છે. "હેમલેતનો" તરજુમો આપતાં મી० વેશુવાલા શેકશપીયર ઉપરખી શુધારો કરી, લખેછેકે "હેમલેત અથવા દોજખનો ભુત" ત્યારે શું "બેહેસ્તના ભુતખી" આવતા હશે? મી० વેશુવાલાએ કેમ જાંણ્યું કે હેમલેતનો નેક પીતા "દોજખનોજ ભુત" હતો. જે માણસની આખા નાટકમાં જાબજા તારીફ કીધેલી, જે માણસનું બદ અમલતનાં માંણસોએ હાથ કબખતે મોત નીપજેલું, તે માંણશ પાપીઓનાં કરતુક ઉઘાડાં પાડવા કદાચ પેલી જાંહાંનથી પાછો પણ ફરે તો તેથી તેવા નેક માંણશને "દોજખનો ભુત" કેહેવું શું ભુલ ભરેલું નથી!

માહા જ્ઞાની નાટક ગુરૂ શેકશપીઅરનાં "તવારીખને લગતા નાટકો વાચનાર ઉપર જાહાજી અમર કરતા નથી" એમ લખી મી० વેશુવાલા કદાચ પોતાના અભીપરાય ને બદલે પોતાનો શોખ જણાવતા હશે, કેમકે શીઝરનો લોભ અને તેની શજા, તથા એણતની અને બ્રુતશનાં શુભાષીત વાખ્યાંનોથી જેની ઉપર "જાહાજી અશર ન થાય" તે ખરેજ કોઇ લાકડાં અથવા લોઢાંનું દીલ ધરાવનાર હોવો જોઇએ. "એનતની અને કલીઓપેતરા" તથા "કોરીઓલેનશ" ના નાટકો જે વાંચનાર ઉપર "જાહાજી અશર કરતા ન હશે" તેમની લાગણી ઉપર ખરેજ હમુને દયા છુટેછે. "કોરીઓલેનશ" ની બાહાદુરી, અને પોતા શાથ બેવફા થનારાઓને શજા કરવા ખાતર પોતાનો દેશ તકાર તજી દેતી વેલાનો જુસો, તેની વહાલી માદર અને બાંનુ "વોલમનીયા" અને "વરજીલીઆ" ની મીનતજારી અને આખર કાકલુદીનો શું તમાંમ વીચાર મી० વેશુવાલા ભુલી ગયા હશે કે "તેવો વાંચનાર પર જાહાજી અશર કરતા નથી" એવી રીતનો પથરો ચુમાંવાને તેવણે હીમ્મત કીધી છે?

આગલ ચાલતાં બીજા ચારલશ રાજા ના વખતની ઇંગરેજોની નીતીને હાલની ઇંગરેજી શંસારી નીતી સાથ એક શરખી જણાવી, ખરેજ મી० વેશુવાલા પોતાના ઇંગરેજી ઇતીઆશ વીશેનાં અજ્ઞાનપણાં ઉપરાંત શાફ રીતે પુરવાર કરી આપે છે કે તેવણે હજી પોતાનાં પેહેલાં પુસ્તકમાં જણાવેલા નાદાંનીઅત ભરેલા વીચારો છોડી યા નથી. હીંદુસ્તાંનની તમામ પ્રજાઓમાં ફકટ પારશીઓજ આજે રાજ કરતી કોમની અંદરખાંનેની ખરેખરી હકીકતથી જાંણીતા થવાને શામર્થવાન થયા છે તે છતાં આટલું બધું વાંચણ અને અભયાશ ધરાવનાર એક જુવાંન ગ્રંથકારને સરચાઇ અને ઇનશાફમાં આશકારા ચપલી તેજ કોમ તરફ નીચ લાઇબલ કરતાં જોઇ એક પારસી તરીકે હમુને બારે દુઃખ ઉપજે છે.

હાલની "લીબરલ" ટોલીને આગલ "વીગ" અને તેની પણ આગલ "પ્યુરીતન" નાં નામથી ઓલખવામાં આવતી હતી તે વીશેની શમજ આપી મી० વેશુવાલા એ ટોલીની જે ઘટતી સ્તુતી કરેછે તે અતરે ટાંકી બતાવાને હમો વાજબી વીચારયે છીએ.

"ખરૂં જોતાં અને અપક્ષપાતપણે ધ્યાંન પુગાડતાં એવું સીદ્ધ થાયછે કે પ્રજાને આશરો તથા ફાયદા મલે એવા કાયદા જે ઇંગ્રેજનાં રાજ પ્રકરણમાં જોવામા આવે છે તે આએજ "વીહીગ" અથવા "પ્યુરીતન" લોકોની વખાંણવા લાયક મેહેનત અને કારકારદીનું પરીણાંમ છે. આજે વેલાતમાં જે વીલક્ષણ પાયાપર રાજ ચાલે છે અને રાજા અથવા રાણી, માત્ર નામનાજ ગાદી પર બેશેછે તે પણ એજ ટોલી-

વાલાઓના રચેલા નીયમો પ્રમાણે છે અને વેલાતમાં જે ટોલી માંન પામે છે તે પણ એજ "વીહીગ" અથવા આગલી "પ્યુરીતન" ટોલી છે."

અમે અજબ છઇએ, કે મી૦ વેશુવાલા એટલા "લીબરલ" વીચારના કેમ બન્યા હશે. ગમે તેમ હોય પણ હમો તેવણને એટલા છુટા અને બોહોલા વીચાર માટે શાબાશી આપીએ છીએ; જો કે તેવણનાં બાબમાં હમારે નશીબ એવી શાબાશી ઘણીજ જુજ છે.

મી૦ વેશુવાલાએ જ્યાં જ્યાં ઇંગ્રેજી ફકરાઓ ટાંકી બતાવ્યા છે ત્યાં ત્યાં તેમના તરજુમાં ઘણી સુંદર રીતે આપવાની તજવીજ કીધી છે. અને તે છતાં જેઓ એમ કહેછે કે તેવણે તરજુમાં આપ્યા હતે તો ઠીક થતે તેઓને એકવાર ફરીથી તેમનો એ ગ્રંથ તપાસી જવાની હમે ભલાંમણ કરીએ છીએ; કેમકે કોઈ પણ ગ્રંથના ઉપર ટપકેથી પાંનાં ઉથલાવી જતાં ટીકાકારો જે તે નાલીઆં મારી દેવાની હીમ્મત કરેછે તે ખરેજ પોતાના બાબમાં બેદરકારી ભરેલું અને ગ્રંથકારના બાબમાં નાશીપાશી ઉપજાવનારૂં છે. હમુંને મી૦ વેશુવાલાની તરજુમા આપવાની રીત ઘણી મનમાંનતી જણાઇ છે તોપણ તે આંમીથી તદનજ નીરાલી નથી. જોવો મી૦ વેશુવાલા નાંમાકીત પોપની નીચલી જગ પ્રસીદ્ધ લીટીઓનો કેહેવો કફોડો તરજુમો કરે છે :—

Hope springs eternal in the human breast,
Man never is but always to be blest

"જ્યાં શુધી માણસની હયાતી છે ત્યાં શુધી તેના દીલમાં આશાનો ઝરો વેહેછે. એક મેકનું કલ્યાંણ કરવાની તમારી ફરજ. છે."

Man nevgr is but always to be blest. એટલે "એકમેકનું" કલ્યાંણ કરવાની તમારી ફરજ છે" એ હમો આજેજ મી૦ વેશુવાલા જેવા એક નીશાલનાં નહીં–એક પાઠશાલાના નહીં–પણ એક આખી પ્રજાના શીક્ષકથી શીખ્યા છઇએ. કેમકે એક ગ્રંથકાર તે પ્રજાનો શીક્ષક છે. આગલ હમોએ એમ. એ. અને બી. એ. થયલા ઉસ્તાદોને હાથ કેલવણીની તાલીમ લીધી છે તોપણ પોપની આ સુંદર શરેહોથી હમો આજ શુધી અનજાણા હતા !! હમો શાય કેટલા બધા વિદ્યારથીઓએ આ નવા ઓલાશ માટે "પ્રોફેશર વેશુવાલા" નો પાડ માનવો જોઇએ !!!

"વેલાત દેશમાં "સ્વીફ્ત" ના જેવો ચાલાક અને તેજ ગ્રંથકરતા કોઇએ થયો નથી." આ મી૦ વેશુવાલાનું એક બીજું નાલીયું છે. કમનશીબ ગુજરાતી વાંચનારાઓ! મી૦ વેશુવાલામાં તમુંને કેવા ભુલાવામાં નાખનાર ભોમ્પો મલ્યોછે. એવા એક હજાર પુસ્તકોથી તમારૂં શું દલદર ફીટનાર છે? "સ્વીફ્ત" કરતા વધારે મશકેરો, કરડો, શખત ટીકા કરનારો, તાના મારનારો, ઇત્યાદી વીશેશનોથી મી૦ વેશુવાલાએ લખ્યું હતે તો ઘડીભર ચાલી શકતે પણ સ્વીફ્તનાં જેવો ચાલાક અને તેજ ગ્રંથકરતા કોઇએ થયો નથી, અને તે પણ વેલાત દેશમાં, એમ કેહેવું કોઇ પણ સ્કુલનાં પેહલા અને બીજા વરગનાં નીશાલીઆઓ માટે પણ શરમીંદગી ભરેલું છે. શું ત્યારે "દીકુવીનશી," "દીફો," "સ્મોલિત," "એદીશન," "ગોલ્ડસ્મીથ," "સ્તીલ," "મેકોલે," "કારલાઇલ," એ શરૂએ આફરીન લખનારાઓ છે? અથવા શું તેઓ સ્વીફ્ત કરતા ઓછા ચાલાક અને ઓછા તેજદાર ગ્રંથકાર છે? હમુંને શક છે કે ઉપલા ગ્રંથકારોનાં અનેક પુસ્તકોની માફક ડીન સ્વીફ્તની "ગુલીવરની મુસાફરી" શીવાય બીજાં કોઇપણ લખાણો ભાગ્યે લોકો ખુશીથી વાંચતા હોશે. હમ

યાદ છેકે યુનીવરશીટીની પરીક્ષામાટે હમારા એક મીતરનું તેના "દરેપીઅરશ ડેસ્ટ્રર્ડ" ની એક નકલ શોધતા પારસ તેલ થયું હતું. નાંમાકીત "દીન સ્વીકૃત"ને ધોરમાથી જગાડવાની હમારી મંછા નથી. તેને ઇંગલાડના જગત પ્રસીદ્ધ ગ્રંથકારોની શબ્ને યાને બરોબરયો ગણવામાં હમુને જાહાજી આગ્રહ નથી. પણ તેને વેશુવાલા જેવા લખનારાઓને હાથ શાતમે આશમાને ચહડાવી મુકવાની મુરખાઈ હમોથી તાંમીશ થવી મુશકેલ છે.

શું મી૦ વેશુવાલાએ જનમમા એક વારખી "ગોલ્ડસ્મીથ"ની જીંદગીનો સંપુરણતો રહયો પણ મુખતેશર હેવાલબી વાચ્યો હશે? શું નામાકીત "ફોરસતરે" લખેલો એ નામાકીત નરના જનમ ચરિત્ર નો ગ્રથ તેવણે જનમમાં પણ દીઠો છે? જોવા, એ આપણા ઉઘરતા ગ્રંથકાર નામાકીત ગોલ્ડસ્મીથનો કેવો સંપુરણ હેવાલ આપેછે!

"ઓલીવર ગોલ્ડસ્મીથ આયરલંડ દેશ નો રેહવાશી હતો. એ હુશીઆર લખનાર ઘણોજ રંડીબાજ હતો. એની ગરીબાઇને લીધે એણે ઘણું દુઃખ સોસ્યું છે. જો કે જાતે છાકટો હતો તોપણ તેણે કવિતા ઘણી સરસ લખી હતી."

ગોલ્ડસ્મીઠ છાકટો અને રંડીબાજ! ઇંગલાડના જે કવિએ લખેલો વાંચનારાઓને આનંદ પમાડેલો તેમા શું બીજા સારા ગુણો ન હતા કે તેને ગુજરાતી વાચનારાઓ સામે નાગો અને નગન હાલતમાં રજુ કરવાની મી૦ વેશુવાલાને ફરજ પડી છે? અરે તેના સખી દીલસુરદા માટે એક બોલ પણ નહીં? તેના દયાથી સદા વેહેતા અને દુખા જીવ માટે એક હરફ પણ નહીં? જે ગ્રંથકારે પોતાના ગદ્ય અને પદ્ય લખાણોથી લખો-કુરુ લોકોને શુખ, જ્ઞાન અને બોધ દીધો તેવા ગ્રંથકારને નાદ વાચનારાઓ સામે છાકટો અને રંડીબાજ ચીતારવામા શો ફાયદો? તેથી શું તેના વાચનારાઓ ઉપર કાંઈ શારી અસર થશે? તેનાં લખાણની કીંમત વધશે? તેની પોતાની લાંબો વખત થયો નીભી રહેલી કીરતીમા કાઇ વધારો થશે? એક નામાકીત ગ્રંથકાર કહેછે કે જ્યારે હીમતવાન લખનારાઓ હરીફાઇ કરી વીખ્યાતી પામેલા લખનારાઓની બરોબરયા થવાની કોશીશ કરેછે ત્યારે પાણી વગરના દોલગાલુ અને ઉછાછળા લખનારાઓ નામાકીત થઇ ચુકેલા લખનારાઓની નાલેશી કરી તેમને પોતાની નીચી સપાટીપર તોડી પાડવાની કોશીશ કરેછે. શું ગોલ્ડસ્મીથના બાબમા મી૦ વેશુવાલાની ટીકાની નેમ પાછલી કીશમની હોએ?

છુટાપણાપર લખેલી થોમસનની શતરો "જરા કઠોર છે" એમ કેહેવુ એ પોતેજ જરા નહીં પણ ઘણું કઠોર છે. કદાચ તેમાં મી૦ વેશુવાલાના વાહાલા "કાંમદેવ"ના પ્રાક્રમ ચીતારેલા ન હોવાને લીધે તેવણને એમ લાગતું હશે? કદાચ તેવણના દીલમા એક ખરા ઇગ્રેજના જેવા છુટાપણા માટેના જુસ્સાની ગેરહાજરીનું તે પરીણામ હશે? બાકી બુલંદ અવાજે પોકારવા જેવી શુર ભરેલી કવિતાઓ એનાં કરતા શરશ બીજી થોડીજ હશે. એની બરોબરની ઘણી મલશે. મી૦ વેશુવાલાના ટીકા કીયા ધોરણ ઉપર આપ્યા છે તેની હમુંને બીલકુલ શમજ પડતી નથી. શર વોલટર સ્કોટની કવિતા માટે આપણા જુવાન ટીકાકાર કહેછે કે તે કવિતા "જો કે સરસ નથી તો પણ રશીલી અને મધ્યમ છે." "સરસ" એટલે શું તે હને આ જગા ઉપર સમજી શકતા નથી. કદાચ તે "વિલાપતના કવિશ્વરોના" પુરાં વગગાવામાં કામે લાગેલી પ્રવાહી વસ્તુ તો ન હોય! સરસ નથી પણ રશીલી છે!

નહીં નહીં એમ કાંય નહીં લખ્યું હશે કે સુંદર નથી પણ સુંદર છે! કેમકે હમુંને ઉલાળ્યો વાક્યો મગજમાં ઉતારવા એક-સરખા હથડા લાગેછે.

નવા ગ્રંથોને નામે નવા નવા ઢોંગો બાહાર પડતા જાયછે, અને તેમનાં બાંકાં ફુકાવવાને લાગતા વળગતાઓ તરફથી જે "૫૫" ઉપર "૫૫" વધ્યાં જાયછે તેમને ઉઘાડાં પાડવાનો હમારો હેતુ છે. આ રીતનાં હેતુનેજ ખાતર હમુંને જ્યારેખી ગખાન બોલવુ પડેછે ત્યારે ગ્રંથકારની લાગણીનો પુર વીચાર કરવા છતાં હમોથી બીજો રસ્તો લઇ શકાતો નથી. મી૰ વેશુવાલાના આ પુસ્તક સંબંધી હમારા સર્વે ટીકામાં વાંચનારને ગમત સાથ ભુલ દેખાડવાની હમોએ નબલી કોશિશ કીધી છે. પણ હજી હમારે નશીબે એ દુરસ્ત ગ્રંથનો સર્વેથી દુરસ્ત ભાગ તપાશવાનો બાકી રહયો છે. તે ભાગ મી૰ વેશુવાલાએ નીતી અને રીતિના માર્ગથી તદન આડે માર્ગે ચાલવા વીઘો છે. મી૰ વેશુવાલા મોહબત અને પ્યાર ઉપર મોહી પડે છે. અને જો કે તમામ સુંદર કવિતાનો તે તો હંમેશનો ચાલુ વીષય છે, તોપણ મી૰ વેશુવાલાને પસંદ પડતી, મોહો પમાડનારી મોહબત જેને ઇંગ્રેજીમાં Love કહેછે તે નથી પણ હમુંને દલગીરી સાથ જણાવવું પડેછે કે તે ઘણી ખરી જગા ઉપર Lust તરીકે પ્રગટ પડેછે. એટલા માટે આબરૂદાર કુટુંબ કબીલા તો શું પણ ગ્રહસ્થ મરદોનાં વાંચણને લાયકની પણ તેવણની આ ચોપડી થતી નથી. તેવણનો જગેજગ જણાવેલા "કામદેવ" ઇશ્વર કોઇ—"બદદેવ" છે અને તો પણ તેવણ આપુંને પવીતર મોહબત ઉપર મોકલ થયલા દેવ. તરીકે તેનાં વર્ણન આપેછે. જે કવિતા ઇંગ્રેજીમાં ચાલી શકે છે, તે તેવણનાં ઓષે ઓલા તરજુમામાં જીવ કમકમાવનારી કેમ થઇ પડેછે તેનો ખુલાશો વાંચનારને "બરનસ" ના આ નીચલા ફકરા ઉપરથી આપો આપ માલમ પડી આવશે:—

"જ્યારે જુવાન વએ એ રંડીબાજીમાં ગીરફતાર હતો (એટલે બરનશ કવિ પણ રંડીબાજ હતો એ ગુજરાતી વાંચનારાઓને ખાશ રીતે જણાવવાની મી૰ વેશુવાલાએ કોઇપણરીતે તક છોડી નથી) ત્યારે એણે નીચલું ગીત જોડયું હતું." તેમાં કવિ પુછેછે કે ધન, દોલત, ખેતાબ આપણને શું કામ લાગેછે? જો મોજ મજાહ કરવી હોય તો ઘણાં ઠેકાણાં છે. કોઇને મારવું, કોઇને રડાવવું, એવી એવી રમતોમાં દાહાડો કાઢી રાતનાં કોઠારમાં અથવા તબેલામાં ઘાશપર માશુક શાથ રાત ગુજારવી એજ મોજ મજાહ છે- આબરૂ જાએ તેની કાંઇ પરવા કરવી નહીં".

હવે જોવો ખુદ ઇંગ્રેજી કવિતા:—

What is title? What is treasure?
What is reputation's care?
If we lead a life of pleasure,
'T is no matter, how or where!
With the ready trick and fable,
Round we wander all the day;
And at night in barn or stable,
Hug our doxies on the hay.

"હોરતીંગ ધી મ્યુઝોસ" ની ધપને અનુસરતીજ આ કવિતા છે અને તેથી તેને પસંદ કરનારના શોખને કદાચ તે શોભા પમાડતી હોય તોપણ હમારે તો ખોલે ઓલી રીતે જણાવવુ જોઇયે કે પ્રજામત સામે ગ્રંથકર્તાની એ એક ઉઘાડી શોખાઇ છે. ચોશર, સ્કોત, ગોલ્ડસ્મીથ અને થોમસન જોડે ગુજરાતી વાચનારાઓ આગલ સ્કોટલંડનાં પ્રખ્યાત કવિ બરનસની હોરમતનું પણ મી૰ વેશુવાલાએ પોતાની કમ શમજ અને ઉછાછલાપણાને ખાતર નખોત વાલ્યુછે. એક ભલી મનશીનાં અને બીજા ઉછાછલા ગ્રંથકાર વચ્ચે

આ ફરક છે તે જાણવાની હમારા વાંચનારાઓ મધેથી કોઇને પણ ઇનતેજારી હોએ તેવોને હમે ભલાંમણ કરયે છીએ કે શર જમશેદજીની સ્કુલનાં લાયકીવાલા પ્રોનશીપોલે ભેગા કીધેલા ઇંગ્રેજી કવેતોના સંગ્રહનો મી૦ વેશુવાલાના હાવા ગ્રંથ સાથ મુકાબલો કરી જોવો અને પછી તેવોને માલમ પડશે કે ખરાં રતન શામાં છે અને આટા કાવ્યના કટકા કોણ ધરાવે છે; ખરા પુશતીકારક મદ શાંમાં છે અને તમાંમ કચરો અથવા છલાં કોણ ધરાવેછે.

ઇંગ્રેજોની અનીતી, ઇંગ્રેજોનાં ખોટા શુધારા, તેમના સંસારનો બગડેલો માંમલો, તેમની બુરી ચાલચલણ, ઇત્યાદી કાલી બાજુ વીશેના મી૦ વેશુવાલાના વીચારો એટલી મજબુતી સાથ જડ ઘાલી બેઠાછે કે તેવણનો એ "એંગલોફોબીઆ" યાને "ઇંગ્રેજી દ્વેશ્પાંનો" હમારી પાશે કસો ઇલાજજ નથી. હમારો એક મીતર કહે છે તેમ તેવણે ઇંગ્રેજી સંસારના તમાંમ ચીતારો હલકી નોવેલો અને ચીઠડયાં પતરોની મારફતેજ મેલવેલા હોવા જોઇએ. તેવણનો એ દરદી ખ્યાલ ખુદ વેલાત જઈ ત્યાંનાં ગાંમડાંઓની તંદરોસત રથીવીના ખાશ અનુભવ વગર કધી પણ સુધરનાર નથી. તેવણે કુલીજર જાહેર નાશેસીઓ ઉપરથી આખી પ્રજા ઉપર લાઇબલ કરતાં અટકવું જોઇએ એટલુંજ હમો હાલ તરત કહયે છીએ.

પવીત્ર મોહબત અને બદચાંનતી મોહબત (જેને મોહબતનું નાંમ પણ છાજતું નથી) તે બંને મી૦ વેશુવાલાની નજરમાં એક શરખી છે. એક સુંદર અબલા ઉપર એક સુંદર કવેતમાં બરનશ જયારે ખરેખરો પ્યાર કરેછે ત્યારે મી૦ વેશુવાલા પોતાની સ્વચ્છ બાશામાં કહેછે કે "તે તેણીને પમરાવેછે." કદાચ મી૦ વેશુવાલાનાશ ગુજરાતી બાશા સંપુરણ ન હોવાનું તેમાં કારણ હશે!

મી૦ વેશુવાલાનાં અતેશની હધ આવવાને બદલે "બાએરન"ની તપાશ ઉપર આવતાં દુરઅંદેશી, મરયાદા, અને શાખાઇની હધ પણ તેવણ કુદાવી જાયછે. જગાની કોતાઇને લીધે પોપની "જાનેવારી અને મે" તથા શેકસપીઅરની "વીનશ અને એડાનીશ" નામની કવિતા પર તેવણે જે ઉઘાડી બાશામાં છુટ લીધી છે તે વીશે જાહેર ધીક્કાર બતાવ્યા શીવાય હમો વધારે કશું કરી શકતા નથી. "બાએરનની દરએક કવિતા ઇશકી છે, પણ તેથી કેટલાક લોકો કહેછે તેમ નીતીનો ભંગ થતો નથી. શાંમી વાચનારને ચાનક મલેછે અને એણે તો ઇંગ્રેજ લોકોની અનીતી ઉઘાડી પાડી છે." બાયરનના આ પારશી આશક મી૦ વેશુવાલાનો બાયરન માટે ઉપલો અભીપરાય છે, અને એજ ઓલા અભીપરાયમાં વાચનાર મી૦ વેશુવાલાનાં મનની તમાંમ પ્રકરતી અને વલણ પામી જશે. હમે બાયરનનાં લખાંણનાં દુશમન નથી. સરવેજ તેનાં લખાંણ અનીતી ભરેલાં નથી. બાયરનની સુંદર કવિતા જેવી કે "ચાઇલ્ડ હેરલ્ડ," "સારદાનાપેલસ," "મેનફ્રેદ," "કોરશેર," "લારા," "શીઝ ઓફ કોરીનથ" વાંચવાની ભલાંમણ જુવાન વિદ્યારથીઓને શેહેલાઇથી થઇ શકશે. એ બધું કબુલ કરતા છતા મી૦ વેશુવાલાએ "ડોન જુવાન" ઉપર એક લંબાણ પ્રકરણ રોકી સરવેથી વાંધા ભરેલી કવિતાને સરવેથી વધારે અગત આપીછે ત્યારે હમારાથી કહયા વગર ચાલતું નથી કે મેકોલેનો નીચલો ફકરો કેવો આબેહુબ તેવણ જેવાઓને લાગુ પાડી શકાશે.

There was created in the 'minds of many of these enthusiasts a pernicious

and absurd association between intellectual power and moral depravity. From the poetry of Lord Byron they drew a system of ethics, compounded of misanthropy and voluptuousness, a system in which the two great commandments were, to hate your neighbour, and to love your neighbour's wife.

ઉપર જણાવા જેવી મુરખાઇ ભરેલી રીતે બાયરન ઉપર મરી ફીતનારાઓનો જમાંનો વહી ગયો છે એમ લખતી વેલા ગરીબ બીચારો મેકોલે કેવો ઠગાયો છે. તેને શી ખબર કે જમાનાઓ બદલાયા પછી હજારો કોશ દુર વશનારા, જુદા ધરમ પાળનારા, જુદા દેશનાં, જુદી જાત અને સાતનાં શેંકડો લોકો ઉપલાં વરણનને ખરું પાડવાને મેદાંન પડશે. આજે મી૦ વેશુવાલાએ બાયરનની ન છાજતી તરફદારી કરવામાં આગલા ઇંગ્રેજોની જગા લીધીછે અનેપચાશ અથવા શો વરસ્પછી આફ્રીકાનો કોઇ ઝુલુ અથવા પાશીફીક માહાસાગરનો કોઇ ફીજી તેવણની જગા લેશે. જગાની કોતાઇને લીધે હમો મી૦ વેશુવાલાને પોતાને તેમજ તેવણના લાડકા કવિ બાયરનને ઘટતો ઇનસાફ આપી શકતા નથી. હમે દલગીર છઇયે કે મી૦ વેશુવાલા અને તેવણના જેવા શોખ ધરાવનાર જુવાંન વિધ્યારથીઓ (જેવાનો આપણામાં કશો તોટો નથી) તેમની શુધ ઠેકાંણે લાવવા ખાતર હમુને આટલું શખત લખવું પડયું છે. "દાન જુવાંન" જે ઉપર મી૦ વેશુવાલા ની મંચી કુદા કુદી છે તે વાંધા ભરેલી કવિતાનાં કરતાની "શેતાનીઅત ભરેલી શીલશુરી" (Satanic School) માટે કવિ સાઉધી શું કહેછે તે જુવો ;—

A have held up that school to public detestation, as enemies to the religion, the institutions, and the domestic morals of the country.

બીજી એક ધરમી સ્ત્રી મીસીસ ઓપાઇ જો કે નીચલા વાકયમાં ઉપલાનીજ માફક બાયરન ઉપર જોઇયે તે કરતાં વધારે શખત થાયછે તો પણ તે હમુંને અતરે ઉતારી લેવાને મી૦ વેશુવાલા અને તેવણનું આ ખરાબ પુસ્તક લલચાવે છે.

His voice was such a voice as the devil tempted Eve with, you feared its fascination the moment you heard it.

હમુંને ધાસ્તી લાગેછે કે રખેને મેદમ ઓપાઇની જણાવેલી "ઇવ" તે આપણાં મી૦ વેશુવાલા હોય. અગર તેમજ હોયતો મોતે ફરયા પછી આદમ જાતને ફસાવાની તેણીમાં ધાસ્તી રહેછે. શેતાંનને હાથ ફસેલી ઇવે પ્રથમ આદમનેજ ફશાવ્યો હતો, પણ આપણી ઇવ પોતાનાં . ગલીચ પુસ્તકથી શેંકડો કુમલા છોકરાઓને, સેંકડો નોજુવાંન આદમોને ફશાવાની ધાસ્તી આપેછે. માટે ઘટતી ચાહચેતી આપી હમોએ હમો તરફની ફરજ બજાવી છે. "વિલાયતના કવેશ્વરો" માટેનો અમારો ટુક અભીપરાય એજ છે કે કુટુંબ કબીલા લાયકનું તે પુસ્તક નથી; જુવાંનીઆઓને તે નુકસાંન કારક છે; ઇંગ્રેજી નહીં જાણનારાઓ માટે તમાંમ ભુલાવો ખવાડનારું છે; નથી તેમાં તેનાં કરતાને શોભા, કે નથી તેના પ્રગટ કરતારને સગરૂપ થવાનું કશું પણ કારણ. આવાં પુસ્તક ઉપર રાવ બાહાદુર મણીભાઇ જશભાઇનું નાંમ વાંચી હમુંને શરમીંગી છુટે છે. એટલાજ માટે કે આવા લાયકી વાલા અને ભણેલા ગ્રહસ્થે આ પુસ્તક પોતાને અરપણ કરવાની કેમ છુટ મુકી હશે. તવંગર મુરખા એવી ભુલતો વારંવાર કરેછે, પણ વિદવાંનને તે કેમ કરી છાજે. આપણા દેશીઓ પુસ્તકોનાં પુરફ આગમજથી વાંચી તપાશ્યા પછીજ તેમ અરપણ કરવાની છુટ મુકતાં ક્યારે શીખશે!

# વેહતો વખત.

—(૦)—

મારે ઘાટની લોખંડી જીભની પોકાર,
કર વેહતા વખતનોં કંઈ તુ વિચાર,
ગયા વખત ગયો ને આવતો વખત—
બી જવાનો એમ, તુ તેપર આધાર
રાખીને ના કરતો ફોકટમાં લાર

લારમા ઉછલતો તુ કરશે જો ધોલ,
તોં ઉછલતો જશે તુ પાસેથી તે,
જશે, ને પછી તુ ધરવા જશે,
તો ધરિયો ધરાયો નહિ હાથમા રેહશે,
અછાત મારી તુથી તે સરકી જશે.

હાલ વાગા નવ અને કલાક પછી,
દસના તકોરાની મલશે ખબર,
અટકાવ્યો વખત અટકતો નથી,
સરસરાત ચાલેછ તે ધાસતી વગર,
ઉઠલ પાઠલ કરતો બેદેહશત વધી.

સોનેરી મેહલો ને હીરાના તાજ,
પીરોજાઈ તખ્તો ને ઉચા મિનાર,
પથ્થરથી બાંધેલા બુરજો ગોખ,
પાહાડોમા કોતરેલા ભારી આકાર,
જોર તેના આમલ થઈ પડેછ નાચાર.

મેહલો છે ચમટી ગીરદ તેની પાસ,
બેમાલમ કરે તે તેમને તારાજ,
કરે ધીમી બાજીથી શેહરોના નાશ,
રોળી નાખી સેહનશાઓ ગરદનફરાઝ,
મસ્તકપર ધરનારા સોનેરી તાજ

લીધો યજદેજરદનો એક દગતાએ જાન, *
સીકંદરની વાલી શરબમા મોહકાન,
ફરેદુનને માથે ઘુમાવ્યું તોફાન,
પલમા લીધા વાહલા બેટાનો પ્રાણ,
મરાયો ભાઈઓથી એરચ જવાન

રેશમમા રમતી રાણીઓને તે,
જોડા વગર કાટાપર નાહસતી કરે
ફુલઈને ઉચકાયલી મગરૂરીમા,
કાદવમા ગુઠણપુર નમતી કરે,
ને બોર જેવા આસુથી રડતી કરે

અલોતતી*નરમ બીછાના ઉર,
નહિ મુલે તેમને એક ફાટી ચાદર,
હતી જેમની કોથળીઓ પૈસાથી તર,
ભિક્ષાનો પૈસો પડે તે અંદરે,
ઉઘાડુ ભટકે તાજ પેહરેલુ સર

કરતી જે તખતપર બેસી હોકમ,
ભિખ માગે પથ્થરપર બેસીને તે,
દોનત ગણાય તેની એક લુખ્ખો દીરમ,
ખાદીના ગજવામા દોડતો દરદમ,
ઘડી જાય અહિ, તો ઘડી પેલી ગમ.

ખાતી જે સોનાની રકાબીમા,
ને પીતી જે બીલોરી જામમા શરાબ,
કાટલીમા થાય તેના ભોજનનો વગ,
મેજ તેની ગંધાતી જમીન ખરાબ,
ને ગદંુ પાણી તેનો રમીન શરાબ.

દીઠા મે ગબરૂઓ ખીલતા ઘણા,
——રાખતા જે છાતીને ઉંચે તરી,
સોનેરી મુઠની લાકડીઓ લઈ,
ફરતા મગરૂરીમા લેંટકો કરી——
થયલા સલામકરતા વાંકા વની.

સાગરમા સુરિયતા ડુબવા વખત,
લોકોને દેખાડવા ભપકો ને તોર,
પોશાકપર ગુમાવતા જેઓ બપોર,
છતરી લઈ બગલ રખડતા થયા,
જહેપાતામા તચાકી દાહડા ગયા

જ. ન. પી.

---

* એવુ કેહછ કે શાહનશાહ યજદજરદનુ ખુન એક રતન જડીત દગલો મેળવવાને ખાતર કરવામા આવ્યુ હતુ

---

# એક ચીનાઈ મુસાફરની ફીલસુફી.

પત્ર ૨૨ મો.

## ઈંગ્લંદના જમાને લુકમાનજી.

The variable composition of man's body hath made it as an instrument easy to ditempers, . . .
So then the subject being so variable, hath made the art (of medicine) by consequent more conjectural, and the art being conjectural hath made so much the more place to be left for imposture —Bacon.

ઇંગ્રેજો બીજી સઘલી વિદ્યાઓમા ગમે એવા હોય પણ વૈદાની બાબદમા તો તેઓ પોતાને ઘણાજ ચડતા બતાવે છે. માણસ જાતને ગમે એવા પણ બાકટ દરદો કાય નહીં લાગુ પડયા હોય, પણ તે સઘલાની

સામનેના અકશીર ઉપાય તો એ સાકો શોડે મોજુદજ જણુવા. બીજા હુનરોના ધણીઓ તો પોતાના જુદા જુદા હુનરોમાં કાંઇપણ ડીકટપણું કબુલ કરતા આવ્યાછે અને તેઓ પોતાની બાબદોમાં પોતાના બીચારો શકથી અને અભિપ્રાય આનાકાનીથી આપેછે, પણ વૈદાંની બાબદમાં શક અને આનાકાની શું ચીજ છે તે તો મુદલજ સમજવામાં આવતું નથી. તબીબપણાંનો ધંધો કરનારા તો ઓર મુશકેલી ભર્યા 'દેશ'માં મજાહ મેલવતા દીસે છે. દરદ ગમે એવું ડીકટ તથા ગુચવણ ભર્યું કાય નહીં હોય તો પણ તમો દરેક મોહલ્લામાં એવા સંખ્યાબંદ આદમીઓ જોશો કે જેઓ માત્ર એક ગોલીથીજ તે દરદ સાફ કરવાની કબુલાત આપેછે, અને તેબી વલી ઘણુંજ ટુક વખતમાં, કોઇને માલમ નહીં પડે, અને ધંધા ધાપામાં કસી હરકત નહીં નડે એવી રીતે.

આ ધંધાની અધકાઇ જ્યારે હું ધ્યાનમાં લઉં છું ત્યારે તે ધંધો ચલાવનારાઓની સખાવત મને છક કરી નાંખે છે. તેઓ મણું કર્યાંને પોતાની દવા આરૂથી કીમતે આપેછે એટલુંજ નહીં, પણ સાથે લાગા બીમારોને કાલાવાલા અને મીનતજારીથી સમજાવેછે કે "બા, આવો અને હમારી દવાઓની અજમાયશ મેલવો." બચીત ઇંમેજી દરદીઓ ઘણુંજ હઠીલાં હોવાં જોઇએ કે તેઓને તંદરોસ્ત બનાવવાની આવી સરસ, સખી અને સુતરી માંગણી તેઓ બેધડક -ના કબુલ કર્યાં જાયછે. શું તેઓ જલંદરથી ફુગી જવામાં સગરૂબી સમજે છે, યા આંતરયા તાવમાં કાંઇ મજાહ મેલવેછે, યા નજલા જેવું માજ મજાહથી મેલવેલું દરદ વધારયા જવામાં મધન થાય છે ? બચીન એમજ હોવું જોઇએ, નહીં તો કે દરદો દફે કરવાની આવી આવી સરસ અને ફરી ફરી ને કીધેલી માંગણીઓ તેઓ જતી ગલે નહીં. બીમારોને સાજા કરવા માટે જે તરેહવાર સીફતોથી તેઓને બેંસવામાં આવેછે તે શીફતો કરતાં વધુ ચરશ બાજુ શું હોય તે હું સમજી શકતો નથી. પેહલાં તો તબીબ શાહેબ પોતે જે દવા દાખલ કરવા માંગતા હોય તે ઊપર માનપુર્વક તેઓ પ્રજાનું ધ્યાન ખેંચેછે; તેઓ શોગંદ ખાઇ કેહવાને તૈયારછે કે તેઓના ગોલી એવી એજમતીછ કે તે ખાંધાથીજ ખાલી થાય; જેજે આશામીઓ તે ગોલીના વપરાશથી મોહતના ફાંદામાંથી છુટી ગયાં હોય તેઓનાં નામની એક ટીપ બનાવામાં આવેછે; અને તોપણ આટલું બધું કર્યા છતાં લોકોના મગજમાં બશ એમજ રાઇ આવેછે કે આપણે શીકજ પડયે ! શું, મેં શીક પડયો એમજ કહ્યું કે ? નારે, કેટલાકોના મગજમાં તો એવો પવન ભરાઇ જાયછે કે બશ આપણે મરીજ જઇએ ! અને ખરેખર, હું કહો તેવા શોગંદ લઇને કહું છું કે તેઓ મરી જાયછે બારા. અને તેબી વલી ક્યારે ? જ્યારે મોતનાં મોહમાંથી છુટવા માટેની દવા દરેક મોહલ્લાને ખુણે ખુણે તેઓ રૂપીઆ, દોઢ રૂપીઆ જેટી નજીવી કીમતે મેલવી શકે ત્યારે !

મારા પ્યારા ફુમ હોઆમ, હું અજબ છું કે આ તબીબો જ્યારે જોયછે કે તેઓની દવાઓને લોકો હઠીલાં થાઇ કાંઇ પણ મચક આપતાં નથી ત્યારે તેઓ મુઆંઓને જીવતાં કાંપ નહીં કરતા હશે ? જ્યારે જીવતાંઓ તેઓના નુશખાની કાંઇ દરકાર કરતાં નથી ત્યારે તેઓએ પોતાની ચાલાકી મુએલાંઓ ઉપર વાપરવી જોઇએ, કારણ કે તેઓ તો કાંઇ તેમની શામને હઠ કરી શકનાર નથી. ઓર મુજરેલાંઓમાં તો તેઓને પોતાનાં મનપશંદ ઘરાકો મલી શકશે, અને તેઓ

ઉપર લીધેલી મેહનતનો બદલો કાઇ ખાલી જનાર નથી, કારણ કે ગુજરનારનો ટેકો પોતાનો વાગશા પાછો બાપને શવાવીન કરતા અને તેની બાયડી વીવવાપણામથી મોકલી થતા તેને હજારે હજાર દુવા દીધા વીના રેહેશે નહીં.

મારા મીત્ર, તમો એવુ ના માનશો કે આ માહરી શુચના હવાઇછે; કારણ કે અતરેના તબીબો ઉપલાનેજ મલતા અજબ જેવા દાખલાઓ બનાવી આપેછે. એક મરનોલ બુઢાને એક તદન ગબરૂ જવાન બનાવવો અને એક નબવાઇ પોહચી ગયના આદમીના બદનમા નવુ કૌવત હુમેરવુ એ કાઇ બાવાનુ કામ નથી; અને તોપણ આવુ આવુ તો અતરે દરરોજ શાધારણ રીતે બનતુ જાયછે. માત્ર એક જાતની ચુરણ આપી કે બધુ થઇ ચુક્યુ, કાઇ દરદીને કીતલીમા બાફી કાઢવા યા એક ભઠીમાં દલી નાખવાની કશી જરૂર રેહેતી નથી.

અતરેના તબીબોમા થોડાકજ એવા હશે કે જેઓ વૈદાનો અભ્યાશ દરોબસ્ત રીતે કરતા હોય, બાકીના બધાઓને તો કાઇ ગેબી બશારતથી તબીબાનો એલમ આવડી જાયછે. કેટલાકો તો વલી માયના પેટમાથીજ શીખી આવેછે અને તબી વધુ અજબ જેવુ શુ છે ? જેવા તેઓ શાહક વરશની ઉમરે નાહનગ્દા તેનાજ તેઓ ત્રણ વરશની ઉમરે પણ કેટલાકોતો વલી એના આવેછે કે તેઓમા ખોદાએ બક્ષેલી વૈદાની શકતી કેટલાક વખત સુધી છુપઇ બેશેછે અને તેઓ ત્યારેજ પ્રગત થાયછે અને અકચકાત બતાવેછે કે જયારે તેઓને દીવાલુ ફુકવુ પડે યા કોઇકબંદીખાનાની શેહબાહે જવુ પડે. કેટલાકોતો પોતાની ફતેહને માટે પોતાના શાનની કોતાહીનેજ આભારીછે, કારણ કે અતરે એવુ માનવામા આવેછે કે જેમ એક તબીબ વધુ અગ્નાન તેમ લોકોને છેતરવામા તે ઓછો ચાલાક અહીંઆના લોકો પણ પુર્વ તરફના લોકો જેવોજ વીચાર ધરાવતા માલમ પડેછે કે એક માણસ એક તબીબ યા એક જાદુગર હોવાનો દાવો ઉઠાવે તે આગમજ તે બેશીત એક ગાફરી હોવો જોઇએ.

જયારે ગેબી બશારતથી સીખેલા કોઇ તબીબને બોલાવામા આવેછે ત્યારે તે દરદીને સવાલો પુછી તેને ઘભરાવી નાખવાનું તદન બીન જરૂરીઆત વીચારે છે. તે તેને જેમ બને તેમ સવાલો થોડા પુછેછે અને તે પણ નામને ખાતર. તે તો પોતાની કરામતને લીધે કોઇપણ દરદ ઝટ પીછાણી કાઢેછે; દરેક દરદ ઉપર કઇ ગોલી યા દવા આપવી તે બરાબર પારખી જાણેછ અને એક ઘોડાનો તબીબ એક ઘોડાને પાણીમા ભીંજવી કાઢવા માટે જેટલી સંભાલ લેય તેટલી તે પણ લઇ જાણેછે. જો બીમાર સાજું થયું અને જીવવા લાગ્યું તો જીવતાઓની ટીપમા તે એક હુમેરાયું એમ સમજવુ, પણ જો મરણ પામ્યું તો એમજ નક્કી સમજવુ કે તે દરદી સાજું નહીં થયું તે એટલાજ માટે કે તેનું દરદ ઘણુજ દોકટ અને કદી સારૂં નહીં થઇ શકે એવુ હતું.—

એજ આગજ.

---

## મુગા કાકા ઉપર મુગીઆઇનું પતર.

પુત્રી એ પારકુ ધન છતા જે માતા પીતા તેણીને ઘણો લાડ લડાવી અવીવેકી અને ઘરના કામકાજથી તદન અણજાણ રાખેછે તે પુત્રી મ્હોટી થયા પછી સાસરે પોતાના પતીને શુ શુખ કદી આપનાર છે?

નગીનદાસ.

આ વેલા મારી સુંદર ચગ્યા પત્રી મુગીઆઇને વાજબી ઇનસાફ આપવાને

ખાતર હું મારી તરફના કસા પણ વધારા ઘટાડા વગર તેવણ તરફથી મળેલું નીચલું પતર મુદાબરૂ મારા સીઆના વાચનારાઓ આગે ધરવાની રજા લેવુંછું, અને આસા રાખું છું કે તે ઉપર લાગતા વળગતાઓ પુરતું ધ્યાન આપવાને ચુકસે નહીં.

"મેહેરબાન ભાઈ મુગાકાકા,

તમારાં કીમતી લખાણો લાંબો વખત થયો હું ઘણી ખુશીથી વાચતી આવી છું અને હમો અબળાઓ તરફની તમારી સારી લાગણીઓ માટે આ વેલાએ ઉપકાર માની તમારી તે ભલી કોસેસમા મારી તરફથી જેટલી બની આવે તેટલી મદદ કરવાના હેતુથી તમારું તેમજ તમારા વાચનારાઓનું એક અગતની બાબદ ઉપર ધ્યાન ખેંચવા માગું છું.

આજે લાંબો વખત થયો તમામ પારસી આલમનું ધ્યાન છોકરીઓને પરનાવવામા નડતી અડચણો તરફ લાગ્યું છે અને જ્યાં જ્યાંએ જોઈએ ત્યાં એજ બાબદ ઉપર કોઇ વેલાએ તકરારમાં તો ઘણીક વેલાએ ગંમભીરાઈ સાથ ફરીઆદ થતી સમજાય છે. તે ઉપર આ રીતે ખાનગી મંડળીઓમાંજ ધ્યાન અપાય એમ નહીં પણ જાહેર લખનારાઓ પણ તે ઉપર પોતાની પીનસુરી ચલાવા મંડયા છે. તમામ વરતમાન પતરો અને ચોપાન્યાઓમાં એ બાબદ ઉપર લખાયલી સરવે બાબદો મેં ઘણા ધ્યાનથી વાચી છે કેમકે કેટલીક નીરદોસ કુમારીકાઓ વગર પરણ્યે મોટી ઉમર થયા છતા પોતાના માબાપને માથે પડી સબરયા કરેછે તેવો મધેની એક કમનસીબ અબળા હું પોતેજ છું.

ખાનગી ચરચા અને જાહેર લખનારાઓની મુખ્ય દલીલો આટલામાંજ આવી રહેછે કે કેટલાક આગલી બાબ લગનની બદીને પાછી તાજી કરવામા દહાડા જોય છે; કોઇ સ્ત્રીઓને પુરતી કેળવણી આપી ધીરજ રાખવાને સીખવેછે; અને ઘણા ખરાઓ આજનાં જે જુવાનીઆઓ છોકરીના માબાપ પાસે દોલત માગી પરણવા માગેછે તેમને ગાળો દેઇ માબાપને સુચવે છે કે તેવાએ કબીપણ એવા હરામખોરોને એવી કીમમની લાલચ આપી પોતાની બેટીઓને હલકી પાડવી નહીં

હું કબુલ કરૂં છું કે ઉપલી સરવે સુચનાઓમાં કાંઇક વજુદ છે ખરૂં તો પણ તેમાજ લગનની હાલની અડચણોનાં સરવે કારણો આવી રેહતા નથી તે તમો મારા પોતાના હેવાલ ઉપરથી જોઇ લેસો.

હું એક કુમારી કન્યા છું. મારી ઉમર બાવીસ વરસની છે. મેં ઇંગ્રેજી ભાષાની બીલકુલ કેળવણી લીધી નથી. થોડાક હીસાબ અને વાચતા લખતા સીખી દસ વરસની ઉમરમાં મને નીસાલ છોડવી પડી હતી. ત્યાર પછી ખાનગી સીક્ષક કે મેહેતા મુનસી વગર મારૂં મગજ સુધારવાને જેબી કાંઇ હું સીખી છું તે દરરોજના ગુજરાતી વરતમાન પતરો અને ચોમડી ચોપાન્યાંઓ મધેથી પોતાની મેલેજ સીખી છું. મારી સાથે મારી બીજી બે બેહેનો પણ મારીજ મુજબ વગર પરણ્યે પડી રહીછે જેવોની ઉમર પણ વીસ અને એકવીસની થઇ છે. હમો સરવે બેહેનો ખુબસુરતીમાં એકેકને ટકર મારવે એવી છઇએ.

હમારા બાવા અને માએ હમો ઉપર પોતાના જીવ પરાણ કાહાડી આપેછે. તેવણ હમારા સુખ અને ભલાં માટે એટલા તો આતુર છે કે તેવા માબાપ ઘણાજ જુજ હશે. બચપણથી તેવણે હમો ત્રણે બેહેનોને લાડ લડાવામાં કસું બાકી રાખ્યુંજ નથી. હમારા મનની એક પણ મોરાદ (પછી તે વાજબી હોય યા ગેરવાજબી હોય તો પણ) તેવોએ નીસફલ થવા દીધી નથી.

મારા બાના એક ઇંગ્રેજ વેપારીને ત્યાં ચાકરી કરી દર માસે દોહડસો રૂપીઆનો પગાર કમાતા હતા, જે મધીનો મોટો ભાગ ફક્ત હમો ત્રણ બેહેનો ઉપર ખરચાઈ જતો હતો. હમારે માટે ઉમરમા ગમે એટલી મોહટી થતા છતા એકકી આયા રાખી હતી ખાના પીવા માટે હમાર સુરવીજી દુનીઆની ચીજ હાજર કરતા હતા, અને હમુંનેજ પોતાના દીકરામા દીકરા અને દીકરીમા દીકરી વીચારી પેહેરવા ઓઢાડનામા કાઇ પણ બાકી ગણતા ન હતા.

તેવણ જેમ છેક સુધારાવાલા નહી હતા, તેમજ કુધારાવાલા પણ ન હતા. તેવણ વખત જોઇને વાત કરતા હતા. અને હાલની પારસી સ્ત્રીઓને મનતી સરવે છુટ તેવણ હમુંને આપતા હતા. ચકચકીત પોશાગ અને ઘરેણા ગાંઠા સાથ કોઇ પણ જાહેર મેલવડામા તેવણ હમુંને પોતાની સાથ લઇ જયા વગર રેહેતા ન હતા. અઠવાડયામા બે ત્રણ વાર બારેની સીગરામ મંગાવી હમુંને વાજાં ઉપર મોકલતા બરેવ અને આતસના જશનો ઉપર હમારી સાથે મેનામા આવી હજારો તમાશગીરો વચે હમો દરેકને વીસથી ત્રીશ રૂપીઆ શુધીનો સામન અપવતા, અને હમુંને જેમ ઘેરમા તેમજ બાહેર મેલાવડાઓમા માએ સીવાએ બીજી કોઇ પણ રીતે બોલાવતા નહી.

આ રીતે દોહડસો રૂપીઆ દર માસે હમો ઉપર ખરચાઇ જતા અને બાહેરથી લોકોમા હમાર બાવાજી માટે સારો ભરમ રેહતો હતો, જો કે તેવણના કેટનાક ભીતરો સગે અદરખાનેની વાત પામી ગયા હતા. ઘેરના કામકાજથી તો હમુને તદ નજ અનગા રાખ્યા હતા. અને તે એટલે વેરકે એક દીનમે માગ મેહેરબાન બાવાજી ચાપેવું ૬૬ં કરવા જતા સરગ દેઇ ને લાહાંરીમા નામતાજ ઇદાંનો પોરો થઇ ગયો હતો. બબરચી વગર હમારે ત્યાં એક પણ દીનસ ચાલતું ન હતું. દીવા બતીને માટે મસાલ રાખ્યો હતો. ઉપરના કામ સારૂ બે પોરીઆવો હતા અને એ રીતે હમાગ ઘેરનો રાહાઘાત ચાલતો હતો.

વારંવાર હમાગ માબાપ હમારે માટે બલાપો કરી બોલતા હતા કે ગરીબ બીચારી છોકરીઓનું શું થશે. રાતને દીવસ તેવાને હમારો ઉઠાવ કરવાની ચીંતા લાગતી અને તેજ કારણસર તેઓ હમો પર પોતાનો સકમાઇનો પઇસો બરબાદ કરતાં. જાણે હમારી ખુબસુરતી પુરતી ન હોય તે પ્રમાણે તે ઉપર પોશાગ અને ઘરેણાથી હુનરનું પડ કરવામા તેવણ કસું પણ બાકી ગણતા ન હતા જયારે બાહેર ફરના જવા સારૂ એ રીતે હમો ફાકડા બનતા ત્યારે હમારા માતાજી દરરોજ ઓવરણા લેઇ બોલતા કે "મરૂં મરૂં વેહેલા વેહલા એજ રીતે સાસરે પધારજો," અને બાવાજી હમો દરેકને પેટમા ચાપી બોલતા કે "એકને હું વકીલ બીજીને તબીબ અને ત્રીજીને ઇજનેર સાથ પરણાવસ."

આ પ્રમાણે ઘણાક વરસો ગયા પછી એક સારા ખાનદાનનો આબરૂદાર જુવાનીઓ જેણે તરતનીજ દાકટરની પરીક્ષા પસાર કીધી હતી, જેને દીકરીના માબાપ પાશેથી એક દમરી પણ માગવાનો કસો લોભ ન હતો, જે પોતે જેટલો એક માગ્રી તેટલોજ સાદો અને સીઆનો હતો, અને જેની ઉપર તેના બચરવાલ અને ગરીબ માબાપના ભવીશનો સરવે આધાર હતો, તે ધણીએ છુપી રીતે માર માટે પરપુછ કરવા માડી. બોલા માલમ કે પરથમ તેવણે મને કેઇ જગાપર અને કેવી હાલતમા દીઠી હતી. કેથે પણ તેવણે મને જાહેર જગામાજ જોઇ હશે, જે ઉપરથી આપણા રેવાજ પ્રમાણે તેનણે ગેચાર સાગ આસા-

મીઓને પુછી માગં માબાપની લાપકી અને મારી ચાલચલણ માટે જોઇતેજો કરવા માંડી જેવામાં, એક તેવણનો ઘણો નજદીકનો સગો અને મારા બાવાજીનો જીગ્રે જહાંનનો મીતર હતો. જો કે તેવણને મારા બાવા જેવા મીતર માટે બહુ લાગતું હતું તો પણ જેવારે કોઇએ વીસવાસ મુકી મારી હકીકત જાણવા માંગી ત્યારે પોતાના ગરીબ એસી તરફની ખાલિસ ફરજથી સાચી વાત જણાવાની અગત જોઇ તેવણે જણાવ્યું કે :—

"તમોએ જણાવેલી સ્ત્રી ખરેખર કુમારી છે. અને તે મારા એક નજદીકના મીતરની બેટી થાય છે. તે સમજુ છે, સીખ્યાંની છે, દાહી છે, મીલનસાર છે, ખુબસુરત છે, અને ગમે તેવી છે તોપણ તે તમારા હાયને લાએકની નથી. તમારાં પેરનો સરવે ઠાહાઠાટ હું જાણું છું તે ઉપરથી તમુંને ચેતાવાની મારી ફરજ છે કે જેમ તમારાં માતાજી અને બેહેનો વગર બબરચીએ આખો દીવસ રાંધણીમાં ઘસરબેરો કરેછે તેમાંનાં સોમાં ભાગ જેટલી પણ તમોએ તેવણથી આશા રાખવી નહીં, એટલુંજ નહીં પણ તમારૂં જરારતી કામ કાજ ચાલે તેની આગમજ તમો તેણીનો પેહેરવાસ, ખાંની પીણી, ગાડી ઘોડા, આયા દાયા, ઇત્યાદી ખરચ કેમ પુરૂ પાડી શકશો ? શું તમારાં માબાપની સરવે આશા ડુબાડી તેવોને રંજીદા કરી કરજમાં ડુબી દુઃખી થશો ? મારી સહલાતો એટલીજ છે કે હાલમાં જો તમુંને પરણવું હોય તો તમારે લાયકની કોઇ ગરીબ છોકરી લેઇ તેને સુખી કરો, અને તેનાં સુખમાં તમો પણ સુખી થશો. બાકી આવી બાહેરથી દેખાતી તવંગર છોકરી પર લલચાઇ તમો ઠગાસો, છેતરાસો, દુઃખી થસો એટલુંજ નહીં પણ તેણીનેબી દુઃખી કરશો."

આ સહલા ધ્યાંનમાં ઉતરવાથી તેવણે મારી ઉપરથી પોતાંનો વીચાર છોડી દીધો, અને પોતાંની એક ગરીબ ફુઇની એકપુરી દીકરી સાથ લગન કરી ખરેખરા સુખી થયા. અને મહને એ વાતની સરવે વીગત વાર ખબર ત્યાર પછી તેવણની એક બેહેન જે મારી સઇ થતી હતી, અને જે કોઇ દીવસે અવાર નવાર મને મલતી હતી તેવણ તરફથી મલવા ઉપરથી મારી નહી ધારેલી નીશફલતા અને ગમગીનીનો કસો પાર રહયો નહી. આ ઉપરથી મને સમજ પડી કે માંબાપો જે ચીજમાં પોતાંની બેટીઓનો ઉદ્ધાર કરવાની ઉમેદ રાખે છે તેજ કેથી તેવોનાં લગનને આડે આવેછે. પેહેરવા ઓઢવાનાં ઇતરાટની મહને ગોયા ધરતી સજા થઇ હોએ એમ હું આ બીના ઉપરથી વીચારવા લાગી. અને એવીજ કીસમની સજા ખાતર મારી સેંકડો બેહેનો આજે વગર પરણેલી હાલતમા અવવીઆં ખાતી હોએ તો તેમા શી નવાઇ ?

મેહેરબાંન ભાઇ મુગાકાકા ખાતરીથી માનજો કે દીકરીઓના માબાપ પાસ નાણાં એકાવનારા જુવાનીઆઓને જેવો ગાલો ભાંડે છે તેવો જયારે મારી હાલતનો ધીરજથી અભ્યાસ કરસે ત્યારે તેવો પોતાની ભુલ જોઇ લેશે. જે માંબાપોએ પોતાની દીકરીને લાડમાં ઉછારી હોય તે માબાપોની ફરજ છે કે તે અનગટતા લાડની શીક્ષા તરીકે એટલો દંડ ભરવો. એ કંઇ લાંચ અથવા લાલચ નથી. તે ગોયા તેવોની કમસમજ અને ટુકી બુધીનો હક વાજબી કરછે. એક સાદી અને બેહેનનું કુમારીકા પોતે પોતામાંજ દોલત ધરાવેછે અને તેણી પાસે હરગેજ થઇ કોઇ ઉપલી કીસમનો કર માંગતું પણ નથી. દોલત વગર દીકરીજ આપવી હોયતો તેમને ઉદીઓગી, બેહેનનું, શીખ્યાંની, ભણેલી, સાદી અને સમજુ બનાવો; તેમને ઘરખટલાનાં કામ કાજની માહેતગારી આપો; તેમને

રાધતા સીધતાં સીખવો; અને એટલાપીજ તમો માબાપ તરીકેની ખરી ફરજ બજાવી તેમને સુખ ચેનમા જપો જપ આગલનીજ માફક પરણી જતી જોશો.

ગમે તેના આબરૂદાર પણ ગરીબ સખસથી કોઇ પણ છતર કુમારીકાનો હાથ મેનવવાની કેમ માગણી કરી સકાય? શું તે દેખતી આખે આંધલો થઇ, જાણી જોઇને કુવામા પડવાને તઇઆર થસે? તેની તરફથી એવી માગણીની આવાજ રાખવી ખોટી છે, પણ જયારે આપણા લોકોની ચાલ પ્રમાણે એવી છતગતમા ઉછરેલી કુમારીકાઓના એવા ગરીબ પણ ભણેલા અથવા આબરૂદાર મરદો માટે કાજ જાય છે ત્યારે તેવા જો નહી આવી સકાય એવી મોટી નાણાની રકમ માગી છુટી જવા માગતા હોય, અથવા તેવો તખ્તના છતરાતે અને ફાસીઆરીની તદોર કરી તેમને બેજાબત લગાડવા માગતા હોય તો તેમા ખોટું શું છે? આવી હાલતમા દોલત માગનારાઓનો જાહેજો વાંક નથી. પણ દોલત આપનારાઓને દોલત આપવાની ફરજ પડે એવી કઢંગી રીતે પોતાની બેટીઓને ઉછેરવામા ખરેખરી તકસીર સમાયલી છે, એ તકશીરથી પોતાની વાહાલી બેટીઓ ગમે તેટલી દુખી અને સંસાર સુખથી બાતેલ થાય, તેના પરીણામે ગમે તેટલા ભયંકાર નીપજે, અને તેથી સંસાર મંડલમા જેખી બદી અને ખાગણી વધે તે સરવેનો તમામ જોખમ માબાપોનેજ સર છે એમા કાઇ પણ શક નથી

લીં. તમારી સદાની વાહાલી બેન,

સુગીબાઇ.

# જરથોસ્તી ધરમઉપર પ્રોફેસર મોનીઅર વીલીઅમસ.

વિદ્યા મિત્રને માટે લખી મોકલનાર,
એક દીનચુસ્ત અથોરનાંન.

The Professor's words are, of course, weighted with authority. And he certainly believes what he writes. But with all our respect for his learning and the purity of his motive, we cannot help protesting against his rather indistinct comprehension and interpretation of Zoroaster's mission.

Zoroastrianism proper is not to be despised by the Christian critic simply because it reveals phases of life and thought not understood by him. It is no way inferior to Christianity in spiritual grace and dignity.

INDIAN SPECTATOR.

જરથોસ્તી ધરમ ઉપર આજ તલગ ઘણાક વિદ્વાનોએ ઘણા પ્રકારનુ અજવાલું પાડયું છે અને તેજ મીસાલ ઇંગલાડના પ્રખ્યાત "ઓગનીસમી સદી" નામના હમારા માહાવારી ભાઇબંધે "પ્રોફેસર મોનીઅર વીલીઅમસ" ને તે ઉપર વધારે પ્રકાશ નાખવાની તક આપી જોકે આપણી ઉપર એક જાતનો ઉપકાર કીધો છે તોપણ હમુને ભય છે કે હમારા એ ભાઇબંધે આ વીશયથી પોતાની કીરતીમા જાહેજો વધારો કીધો નથી. ઓગણીશમી સદી નામનું ચોપાન્યુ સુધારા અને વધારાનું એક સ્વતંત્ર હથીઆર છે અને તે કોઇ પણ પક્ષની તરફદારી વગર સરવે કીસમના વીચારોને તેમના લખનારાઓનાં ખરા નામ નીસાન સાથ બાહેર પાડે છે, અને તે ધોરણ તપાસતા પ્રોફેસર મોનીઅર વીલીઅમસના આ નીબંધને પો-

તાંનાં ચોપાંન્યાંમાં જગો આપવા માટે આપણથી જાહાજો વાંધો લેવાઇ સકાતો નથી, તોપણ એ પુરાતન ધરમને લગતી નકી થઇ ચુકેલી કેટલીક સાહાદતો વીરૂધ કસાંપણ મોતેબર કારણો વગર ગમે એવા કાબેલ પુરૂશને કાંઇપણ લખવા દેવું એ વાંધા ભરેલું લાગેછે. "પ્રોફેસર" સાહેબનો આ આખી બાબદમાં શચાઇનાં શોધક, અને વિદ્યા તથા સાસ્ત્રને લગતી અપક્ષપાત ચુનોચરા કરનાર તરીકેની કસી પણ નીસાંન વગર એક દીન ચુસ્ત ખ્રીસ્તી તરીકેની લાગણી વધારે પ્રગટ પડી આવે છે. અને તે બાબદ કેવી કીસમનાં વાચનારાઓ માટે લખાઇ છે તેનો જ્યારે વીચાર કરયે છીએ ત્યારે તેને "ઓગણીસમી સદીમાં" જગો મલવા વીશેની પુરેપુરી સમજ પડેછે

ઓગણીસમી સદીનાં સરવેજ વાંચનારાઓ ઉગમન તરફની ભાશાઓનાં વિદ્યાર્થીઓ નથી; ઓગણીસમી સદીના ઘણા ખરા સરવેજ વાંચનારાઓ દીનચુસ્ત ખ્રીસ્તી તો છેજ; એટલે દીનચુસ્ત ખ્રીસ્તીઓને મન પસંદ અને તેમની ધરમ સંબંધી લાગણીઓને માફક આવે એવાં લખાંણ પારકા ધરમ અને ખરી સચાઇને ખરચે બાહાર પાડવા માટે હમારો ઉપલો બાઇબંધ અને તેનો વિદ્વાંન "પ્રોફેસર" ગમે એટલી હોરમત શમજે તોપણ હમારા વીચાર પ્રમાણે તેવોએ આ વીશય થી જરથોસ્તી ધરમને લગતી અત્યાર સુધી બાહેર પડેલી સચાઇને તેમનાં વગ અને નામને છાજતી રીતે આગલ વધારવાને બદલે એક બે સદી પાછલ હનસેલી દીધી છે.

"પ્રોફેસર" શાહેબની "સેનસક્રીત" ભાશાને લગતી કાબેલીઅત માટે હમુંને ઉંચો વીચાર છે અને તે વીચારમાં કશો પણ ફેરફાર કરવાને હમો પાસે જાહજો સબબ નથી, તોપણ ભારે દલગીરી અને શેહેજ આચરી સાથ તેવણનાં જરથોસ્તી ધરમ સંબંધી ભુંદાલ ઉપરશક લેઇ જવાને હમો લલચાઇએ છીએ.

હાલ તરત "પ્રોફેસર" શાહેબશું કહેછે તે આપણે ટુંકમાં તપાસી જઇએ. પ્રથમ તેવણ પોતાની મુલ બાબદ ઉપર આવવા આગમચ એક લાંમબા દીબાચામાં આગલના વખતમાં પારકા ધરમ વીશે જાણવાની ખાએશ રાખનાર તથા તે વીશે ચુનોચરા કરનાર ખ્રીસ્તીઓને કેવા નાસ્તીક ગણવામાં આવતા હતા, તેમજ તેથી ઉલટું આજના વખતમાં પારકા ધરમો વીશે કેવી હુલટથી અભ્યાસ કરવામાં આવેછે, તે વચેનો તફાવત બતલાવી તેવણ પોતાના વીશયની બાબદપર ઉતરે છે.

વાંચનારને સમજવાને શેહલથી બની આવે એટલા માટે તેવણે પોતાનાં લખાંણને નીચલા ૭ ભાગોમાં વેંહેંચી નાખ્યું છે, અને તેના જવાબો આપવાના પણ પોતેજ કોશેશ કીધી છે.

૧—સાધારણ રીતે ઇરાંનીને નામે જણાએલા જે લોકે પેહલ વેહલા જરથોસ્તનો ધરમ કબુલ કર્યો હતો, તેઓની ઉત્પતી કયે ઠેકાણેથી થઇ હતી?

૨—આપણે જરથોસ્ત વીશે સું જાણીએ છીએ, અને જે ધરમ તેણે સ્થાપ્યો હતો, તેની રચના કેવી હતી?

૩—તેનાં ધરમ પાલનારાઓનાં ઇરાંન ખાતે આવી વસવા બાદ એનાં ધરમાનોએ કેવું રૂપ પકડયું હતું?

૪—જે મુખ્ય તત્વોપર આ ધરમ રચાએલો છે, તેનાં લખાંણની અસલ ખરી ખુબી અને હાલની હાલત કેવી છે?

૫—કાંય અને કેહવી રીતે ઇરાંન ખાતેથી આ ધરમને ખસાડી હીંદની સરજમીનમાં લાવવામાં આવ્યો હતો?

૬—હાલનાં હીંદુસ્થાનનાં પારસીઓએ

શું અને કેવા નવા ફેરફારો જરથોસ્તનાં ફરમાનોમાં દાખલ કીધા છે?

ઉપલી છ બાબદો મધેની ચાર બાબદો-નેજ હાલ તરત તો "પ્રોફેસર ગાનીઅર વીલીઅમસ" એ ચારવી છે, બાકીના છેલા બે વીશયો ઉપર તેવણ થોડો વખત રહીને લખનાર છે. પણ આપણી શામે હાલ તરત જે બાબદો મુકવામાં આવી છે, તે ઉપર આપણને ધ્યાંન પુગાડવુછે. ઉપલા ચારમાંના પેહલા ત્રણ તો તદન તવારીખને લગતા છે, એમ કોઇપણ વાંચનાર તુરત કેહી શકશે, અને ફકત ચોથો સવાલ જંદ અવસ્તાની તપાસને માટે જુદો બનાવ્યો છે. જેઓએ એરયન પ્રજાની તેમજ ઇરાનની પ્રાચીન કાલની તવારીખોનાં પાનાં ઉથલાવ્યાં હશે, અને જરથોસ્તની જીંદગીના હેવાલથી જેવા વાકેફ હશે, તેઓને મનસે ઉપલી ત્રણ બાબદો તદન જીવ વગરની લાગસે, કારણ કે તેમાં ફકત અમલી તવારીખને લગતાં બયાંનનો ઇંતેખાબ આપવામાં આવ્યો છે. ચોથા સવાલનો જવાબ પ્રોફેસર વીલીઅમસે એક નાથલા ટુકા ફકરાની મારફતે પતાવી દીધો છે, અને એ ફકરોજ ફકત આપણી મોટી આશાઓને નાસીપાસ કરવાને પુરતો છે. કારણ તેમાં જે જણાવવામાં આવ્યું છે, તે અવસતાના ઇંગ્રેજીમાં થયલા ભાગા ટુટા અને અસંપુર્ણ તરજુમાને આધારે છે. પોતાના જંદ ભાષાના અભ્યાસનું ખાસ એ પરીણામ હોય તેવુ કાંઇ લાગતું નથી. વાંચનાર જાણવા માંગસે કે અવસતા વીશે નો એવણનો અભીપરાય શું છે તો હમે તેના જવાબમા એટલું કહીશું કે બસો વરસની વાત ઉપર એંકવીતુલ ડી પેરોના જરથોસ્તી ધરમ વીશે થયલાં લખાણ બાદ યુરોપ ખંડમાં તે વીશે જે મત જાહેર કરવામાં આવ્યું હતું, તેવુંજ બલકે તે થાને ...જ સરસ મત આ પ્રોફેસરનું જરથોસ્તનાં "બાઇબલ" વીશે છે. અવસતાની અંદર ઉમદા ફીલસુફીના અને સુઘા ચરણના દાખલાઓ જે જગે જગ ઉભાઇ જાય છે, તે એવણ સાહેબને "રેતીનાં મોહટાં મેદાનમાં નજર પડતાં લીલોતરીનાં થોડાંક ધાબાં" મીશાલ લાગેછે. આ એવણનું મત એક ચુસ્ત ખ્રીસતી તરીકે તેવણને મુબારક છે, પણ એક દુરઅંદેશ ફીલસુફ અથવા સચાઇની શોધ કરનાર અપક્ષપાત અભ્યાસી તરીકે ખરેખર તેવણનાં પોતાંનાં બાબમાં નાશીપાયસી ઉપજાવનારૂં છે.

સરવેથી વધારે વાંધો લેવા જોગ બાબદ તેવણના આ નીબંધમાં આપવામાં આવેલી તારીખને લગતી છે. એક ઠેકાણે તેવણ બોલેછે કે "જો ચોકસ મુદતે યાને "દારાયસ હીસતાસપીસ" અને "અરદેશર બાબેગાન"ના વખતમાં રાજયોમાં ફેરફાર થયા ન હતે, અને તેમ થયાથી બંધે વખત જરથોસ્તી ધરમને સુધારી અસલ હાલતપર લાવવાની કોસેસો ન થઇ હતે તો આ જરથોસ્તનાં લખાંણો લાંમબા વખતનાં ગુમ "થઇ ગયાં હતે," આ રીતે એક ઠેકાણે દારાયસે તો ફકત જરથોસ્તી ધરમ સુધારયો હતો," એમ કહી તેવણ બીજે ઠેકાણે જરથોસ્તનાં જમાનાની તારીખ જણાવતાં બોલેછેકે "......પારસીઓ પોતે માને છે કે જરથોસ્ત દારાયસ હીસતાસપીસ (ગુસતાસપ) નાં વખતમાં ઇ०સ० પુ० ૫૦૦ અને ૫૫૦ ની વચે થઈ ગયો હતો."આ બીના પારસીઓને નામે એવણે ઠસાવી દીધીહોય એમ લાગેછે.પણ પારસીઓ કયાં કહેછે કે તેઓનો પેગમબર દારાયસ હીસતાસપીસનાં વખતમાં જનમ્યો હતો? તેઓ તેને ગુસ્તાસપના વખતમાં જનમેલો કહેછે એ વાત ખરી પણ તેઓ કાંઇ ગુસ્તાસપને અને દારાયસ હીસતાસપીસને એક રાજા તરીકે ગણતા નથી. તેઓ તો તદન બે જુદાજ વંશના રાજા થઇ ગયા

છે. ગુરતાસ્પ કયાંની વંશનો હતો, અને દારાયસ એકીમીનીસ વંશનો હતો. ગુરતાસપ પછે ૧૦૦ વરશે કયાંની વંશની સમાપ્તી એસીરીઆના રાજા નાઇનસે ઇ૦ સ૦પુ૦ ૧૨૩૦ ના સાલમાં આણી હતી. ત્યાર બાદ એસીરીઅનોએ ૫૦૦ અને મીડ લોકોએ ૨૦૦ વરસ મલી ૭૦૦ વરસ સુધી ઇરાંનમાં પારકી હકુમત ચલાવી હતી. તારબાદ માહતમા કુરૂસે (સાઇરસે) મીડ લોકો પાસેથી ઇ૦ સ૦ પુ૦ ૫૫૮ માં ઇરાંનની હકુમત છીનવી લીધી, અને એકીમીનીસ વંસનો પાયો નાંખ્યો. ત્યારબાદ ઇ૦સ૦પુ૦ ૫૨૧ ના સાલમાં દારાયસ હીસતાસપીસ તખ્તે આવ્યો હતો. હવે ત્યારે એના અને ગુસ્તાસપના જમાના વચેતો નજદીક ૮૦૦ વરસનો તફાવત પડી જાય છે. એટલે શાહ ગુરતાસ્પ ઇ૦ સ૦ પુ૦ ૧૩૦૦ માં ઇરાંનમાં થઇ ગયો, અને એજ અરસામાં એટલે આજે ૩૨૦૦ વરસની વાતપર જરથોસ્ત સાહેબનો જનમ થયલો હોવો જોઇએ. *

ત્રીજા સવાલમાં એવણ એક ઠેકાંણે બોલે છે કે "ઇરાંનો—એરયન લોકોનો પેહલો વધારો ઇરાંન અને મીડીઆ તરફ ઇ૦ સ૦ પુ૦ ૮ મી સદીમાં થયલો સંભવીક રીતે માનવામાં આવે છે." વલી બીજે ઠેકાંણે ફુટ નોટમાં ફરેદુનનો અમલ ઇ૦ સ૦પુ૦ ૭૫૦ માં એવણ મુકેછે. આ કેટલી એકેકથી ઉલટી બીના છે. આપણે ઉપર જોયું તેમ ઇ૦સ૦પુ૦ ૮ મી સદીમાં તો ઇરાંનમાં એસીરીઅન લોકોની હકુમત ચાલુ થઇ ચુકી હતી, અને તેઓના આગમચ પેસદાદીઆંન અને કયાંનીઆંન ટોલાના પાદશાહો ઇરાંનમાં રાજ કરી ગયા હતા. અને જ્યારે ઇરાંનો—એરયન પ્રજા પોતાનો અસલી મુલક જયાં ૧૦ માસ થંડી અને ૨ માસ હુનાલો પડતો હતો ત્યાંથી ઇરાંનવાલી જગ્યાએ આવી વસ્યા, તે તો ઇ૦સ૦પુ૦ ની ૮ મી સદીની ઘણુંક આગમજ યાને ઇ૦સ૦પુ ૨૦૦૦ વરસ પર તેવો બનાવ બનેલો અટકલવામાં આવેછે. એના ટેકામાં આપણે એવણે આપેલી ફરેદુનની તારીખજ ટાંકી બતાવશું. એવણનાજ કેહેવા પ્રમાણે આપણે એક બારગી કબુલ કરયેકે જરથોસ્તનો જનમ ઇ૦ સ૦ પુ૦ ૫૦૦ માં થયો હતો, અને ફરેદુન ઇરાંનમાં ઇ૦ સ૦ પુ૦ ૭૫૦ માં થઇ ગયો. પણ અવસતામાં જરથોસ્તની પેહડી ગણાવેલી છે તેમાં જરથોસ્તને ફરેદુનથી ૧૫ મી પેહડીએ ઉતરેલો જણાવ્યો છે. ત્યારે અસલનાં વખતમાં જયારે ઉમર ઘણી લાંબી હતી, અને ૧૦૦ વરસની વય સાધારણ ગણાંતી હતી તેવા વખતમાં ફકત ૨૦૦ થી ૨૫૦ વરસના અરસામાં એકદમ ૧૫ પેહડી થઇ જાય એમ ધ્યાંનમાં ઉતારવું મુશકેલ પડે છે, તકરાર દાખલ એટલુંબી કબુલ કીધું કે શાહ ફરેદુન પેગમબર સાહેબ જરથોસ્તની ફકત ૨૫૦ વરસ આગલ થઈ ગયા છે. તોએ થયું શું? આપણે જરથોસ્તની તારીખ આજે ઇ૦સ૦પુ૦ ૧૩૦૦ માં મુકરર કીધી છે, એટલે શાહ ફરેદુન પ્રોફેસરનાં કેહેવા મુજબ ઇ૦સ૦પુ૦ ૭૫૦ નહીં, પણ ઇ૦સ૦ પુ૦ ૧૬૦૦ ની આગમજ થઇ ગયલો હોવો જોઇયે, અને ફરેદુનની આગમજ બીજા પેસદાદીઆંન શાહો ઇરાંનમાં રાજ કરી ગયા છે, ત્યારે આ ઇરાંનો—એરયનોનો વધારો ઇરાંનનાં ભાગોમાં ઇ૦ સ૦પુ૦ ની ૮ મી સદીમાં નહીંજ પણ ઇ૦ સ૦ પુ૦ ૨૦૦૦ માંજ થયલો હોવો જોઇએ.

આવી તારીખ સંબંધી ભુલો એક વિદવાંનનાં લખાંણમાં થાયલી જોઇને આપણને અજાયબી લાગેછે, પણ તેનો સુધારો સેહેલથી થઇ શકે એમ છે. ઇંગ્રેજી

* જુવો જેરાંમજી ભીખાજી કાંગાવાલો જરથોસ્તી સને પાને ૫૭ મે.

શું [illegible] લમની આગળ જરથોસ્તી
ખાલખાણ કરવામાં આવ્યું
જ લોકો અને બીજાઓ
... ગાલખમાં ગુસ્તાસ્પ કરતા દારા-
યસ હીસતાસ્પીસને વધારે શાગ કાની
પીછાનેછે માટે તેઓના ધ્યાનમાં એ વાત
સારી કાની ઠસાવવા માટે દારાયસની
તારીખ પ્રોફેસરે વાપરી હોય, યાતો એક
તવારીખ શનાશોએ આપેલા દારાયસ હી-
સતાસ્પીસના બ્યાનને અને નામને કયો
વીસ્તાસ્પનું નામ અને બ્યાન મળતા
આવ્યાથી અસલમાં પીનારોકી તખ્તીઓ
ઉકેલાયા આગમજ આ બંધે રાજાઓને
એકજ રાજા તરીકે પીછાનવાની જે ભુલ
ચાલતી હતી, તે ભુલને વળગીને પરોફેસર
મોનીઅર વીલીઅમસે ઉપલી તારીખો
જણાવી હોય એમ લાગેછે, પણ શું આ-
પણ વચેથી તેનો વીગતવાર રદીઓ ઉપ-
લાજ ચોપાન્યામાં પોતાના ખરાં નામ
નીશાનથી છપાવનાર કોઇ કામાં કોઇ ફરેલી
કે કોઇ કાંગા નહીં નીકળી શકશે?

---

## માહરી માશુકનો ગાલ.

ફરતા મેં બાગમાં એક જોયો ગોલાબ
અરધા ખીલેલો ને તાજો તદન,
મ્યો હુ તે ઉપર તમામ મસન્ન
ને ચાહ્યુ કે તોડ્રૂ તે સુંદર ગોલાબ

લબાવ્યો હાથને મે તોરવા ગોલાબ,
પણ આયો દયાનો દિલમાં વિચાર -
કે ગોલાબની જુદાઈથી દાલી ગમખાર
થઈ બેસસે કરતી તેનો વીલાપ

તરક કરી તરત આએ ઘાતકી વિચાર
ભરયા મે તાહુથી બે આગલ કદમ,
તેવામાં જોઈ તુને આવતી મુજ સમ
હસતા ચહેરા સમ ખીલતા રૂખસાર

જોઈ તાહરે ભુલ મે કે ખાલેસ ગોલાબ
છે ખીલતા નરમ તાહરા ગાલની ઉપર,
તે સર્વોત્તમ ગોલાબના વિચાર વગર
ચાહ્યો મે લેવા એક કમતર ગોલાબ

સો, કો. ખંબાતા.

## ઈનાંમનો સવાલ.

ખટ વરણ સાથે મળી, નામ ધરયુ મુજ એક;
બહુ વિસ્તાર કરી રહું, મર્કલ પાઝ વિશેક.
રહ્યુ નામ ઉરમાં વસે, ખરેખર વીચિત્ર;
પારખનારો પારખી, લેશે વિદ્યા મિત્ર.—

(મનહર છંદ.)

પહેલો અને ચોથો વર્ણ, સાથે મુકી વાંચો કદી,
ફળ એક ઝાડ તણ પાકીછુ ખરે ખરૂ,
બીજો, અને ત્રીજો જોડી, દીલમાં વિચાર કરો,
બાર રાશી સાથી જુવો, તેમાથી હુ તો જરૂ
પહેલો, ત્રીજો, ચોથો ભેળી, વાંચો તરતીબ થકી,
વન તણો રાજા શેર જુદે નામે હુ ઠરૂ,
બીજો, અને ચોથો વર્ણ, મડમનુ નામ એક,
પારખો તો મરદ, ને તો, મેરી કહુ છુ ખરૂ 1

બીજો, ત્રીજો, ચોથો વર્ણ, ભેળીને ઉચ્ચાર કરે,
શાવકથી જુદે નામે, વર્ણાક તે વિસ્તરે,
પાચમો, ને છઠો, બેઉ, જોડીને બોલી જુઓ તો,
સવાલનો છેલો શબ્દ, પારખી કાઢો ખરે,
પાચમો ને ચોથો વર્ણ, સ્વાદ તણો ગુણ દાખે,
ચુરણની ગોળી ચાખો, જોતામાં તે ઉચ્ચરે,
ચોથો અને ત્રીજો ભેળી, ગુસ્સાને ઠેકાણે લખ્યો,
ડાંયો જણ તછ ધરે, સત્ય વાત અંતરે 2

પાચમો ને ત્રીજો વર્ણ, સાથે મુકી બોલો તે તો,
મુકરર કામ શારૂ, તેવા શબ્દ વાપરે,
બિજો, અને પાચમો જો, મેળવી વિચાર કરે,
મિત્રના જેવોજ પણ, બીજો શબ્દ છે ખરે,
પહેલો, અને ત્રીજો બેઉ, ભેળા કરી બોલો બોલ,
સ્ત્રી ભાગ્યનુ ભૂષણ તે, નામી મુસ્તકે ધરે,
પુછે બળદેવરામ, કયો એવા ખાસ બોલ.
એકાદશ નામ જુદા, રાખેનીજ ઉદરે 3

## ગયા માશના સવાલનો જવાબ.

### દાક્ટર સેમીયુઅલ જોનશન.

ઈનામ મેલવનાર મી० ન ન બોડ, તે તેવણે મગાવી લેવું

### ખરા જવાબ મોકલનારાઓના નાંમ.

મી० મનચેરજી દાદાભાઈ મીસતરી
મી० માનેકજી દાદાભાઈ પા૦
મી० હો મે પટેલ
મી० ન ન બોડ
મી० બેરામજી કુવરજી પુનેગર
મી० હીરજીભાઈ જાગીરજી દાદીશેઠ
મી० જા ન રાઈટર
મી० ગુનાબભાઈ વસનજી દેશાઈ (નવશારીથી)
મી० માનશંકર છબીલદાસ માંકડ
મી० જ પે મીસતરી
મી० બ ખ ભાડુપવાના
મી० ખનડુભાઈ લાલભાઈ દેશાઈ (કાલીયાવાડી)
મી० નવરોજી બરજોરજી હાશબરનર
મી० એમ આર એશ એશ
મી० દાઉદભાઈ શરીફભાઈ
મી० ઈ ડી લામ
મી० અલાઉદ્દીન માવજી (કલકત્તાથી)

---

ધોબીતલાવ—નંબર ૮૭૨ વાલા ઘેરમાં,
મુંબઈ વર્તમાન છાપાખાનામાં મનચેરજી હોસંગજી જાગોસે છાપ્યો છે.

તે શવારીની વેલાએ આ પારથીઅનોખી પારસીઓના તાબા હેઠલ આવી ગયા હતા. ત્યાર બાદ એ લોકોની ચોકશ તવારીખ શેહેનશાહ દારયવુશ વીશતાસ્પના બીસુતુન પાહાડ ઉપરના ઉકેરાવેલા કોતરકામો ઉપર થી માલુમ પડી આવેછે, કેમકે તાહા એ ઓના દેશને પારથવ કરીને શાફ લખેલોછે રામાયન, માભારત તથા મનુ શમૃતીમા બી પહલવશ એવો જે શબ્દ આવ્યોછે, તે એ ટોલાનેજ લાગુ પડેછે અને એ ટોલા સ્કુથી યાને સીથીઅન (તુરાની) હોવાથી કાઠીઆવાડ શબ્દબી તે ઉપરથીજ ઉતપનથએલો છે, કેમકે ઠેઠ હીંદુશથાનમાબી પોતાના ચહડતાં દાહાડાઓ ઉપર, એ લોકોએ સારો દસત બેસાડીઓ હતો. એમ તવારીખ તથા શીકકાઓ ઉપરથી હાલ રપરત બાશેછે દારયસ્ બાદશાહના નકશે રશતમ તથા બીસુતુનના બંને લેખોમા, એ દેશને સરંગીઆ, એરાયા, બાગસ્મીઆ, બાખ્તરીઆ તથા સોગદીઆનાના પ્રાતો શાથે જોડી નાખીને જણાવેલો છે અને પરસીપોલીસ આગનના એજ શેહેનશાહના પેના મોટા લેખમા, એજ પ્રાતો શાથે સગારસીઆના મુલકનુ નામબી શાથે જોડી, પારથવનો આ પ્રાતબી તેઓ શાથે આમેજ કરીને જણાવેલોછે હવે ગેમાત મગુશના સ૦ પુ૦ પ૨૧ મા થએલા મરણબાદ, એજ શેહેનશાહના દોરમા, આખા ઇરાનમા જ્યારે બંદ ઉઠીઉ, ત્યારે પારથવ (પારથીઆ) તથા વેરકાને (હીરકેનીઆએ), મીદીઆ દેશની ગાદી ઉપર ફરેવરતીશ (ફ્રેઓરતીસ) નામનો કોઇ એક ધુતારો, જે ઉવખશતર (કાએકઝરીસ) નામના તે દેશના અશલી ખાનદાનવાલા પાદશાહની ઓલાદમાથી ઉતરી આવવાનો જુઠો દાવો લઇ બેઠો હતો તેની ઓઠેરથી ઉઠલ જઇને, આ નામદાર શેહેનશાહ શામને મોટું બંદ ઉઠાવીઉ હતું, જે વીશે વીગતે હેવાલ જુવો મારા "તવારીખે કદીમ ઇરાંન"નાં દીબાચાને શફે ૧૨૧ થી ૧૨૩ શુધી. એ વેલાએ પારથીઆની છતરી, એ શેહેનશાહના બાપ વીશતાસ્પ (ફારસી, ગુશતાસ્પ તથા ગ્રીક, હીશતાશ પીસ)ના શવાબીનમા હતી, બાટે પારથીઅન લશકરે જયારે દારયસ, શામને બંદ ઉઠાવીઉ ત્યારે વીશતાસ્પ પોતાની ગોરદુએ જે લશકર નીમકહલાલ રેહેલું હતું તેની શાહેતાથી પોતે પેના પારથીઅન બળવાખોરો શામને થયો અને તઓને બે મોહોટી શીકસ્તો ખવડાવી, જેઓમાની એક શીકસતની વેલાએ દશથી તે અગીઆર હજાર ચુનં પારથીઅન સીપાહો, પારશી લશકરને ( કેદ પકડાયા તથા મારીઆ ગયા. આ (, બલવાખોરોનુ લશકર ઘણુ મોટું એમ વીચાર બાધી શકાએછે અને વખત તેઓ વીશતાસ્પ શામને લડાઇની દરમીઆન આવી ઉભા રેહા હતા, તેથી તેઓનુ શુરં પાણી અને હીંમત શાફ જણાઇ આવેછે. પરંતુ ગરમપદ મહીનાની તા૦ ૧ લીએ, પતીગાપ નામની છેલી લડાઇની વેલાએ, એ બલવાખોર લશકર, મુદંતર વીશતાસ્પને હાથ જયારે હારી ગયું ત્યારે પારથીઅનોએ પાછા ફરી મોહોટે શેહેનશાહ દારયશની તાહેનગી કબુલને એકરાર કરી—જે તેઓએ ઇમાનદારીથી ઠેઠ શેહેનશાહ દારાના જમાના શુધી પાલી હતી. પારસીઓના આ માહાભારત લેખોની તવારીખ શાથે અશલી ગ્રીક ગ્રંથકારો પણ એકસર કરીને એકમલતા થાએછે. માહલીતમવાલો હીરોતેડસ, જે શેહેનશાહ દારયસનાજ જમાનામા થઇ ગયો હતો, તે પોતાની એશીઆખંડની ભુગોલના જે જુજો કે હાલવેર બચી શકીઆછે તેઓમા, એ લોકોને બાગસ્મીઅનોની પડોશમા મેલેછે., હીરોદોતસબી એ લોકોને પારસીઓના તાબા હેઠલ ગણેછે અને એઓના છતરીને એરીઅન, સોગદીઅન તથા ખોરાસમી-

ઓનાં ઓજારો, શાહરશમ તથા જાતપુની આદ તુરાની ટોલામાથી ઉત્પન્ન થયલી હતી એમ શાફ જણાઈ જાએછે. ગોયા હોયથી તુરાનીઓ ઘરાંન શામને થઇને પોતાનુ છુટાપણું મેલવી, શેહેનશાહી અખત્યાર લગભગ છ શદી શુધી, આર્યનટોલાઓ સોડેથી પોતે પોતાને હાથ ફરીને કરી બેઠા હતા. બીજા ગ્રીકો એમ લખી ગયાછે કે, જે તુરાની ટોલાંમાંથી એ લોકો પેદા થયલા હતા તે ટોલાનું નામ દાહીઆ કરીને હતું પરંતુ દાહીઅન ટોલાઓને, તુરાની ટોળાથી અવશતામાં જુદાંજ ગણવામા આવ્યા છે, જેથી તાંહાનાં નર નારીઓનાં અગ્નીફરોહરોને આરાધતી વેલાએ, તેઓના નામોને તુરાનીઓથી જુદાંજ ગણવામા આવ્યાછે. જો અવસ્તાના જમાનામા, એ બંને ટોલા કેટલાએક ગ્રીકો જેમ બોલેછે તેમ એકજ હતે તો, ફરવરદીન યશ્તવાલો તેઓનાં જુદાં જુદાં નામો આરાધી જતે નહી. મજેઓ પણ પારથીઅનોને દાહીઅન નામના ટોલાઓ શાથે આમેજ કરવા તથા તેઓ પાલસ મેઓતીસના શરોવર આગલથી આવીને પાછલથી પારથીઆમાં જઇને વશીઆ હતા તે બાબદશર પોતા તરફથી શક નાખી જાયછે અને એકરાર કરેછે જે, મેઓતીસના શરોવરની આશપાશ દાહીઅન ટોલાં વશતાં હતાં કે નહી, તે બાબ પણ ચોકશ રીતે જાણુએલી નથી અને હોય તો, તેઓ કીઆશપીઅન શરોવર આગલના દાહીઅન ટોલાંની જાતનાંજ હતાં કે નહી, તે પુરવાર કરવું બી બહુ મુશકેલ પડશે. હવે એ દાહીઅન ટોલાં પણ, હખામની પાદશાહોના દોરની વેલાએ શકસ, સમારીઆ, થરેસ તથા કીઆસપીઅન શરોવરની પુરવ ભણીનાં દેશોમાં વીખરાઇ ગયા હતા એમ થોકુસીડીડસ, હીરોદોતસ અને એરીઅનની ચોપડી ઉપરથી સ્પસ્ત રીતે માલમ પડી આવેછે. એ સઘળા એકજ ટોલા હતા કે નહી તે બાબદ શર પરોફેશર રાલીનશન જે શક નાંખેછે, તેને અવસ્તા ઉપરથી પુરાવો મલી શકતો નથી કેમકે અશલમાં ઉપર જણાવીઆ મુજબ, ફરવરદીન યશ્તવાલો એ દાહીઅન ટોલા છુટોજ ગણી ગયોછે ને જે કે, મજકુર દેશાવરો આતે પાછલથી પોતાનો પગપેશારો કરી ગયો હતો એમ હું ધારૂછું. પાછલથી હવે એ ટોલા જ્યારે ઘણો પગભર થઇ ગયો, ત્યારે રૂમના શેહેનશાહ એનતોનાઇનીઅસના જમાનામાં એવો વીચાર યુરોપના વીદવાનોમાં પેઠો જે, મીસર દેશનો પુરાતન જમાનાનો પાદશા મેસોસત્રીસ, જ્યારે સીથઅનોના મુલક ફ શવારી કરીને પાછો ફરીઓ, ત્યારે પ અનો જેવા સીથીઅન ટોલાંને કૈ આમાં લાવી, કીઆસપીઅન શરોવર-ની પુરવ ભણી આવેલા કોહેસ્તાનોમાં તે વશાવી ગયો હતો, કેમકે તેમ ઓરંઅન નામને એક દાનાઇ રૂમી ગરંથકાર લખી ગયોછે. પરંતુ હાલ જમાનામાં તે વીચારને ઇંગલંડ, ફરાનસ તથા જરમનનાં આલમાઓ શરંતરહથી કાહાડેછે. તેઓ એમ જણાવેછે જે, અશલમાં હીરદોતશ અને દાયોદોરસ મેસાસત્રીસ(મીસોસીસ)પાદશાહની સીથીઆ દેશ ઉપરની ફતેહની વાતને જે લઇ નાહાઠેલાછે, તેમાં તેઓને મીસર દેશનાં ધરમના ઉપાશીઆઓએ ઠગેલાછે, એમ હાલ હાઇરોગલીફીક અક્ષરોના ઉકલાણો ઉપરથી શાફ માલુમ પડી આવેછે, કેમકે તે લખોમાં એ પાદશાહને ઘણો માહાવીર કરીને જણાવામાં આવેલો નથી અને માનોથો તે વાશે કશો દરોબસ્ત હેવાલ, તેના અતીઆર શુધી બચેલા જુઓમાં આપી વટીક ગયો નથી. તે શાથે એ વાતની શતયતા વીશે ભુગોલને અરથેબી જો તપાશ લઇએ છેઓ તો, તે બનવુ ઘાણુંજ માહાલ દીશે છે, કેમકે સીથીઆ તરફથી કીઆશપીઅન શરોવરની ઉતર તથા પુરવ બાજુનો ચકરાવો લઇ, મીશર તરફ પાછા ફરવાને,

રહતો પ્રદેશ જ દૂર દરાજ હોવાથી, આ સવારીની વાત હાલમાં આપણાં ધીઆનમાં ઊતરી શકતી નથી, માટે સેમોસ્ નાસે પારથીઅનો જેવા તુરાની ટોળાને, પ્રથમમાં પારથીઆના* પ્રાંતમાં લાવીને વશાવીઆ હતા તે બોલવાપર હાલમાં હવે ભરોસો રાખવામાં આવતો નથી. આ કલપના ઉપર પેહેલીવાર ઇશુની ઠેઠ બીજી સદીમાં જાહેરાતમાં આવી હતી, ને પરથી પાછલા ગ્રંથકારો, જેમ જેમ જેનાં ધીઆનમાં આવીઉ તેમ તેમ તે પરથી પછી લેઇ નાહાડેલા છે. નીબુ- રના કેહા મુજબ જાન મલાલા નામનો ગ્રંથકાર તો, એ નવાં શહેર- પોરી વશાવનાર શખ્સોની સંખીઆ એટક આપી જાયછે અને કેહેછે જે એ શખસાઓ જુવાન તથા શીપાહ બચ્ચાઓ હતા અને તેઓની સંખીઆ ૧૫૦૦૦ માણશોની હતી. યુનાનીઓ ઉપર પેહેલીવાર એ લોક શાથે ઇ૦ પુ૦ ૩૩૧ માં પેહ- વારમાં આવીઆ હતા, પરંતુ તે વેના એ ટોળા જાહાનો જણાએલા ન હતો. પાછલથી જયારે એ લોકો ચીહેનશાહી દરજજે પોહોંચીઆ, ત્યારે લગભગ ઇ૦પુ૦ ૧૫૫ પછી, તેઓની જાત બુનીઆદ તથા તવારીખ સંબંધી બાબદોસર તેઓ લક્ષ આપવા મંડીઆ હોય તો, તે બનાવ બની શકે તેવો છે, કેમકે ત્યારે તેઓને આટલુ તો ચોકશ માલુમ પડીઉ હતું કે, એ લોકો તુરાની લોહી ધરાવતા હતા અને એઓનાં નામ ઉપરથી એ લોકો દેશની- કાલ થએલા શખસો હતા, એમ તેઓની ખાતરજમા વટીક થઈ ચુકી હતી. કેટલીક અવસ્તા ઉપરથી તુરાનીઓને આરીયનોથી એક જુદોજ ટોળો કરીને ગણી ગયોછે. ખરૂંછે કે એ તુરાની ટોળાંઓ ભટકતાં હતાં માટે, જેમ જેમ આગનો આગલ વધતા ગયા તેમ તેમ, તેઓની આગલ તે ટોળા- ઓને, દુરદુર વીખરાઇ જવા ફરજ પડી હતી. પરંતુ અવસ્તા વાલો તો તેઓને જુદોજ ટોળોકરીને લખીગયોછે, માટે પ્રોફેસર રાલી- નસન માનવી જાતની ભટકતી હાલતને એ શબ્દ લાગુ પાડેછે અને જેઓ ઘોડાપર બેશી પોતાનો વખત ગુજારે છે તથા તંબુ અ- થવા ગાડાંઓમાં વશી પોતાનાં ગાદગાઓ મારફતથી, હાલના તરકોમેનો માફક પોતાનું ગુજરાન કરેછે અને ખેતીવાડીનું કામ શમજી શકતા નથી, તેવી રહેણીવાળાં ટોળાંઓને એ બોલ ફકટ લાગુ પડેછે એમ તે વીચારેછે, તે મત શાથે હું એકમત થઇ શકતો નથી. એ ટોળાંઓની રહેણી અશલ ધરથીજ ઉપર મુજબછે તે વાત ખરી છે. એ ઓની રીતભાત, આરીયનો શય શર- આવતાં જંગલીજેવી લાગેછે તે બીના પણ ચોકશ છે, પરંતુ અવસ્તાવાલો એ શબ્દ માનવી જાતની આવી ભટકતી રહેણીને નહી પણ તેઓના તોખમને લગાડી ગયો છે. હવે યુનાની લોકો અવસ્તાવાનીથી બરોબર જાણીતા ન હોવાથી, કોઈ કોઇ વાર ભુલો કરી ગયાછે ખરા, પણ અશલમાં એ શબ્દ એક જુદાંજ લોહી ધરાવનાર ટોળાંને અને નહી કે તેવોની રહેણીને લગાડવામાં આવીઓ હતો, એમ મને તો શપશત ભાશેછે અને તેમાં વાધો ઉઠાવવા જેવું હું કંઇ જોતો નથી, કેમકે તુરાની ટોળાંઓની ભાષા હાલપેર તે વાતની સાફ ક્ષવાહીબી આપેછે એમ જણાવનાસો કેહી શકશે. તે શાથે દારાયશ પાદશાહ પણ પોતાના લખાણમાં, એ લોકોને એક ટોળોજ કરીને ગણી ગયોછે અને જુદી જુદી જગા ઓ ઉપર જઈ વશેલાં એ ટોળાંઓને શકા એવું એકજ શાધારન નામ આપી ગયોછે- જેમકે "શકા તઇગ્રખાર દરીય આની પેલી પારનુ આવેલા સીથીઅન લોકો અને

આના આજારો, રાહગશમ તથા જાતશુની- આદ પુરાની ટોળામાથી ઉત્પન્ન થયલી હતી એમ શાફ જણાની જાએછે. ગોયા હોયથી પુરાનીઓ ઇરાન શામને થઇને પોતાનુ છુટાપણુ મેલવી, શેહેનશાહી અપ્પલાગ લગભગ છ શદી શુધી, આર્યનટોળાઓ સેટેથી પોતે પોતાને હાથ ફરીને કરી બેઠા હતા બીજા ગ્રીકો એમ લખી ગયાછે કે, જે પુગાની ટોળામાંથી એ લોકો પેદા થયલા હતા તે ટોળાનું નામ તાહીઆ કરીને હતું પરંતુ દાહીઅન ટોળાઓને, પુગાની ટોળાથી અશલતામા જુદાજ ગણવામા આવ્યા છે, જેથી તાહાના નર નારીઓના અશાફરોહરોને આરાવતી વેલાએ, તેઓનાં નામોને પુગનીઓથી જુદાજ ગણવામા આવ્યાછે. જો અવશતાના જમાનામા, એ બને ટોના કેટલાએક ગ્રીકો જેમ બોલેછે તેમ એકજ હતેતો,ફરવરદીન યશ્તવાલો તેઓના જુદા જુદા નામો આગળી જતે નહી એજ્ઞેમો પણ પારથીઅનોને દાહીઅન નામના ટોળાઓ શાથે આમેજ કરવા તથા તેઓ પાસઝ મેઓનીઅના શરોંવર આગલથી આવીને પાછલથી પારથીઆમા જઇને વશીઆ હતા તે બાબદશર પોતા તરફથી શક નાખી જાયછે અને એકરાર કરેછે જે, મેઓતીસના શરોવરની આશપાશ દાહીઅન ટોનાં વશતા હતા કે નહી, તે વાત પણ ચોકશ રીત જાણુએલી નથી અને હોય તો, તેઓ કીઆશપીઅન શરોવર આગલના દાહીઅન ટોળાની જાતનાજ હતા કે નહી, તે પુરવાર કરવુ બી બહુ મુશકેલ પડશે હવે એ દાહીઅન ટોળા પણ હખામની પાદશાહોના રોગનો વેનાએ પ્રાકસ. સમાર્ગીઆ, થરેસ તથા કીઆસીઅને શરોવરની પુરવ બાણીના દેશોમા વીખરાઇ ગયા હતા એમ થોડમા દીવેજ હીરાદોતસ અને એરાની બાથી ઉપરથી સરસ રીતે માલમ પડી આવછે એ શકના એકજ ટોળા હતા કે નહી તે બાબદ શક પરોફશર રાલીનશન જે શક નાખેછે, તેને અવશતા ઉપરથી પુરાવો મલી શકતો નથી કેમકે અશલમા ઉપર જણાવીઆ મુજબ, ફરવરદીન યશ્તવાલો એ દાહીઅન ટોળા છુટોજ ગણી ગયોછે ને જે કે, મજકુર દેશાવરો બાતે પાછલથી પોતાનો પગપેશારો કરી ગયા હતો એમ હું ધારૂછુ. પાછલથી હવે એ ટોળા જયારે ઘણો પગભર થઇ ગયો, ત્યારે રૂમના શેહેનશાહ એનતોનાઇનીઅસના જમાનામા એવો વીચાર ફુરેલના વીદ્વાનોમા પેઠા જે, મીસર દેશનો પુરાતન જમાનાનો પાદશા મેસોસત્રીસ, જયારે સીથઅનોના મુલક ફતેહ કરીને પાછા ફરીઆ, ત્યારે ૫ અનો જેવા સીથીઅન ટોળાને આમા લાવી, કીઆસપીઅન શરોનના પુરવ બાણી આવેલા કોકેરતાનોમા તે વશાવી ગયો હતો કેમકે તેમ એરીઅન નામનો એક દાનાઇ રૂમી ગરંથકાર લખી ગયોછે પરંતુ હાલ જમાનામા તે વીચારને ઇંગલંડ, ફરાનસ તથા જરમનના આલમાઓ શક તરફથી કાહાડેછે. તેઓ એમ જણાવેછે જે,અશલમા હીરાદોતશ અને દાયોદોરસ સેશાસત્રીસ(મીસોસીસ)પાદશાહની સીથીઆ દેશ ઉપરની ફતેહની વાતને જે લઇ નાહાહેલાછે,તેમા તેઓને મીસર દેશના ધરમના ઉપાધીઆઓએ ઠગેલાછે,એમ હાલ હાએરોગલીફીક અક્ષરોના ઉકલાનો ઉપરથી શાફ માલુમ પડી આવેછે, કેમકે તે લેખોમા એ પાદશાહને ઘણો માહાતીર કરીને જણાવામા આવલો નથી અને માનોધો તે વાશ કશો દરોબસ્ત હોનાર, તેના અતીઆર શુની બચેના જુજોમા આવી વટીક ગણે નથી તે શાથે એ વાતની શતયતા વીશ જુગોનને [illegible] જો તપાસ લઇએ તો, તે [illegible] ધાસ્તવ માહાલ દીશે છે, કેમકે [illegible] કીઆસપીઅન [illegible] તથા પુરવ [illegible] ગનો લઇ, [illegible] પાર કરવાને

ઘણાં શાયે તે વાતને કરી પણ નીશબત નથી, કેમકે કુદરતે જ્યારે જુદાં જુદાં દેશોમાં થંડી અને ગરમી વેહેચી નાખી, ત્યારે જેવી એવી ગરમી તથા થંડી, તે પરમાણે તે દેશનાં જાનવરોને પેદા કરી તેઓને તે ખમવાની તરત શકતી વટીક આપી હતી અને તાંહાંની આબો હવાને બેશતાં આવે, તેવાં જાહાડ પાણો તથા પાલા તાંહાં શારાં ભાયેગે ઉતપનખી કરીઆ હતા. સીથીઆની ભુમી મીશર દેશ થાને જોકે વધારે થંડીછે તો, તેમજ તાંહાંના વતનીઓનાં શરીરનાં બાંધાઓને, કુદરતે મીશરી લોકો થાને વધારે મજબુત તથા શખ્તશખ્તી ભાગે મીમત પણ બનાવેલા છે. હવે આ પ્રિથેમીની આ જેમાં તરેહ તરેહવાર કુદરતનાં ફેરફારો હાલજોવામા આવેછે, તે એક વેલાએ ચશલી એક શરખી હાલતમાં હતી, માટે આ જમીનની આશપાશ શઘર પેહેલાં પાંણી ફરી વલેલુ હોએ કે આતશ, જેમાંથો પણ આ શરશતી પેદા થએલીછે, તે એની આશપાશ વખતે ફરી વલેલો હોય, તો તે બંનેમાની ગમે તેવી એની પરથમ શરીતી અંદર બી, સીથીઅનોનાં વધારે પુરાતન પણા વીશેના દાવાને વધુ મજબુતી મલે તેવું છે, કારણ કે શરવે ચીજો ઉપર આ પૃથવીની અશલી હાલતની વેલાએ અગનીનો જોર જો વધુ હોય તો, તે જયારે હોલવાતો જઇને, આ ભુમીનો પોપરો મશાયો, ત્યારે તો ઉતર તરફનો ભાગ જે હજુરણી બીજા શરવ ભાગો થાને શીઆલાની થંડીથી વધારે થંડ થઇ રહેલો છે, તે શઘર પેહેલાં થંડો થઇને અગનીથી છુટો પડી જવો જોઇએ પરંતુ મીશર તથા ઉઝમન તરફનાં શરવ માગો, જે આફતાબની બેહદ ગરમીથી હિજુરપેર બલી રહેના આપણી દરમનીએ હોછે, તેઓ તો અશુરેથીજ થંડા થવા જોઇએ. તેથી ઉલતુ એમ ધારોજે, પરથમમાં આ પૃથવીની આશપાશ પાંણી ફરી વલેલુ હતું, તો જયારે તે પાંણી ઉતરી ગીઉ ત્યારે આ શવભાવીકછે જે ઉનચી જગાઓ ઉપરથી તે પેહેલાં નીશરી જવું જોઇએ અને હેઠલી જગાઓ ઉપર તે તે ઘણો વખત શુધીભરાઇ રેહેવું જોઇએ, માટે જે ભાગ પેહેલાં શુકાઓ હોય, તાંહ જાનવરોની વશતી શઘર પેહેલાં થવી જોઈએ, એ વાત ઉઘાડી છે માટે શીથીઆનો મુલક શરવે દેશો થાને ઊંચાનમાં આવી આથી, તાહાં વશતી પેહેલાં થવી જોઇએ કેમકે તાંહાંનો શઘલી નદીઓ, નીચે ઉતરી મેઓતીશના શમુદરમાં થઇને પોનનસનાં શમુદરને મારગે, મીશર દેશનાં દરીઆવોમાં પછી ખાલી થાએછે. હવે મીશર દેશમાં તાંહાંનાં ઘણાંએક પાદશાહોની અને પેહેડી દર પેહેડીની તાંહાંનાં રેહેવાશીઓની મેહેનત અને ખરચથી, પાણીનો એ જોરો આવતો અટકાવવા મજબુત બંધો તથા ઘણાંએક નેહેરો જોકે બાંધવામાં આવીછે કે,જેથી એક રશતેથી પાણી કાહાડી નાખીને બીજે રશતેથી તેને તે દેશમાં લેવામાં આવીઉ હોય ને તાંહાંની નીલ નદીને તે જમીનમાં નહી ગણી હોય તો તેનાં પાંણીને તેનો જોગોપરજ બચાવી રાખી, આશપાશ ચતરાવા નહી દીધુ હોય તોબી, તે દેશ હજુર તો જાનવરોને આરામની ભુમી તરીકે મુતલગ કામ લાગી શકેજ નહી; માટે તાંહાં માણશનો વશતી પ્રથમમાં થવી જોઇએ, તે વાતને આ તકરાર ઉપરથીટેકો મલી શકતો નથી. * એ ભુમી તાહાંના પાદશા-

* આ આખા ફકરા ઉપરથી માણશ જાત એક જોડાંમાથી નહી, પરંતુ જમીનમાથી જેમ કીરા વોગેરે પ્રાણીઓ પેદા થાયછે, તેમ અશલમાં ઉતપન થએલુ હતુ એવો જે ઘણાં પુરાતન લોકોનો વીચાર હતો તેને લુકરીશીઅસ, ઓવીદ તથા દાયન કેશીઅસ જેવા આગલા ગ્રંથકારોનાં પુસ

યાને તાઇગરીશ નદી આગળના સુમ્રા લોકો. પાછળથી આરીયનોની શીનભાત પકડીને તેઓ તેઓના દેશોમા વટીક શાથે આવી વશીઆ હતા, તો તે ઉપરથી મારી મજકુર તકરારને કોઇ વાતે પણ ખલલ પોહોચે તેમ મને લાગતું નથી. હવે એ તુરાની ટોલાઓ, આરીયનો એશીઆ ખંડ માહેલા, પોતાના અશલી વતન ઇરાનવેજથી છુટા પડી, ચોમેર પરથની ઉપર આસ્તે આસ્તે ચતગાતા ચાલીઆ, તે પુર્વે તો તે ટોલાઓ યુરોપ તથા અમેરીકાની ભુમી શુધી ચોતરફ પથરાઇ રેહેલા હતા, એમ અનરતાની મજમુન તપાશીઆથી શાફ માલુમ પડી આવેછે અને જે વાતને જમ્રતીનના પુશતકમાથી, આ હેઠલ ઉતારેલા ફકરા ઉપરથીબી શાહી પુશતીમલી શકેછે. આ રૂમી અ ધકાર, ન્નોગાસ્રજેના એક અશલી રૂમી લખનારની શતાને આ ધારે એમ બોલેછે જે, "સાથીઅનો (તુરાનીઓ) ના જે કામો કે ઘણા માભાગત તથા કીરતી ભરેલા થઇગયા છે, તેઓ વીશે ખીઆન આપવા આગમજ આપણને તે કામોનો મુન ધરથીજ તપાશ કરવી જોઇએ, કારણ કે જે મુનદીએ તેઓ ચહડીઆ હતા, તે બુલંદી તેઓની શેહેનશાતની બુનંદી યાને કશી પગ્કારે પણ ઓછી ન હતી તે શાથે જે બાહાદરપણાથી તેઓના મરદો ગજપાત કરી ગયાછે, તે શારૂ તેઓને જે કીરતી પરાપત થઇ છે, તેની શાથ શરખાવતા તેઓની ઓરતો પણ પોતાની બાહાદુરીના ગુણો શારૂ, કઇ ઓછી કીરતી મેળવી ગઇ ઓ નથી. પારથીઆ તથા બાખત્રીઆના રાજો, જે તેઓના બાપદાદાઓએ સ્થાપીઆ હતા, તેમજ તેઓની ઓરતોએબી આમેઝાનોનુ રાજપાટ પોતે વશાવીઉ હતું માટે તેઓના મરદ તથા ઓરતોના કામોને જેઓ એક એક શાથે શરખાવા માગે છે, તેઓ એક આવાજે એકરાર કરેછે જે તેઓની ઓરતોના કામો, મરદોથી ચહડતે દરજજેના હતા કે તેઓના મરદોના કામકાજો તેણીઓથી શરશ ગણાવા જોઇએ, તે વીશે ફુશલો આનવો હાલ બહુ મુશકેલ માલુમ પડેછે. વધારે પુરાતન ટોલાઓનનો મીસર દેશના અશલી રેહેવાશીઓનો કે આ સીથીઅનો (તુરાનીઓ)નો, તે વીશે એ બંને ટોલાઓ વચે જોકે ઘણુક શુધી લાબી ટકરારો અને ભાજગડો ઉઠી હતી, તોબી આતો હવે ચોકશ રીતે શીદ્ધ થયુછે જે, એ સીથીઅનોના ટોલાને હંમેશ આપણે ઘણોજ પુરાતન કરીને ગણતા આવ્યા છીએ. મીસર દેશના વતણીઓ, પોટોલાના પુરાતન પણા વીશે એમ લાવેછે જે "શઘલી ચીજોનો શહરૂઅ જયારે આ જમીન, માનવી જાતને કોઇ ઠેકાણે શુરજના બેહદ તાપથી તો કોઇ ઠેકાણે બરફની બેહદ થડીને લીધે, પેદા કરી વસાવી શકે તેવી હાલતમા ન હતી અને તાપ તથા થડી શામને, માણસોએ વશતરોને હજુર નો ઉતપન કરીઆ ન હતા તથા હુનરે કરીને, જમીનને શુધારી ન હતી કે જેથી જાહાબધ લોકોને ખોરાકી પોહોચાડવા આ ભુમી કેવલ શામરથવાન નહતી, ત્યારે મીશર દેશની હવા એટલી તો મધ્યમ હતી કે, નીઆલાની થંડી તથા ઉનાલામા આફતાબની ગરમીથી, તાહાના રેહેવાશીએ ને કમો પણ ઉપદરવ થઇ શકતો નહતો. તે શાથે તાહાની જમીન એટલીતો રશાલ હતી કે, માણશ જાતના ખોરાક શારૂ તેવી ફલવત ભુમી બીજી કોઇ હતીજ નહી, માટે એવો શારાઉશ અકલની રૂહે નીકલી શકેછે જે, માણશો અસલમા એ દેશમાજ પેદા થવા જોઇએ, કેમકે તાહા તેઓને પુશકલ ખોરાકી મલી શકે તેના શઘલા શાધનો આવેલા હતા." આ તકરારની વીરૂધ રીથીઅનો એમ વાદનીવાદ ઉઠાવે છે જે "હવાના ફરશારપણા શબંધી તકરાર ઉઠાનીઆથી પુરાતન

પણાં શાથે તે વાતને કશી પણ નીશબતં નથી, કેમકે ખુદરતે જમારે જુદાં જુદાં દેશોમાં થંડી અને ગરમી વેહેચી નાખી, ત્યારે જેવી જેવી ગરમી તથા થંડી, તે પરમાણે તે દેશનાં જાનવરોને પેદા કરી તેઓને તે ખમવાની તરત શકતી વટીક આપી હતી અને તાંહાંની આબો હવાને બેશતાં આવે, તેવાં જહાડ પાણો તથા પાલા તાંહાં શાગં ભાપેગે ઉતપનઆ કરીઆ હતા. સીથીઆની ભુમી મીશર દેશ થાને જોકે વધારે થંડીછે તો, તેમજ તાંહાંના વતની-ઓનાં શરીરનાં બાંધાઓને, ખુદરતે મીશરી લોકો થાને વધારે મજબુત તથા શખ્તશમો ચીમત પણ બનાવેલા છે. હવે આ જેમાં તરેહ તરેહવાર ખુદરતનાં ફેરફારો હાલજોવામાં આવેછે, તે એક વેલાએ શુખલી એક શરખી હાલતમાં હતી, માટે આ જમીનની આશપાશ શઘર પેહેલાં પાંણી ફરી વલેલું હોએ કે આતશ, જેમાથી પણ આ શરૂશતી પેદા થએલીછે, તે એની આશપાશ વખતે ફરી વલેલા હોય, તો તે બંનેમાની ગમે તેવી એની પરથમ શથીતી અંદર બી, સીથીઅનોનાં વધારે પુરાતન પણા વીશેના દાવાને વધુ મજબુતી મલે તેવું છે, કારણ કે શરૂવે ચીજો ઉપર આ પૃથવીની અશલી હાલતની વેલાએ અગનીનો જોર જો વધું હોય તે, તે જયારે હોલવાતો જઇને, આ ભુમીનો પોપરો મચાયો, ત્યારે તો ઉતર તરફનો ભાગ જે હજુરબી બીજા શરવ ભાગો થાને શીઆલાની થંડીથી વધારે થંડ થઇ રહેલો છે, તે શઘર પેહેલાં થંડો થઇને અગનીથી છુટો પડી જવા જોઇએ પરંતુ મીશર તથા ઉમમન તરફનાં શરવ ભાગો, જે આફતાબની બેહદ ગરમીથી હાલુરોજ બલી રહેલા આપણી દરમનીએ પરેછે, તેઓ તો આખરેથીજ થંડા થવા જોઇએ. તેથી ઉલટુ એગ ધારોજે, પરથમમાં આ પૃથવીની આશપાશ પાંણી ફરી વલેલુ હતું, તો જયારે તે પાંણી ઉતરી ગીઉ ત્યારે આ શબભાવીકછે જે ઉનચી જગાઓ ઉપરથી તે પેહેલાં નીશરી જવું જોઇએ અને હેઠલી જગાઓ ઉપર તે તે ઘણો વખત શુધી ભરાઇ રેહેવું જોઇએ, માટે જે ભાગ પેહેલાં શુકાઓ હોય, તાંહ જાનવરોની વશતી શઘર પેહેલાં થવી જોઈએ, એ વાત ઊઘાડી છે માટે શીથીઆનો મુલક શરવે દેશો થાને ઊંચાનમાં આવી આથી, તાહાં વશતી પેહેલાં થવી જોઇએ કેમકે તાંહાંની શઘલી નદીઓ, નીચે ઉતરી મેઓતીશના શમુદરમાં થઇને પોનતશનાં શમુદરને મારગે, મીશર દેશના દરીઆવોમાં પછી ખાલી થાએછે. હવે મીશર દેશમાં તાંહાનાં ઘણાંએક પાદશાહોની અને પેહેડી દર પેહેડીની તાંહાંના રેહેવાશીઓની મેહેનત અને ખરચથી, પાણીનો એ જોશ આવતો અટકાવવા મજબુત ચરો તથા ઘણાએક નેહેરો જોકે બાંધવામાં આવીછે કે, જેથી એક રશતેથી પાણી કાહાડી નાખીને બીજે રશતેથી તેને તે દેશમાં લેવામાં આવીઉ હોય ને તાંહાંની નીલ નદીને તે જમીનમાં નહી ગણી હોય નાતો તેનાં પાંણીને તેની જગોપરજ બંચાવી રાખી, આશપાશ ચતરાવા નહી દીધું હોય તોબી, તે દેશ હજુર તો જાનવરોને આરામની ભુમી તરીકે મુતલગ કામ લાગી શકેજ નહી; માટે તાંહાં માણશનો વશતી પ્રથમમાં થવી જોઇએ, તે વાતને આ તકરાર ઉપરથી ટેકો મલી શકતો નથી. * એ ભુમી તાહાંના પાદશા-

* આ આખા ફકરા ઉપરથી માણશ જાત એક જોડાંમાથી નહી, પરંતુ જમીનમાથી જેમ કીરા વીગેરે પ્રાંણીઓ પેદા થાયછે, તેમ અશલમાં ઉતપન થએલું હતું એવો જે ઘણાં પુરાતન લોકોનો વીચાર હતો તેને લુકરીશીઅસ, ઓવીદ તથા દાયન ડુરોશીઅસ જેવા આગલા ગ્રંથકારોનાં પુશ

હોની મેહેનતથી મનોરાએ કરીને પુરવામાં આવી હોય, યાતો નીલ નદીથી તાહા ઘશડાઇ આવતા કીચલાથી બની હોય, તે બે મેમાની ગમે તે વાત ચોકશ હોય તોબી આ તો ઉઘાડુ છે કે, તે જમીન શરને જમીનો યાને પાછળથીજ બનેલી છે. આ તકરારથી મીશરી લોકો બધાઇ ગયા હતા, જેથી સીથીઅનોને હંમેશ વધારે પુરાતન કરીને લોકો માનતા આવીઆ છે"

હવે ડાકટર શમીથ વગેરે બીજા કેટલાએક યુરોપીઅન વીદીઆરથીઓ જે એમ કેહેવા માગેછે જે પારશીઆનો મુલક બાખત્રીઆ, સોગદીઆ, હીરકેનીઆ, સગારશીઆ, મારગીઆ, ઓરાશમીઆ, મારશીઆના તથા હેરાતની પડોશમા આવીઆથી, તે આખો લટો ઇરાની લોહી ધરાવનાર આરીયનોથી વશાએલો હતો, માટે એ ટોલાબી ઇરાની, અને નહીકે તુરાની હોવો જોઇએ, કેમકે એઓના નામોમાંથી પરીયપેતીઉસ (અનરતાઇ પરીજ યેતાશ યાને બાપને ચાહનાર), મેતરદત, તીરદાદ, અરદાન, ઓરોગાજુ (ઓરોજેજુસ) અને રોદાઅરપ એના ઇરાની નામો વાગેરે તે વાતની સાફ ગવાહી આપેછે, પરંતુ આ તકરાર મને ઘણો માકુલ દીસતો નથી ખરૂ છે કે મજકુર નામો ઇરાની ભાશાને લગતા છે પણ તેનું કારણ શેહેલમા શમજી શકાએ છે જે, એ ટોલો હાલુક સુધી પારશીઓના તાબા હેઠલ રેહેવાથી તથા જરથોશ્તી ધરમ પાલવાથી, પારશીઓમાજ ગણાવા ખુશી તથા મગરૂર હતો તથા તેઓનો લેબાશ વગેરે ઠીક પેહેરનો હતો, એમ જુલીઅન લખી ગયોછે પરંતુ તે ઉપરથી કદી એમ શાબેત થતું નથી જે, એ લોકો અશલથીજ ઇરાની લોહી ધરાવતા આવીઆ હતા. જો તેમ હતે તો વંદીદાદ વાલો નીશય (નીશાપુર)ની ભુમીની ખબર લેતી વેલાએ, એઓના દેશને નીશય નહી પણ પારથવ કે અપારની એવું નામ આપી જવાનીના ચુકતે નહી, કેમકે અવેસ્તા વાલો એ ભુમીને એ મજકુર નામથી લખી ગયોછે. એ નામથી એ ટોલો વંદીદાદના જમાનામા જણાએલો ન હતો તે ઉપરથી એમ સારાઉશ નીકલી શકેછે જે, અપાખતર યાને ઉતર તરફના દેસોમાથી એ ટોલો પાછળથી ઇરાનીઓના આ નીસમના સરેથાનમા આવી વસેલો હશે ને એ જુદુજ લોહી ધરાવનાર ટોલો હોવો જોઇએ કેમકે વંદીદાદ વાલો, ફકટ આરીયનોથીજ વશાએલા દેશોની ગણતરી આપી ગયોછે અને તુરાનીઓના મુલકો વીશે તે કશો ઇશારો કરી જતો નથી. હવે એઓના મુલક આશપાશ આરીયન ટોલાઓ વસતા હતા, તેથી તેઓનો ધરમ, રીતભાત તથા ચાલ ચલણોની કેટલીએક નકલો કરીઆથી કેટલાએક પારશી નામો એઓના તુરાની નામો સાથે આમેજ થઇ ગયા હોય તે તે બનવુ કાઇ ઘણુ મુશકેલ નથી, કેમકે આજબી આપણા પારશીઓમા જીજીભાઇ કાકાજી, રૂપજી, રતનજી એવા ઘણાએક હીંદુ નામો લાંબા દાહાડાના વેહેવારને લીધે રેવાજ પામી ગએલા દીસે છે. (સાધણ.

---

તકો ઉપરથા શાંરૂ પેડુ ટેકો મલી શકેછે અને હુકાશીઅશના કેહા પ્રમાણે, હીરકલીતશ તથા બીજા અવની ફીલસુફોનો અગનીમાંથી અશલ આ પૃથવી પેદા થાએલી હતી, એવો જે વીચાર હતો તે વીશે પણ એમા ઇશારો કરવામા આવેલો છે એ વીચારને ઇસા તથા જરથોશતીઓના ધરમપુશતકો ઉપરથી, ટેકો મલી શકતો નથી પરંતુ દારવીન તથા હક્ષલી જેવા યુરપની વીદીઆ જાણનારાઓના હાલમા માનવી જનતની પ્રારંભ પેદાયશ વીશે જે વીચારો ચાલુ છે, તે સાથે કેટલેએક દરજે એ વીચાર મલતો હોવાથી, માત્ર નશારા તરીકે અત્રે મેં જણાવ્યોછે



# વિદ્યામિત્ર.

પુસ્તક ૮ મું. **એપ્રીલ ૧૮૮૧** અંક ૪ થો

## બેનજીર અને બદરેમુનીર.

### નાટક ચાર અંકી.

—∘○∘—

**એકટ ત્રીજો—દેખાવ ચોથો.**

**(બદરેમુનીરનો મેહેલ)**

[એક ખાનાની ટેબલ બીછાવેલી છે તેની ઉપર બદરેમુનીર અને વજીરજાદી જમવા બેઠેલી છે, બેઉ નાકે બે દાસીઓ ઉભેલીછે. અને બંધે બાજુએ બે રામતગરો હાથમાં શરાબનાં સીસા ધરી ઉભી છે, ખાનાનો એક બુક હાથમા ધરીને ]

બદરેમુનીર—હા, આઓ ગમે હેવું નેઆંમત અને સુંદર પકવાંણ છે, પણ તે મને ફીકું પચ અને બેસવાદ લાગેચ. ઓ માહરી વજીરજાદી જેમ જેમ બેનજીરને આવેઆનો વખત વીટતો જાયચ તેમ તેમ મને તરેહવાર અંદેશાઓ ઉપજેચ. અરે મેં કાંહાંની કાંહાં એકાએક વગર સમજવે તેની શાથ દોસ્તી પાડી કે જેથી આજે હું તેહની મોહબતમાં બલતી ને જલતી થાઇચ. ખોદા માલમ કે તે પોતે તો બેવફા નહી થયો હોય.

વજીરજાદી—મારી નામવર બાંનુ બદરેમુનીર, તું એમ રાતને દીવસ અંદેશા ને જારી કરતી રેહશે તો નકામો તાગ તારૂંહુક જીવને હેરાંનગતીમાં પોંચાડશે. તું નથી ખાતી પીતી; નથી સુતી બેસતી ને જરા થઇને તું એમ જીવને સાંતી આપતી નથી તો હું નહીં જાણતી કે તારા દાહાડા આગલ કેમ જશે.

બદરેમુનીર—મોહબતની જુદાઇનો જ ખમ કેહવો કારી લાગેચ તેની તુંને સુદલ ખબરજ નથી. સાંભલ કેઃ—

ન ખાવું, ન પીવું ગમે, ન જીવને આરામ,
થાઇ છનસાંન બાવરૂં દેવાનુ ને બને બેકાંમ.
સઘલી શુશીઆની ચીજ ને એશઆરામી,
અકારી જેહર જેવી, તદન દીશે નકામી.
નકામો આઓ મેહેલ, નકામો સંઘો બેલ,
એક ઘડીબી જીવને ન કરવા ગમે સેહેલ.
શેહેર, મેહેલ, ઘેર, ને આખું કુટુંબ પરીવાર,
બાગ બગીચા ને વસ્તી બેશુમાર.
રાગ રંગ ને સઘલો શુંદર સાજ,
પેઆર, લાર, ને તદન નખરાં ને નાજ.
એ સંધુ છે અકારત ને ફોકટ,
એક દીલદારવીનાં, જેની હોય ખરી મોહબત.
વાસ્તે જુદાઇ ખમતાં ખમતાં હવે,
મારી આંખે અંધારા આવે છે મને.
કર, કર, ઓ કાંઇ ઉપાય તું એનો,
બતાવ બતાવ કાંઇ ચારો એનો.

(વજીરજાદીના ખાંમપર હાથમાંના બુક સમેત ધસી પડેચ, વજીરજાદી આસ્તેથી તેણીને ઉચકીને આગલ લાવેચ.)

વજીરજાદી—
સબર સબર, સબર પકડ ને રાખ હીમત,
સબુરીના ગુણ ને હીમતની કોણકરે કીંમત.
સબુરી ને હીંમતથી પુગશે કાંમ સરનજામ,
ઉતાવલ ને નીરાશ થવાનું નથી એ કાંમ.

ખોદાપર તોવકલ કરી જીવ રાખ નીરાંત,
તેં સાહેબ બેનીઆજ ભાંજસે આપરો
ભરાંત.

હું ધારૂંચ કે શાહજાદો નહી થાશે બેવફા,
તેને પરીથી છુટકારો મલે તો ન રેહશે
આવ્યા વીના.

બદરેમુનીર—
અરે તેનું નાંમ સાંભલતાંજ કાંઇ થઇ
આવેચ,
પેટમાં પટેચસોળા ને મગજે ભમરી આવેચ.
આવવાનોજ હોય તો દીનપર દીન મુદત
ગુજરે નહીં,
તેને આવવાની આગાહી હોય તો દીલ
ધુજે નહીં.
પણ કોણ જાણે શું નાખુશ બનાવ બન્યોચે,
અરે તે વાહલો હેવો બેશંમ કેમ બની
ગીઓચ.

વજીરજાદી—નામવર બાંનુ, તારો જીવ ઘણો ઉદાસ મારી ગીઓચ તો હેવી વખતે જીવને જરા ધીરજ આવવાને, દીલની દલગીરી તોડવાને અને જીગરનો ગમ મટાડવાને એકુ ગંભીર ગાયણ ગવાડી આપણું દીલ રીજીવાએ—વાસ્તે જો તારી મરજી હોય તો આપણી સાહેલીઓને ગીત ગાવાનો હુકમ કરૂં.

બદરેમુનીર—મેં તુંને શું કહ્યું કે મને હવડે કાંઇ ગમતું નથી, નથી જરા જોવાતું, નથી બે ઘડી બેસાતું, નથી ખુશીથી ખવાતું, ને નથી નીરાંતે શુવાતું, તો પછી ગાયણ શું શુખથી સંભલાવાનું છે.

વજીરજાદી—એ બધું તો ખરૂં છે. પણ ગમનો મલમ તે ગાયણ છે, દીલને રીજવનાર તે ગાયણજ છે અને ટુકમાં ગાયણની અસર કાંઈ ઓર તરાંહની છે. તેથી મારૂં બોલવુ તું કબુલ કર.

બદરેમુનીર—(દલગીરીથી જીનાં અવાજે) જેમ તારો વીચાર.

(વજીરજાદી પાછલથી સાહેલીઓને બોલાવેચ, બદરેમુનીર ને વજીરજાદી એક ગાલીચો બીછાવી બેસેચ, દાસીઓ ઉભેલી તેઓ બેસેચ, તેમની સાથે સાહેલીઓ ગાયણ ગાયછે.)

## ગાયણ.

(દીલમાં અંદેશો નહીં કરીયે રે.—એ રાહ.)

ઓ શાહજાદો, સબુરી ધરીએ રે
સબુરી ધરીએ તો ધારજ પડીએ રે
ધારજ પડીયે, ધારજ પડીયે રે.—ટેક
શુખની પાછળ દુખ, શરજીયું સઉને
તેનો તે ગમ શાનો કરીયે રે—સબુરી૦
કદી આવી પડયું જો શંકટ
તો ધીરજથી તેને ખમીએ રે—સબુરી૦
દુખ જોઇ ડરીએ નહીં ને
હીંમત નવ કદી હારીએ રે—સબુરી૦
ખોદાપર તવકલ કરી રાખીએ સંતોસ,
જેથી ઊમેદ બર લાવીએ રે—સબુરી૦
હયતું મોહડું રાખી, દુવા કરીએ
તો મુરાદ આપણી પામીએ રે—સબુરી૦

(ગાયણ ગવાતાં ગવાતાં બદરેમુનીર બેઠી બેઠી, ઉંઘાઈ જાયછે, જેવું ગાયણ ગવાઈ રેહચ કે વજીરજાદી ધીરા અવાજે સરવેને ચુપ રેહવા ને સંધુ ચુપ કરવાની અસારત કરેછે.)

વજીરજાદી—હા, હવે જરા ઠીક થયું, ઓ ગાયણ, તારામાં શું અજબ કરાંમત છે. આપણી સાહેબજાદી આજ કેટલા કેટલા દાહડા થયા ઉંઘ વગર બેજાર બેજાર રેહતી હતી; તે શું ખુદરતની અજાયબી છે કે ગાયણની અસરથી એ ખુશ પણ ગંભીર નીંદમાં પડીચ. હા: એથી એનાં જીવને જરાબી સંતોસ ઊપજશે, વાસ્તે ઓ સાહેલીઓ અને દાસીઓ જરા થઇ ને બોલસો ચાલસો નાં, ને હીલતાં ચવરતાં નાં કે રખેને એણીની નીંદમાં ખલલ પડે, સંધાંઓ ચુપાચુપ બેસજો.

બદરેમુનીર—(ઉંગમાં જરા હીલછે.)

એક દાસી—અરે એવાને પલંગ પર ઉઠાવી લેઇ જઇએ, ચાલો આસતે રહીને, હયાં એવણ કાંઇ બરોબર ઉંગાસે નહીં.

વજીરજાદી—નહીં નહીં હવાં ઢીલવા ચાલવાનું કાંમ નથી.

(બદરેમુનીર ચોંકેચ.)

બીજી સાહેલી—અરૂ! મબુર આપણી નામવર શાહજાદી હુંગમાં કાંઇ દચકાં આમ્યેચ.

એક દાશી—અરે! હાઃહાઃ એ તો ચોંકેચ, સમાલો, સમાલો.

(એટલામાં બદરેમુનીર બીહીને લાંબા હાથ કરી બુમ મારતી ચોંકી ઉઠેચ.)

બદરેમુનીર—(મોહોટથી) ઓ બેનજીર, બેનજીર, ઓ બેનજીર.

વજીરજાદી—અરે! શું છે? શું છે? શાહજાદી શું છે?

બદરેમુનીર—(મોહોટથી) અરે! કોઈ આવો રે! ઓ લાવો રે!

વજીરજાદી—(ગંભીરાઇથી) અરે! પણ શું છે, શાહજાદી, શાહજાદી બદરેમુનીર, (બેશુધ થાયછે)અરે સાહેલીઓ દોરો, દોરો, ને અતર યા ગુલાબ છાંટવા સારૂ લાવો.

(સાહેલીઓ અંદર જઈ ગુલાબ વીગરે લાવેચ, તે છાંટેઆથી તે હુશીઆર થયચ.)

બદરેમુનીર—ઓ ખોદા, આએ શું ગજબ, અરે! એ શું થયું, ઓ માહરી વજીરજાદી, ઓ નજમુલનીસા, ઓ હવે કેમ કરૂં, ઓ એનું કેમ થાશે.

વજીરજાદી—(ગુલાબ છાંટીને) પણ નામવર શાહજાદી બોલ તો ખરી કે શું છે?

બદરેમુનીર—અરે મારાથી બોલાતું નથી; મારી છાતી ગુંગલાઇ ગેઇચ; મારૂં મોહડું બંધ થાઇ ગીયુંચ, હા બેનજીર મા-હરા વાહલા, મારા દીલદાર, માહરા પીયારા.

વજીરજાદી—પણ તું શાહજાદી એમ એકાએક ગાભરી શાને પડી ગેઇચ, ને હુંગમાંથી ચોંકી કાંય ઉઠી તેનો કાંઇ ખુલાસો કરસે.

બદરેમુનીર—શું હું હુંગમાં છેઉં—શું હું ઉંઘમાં પડીતી—અરે ? હા હુંગમાંજ, મેં ઘણોજ બુરો ખુવાબ જોઓ.

વજીરજાદી—અરે! શું આઆબ જોઇ ને તું આટલી બધી ખુવાર થાએચ, છટ છટ, ખુઆબ તો ફકટ ખોટો એઆલ છે, વાસ્તે તેનો તું નામવર સાહજાદીએ મુદલ અંદેશો કરવો નહીં.

બદરેમુનીર—અરે શું ખોટો એઆલ! અરે ખરો બનાવ! હા, હાબેહુબ બનાવ!

વજીરજાદી—પણ વારૂં તે શું છે, તે હમોને કેહ તો ખરી.

બદરેમુનીર—અરે મારી છાતી મુદલ ચાલતી નથી, પણ લેવો માહરો હેવાલ તમો સાંભલોઃ—

જોયો મેં એક બુરો ને ભુંડો ખુવાબ,
જેમાં માહરો દીલદાર તો થયોચ ખુવાર.
પેલી પરીને ખબર આપણી પરી,
તેથી તેનાપરથી નજર ગેઇ ફરી.
એક અંધારા ગાર ને ઉંડા કુવામાં,
જે છે જંગલ વેરાંન ને બંધ હવામાં.
તેની અંદર કેદ નાખેઓચ બેનજીરને,
અરે ઉપરથી ઘાંકીચ કેવી મોહટી જંજીરને.
પોકાર ને શોર કરેચ તે પીઆરો દીલદાર,
માહરાં નાંમની જપ કરતો જણેચ અપરંપાર.
ન તેને ખાવાનું કે ન પીવાનું સુખ,
અરે તે તો રીખી રીખીને જોએચ દુઃખ.
તે તો તાંહાજ પડેઓ પડેઓ થાસે હાર,
અરે હેવું કેમ જોઇ શકું હું તેની મોરદાર.
ઓ તેની સાથ માહરો જીવ આપવો બેહેતર,
હવે તો ખદાપુરે આએ જીવવું જીવતર.

વજીરજાદી—

સબુર કર, ના થા નીરાસ ને નાસીપાસ,
એકદમ એટલો બધો ના કર હાએ વીલાપ.
કોઇબી રીતે તેનો છુટકારો કરશું,
આવી પડી આખત, તેનો કાંઇ ચારો સોધશું.
જો કેહુંચ હું તમોને તે માનો મારૂં.
કે નીકલવા માંગુચ હું તે શાહજાદાની
શોધ સારૂં.
ફકીરી લેઇ વેશ, રખડું જંગલે જંગલ,
વસ્તી વેરાંનમાં ગાતી ફરૂં મંગલ.

ઓરત જાતે બજાવીજ કેહેવું કાંમ,
તે બજાવી હીંમતવાંનોમાં ઠેડવસું નાંમ.
રજા લેઇ નીકલુંચ હું હયાંથી,
માટે ખુશીથી રજા આપ ખરાં હયપાંથી.

બદરેમુનીર—
મારે ખાતર શું તું આપવા જાઓ ભોગ,
એ તો કાંઇ થારૂં નહી કેહે મને લોક.
વલી તું છે, તો જરાખી મને ધરવ છે,
શાર્યાં ને મીલાપી દાખલ મને ગરવ છે.
તું ગયાથી તદન પડી જાઉં એખલી,
મલી જળી બળીને બની જાઉ એકલી.
તું કાંહાં, ને તે કાંહાં, હોશે કેટે દુર.
તેને કાંહાં શોધશે આ માહરી બાહદુર.

વજીરજાદી—
ઓડશ આઓ અંધુ દુનીઆઇ બેતર,
જમીન આશમાંન ને દરીઆઈ ભીતર.
ફરી વલી જીંદગી તુલીક રેહવસ મશગુલ,
તો ખચીત હું મેલવી લાવસ તારૂં ખુલખુલ.

બદરેમુનીર—
તું કરેચ બોંહસ પણ મારો વીચાર ચાલતો નથી.
તુંને કેમ મોકલું, એ મારો જીવ માનતો નથી.
પણ બીજી ગમથી વીચાર કરતાં,
પેઆરાની આગ દીલમાં ધરતાં.
થાએચ હેવું કે સોધ કરેઆ વીનાં રેહવાય નહીં.
તેની દુરાઇનું દુઃખ કદી કેહેવાય નહીં.
અગર તું ખુશીથી નીકળવા ચાહેચ,
તો જોકે ખુદાતાલા ઠેહવો સાહે થાએચ.
માટે ઓ માહરી મેરબાંન વજીરજાદી,
સરનજામ શાયની કર સંબલી તૈયારી.
વેહલી આવજે, વેહલી ફરજે ઓ વાહાલી.
દીદાર તારા જોવાને રેહવસ આકરી બાવરી.

વજીરજાદી—
જાઉંચ, હું હવે લેઇ માહપર ખુદાનું નાંમ,
કે તેની રેહમતથી પુગે અંધુ સરંજામ.
(બેઉ જણાં જુદાં કરી જુદી જુદી બાજુએથી જાય.)

═══

## એકટ ચોથો—દેખાવ પેહેલો.

### (જંગલ.)

[ બીઆબાંન જંગલની ટેકડી અથવા પાહાડની કઠનપર વજીરજાદી ફકીરી લેબાસમાં—તદન સફેદ પોશાગે ને બાલની જંતા ખુબ લાંબો વધી ગયલી છે, ને હાથમા એક વાંસલી વગાડતી નીચલું ગાયણ ગાયછે.]

### (ગાયણ.)

("મેરા કહા માનોઇશ જગમે"—એ રાહ.)
ઓદા સાંભલ મારી અરજ,
હું નીકલી છું બજાવા ફરજ—ટેક.
કરો રેહમ સાહેબ અમપર
મોરાદ ધરી છે દીલમાં તમપર
નજર કર શાહજાદીના ગમપર
શાહજાદા મેલવવા થઇછે તતપર.

જુલ.

બહુ મુદત થઇ ગઇ,
ખબર નથી મલી કંઇ.
પડીછે ગરજ, ઉડી ગઇછે સંધી ધીરજ—
ઓદા શાંભલ મારી અરજ.
હું નીકલી છું શોધવા બાહાર
રાખેલી આશામાં પાડ પાર
કેવી ટવળેછે પેલી જવાંન નાર
તેને તેના ગમમાંથી તાર

(જુલ.)

નથી શાથી સંગી,
નથી મરદ જંગી.
કેમ મીટશે એ મરજ—ઘણું થયુંછે નરમ,
ઓદા સાંભલ મારી અરજ.

(વજીરજાદી ગાયણ ગાએચ તેટલાં પરસતાંનનો સાહજાદો ફીરોજશાહ એક તખતપર બેસીને ઉડતા ફરવા નીકલેઓચ, તેની નજર આ વજીરજાદી જોગન ઉપર પડવાથી તે તખત સમેત હેઠે ઉતરેચ, તે પાહાડની ટેકડીપરની પાછલી ટોચપર ઉતરીને વજીરજાદીનું ગાયણ પુરૂ થાએચ તાહાં સુધી ઉભા રહીને સાંભલેચ, ગાયણ પુરૂં થયા પછી બોલેછે.)

ફીરોજશાહ—હા! શું એ આદમજાત છે. શું એની ખુબી, હા! શું એનો હલક, સરોવરના જાહાડ સરખી સીધી—અરે! હાવી ખુબસુરત, હાવી તારીફ લાયક એક

નાજનીન તે કોઇ જોગીને તાંહાં પેદા પોહેસી. અરે! પણ તે જોગી હોય કે ભોગીહોય, પણ બસ મારૂં દેલ હેનાંપર લલચાયું એટલે એ ગમે તે હોએ, પણ એણીને મારેજ હાથ આપવો. પણ જોગન જાણી ને રખેને મારાં માબાપ નાં કેહે, હું જાતે પાદશાહી તોખમનો શાહજાદો છેઉં. ને એ તો કોઇ વેરાગન છે, તેથી કદાચ મારાં માબાપ એણીની સાથ મને પરણવા નહી દેસે ને કદાચ નારાજી થશે, - પણ કાંઇ નહીં. હું તે લોકોની સાથ ખુબ બોહોંસ કરેંસ. બસ જે થાએ તે ખરૂં, એણીનો સાહધ હેવો કોમલ છે કે. માહરા બાપના તખ્ત આગલ ઉભી રાખીને એક વાર એકજ ગાયણ ગવાડશ તો એના સાહધ પર સઉ મોહીત પડશે ને મને તુરત પરણવાની રજા આપસે. અરે! પણ સબુર એ પોતે પરણવાને રાજી હોશે કે નહીં તેનો કાંઇ વીચાર, પણ એ શું કાંમ ના પાડવાની છે. મને શાહજાદો જાણીને એ ગરીબ વેરાગન તો ખુશી ખુશી થઇ જશે.

વજીરજાદી—(મનમાં) આએ તો મનમાંજ મલકાએચ ને છલકાઇ છલકાઇ જાએચ, પણ હવડે આપણને એવણને કાંઇ કોહું આપવું નથી.

ફીરોજશાહ—અરે! તે કાંઇ બોલેચ, કદાચ મારેજ સારૂ હોશે. હવે હું એણીની સાથ કાંઇ વાત ચીત ચલાંઉ. અરે! પણ એકાએક પેહેલ વાત કરતાં મને શરમ લાગેચ. વારૂં તારે એને જેમ એક ગાયણ ગાયું તેમ હુંબી તેણીની ખુબસુરતી ની તારીફમાં એક ગાયણ ગાંઉ અને પછી વાત લંબાંવું.

(ગાયણ.)

("તારી લટકતી ચાલ લલચાવે મને તારા ગોલાબી ગાલ." એ રાહપર.)

હા શું શોભેછે નાર—એને જોઇ
કલેજું થઇ જાયછે ફાર ફાર. ટેક.
ગુલાબી છે મુખરો, દાંત જાણે હીરાકની
બાલ છે રેશમી દરો, ભવાં કમાનદાર.
હા શું શોભેછે નાર૦
બદન સીધું શરોવર, કોમલ નાજુક હાથ
પતલી એની કમર, નાંખરલ્યાનું રોનકદાર
હા શું શોભેછે નાર૦
શંધી વાતેછે શોભઇતી, શું કરે તેનું વરણન
ખુબશુરતી જોઇ, ન થોબાય પલવાર.
હા શું શોભેછે નાર૦
ચંચળછે એનાં નેણ, ને તેજ છે જુબાંન
માશુક એવી કે આશકને કરે ખુવાર.
હા શું શોભેછે નાર૦

(ફીરોજશાહ ગાયણ ગાતા ગાતાં જોગનની પાસે જોવાને ડોકીઆં કરેચ. તે પોતે તેણીની તરફ ફરીને જોવા ને બોલવા જાયચ, તેમ તેમ જોગન મોહડાપર હાથનો પરદો રાખીને પાછીફરતી જાએચ. એ રીતે પાહાડની બેઉ ટોચો પરથી એક નાકેથી બીજે નાકે સુધી ફરી વલેચ.)

ફીરોજશાહ—ઓ આકાશી રામસગર. એટલું બધું શું છે જે તું માહરી તરફ આંહખીને જોતીબી નથી, હું કાંઇ તુંને સતાવતો કે દુઃખ દેવા માગતો નથી. પણ જરા તારી સાથ વાત કરવા ઇચ્છુંચ. વાસ્તે નમનતાઇથી કેહુંચ કે માહરી વાત સાંભલ.

વજીરજાદી—ઓ ભાઇ તું કોણ છે, તું તારે મારગે ચાલેઓ જા. એક ગરીબ વેરાગન અને જંગલવાસીને કાંએ નાહેક સતાવેચ. હું કાંઇ તારી વાત સાંભલવા હવાં બેઠી નથી. વાસ્તે જો યાંહાં કાંઇ લાંબી વાત કીધીચ તો અપમાંન બમી પસેમાંન થઇ જવું પડશે.

ફીરોજશાહ—અરે તું મને પીછાંનતી નથી તેથીજ એમ બોલેચ. હું આએ પરસ્તાંન શેહેરનાં બાદશાહનો બેટો શાહજાદો ફીરોજશાહ છેઉ. અને માહરા પાદશાહી રાજની હકુમતથી હું ચાહે તે કરી શકું.

વજીરજાદી—તું મોટો પાદશાહ કે શેહેનશાહ હોએ પણ હમો જેવાં જોગીઓપર

તારૂં કશું ચાલનાર નથી. પાદશાહી રાજ ફકત પરજાનો બંચાવ ને સંભાલ કરવાને છે; નહી કે કોઇ ગરીબોપર જુલમ ગુજારવાને. ઓ શાહજાદા તું તારાં રાજ ને પાદશાહતનું નામ લેઇને દબરાવા માંગતો હોઅે તો તેમાં તું છેતરાવાનો; અથવા હું એક એબ્લી ઓરતજાત સમજીને આ જંગલમાં બીહવરાવા માંગતો હોય તો તેમાંથી તું ઠગાવાનો; કેમજે અદલ રાજમાં હીમતવાંન નર નારીઓ નીમખ્હલાલીથી પોતાનું સ્વતંતરપણું કેમ જાલવી શકેચ તેની તુને સારી રીતે ખબર રાખવી જોયે.

ફીરોજશાહ—(મનમાં) આઅે તો કોઇ ઘણીજ ચબરાક અને હીમતવાંન ઓરત માલમ પડેચ, વાસતે એની આગલ તનપાંચ કીધાથી કાંઇ વલનાર નથી, માટે નરમાસથી કામ કાહાડી લેવું, પડશે. હા આફરીન છે કે એક વેરાગીને પેટથી આવાં હીમતવાંન ફરજંદ પેદા થાયછે. (વજીરજાદીને) ઓ હીમતે બાહાદુર ને હીકમતે પુર બાંનું હું કાંઇ તારી ઉપર કોઇબી રીતની જબરી વાપડલા ચાહતો નથી, પણ જે એક ખરેખરી વાત કેહુંચ તે સાંભલ કે હું આઅે માહરા તખ્તપર સવાર થઇ આકાશ ઉપર ઉડતો જતો હતો, તેવામાં તાહરા સુંદર સરોદે માહરીપર હેવી અસર કીધીચ કે—હમારો પરીજાદઓનો જો કે ધારો છે કે જમીનપર એકાએક ઉતરવું નહીં, તે છતાં તે ધારો તોડીને હું તાહરા કોમલ સાધપર ફુમલાઇને હયાં ઉતરેઓચ ને હેવું ચાહુંચ કે મારી સાથે તું માહરા નામવર પેદરને તાંહાં આવવાની મેહરબાંનગી કરસે અને તાહરા સુંદર સરોદથી એકવાર તાંહાંની પાદશાહી મીજલસને ખુશ કરસે તો હું નહીં ધારતો કે તારી હાલત શી તરેહની બદલાઇ જશે; અને આઅે તારી જોગણપણાંની અવસ્થામાંથી કોઇ મોહટી ઉંચી પદવી એ તું પોંહચસે.

વજીરજાદી—હું તે સારી પેઠે સમજુંચ, પણ ઓ જવાંન શાહજાદા જયારે તું માહરે ખાતર આટલી ઓાજરખાહી બતલાવેચ તો હું તાહરી આગલ માહરો ભરમ ખોલુંચ કે હુંબી કોઇ ખરી વેરાગન કે જોગન નથી પણ ઉંચા કુલની એક નામવર નાર છેઉં. (શાહજાદો ખુબ મલકાઅેછે) પણ ફકત મેં કાંઇ ચોકસ કાંમ માથે લીધુંચ તે કાંમ સરનજામ પોંહચે નહીં તાંહાં તક મેં સોગન લીધાચ કે હું કોઇબી બીજાં કામમાં ધેઆંન આપું નહી તેથી દલગીર છેઉં કે તાહરી મોહબત ભરી દરખાસ્ત હું અમલમાં લાવી શકતી નથી.

ફીરોજશાહ—નામવર બાંનું તારો હેવાલ સાંભલતાં મને મોહટી ખુશાલી ઉપજેચ, કેમકે જે વાતને સારૂં હું અંદેશામાં હતો તે વાતનો ભેદ મલી આવ્યોચ કે તું ઉંચા કુલની નારીછે, અને જારે એમજ છે તો હું વધારે છુટ લેઇને પુછુંચ કે તું નામવર બાનું મારી સાથ પરણવાને રાજી થશે.

વજીરજાદી—શાહજાદા મારૂં કાંમ શરનજામ પોહોંચીઆ વગર હું તુંને કસો જવાબ આપી સકનાર નથી.

ફીરોજશાહ—(નીરાશ જેવો) વારૂં એમજ છે તો મને જણાવ કે તે હેવું તે શું કાંમ છે, કેતેથી હું તેનો કાંઇ ચારો સોધું.

પરીજાદી—જો એમજ છે તો હું તુને માહરો હેવાલ કેહુંચ તે સાંભલ :—

હું છેઉં વજીરજાદી, નાંમ માંરૂં નજમુલ નીસા,
મારી ઉમરાવજાદી બદરેમુનીર, બાપ તેનો મશુદસ્દ
બદરેમુનીરનો ખરો દીલદાર નામે બેનજીર,
આવી લાગો એકાએક એક દીને બાગના મંદીર.

પડી ગેઇ બેઉની મોહબત મઝર,
માહરી શાહજાદી તેના એશકમાં રહી છે
મકચુર.
પણ બેનજીરને લાવી હતી તારા મુલકની
એક પરી,
તેના મેહલ ને શેહેરમાંથી રાતોવાઇ ચોરી.
તે પરીને ખબર પડતાં બદરેમુનીરની.
બેનજીરને ગુમ કીધોચ; સું વાત તેના
તકદીરની-
હાએ ને અફસોસ રાત ને દી,
જારી કરતી રહીછે માહરી શાહજાદી.
તેણીને ખાતર નીકલીચ હું બેનજીરને
શોધવા.
જાંહાંતક તે નહી મલે તાંહાંતક તેને ઢુંડવા.
માટે મલે જો તે બેનજીર શાહજાદો,
તોજ થાએ માહરો આએ હાલતથી છુટકારો.
ફીરોજશાહ—
વચન આપેઓચ મેં કે કરૂં કાંમ તારૂં,
વારતે બેનજીરને શોધવામાં કરૂં નાંમ મારૂં.
આ દેશના તમાંમ જંગલ ને પાહાડ,
વસ્તી વેરાંન—નદી—શરોવર ને ઝાહાડ
થી તમાંમ છેઊં હું વાકેફગાર,
તો તે બધાંમાં ફરી વલતાં મને શું વાર.
ઢુંડી કાહાડું એક હફતામાં બેનજીર,
તોડી નાખું તેને પેહડાવેલી જનજીર.
શોંપી આપું—અપુરદ કરૂં તારો શેકાર,
ખાતરજમે માંન—કેહુંચ ફરી પોકાર.
પણ તે મેહનતનાં બદલામા આપ મને કોલ,
કે તે મલેઆથી તુંબી પાલે તારો બોલ,
કરીએ આપણી બેઉની કદખુદાઇ,
એ વાતનો રેહે ખુદા આપણો ગુવાહી.
વજીરજાદી—(હાથપર વચન લેઇને)
જા,આપુચ વચન આપે માહરા હાથનો,
ખોટો ના સમજતો એને ઓરત જાતનો.
જો તું ઢુંડી આપે તે બેનજીરને,
લઇ જાઇ સોંપીએ માહરી બદરેમુનીરને.
તે બાદ તેની ને આપરાં સાથે લગન,
એ જેવા બીજા શું હોએ સારા સગન.

ફીરોજશાહ—
ચાલ તારે કર જડપ—ને જલદી,
તુંબી રાહબર થા માહરી શાથ અબગડી.
આપણ બંને જણ સાથે નીકલીએ,
કે તું જોઇ આપેતો બેનજીરને પીછાંનીએ.
વજીરજાદી—
મારા આવેઆ વગર ચાલે નહીં,
ખરો બેનજીર છે એમ બીજો માને નહી.
માટે ખરૂં છે કે માહરેબી આવવુ જોઇએ
એ કાંમ ખુદાની મેહરથી સરનજામ પુગા
ડવુ જોઇએ.
(બેઉ જણાં તખત પર બેસી ઉડી જાએછ.)

---

# જનમ ચરીત્રો.

૩

## દાકતર સેમ્યુઅલ જોનસન.

### (ભાગ તીજો.)

---

No finer specimen of literary biography existed in any language, living or dead; and a discerning critic might have confidently predicted that the author was destined to be the founder of a new school of English eloquence.

MACAULAY.

લંડનમાં આવી પોંહોચ્યાં પછી ખરાબર વરશ દાહડે જોનશનને થોડું થોડું પણ ચાલુ કાંમ "જનતલમેનશ મેગેઝીન" નાં મનાં ચોપાન્યાના અધીપતી અને માલેક મી૦ કેવ તરફથી મલવા લાગું. આ ચોપાન્યાંનું તે વેલા નવમું વરશ ચાલતું હતું અને તે વેલાના તમાંમ ચોપાન્યાંઓમાં એજ ફકત એક એવું હતું કે જેનો ફેલાવો વખાત પ્રમાણે ઠીક હતો. "પારલામેંટ"ને લગતી વીગતવાર ખબર આપનાર તેજ એક મુખ્ય હથીઆર હતું. તોપણ છુપાં નાંમો અને આડકતરી રીત વગર તે વેલા રાજદ્વારી તકરારોના હેવાલ

આપવામા આવતી ન હતી. અને તેટલાજ ખાતર મી૦ કેવ "લીલીપતની રાજ્ય સભાની તકરારનો હેવાલ" એવા છુપા નામ હેઠલ પારલામેનટના હેવાલો આવી લોકને ખુશ કરતો હતો. પ્રવાનોને પણ જુદા નામો આપ્યા હતા, અને લડન તથા ફ્રાનસને કેસના વાચનારાઓ જુદાજ નાંમ થી *ઓળખતા હતા "બ્લીફશક"ના નામથી ફ્રાનસ અને "મીલદેનદો"ના નામથી લંડન ઓલખાતું હતું. તે વેલાના વજીરો "દયુક ઓફ ન્યુકેશતલ," "લારદ હારડવીક," અને "વીલીઅમ પલતીની," માટે "નારદેક વજીર" "હરગો હીકરેદ", અને "વીંગલ પલનજ" ના બીઆલી નામો ધારણ કીધા હતા ઉપલી શભાની રાજદુવારી તકરાર વેલાના ભાષાણો લખવાનું કામ કેટલાક વરશો વેર જોનસને અલાબ્યું હતું. તેને ભાગી તુટી, જુદી શચી અને થોડી ઘણી "નોટ" મલતી હતી, પણ તે ઉપરથી શુભાખીત ભાષાણો તે પોતે ઉપજાવી કાહાડતો હતો. કેટલીક વેલા શરકારની વીરૂધ તો કેટલીક વેલા શરકાર તરફની મોતેબર દલીલો તે પોતાના મગજ મધેથી ઉપજાવી કાઢી ભાષાણ કરનારાઓના મોઢામા મુકતો હતો. તે કશાવણ મોતેબર કારણ વગર હાલની "કોનજરવેટીવ" ટોલી જે તે વેલા "ટોરી" ના નામથી ઓલખાતી હતી તે પક્ષનો હતો. હાલના "લીબરલો" જેવા તે વેલા "વીગ" ને નામે ઓલખાતા હતા તેમની વીરૂધ અને ધરમની કુમારૂખ વીરૂ તેણે બચપણથીજ એવલું સમજયુ હતું કે મેંકોલેના જણાવા મુજબ તે બોલવા શીખ્યો તેની આગમજ તે "ટોરી"પક્ષમા ભળયો હતો. તે ત્રણ વરનાની વએનો થયો તેની આગમજ એક વેલા લીચફીલડના દેવલમા વાએજી સમજવાને ગોહેશ કરીને ગયો હતો। અને એક ખુદરોગ માણસની ભીમાલ પાદરીના મિલીપોલ ક્યાંનથી શમજતો હતો. આ પ્રમાણે જે પક્ષમા તે બચપણથીજ ગુથયો હતો તેજ પક્ષમા વધારે ગુથવાની તક તેની કેલવણીએ પુરી પાડી હતી. આખા ઇંગલાડમા તે વેલા "ઓકસફરદ" "જેકોબીત" માને બીજા જેમશ રાજાની વધારે તરફાણ કરનારા મથક તરીકે જણાયલું હતું, અને તેની શરવે કોલેજોમા "પેમબ્રોક" કોલેજ હરગતી "જેકોબીત" હતી. અને ત્યાજ તેણે પોતાની કેલવણી પુરી કીધી હતી, એટલે તે પોતે હરતો "જેકોબીત" હોય તો તેમા કશી નવાઇ નથી. આમલ કહયુ તેમ ઇંગલાડના બીજા જેમશ રાજાની હીમાયત કરનારાઓ આ નામથી ઓલખાતા હતા, રાજાની હીમાયત કરવી એ તો દરએક વફાદાર માણશની ફરજ છે, પણ ચાલશ અને જેમસ જેવા રાજાઓ ઇંગલાડની પ્રજાના છુટાપણ ઉપર વારંવાર આપખુદ બની તરાપ મારતા હતા; નહીં ધરતા કરો જુલમાતથી ઉઘડાવતા હતા; અને એ રીતે બેદીલ થએલી પ્રજા તેવા સામે ફીતુર કરતી એમ નહીં પણ પોતાનાં "ઇગ્રેજી છુટાપણાની" હીમાએતમા બલતજારીથી થતી હતી. તેવોની આગેવાંની લેનારાઓને આજે પણ ઇંગલાડ આભારી છે. તેવોનીજ જાહેર હીમત અને દુરઅંદેશી ભરેલા કામોથી ઇંગલાડનું આજનું છુટાપણું દુન્યાની તમામ પ્રજાઓમા આટલું સીરેસ્ત બન્યું છે. તે છતાં પોતાના મગજ પર બચપણથી પડી ચુકેલા છાપને લીધે જોનસન શાહેબને ઇંગલંડના જુલમી રાજાઓ "ચાલશ અને જેમશ" ફીરેસ્તા જેવા બલકે શરવે રાજાઓમા સરવેથી સરસ લાગતા હતા; "લોદ" નામનો એક ધરમગુરૂ જેને માટે મેંકોલે કહેછે કે તેના તમામ કામ, વીચાર અને ભ્ખાણો એક બુઢી દાશીના જેવા હતા તે ઓ જોનસનને મનસે તે વી-

દેવતામા પુરો અને પંડીત હતો, કેમકે તે પોતે પણ જુલમી રાજા ચાર્લ્સનો ખુશામતીઓ અને હીમાએતી હતો. "ક્લેરેનડન" અને "ફાકલેનડ" નામના તવારીખ નવેશો જેવો બનતા શુધી જોનશનની માફક ઉપરના જુલમી રાજાઓનો બચાવ કરેછે તેવોએ પોતે પણ 'શીપમની' નામના "દરબારી કાયદાના ખરચ"ને બાહાને લેતા કીધેલા કરને શખત રીતે ગેરકાએદાનો જણાવેછે તે છતા જોનશનના વીચાર પ્રમાણે તે કર પણ વાજબીજ હતો એટલુંજ નહીં પણ તે કરની સામે થનાર ખરો હીંમતવાન અને દેશ હીતકારી નર હેમ્પડન જેને દરેક ઈંગ્રેજ આજે માન અને મોબત સાથ યાદ કરેછે તે તેને મનશે એક "જનુની બનવાખોર" હતો. આ રીતના રાજદુવારી વીચારોમા સરવેથી હશવા જેવુ એછે કે જે દયાનુ અને અદલ અમન તરે તે નમુનો હતો, જે અમલમા તે બોલવા લખવાની પુરી છુટ લઇ શકતો હતો—અને જે અમન ખરેજ તે વેળા તમામ દુનીયામા નરમમા નરમ ગણાતો હતો, તેજ ભાએગશાલી અમલ જોનશનને એટલોતો જુલમ ભરેલો લાગતો હતો કે તે પોતાને એક ગોલામની હાલતમા જીંદગી ગુજારતો શમજતો હતો, અને વારવાર આગલા જુલમી વખતને સરવેથી વધારે છુટાપણાનો શુખી અને સોનેરી વખત તરીકે યાદ કરતો હતો, કે જે વેળાએ તે જેમ પોતાના વખતમા ગભરની સામે છુટથી પોતાના વીચારો જણાવતો હતો તે થાને દવામા ભાગ નેરનાજ વીચારો તેણે જણાવ્યા હતે તો મેકોલેના ધારવા મુજબ તને ઇલાના કોઠના અને છુાનનો માર ખાઈ, હાથ પગમા બેડીઓ નખાવી, જાહેર રસ્તાઓ ઉપર બારી માર ખાઇ, એકુવાત ધધ મારતા કેદખાનામા સબડી સબડી પોતાની જીંદગીનો આખો

લાવવો પડતે. રાજાના પંથથી ઉલટા ચાન-નારને તેવણ ધીક્કારતા હતા, સરકારી નાણાની ઉથલ પાથલ કરનારને તેવણ ધીક્કારતા હતા તેવણ મેહેશુલ અને લશકરને ધીક્કારતા હતા, સાત સાત વરશે નવી પાર્લામેંટ બોલાવવાના કાનુનને તેવણ ધીક્કારતા હતા, અને છેલે પુરોપ ખંડના પારકા દેશોની સરકાર સાથના નાતાને તેવણ ધીક્કારતા હતા તેવણને સ્કોટલંડ દેશના રેહેવાસીઓ ઉપર અસલથીજ ધીક્કાર હતો અને તેપણ 'મોહરા બનવા' વેળાની તેવો તરફની મદદને લીધેજ હતો. આ રીતે એક પક્ષના ધણીથી ઉપરના ચોપાન્યામા રાજદુવારી હેવાલો વગર ભરુશાના અને એક તરફી આવે તો તે સ્વભાવીક છે. અને જોકે ઉક્ત ચોપાન્યાની ફતે અને બોગના ફ્રેનાના ખાતર જોનશન શાહેબને બાહેરથી અપક્ષપાતપણુ બતાવાની ફરજ પડતી હતી, તોપણ તેવણ પોતે વારવાર કબુલ કરતા હતા કે પ્રધાનોના 'ભાષણો પોતાના મગજ મધેથી ઉપન કરતી વખત તેવણ 'વીગ કુતરાઓ ફાવી ન જાએ અથવા શરેરત ન નીકલે તે માટે ખાશ સંભાળ લેતા હતા.' દરએક માતેબર તકરાર, દરએક માતેબર દલીલ, અને દરએક શુભાશીતવીચાર તેવણ ખશુશ કરીને "તોરી પ્રધાનો'નાજ મોઢામા મુકતા હતા

આ રીતના ભાડેના વહીવટમા પડયાને થોડક અઠવાડયા થયા નહીં તેટલામા પોતાની કંગાલ હાલત ઉપરથી જોનશનનું ધ્યાન અશલી લાટીન કવિ "જુવેનલ"ની એક શુંદર કવિતામા રોકાયુ, કે જેમા તે પુરાને કવિ એક વિદવાન પુરશની શકલેફ અને કંગાલ હાલતનું ઘણી અસરકારક રીતે વરણન કરેછે. પોતાની આગમજ જેમ પોપ કવિએ બીજા એક લાટીન કવિ હોરેશની કવિતા-

ઓની નકલ કરી તેનીજ ઘપે ઇંગ્રેજીમા કવિતાઓ લખી હતી તેનીજ રીતે જુવેનલની આ કવિતાની નકલ કરવાનો જોનસનને શોખ થયો. આ કામમા જોતે ફતે પામે તો તે તેને માટે થોડી તારીફ લાયક ન હતું, કેમકે તેમા ફતે પામવાનું ખરેખર મુશકેલ હતું. તોપણ જોનસને ખતીપણે તે કામ માથે ઉઠાવી સને ૧૭૩૮ ના મે માસમા "લનડન" ને નામે તે કવિતા છાપી, તે ઉપરનો પોતાનો હક એક પુસતક પ્રગટ કરનારને એક શોને પાચ રૂપીઆ લઇ આપી દીધો. હમારા વાચનારને આ કીમત કદાચ ઘણી લાગશે, પણ ઇંગલંડના શોખ સાથ સરખાવતા તે ઘણી નજીવી હતી. તે એટલીતો ફતેહનંદ નીકલી કે એકજ અઠવાડયામા સઘલી નકલો ખપી ગેઈ અને બીજી આવરતી છપાવાની ફરજ પડી. આ કવિતાથી પોપના દુશમેનોને તે કવિ ઉપર વેર લેવાને ઠીક રીતે બની આવ્યું. કેટલાક લખનારાઓ એકોબીના જણાવ્યા મુજબ નામાકીત થઇ ચુકેલા ગ્રંથકારોને તોડી પાડવા ખાતર નહી જણાયલા નવા લખનારાઓને સાતમે આસમાને ચહડાવી મુકાનો નીચ ધંધો લઇ બેઠા છે તે પ્રમાણે તેઓએ જોનસનને પોપ કરતા વધારે ચઢીયાતો ઠોકી બેસાડયો. તોપણ પોપને ઇનસાફ આપવા ખાતર હમારે જણાવવુ જોઈએ કે તેણે પોતે પણ જોનસનની આ કવિતા પસંદ રાખી તેના લખનારને બહુ વખણ્યા, અને જોનસને તે કવિતા છુપે નામે છપાવેલી હોવાથી તેણે તેના કરતા માટે બહુ જોશતેજો કરવા માડી અને જણાવ્યું કે આવી માભારત કવિતાનો બનાવનાર લામબો વખતવેર છુપો રેહે એ મુશકેલ છે. અને જ્યારે પોપને તેના કરતા ખબર પડી ત્યારે તેણે જોનસનને "યુનીવરસીટી" તરફથી "હોન્મતની દીગ્રી" અપાવાને તેમજ વ્યાકરણ શીખાડનારી એક નીશાલમા ચાકરી રખાવાને બહુ કોશેશ કીધી, પણ તેમા તે નીશફલ થયો અને કમબખત જોનસન બારેનો ઘશરખોરો કરનાર તરીકેજ ચાલુ રહયો.

જોનસન માટેની નામાકીત પોપની આટલી સારી સુચના છતા ચોકસ રીતે કહી શકાતું નથી કે તેવો જનમમા એક વખત પણ એક બીજાને ભેટી શકયા હોય. કેમકે તેઓ બનને તદન જુદીજ હાલતમા પોતાની જીંદગી ગુજારતા હતા. એક જ્યારે "ડયુક" અને "અરલ" જેવા અમીર ઉમરાવોમા ફરતો હતો ત્યારે બીજાનો તમામ વખત ભુખે મરતા કલમ ઘસનારા અને ભુખરીબારસ ખબરપત્રીઓમાજ ગુજરતો હતો એક આખર થતા જમાનાનો સરવેથી નામીચો ગ્રંથકાર હતો, બીજો સરૂ થતા જમાનાનો તેવોજ નામીચો કલમકશ હતો, તે છતા આ વેલાએ તેઓની હાલતમા આટલો ફરક હતો.

જોનસનના સાથીઓમા આ વેલાએ મી૦ બોઇસ નામનો તેનાજ જેવો એક ભુખરીબારસ શખશ હતો, જે પોતાનો હાલપરનો દગલો નીરવી મુકી એક ફાટી તુટી ધાબલીના બાકોરા મધે બે હાથ ઘોઇ, પોતાના કંગાલ જુંપડામા ભાગા તુટા ખાટલાપર બેસી લાટીન ભાશામા કવિતા લખતો હતો. જ્યારે તે સુધીમા રેહેતો ત્યારે ઘણી અમલકારક ઘરમ સંબંધી પરીતગથી ભરેલી કવિતાઓ બનાવતો; પણ જ્યારે તે છાકટો થતો ત્યારે તે પોતાને એટલો તો ભુલી જતો કે અંતે તેજ હાલતમા ભારતી ગાડી તલે દબાઈ જવામા તેનો અંત આવ્યો હતો.

બાજો તેનો મીતર "હલ" નામનો

ચીતચુરી શોખ ધરાવનાર દરજી હતો, જે પોતાના ગજ અને વાર ઉપર ધ્યાન આપવાને બદલે વારંવાર પલાંઠી મારી "જીઓમેતરી" ની આકરૂતીઓ પાડવા મંડી જતો હતો. ત્રીજો એક "શાલમાનઝર" નામનો પાછલથી પસતાનાર ઠગારો હતો, જે સારો દીવસ પોતાના ખરીઆબરખર પેરમાં વાઉથી અને ઇગ્રેજોના અસલી ધરમ ગુરૂઓના પોથા ઉપર પોથા ઉથલાવી દર રાતનાં પીઠાની અંદર લોકો સાથ વિધ્યાભ્યાશ અને ધરમ સાસ્ત્ર ઊપર વાદવીવાદ ચલાવતો હતો.

પણ જોનસનનાં તમામ મીતરોમાં સરવેથી વધારે ધ્યાન ખેંચનાર મીતર "રીચરડ શેવેજ" હતો. તે એક "અરલ" યાને અમીરનો બેટો હતો અને એક મોચીને ત્યાં તેને શીખાઉ તરીકે મુકેલો હતો. જેને દુનીઆદારીના સરવે વા વાગી ચુકેલા હતા. જેને પાદશાહી દીવાનખાનામા અમીર ઉમરાવો સાથ માન ઉપર બીરાજવાનું માંન મલી ચુકયું હતું; અને જેવણે પચાસ રતલ વજનની પગમા બેડી સાથ "ન્યુગેતના" વગર ભાડાના ઘેરમ હવા ફુરસદ કરી આવ્યા હતા! આ કમબખત આદમી નસીબના સગે ચમતકારો જોયા પછી છેલે સગવાલે નીગરી ભરીઆ કંગાલીઅતપણામા આવ્યો હતો તેની કલમે તેને દગો દીધો હતો, અને લખનાર તરીકે તેનું કાઇ વલતું ન હતું. બાહને તેના સગાંઓને ઓળખી લીધા હતા, અને બાકી રહેલા કેટલાકોએ પોતાની સહલા ન માન્ય કરવાને ખાતર તેમજ તેના પોતાનાં ઉનાડપણાને લીધે તેને નીવારી મુકયો હતો. આજે તે ભીખ માગતો, અને કાલે કોઇ મીતર તરફથી એક "ગીની" મલતા "ચમરીન" અને મીથતાંન ખાના ઉપર તે પોતાનો ગુજરો કરી "કોવેનત ગારદનની" નાટકશાલાની શીરી ઉપર આખા દીવસની થા

આવી કંગાલ હાલતમાં પણ તે એકુઆટે પડતો ચાથી થઇ પડતો. અમીર ઉમરાવોની જે સફ મધેથી હાલ તે બાતલ થયલો હતો, તેજ અમીર ઉમરાવોને લગતી તરેહવાર વારતાઓના તેના પેટમા કુવાઓના કુવાઓ હતા. તે બેઉ પક્ષના પ્રધાનોને જાતી અનુભવથી ઓલખતો હતો. અને તેણે પોતે કાને કાન વડા વજીરને મોહોને હસવા જોગ અને નાગલાજરી વાગતાઓ સમજી હતી. કેટલાક માંસ સુધી "સેવેજ" જોનસન સાથ અતી ઘણા એખલાસથી રેહેવા લાગો. અને જયારે તેમને એક બીજાથી છુટા પડવાની ફરજ પડી ત્યારે જોનસનની આખો ગધેથી આશુ ટપકયા વગર રહયા નહી. જોનસનતો "કેવ" સાહેબની નોકરીમા "લનદન" ખાતેજ રહયો, પણ "સેવેજ" બીચારો ઇંગલાડના પચ્ચીમ ભાગપર જઇ, લંડનનીજ માફક કંગાલીઅતપણામા પોતાંના દાહડાં કાહાડી, ૧૭૪૩ના સાલમા તુટેલા દીલ સાથ અને એક દમડાની મીગશ વગર બ્રીસતલના બંદીખાનામાં મરણ પામ્યો.

આ અભાગ્યા નસીબના મીતરના મરણ પછી તેની અજાયબ જેવી ચાલચલણ અને વધારે અજાયબ જેવા સાહાસ કરમો વીશે લોકોમા ભારે ચરચા ચાલવા માંડી. અને તે ઉપરથી તેની જીંદગીનો હેવાલ એક પુસતકના આકારમા બાહર પડયો. જે હેવાલ તે વેલાના સાધારણ લે બાગુ અને પેટને ખાતર લખનારાઓને હાથે લખાયો હોસે તેવો ન હતો; જો કે તેની ભાષા નરેખર હગડી અને કેટલેક ઠેકાણે ખામી ભરેલી હતી તોપણ સામગ્રી જોતે લેતા ખરેજ તે એક માહાભારત ગ્રંથ હતો. અહોલે કહેછે કે અરવાચીન અને પ્રાચીન સમયની કોઇપણ ભાષામાં તે વેલાએ આવુ વિષવના ભરેલું જનમ ચરીત્ર લ-

આની નર્મ
માં ...
જ... ...

તે ઉપરથી કોઇ
ખાતરીથી આગાઇ
ઇંગ્રેજી ભાષામાં
મીતણું દાખલ

... આ "જનમ ચરીત્ર" કોઇએ વગર નામે છપાવ્યું હતું, તોપણ વિદ્વાનોમા મારીકાની જણાએલું હતું કે તેનો કરતા જોનશન સીવાએ બીજો કોઇ હોએજ નહી. આ માહાભારત ગ્રંથ પછી ત્રણ વરશપેર જોનશને કશું અગતનું લખ્યું નહીં. જોકે તેટલો વાર તે કાઇ આ લશુ ન હતો. આલશુ તો તેનીથી રેહેવાએ એવુ હતુંજ નહો, આલશુ રેહેતો ખાએ ક્યાથી ? દહાડે દાહાડે તેના ભનડોલ અને હુશીઆરીની તારીફ વધવા લાગી. "વર બરટન" જેવા વિદ્વાને તેને બુદ્ધીવાન અને કામેલ જણાવ્યો, અને "વગ મરટન" જેવા કાબેલ તરફની તારીફ તે કાઈ જેવી તેવી તારીફ નહતી. ૧૭૪૭ માં જોનશનની કીરતી આ રીતે ફેલાવાથી ત્યાના કેટલાક નામીચા ચોપડી વેચનારાઓએ સાથે મળી જોનશનને ઇગ્રેજી ભાષાનો શબ્દકોશ બે વાલમમા બનાવી આપવાનું માહાભારત કામ સોપ્યું. આ ગજબ મેહેનતના બદલામા તેઓએ જોનશનને પનદરસો ગીની એટલે પનદર હજાર શીલમો ને પચાશ રૂપીઆ આપવાને કબુલ્યું. આ કામ તેણે કેહેવી રીતે પાર ઉતાર્યું તે આપણે આવતા અંકમાં જોઇશું.

---

## માહરી આલબમની એક સખી.

બેઠોછ જે ધની અમે સફા ઉપર
ખાલી તેનુ મગજ છે અકલ વગર,
રનીઆમના તે દુરથી છે હુનર બીસાત,
આગળ જતા દીશેછ ખરો તેનો હાલ,
સરખીપર રેંરેછ તેનો સદા નિભાવ,
જમ પવાનો વાસની પર રેછે ટેકાવ,
ખરૂ બોલૂ તેને મન છે બધ એક
લટકેછ પૌઈ મગજાર વિચાર દરેક

સો. કો. ખંભાતા.

## બેચેન ઘડી.

---

ચાલી આ જીંદગીના પાણીમા ઓટ,
મોહત આવી બુજવશે હૈઆતી–જોત,
લુટી લેશે તે માહરૂ મીટીનું ઘર,
મીટીથી થયલું મીટીમા આખર
તે વેરાણ થશે, પણ તાહરો દીદાર
આ આખોમા પકડવા હુ તો નાચાર.
જોયો તુને મે ત્યારથી ત્રીજી વખત,
ફરી રહી સૂર્યની આસપાસ જગત
ત્રણ તેના ફેરામા લખો બનાવ
આવ્યા ને ગયા, પલભરના દેખાવ
નજરે ધરતા, પણ સેતારો બદ !
કે દિસો તાહેરા વીના સઘલુ ઉજડ
સુરજ ઉગેછ દીસના તો આખી જગત
હસતી આવકાર દેયછે તેને તરત,
પણ માહરી દલગીરીમા તેનો ઉજાસ
કંઈજ નથી મહને પણ ખરો કાવારસ.
માહ આવી રાતના આકાશની ઉપર,
ધીમે ચાલ્યો જાયછે વાદલા અંદર,
ખલક સારી તે તરફ તાકીને જોયછ,
પણ માહરૂ તો જીગર હ્યા અનદીકુ રોયછ.
જુઓ, માહરા ધ્યારથી તદન બેખબર,
ફેરવેછે માહરી ગમ દેતની નજર,
રમકડાની ગાડીમા તેને મજાહ,
જેવી પડેછ તેવી મહને લેવા,
તે સુગી બોલી અંદર અરજ કરેછ,
પણ માહરૂં તો જીગર બ્યા છુપુ રડેછ.
કુતરો માહરો પેલી બીઆનો હેઠવ,
ગલીચાની દોરીને ખેચેછ આગલ,
ખેચતો લાવેછ તેને પૈયા આગલ,
કે જોર વધુ નહિ થવે તેને પાછલ
તે સરકવા દેયછ, ને જોરથી પછી
દોરીપર બેસેછ તે દોડ્યો ધસી
એવી રીતના ગેલો કઈ તે બેશુમાર
કર્યો જાયછ તેથી હુ મનસે વિચાર
કરૂ છુ આવા, કે અરે દાતાર !
શુ હુજ છુ એટલો બધો ગુનેહગાર,
કે કમીના કુતરાથી માહરૂ જીવતર,
બેહતર તો રહ્યુ પણ કીધુ બદતર !
નાચતો ને કુદતો તે સુખ્યારો છે,
પણ તાહરો તો બદો અહિ દુખ્યારો છે,
દોડેછ જેવો જલદી તે નજદીક ને દુર,
દોડેછ તેવુ લોહી તેવુ રગોમા પુર,
પણ માહરૂ તો લોહી આ રગો અંદર,
જડ થઈને પડ્યુ છે જેવો પથર

જ. ન. પી

# એક ચીનાઈ મુસાફરની ફીલસુફી.

પત્ર ૨૩ મો.

## લાઓનાં રાજ્યની ચડતી પડતીનો હેવાલ.

Extending empire is often diminishing power.—GOLDSMITH.

થોડાક દીવસની વાત ઉપર હું એક રાજદુવારી માંણસને મલવા ઉપરથી તે પોતાનાં દેશની કંગાલ હાલત વીશે ઘણુંજ જુસ્સાથી બખારવા લાગ્યો. તેણે મને ખાત્રીથી જણાવ્યું કે સઘલો રાજદુવારી સાંચો તદન બગડી ગયલો છે અને તેના જેવી શકતીનાં આદમીઓ પણ તે પાછો સમારી શકતાં નથી. તેણે કહ્યું કે "કોન્તીનેન્ત ઉપરની યાને યુરોપ ખંડ ઉપરનાં બીજાં મુલકો સાથની લડાઇઓ સાથ હમોને શું કાંમ છે? હમો તો એક વેપારી પ્રજાનાં લોકો પડયાં; હમોને જે કરવું ઘટે તે માત્ર એજ કે હમારા પડોશી વસંદાઓ, મીશુલ વેપાર ખીલવવો અને તેમ કરવાને માટે નવાં નવાં સંસ્થાનો સ્થાપવાં, કારણ કે દોલત એ એક પ્રજાનું સામર્થ છે. હમારા પોતાના અને દેશના બંચાવ માટે જો તમો પુછો તો તે સઘલું કરવાને હમારી મનવારો પુરતી શક્તીવાંન છે." મેં જોયું કે જે માણસ પ્રધાંનો વઝીરને સલાહ આપવા જેટલો પોતાને હુશીઆર સમજેછે, તેની સામને તકરાર કર્યાથી કાંઇ વલનાર નથી. મારી વીચાર કરવાની રીતમાં હું પોતે ખરોછું એવું વીચારવાને મને આથી કારણ મલ્યું કે કોઇ પણ ચોક્કસ પક્ષ બેંધ્યા વીના હું મારૂં અનુમાન કરતો હતો. તેટલા માટે તકરાર કર્યાને બદલે તેને એક નાધલી વાત કહી સમજાવવાની મેં તેનીમોડે રજા માંગી ને રજા તેણે મને મારી ઉપર ઉપકાર કરવાની ઢપમાં અને માહરી વાતથી તેના વીચારો ફરનાર નથી એવું મોંહડું કરીને આપી, અને મેં "લાઓના રાજની ચઢતી પડતી" નીચે લખ્યા મુજબ વર્ણવી:—

ચીનની ઉત્તરે અને તેની મોહટી દેવાલની વચ્ચે લાઓનું આબાદ પરગણું પુરતાં છુટાપણાં સાથે એક ચોકસ જાતનું રાજ ભોગવતું હતું. ત્યાંના રેહવાસીઓ સઘલી બાજુએથી દેવાલથી ઘેરાયલા હોવાને લીધે તેઓને "તારતરો" ના હુમલાની કશી પણ ધાસ્તી હતી નહીં અને દરેક આસામી પોતે માલ મીલકતનો ધણી હોવાથી તે સાચવવાની તેને કાલજી હતી.

કોઇપણ દેશમાં બીનદેહસ્તપણું અને દોલતની રેલછેલનું પરીણાંમ મોજમજાહ નીવડે છે., જ્યારે આપણી સઘલી ખુદરતી હાજતો પુરી પડેછે ત્યારે આપણે આપણી સગવડની ચીજો તરફ ધ્યાંન પુગાડયે છીયે, અને જ્યારે તે સઘલી પુરી પડેછે ત્યારે આપણને મોજમજાહની ચીજો પર ભાવો થાયછે અને જ્યારે તે સઘલી મોજમજાહો પણ પુરી પડેછે ત્યારે પણ લોભ માણસને છોડતો નથી અને તેને બીજું વધુ કાંઇ ઇચ્છવાને સમજાવેછે. આ મુજબ તે દેશના રેહવાશીઓ પોતાની અસલી સાદાઇ ઉપરથી તરત ઠાંઠમાઠ ઉપર આવ્યા અને તે ઉપરથી સુધારા ઉપર નીકલી પડયા. રાજનાં ભલાં અર્થે હવે ચોક્સ માલમ પડયું કે લોકોને જુદા જુદા વર્ગોમાં વેંહચી નાખ્યા વીના છુટકોજ નહીં. આગાઉ તો જે આસામી એની યા કારીગરી ઉપર મેહનત કરતો હતો તેજ આસામી જરૂરીઆતને વખત સીપાહ પણ બનતો હતો, પણ હાલમાં તો રેવાજ તદનજ ઉલટાઈ ગયો,

કારણ કે હાલમા એવુ માલમ પડયું કે એક માણસને જો તેના લધામા બચગી થાજ નાખ્યો હોય તો આગલ ચાલતા તે તેમા નામ કાઢીઆ વીના રેહ નહીં. આટલા માટે રેહવાશીઓને કારીગર અને શીપાહ એવા બે વર્ગોમા વેહેંચી નાખ્યામા આવ્યા. જયારે આગલાઓ મોજ મજાહની ચીજો શોધી કાઢવા ઉપર ધ્યાન આપવા લાગ્યા ત્યારે પાછલાઓ લોકોની સલામતી માટે ચોકી કરવા લાગ્યા.

છુટાપણું ધરાવનારા દરેક દેશને હંમેશ બે જાતના દુશમનોથી બીહતા રેહવુ પડે છે. એક તો પારકા દેશના દુશમનો જેઓ તેની હસ્તી ઉપર બાહેરથી તલપે છે અને બીજા તો ખુદ દેશમાજ વસનારા બદમાસો જેઓ તેના છુટાપણાનો અંદરથી નાશ કરેછે. લાઓના રેહવાશીઓને આ બંને જાતના દુશમનોની સામને સાહુચેત રેહવુ હતું. કારીગરોથી વસાયલો એક મુલક અંદરનું છુટાપણું સંભાલી રાખવાને કુદરતી રીતે લાયક હતો, અને સેપાહોથી બનેલી એક પ્રજા બાહેરના હુમલા અટકાવવાને પુરતી સામર્થવાન હતી. તેટલા માટે કારીગરો અને સેપાહો એ બંને વચ્ચે કુદરતી રીતેજ મતફેર આવ્યો. કારીગરો એવી ફરીઆદ કરતા હતા કે દેશની અંદરનું હથીઆરબંદ લશકર ખુદ દેશની સનાહ સંપજને ધાસ્તીમા લાવી મુકવાને પુરતુ શકતીવાન છે માટે લડનારાઓના હથીઆર છોડાવવા જોઇએ, કારણકે ગમે એવા બાહેરી દુશ્મનાઓ હઠાવી કાઢવાને તેઓની દેશાભિમાન ફકત પુરતુ બલ ધરાવે છે. બીજી તરફથી લડવૈયાઓ એવુ સમજાવતા હતા કે આસપાસના ગજાઓનું બલ, ખુદ તેઓના ગજની સ્મ મનેનો પાગલ કેફીનો રૂપ, અને તેઓની નબલી દેશો જે એક ધારતીકપના ચેહેરે આસકાસે જમીન બારોબાર થઇ જાય હેતી હાલતમા હતી, એ સઘલું જોતા એક હથીઆરબંદ લશકર તો જરુરજ જોઇએ.

બે મુખ્ય વર્ગો વચ્ચે આ પ્રમાણે મતફેર આવ્યાને લીધે ખુદ દેશને તો અતી ઘણો ફાયદો થયો, કારણ કે એક વર્ગ બીજા વર્ગની ખામીઓ પાછલ ચોકશી રાખતો હોવાને લીધે બંને ચોપમા રહી ઠીક રવેસે ચાલવા લાગ્યા, અને રાજમા સઘને એક સરખું સુખ ફેલાયું, સુલેહ સંપજને વખતના સઘલા હુન્નરો ખીલવા લાગ્યા તેમ વલી લડાઇને લગતા હુન્નરોને કાઇ છેક વીસારી દેવામા આવ્યા નહીં. આસપાસના ગજયોએ જયારે જોયું કે સઘલાઓ કાઇ જર અને માલ મીલકત માટે નહીં પણ છુટાપણા માટે ખંતી છે ત્યારે તેઓ ઉલટથી એઓ સાથે વેપાર ચલાવવા લાગ્યા. તેઓ પોતાનો સઘલો માલ 'લાઓ' ખાતે બનાવવા મોકલતા હતા અને તે તૈયાર થઇ આવ્યા પછી તેની મોટી કીંમત ત્યાં વાનતા હતા. આથી કરીને આ લોકો આસ્તે આસ્તે તવંગર થતા ચાલ્યા અને તેઓની મોટી દોલતે ગોયા દુશમનોને તેડું કીધું. એક 'તાગતર' ગજો તેઓ સામે બહુ મોટુ લશકર લાવ્યો અને તેઓ પણ અતીશય બાહાદુરીથી પોતાના બંચાવ માટે ખડા રેહ્યા પોતાના દેશ તરફનો પ્યાર હજી તેમની છાતીમા રમતો હતો. તેઓએ પોતાના જંગલી દુશમનો સામે બહુજ બાહાદુરીથી જંગ મચાવી તેઓ ઉપર એક કીર્તીવંત ફતેહ મેલવી

આ વખતે લાઓના રેહવાશીઓએ પોતાને કીર્તીનો બહુજ ઉચામા ઉચી પાયરીએ ચઢેના વીચાર્યા અને તવારીખ નવેશો જણાવે છે કે તેઓની પડતી દશા પણ આ વખતથીજ બેઠી. પોતાના દેશને ચાહનારી કરી તેઓ મજબુતી ઉપર આ-

ના પણ લોભને વશ થવાને લીધે તેઓ પડ્યા. 'તારતરો'નો મુલક તેઓના હાથમાં આવ્યાથી તેઓ એવું વીચારવા લાગ્યા કે તેને લીધે ભવીશમાં પોતાના શત્રુને સામે વધુ બલતવારીયા થવાને તેઓને બનશે એટલુંજ નહીં પણ તેઓની હાલની દોલતમાં વધારો કરવાને તેઓને એ મુલકનો કબજો વધુ મદદ કરી આપશે. તેટલા માટે કારીગર અને સેપાહ એ બંને વર્ગે એકમતે અને એક આવાજે એવું ઠેરાવ્યું કે 'તારતરો' ના તે ઉજડ મુલક 'લાઓ' ખાતેથી સંસ્થાનો મોકલી વસાવવા. જ્યારે એક વેપારી ઘણી ફતેહો કરવા પાછલ રોકાયછે ત્યારે એમ નકીજ જાણવું કે તેની ખાનેખરાબીનો વખત નજદીક આવ્યોછે; જ્યાં સુધી તે વેપાર કરવામાં ગુંતાયલો છે ત્યા શુધી તે પોતાનો માલ ખપાવનારાં દેશો ઉપર પોતાનાં ગુજરાણ માટે થોડો ઘણો આધાર રાખેછે, અને તે દેશો તેઓનો માલ ત્યાં શુધી ખપાવેછે કે જ્યાં સુધી તેઓને તેઓની અદેખાઈ કરવાનું યા તેઓથી બીહવાનું કશું પણ કારણ નહીં હોય; પણ જે તેઓને મેહરબાનગી તરીકે મલે તે જ્યારે તેઓ એક ખુદરતી હક તરીકે માંગે ત્યારે તેઓ સાથે વેપાર કરનારાં બીજાં દેશો પોતાથી બનતું કરી પોતાનો તેઓ સાથનો સંબંધ છોડવેછે અને પોતાના વેપારને કોઇ બીજા વધુ આબરૂદાર દેશ તરફ ફેરવે છે.

એજ મીસાલે હવે દરેક રાજ પોતાના આ લોભી પડોશી ઉપર અદેખાઇની આંખથી જોવા લાગ્યું અને દરેક રાજે પોતાની પ્રજાને બજારમાં એઓ સંધાથે સંબંધ રાખવાની મજબુત મનાઈ કીધી. તોપણ 'લાઓ'ના રેહવાશીઓ પોતાની લોભી બુધીઓ પ્રમાણે ચાલવાંજ લાગ્યા. તેઓ પોતાના સંસ્થાનો ખાતેથીજ દોલત મેલવવાની આશા રાખવા લાગ્યા અને બોલવા લાગ્યા કે દોલત એ સામર્થ છે. અને સામર્થ એ એક શત્રુ સામે બંચાવની જામીનગીરી છે. 'તારતરો'એ છોડી દીધેલા વેરાન મુલકો ઉપર વસવા જનાર સાહશીક આદમીઓની સંખ્યા અતી મોહટી હતી. પેહલ વેહલાં તો આ સંસ્થાનો અને તે વસાવનારા માતૃશ્રી દેશ વચ્ચે એક ફાયદેમંદ વેપાર ચાલવા લાગ્યો. લાઓના તે પ્રજાસતાક રાજ્યની બનાવતો મોહટા જથામાં સંસ્થાનો ખાતે નીકાશ થવા લાગી અને સંસ્થાંનો ખાતેથી તેને બદલે જથાબંધ હાથીદાત અને બીજી વસ્તુઓ આયાત થવા માંડી. આથી કરી 'લાઓ'ના રેહવાશીઓએ પોતાની દોલતમા બેહદ વધારો કીધો, અને દોલતના વધારાના પ્રમાણમાં અયાશીપણું વધવા લાગ્યું. કારણ કે જે માણશો સોડે દોલત પુશકલ તે ભોગવવા માટે તેઓ તરેહવાર યુક્તીઓ સોધવાના. તેઓની પડતી દશા કેહેવી રીતે આસ્તે આસ્તે આવતી ગેઇ તે હું શી રીતે વર્ણવી શકું?. દરેક સંસ્થાન, વખત જતાં જે મુલકના એક ભાગ ઉપર તેને વસવા મોકલ્યું હોય તે આખા મુલકપર પંથરાઇ જાયછે. જેમ જેમ તેની વસ્તીમાં વધારો થાયછે તેમ તેમ તે એવુંતો સભ્ય બનેછે કે જે માલ માટે પેહલા તે બીજાઓ ઉપર આધાર રાખતું હતું તે માલ હવે તે પોતેજ બનાવતા શીખી પારકાઓના ઉપકાર મથેથી પોતાને મોકલું કરેછે. 'લાઓ'ના મોકલેલાં સંસ્થાંનનો પણ એવોજ હાલ હતો. એક સદીની અંદર તે સંસ્થાનો વસ્તી અને મજબુતીમાં વધી ગયાં અને જેમ જેમ તેઓ વધુ સભ્ય બનતાં ગયાં તેમ તેમ તેઓ અને બીજાં દેશો વચે ચાલતો વેપાર જુજ નફો પેદા કરવા લાગ્યો. વેપાર ઘટયાથી માતૃશ્રી દેશ (લાઓ) ગરીબ થતું ચાલ્યું પણ તેની મોજ મજાહો કાંઇ ઘટી નહીં. તેઓની

આગલી હાલતે તેઓને મોજ મજાહો ભોગવવા શીખવ્યું હતું અને જ્યારથી મોજમજાહ એક વેલા જડ ઘાલી બેઠી કે પછે કોઇ પણ હુનર તેને ઘટાડી યા કાઢી શકતો નથી તેઓના પડોશીઓ સાથનો વેપાર તો તદનજ ભાગી પડયો હતો અને હવે તેઓના સંસ્થાનો સાથનો તેઓનો વેપાર પણ ખુદરતી રીતે ઘટવા લાગ્યો. તોપણ દોલતથી કરીને એક માણસમા જે રુડઇ પેદાસ થાયછે તે રુંડઇ તેઓમા હજી હતી જો કે તેને ટેકવી રાખવાનાં તેઓ પાસે સાધણ નહીં હતા. ગરીબાઇને લીધે તેઓ ધીક્કારમા આવતા ચાલ્યા તો પણ પોતાનું અયાશીપણું તેઓએ છોડયું નહીં. ટુંકામા કહો તો તે રાજ એક ફુગઇ ગયલા શરીર મીશાલ દીશવા લાગ્યું, જે શરીરનો ફુલાવો અંદરના રોગનીજ માત્ર ગવાહી આપેછે.

તેઓની આગલી હાલતે તેઓને બહુજ નબલા બનાવી દીધા હતા. સઘલાં માણસો કરતા તેઓ તવંગરીમાંથી ગરીબાઇમાં આવેછે તેઓને ઘણાંજ કમનસીબ અને કંગાલ સમજવા. પેહલ વેહેલાં તેઓના સંસ્થાનો બાતેથી દોલતની રેલ ચાલી આવ્યાને લીધે તેઓ એવું વીચારવા લાગ્યા કે એમ બાબુકજ ચાલ્યું જશે; હાલમાં તેઓને માલમ પડયું કે પોતાના નીભાવને માટે તેઓએ ખુદ પોતા ઉપરજ આધાર રાખવો હતો અને એવુ જણાયું કે સંસ્થાનો બાતેથી રેલાતી દોલત માત્ર ટુંક વખતનીજ છે કારણ કે જ્યારે તેઓ વાને મોહટાં થાયછે ત્યારે તેઓ કંઇ પણ ઉપયોગનાં નથી. આવુ આવુ બન્યાથી તેઓ જલદી ધીક્કારમા આવી પડયા. ગીનના શાહાનશાહ 'કોન્વીસ' એક સજબુત લશકર સમેત તેઓ ઉપર ચડાઇ કરી. તવારીખ નવેશો કાંઇ જણાવતા નથી કે આ વેલાએ તેઓના સંસ્થાનો તરફથી તેઓને દુશમનો સામણે મદદ નહીં મલી તેનું કારણ તે સંસ્થાનો દુર હોવાનું હતું યા તેઓ પોતે તેનાથી છુટા પડવા માગવાનું. પણ આતો ચોકસ છે કે કોઇપણ રીતે તેઓ સામા થયા નહીં, તેઓની હવાલો માત્ર એક સુલો બંચાવ થઇ પડયો, અને આખરે તેઓને ચીનાઇ શાહનશાહતની બાહેધરી કબુલ રાખવી પડી

ખચીત તેઓ વધારે શુખી ત્યારે થતે કે જ્યારે તેઓ પોતાની દોલત અને કીર્તીની હદ સમજતે,* જ્યારે તેઓ જાણતે કે મુલકોનો વધારો કરવો એ પોતાની સત્તાનો ઘટાડો કર્યા બરાબર છે; જ્યારે તેઓ જાણતે કે તે દેશોજ માલ મજબુતી ધરાવનારા છે કે જેઓમા અંદરખાને કશો સડો પેઠો નહીં હોય; જ્યારે તેઓ જાણતે કે સંસ્થાનો એક દેશના શાહસીક અને બાહાદુર આદમીઓને ઘસડી જઇ માત્ર હીચકારા અને લોભીઓનેજ પાછલ મેલી જાયછે; જ્યારે તેઓ જાણતે કે કીલેબંદી એ કાંઇ પુરતો બંચાવ નથી; જ્યારે તેઓ જાણતે કે હદથી જ્યાદે તેમજ હદથી થોડો વેપાર એ નુકસાન કારક છે; અને છેલે જ્યારે તેઓ જાણતે કે એક ફતેહ કરનાર અને એક આબાદી ભોગવનાર એ બેઉ રાજયો વચે આશમાન જમીનનો ફરક છે. એજ અરજ.

## ઉડાઉ અને આશક.

(ગ્રીખ શાયરી ઉપરથી)

ઉડાઉની હવેલીમાં પેસો ફગર
નહિ પામસે કદી,
આશકના દિલમા ધીરજનો વિચાર
નહિ તકસે કદી,
પાણી સુરાખવાલી ચારણીની માફે
નહિ થોભસે કદી

જ. ન. પી.

* આપણા માજી શુબા લોરડ લીટનની બનાવટ લેઇ મુકવાની આફ્ગાન રાજ નીતીને નામાકીન ગોખરસીપની આ એક બીજી સબબ છે, અને એ વખતની વાત ઉપર જણાવેલા આ વીચારોની મોટામા મોટી ફતેહ આજના લીબરલોએ જે રાજ નીતી ચાલુ કીધી છે તે સબબ છે.

# મુગાકાકાને મલેલો એક રીતાયર થયલા શોહેરીનો હેવાલ.*

Born to drink and eat.—Horace.

ગેમન શેહેનશાહુ ઓગસતશ શીઝરે આ ફાની જહાનથી પોતાનો અશબાબ ઉપાવાની થોડીક ઘડી આગમજ પોતાની આશપાસ સારવાર કરવાને ઉભેલા મિતરોને પુછ્યું હતું કે "તમે શું ધારો છો આ દુન્યાના નાટક તખ્તા ઉપર મેં મારો ભાગ બરાબર રીતે બજાવ્યો છે કે નહીં?" આ સુવાલનો જવાબ મનમાનતો મલવા ઉપરથી તે વેળાના નાટક ભજી બતાવનારાઓના શરેસતા મુજબ તે નામદારે કહ્યું કે "ચાલો ત્યારે મને તમો તરફની સાબાશી વચે આ દુન્યાઈ નાટક તખ્તો છોડી જવા દેવો." આ ઉપરથી હું ધારછું કે માંણસ જ્યારે પુર તંદરોસતીમાં હોય ત્યારે તેને આ દુન્યાના સંબંધમા જે ભાગ બજાવવો હોય તેનો તે પુરતો વીચાર કરે, અને પોતાની પાછલ તે પોતા માટે કેહેવો વીચાર મુકી જશે તે વીશે તે સંભાલ લે. જે ભાગ તે બજાવેછે તે ભાગ આ દુન્યામા હસ્તી ભોગવવાને લાયકનો છે કે નહીં, જે ભાગ તે બજાવે છે તે ભાગ હલકે દરજજેના જણાવરો કરતા ઉતેબાર બુધી ધરાવનાર ઇનશાનને છાજતો છે કે નહીં, અને ટુંકમા જે ભાગ તે બજાવેછે તે આ દુન્યામાં તેને સોભા આપી આવતી દુન્યામા તેને પોતાનેજ લાભકારી થઇ પડશે કે નહીં તેનો તેને પુરતો દરીઆફત કરવો ઘટેછે. એક છાકટા, એશી, પાલીઆ, કાટી, અદેખા, અને છકેલ માણસ માટે વીચાર કરવાનું છે કે જ્યારે તે આ બે પલની દુન્યાને છેલી સલાંમ કરી છોડી જશે ત્યારે તેની પાછલ તેના દોશ આશનાઓ તેની તારીફમાં આ પ્રમાંણે બોલશે કે "બેહેશતી છાંટાપાંણીમાં બાહાદર હતો, બેહેશતીના જેવો ખાધરો કદાચજ મલસે, બેહેસ્તીને મોહડે ચચામંમા માટે તો પુછવુજ નહીં પડે, બેહેસ્તી કોઇનું પણ સારૂં દેખી શકતો ન હતો, બેહેસ્તીને આખો દીવસ પડી રેહવાને એક કોચ મલે તો તે બસ હતું, બેહેસ્તીના જેવા જબાદરાજ અને કજીઆ દલાલ થોડાજ હશે, બેહેસ્તીએ ખરાબ શંગતમા પડી હાથે કરી પોતાની દેહની ખરાબી કીધી હતી." તો તેમા તેના નામને શું શોભા લાગનાર છે. ખરેખર જે માંણસો પોતાની હૈયાતીમા માન અને મરતબો પામતા હતા તેઓને માટે પણ તેમના મરણ પાછલ ઉપર મુજબની વાએજીઓ મારા સમજવામા વારંવાર આવી છે.

પણ આ વર્ગ કરતાં મનુષ્યનો એક બીજો વર્ગ છે કે જેમને તેમનાં મરણની બીજી ઘડીમાજ તદન ભુલી જવામા આવેછે. તેઓ પોતાની પાછલ પોતા વીશે કશી પણ નીશાની મુકી જતા નથી અને એવી રીતે નાબુદ થઇ જાયછે કે જાણે તેઓએ આ ભવની હસ્તી જોઇજ ન હોય. જેમના મરણ ઉપર તવંગરોને વીલાપ કરવાનું કશું કારણ, ગરીબોને રોઇ જવાનો કાઇપણ સબબ અથવા વિદ્વાનોને તેમની તારીફ ગાવાની કાઇપણ અગત જણાતી નથી. તેમના મરણ માટે ખાનગી માંણસો વીલાપ કરતા નથી અને જાહેર પ્રજાને કશું પણ નુકશાન જતું નથી. તેઓની ચાલચાલ અને કાંમકાજ કોઇપણું રીતે તેમને માટે મનુષ્ય તર્ફેની ગુવાઇ આપવામાં કાંમ લાગી શકે એવા હોતા નથી, બલકે કેટલીક વેલા મનશંકતી અને બુધી ધરાવનાર માંણસ કરતા કોઇ ઘણે ઉતરતે દરજજેના જનાવરને લાએકનાજ તે હોયછે.

* જોવો ધી સ્પકતેતર નાં૦ ૩૧૭.

મારા મિત્ર શેઠ સોદાગરજી જેનણનો ટુંક હેવાલ ગયા સાલના જુલાઈ માસના અંકમા હું આપી ગયો છું તેવણે એક દીવશે ઉપલી ખાસ્યતના એક "રોતાયર" થપના શેઠેરીનો નીચલો હેવાલ માર "વિદ્યા મિત્ર મંડળ"મા રજુ કીધો હતો આ હેવાલમા મારા મિત્ર તરફનુ કાંઈ પણ ન હતુ, કેમકે તે શેહેરી દુન્યાની નજર કરતા પોતે પોતાની નજરમા પોતાને ઘણો માહાન પુરૂષ સમજતો હોનાથી તેણે પોતાની દરરોજની કારકીરદીનો ટુંક હેવાલ નોનવાનો ઠરાવ કીધો હતો. અને તે હેવાલ મધેથી ફકત એકજ અઠવાડયાંની નોંધ મેળવવાને મારો મિત્ર શક્તિવાન થયો છે. આ નોંધ આજની મારી બાબદને એટલી તો બંધ બેસતી છે કે તેમા મારી તરફના કશા પણ ફેરફાર વગર સદાબરી મારા વાચનારાઓની ગમત અને આનંદ માટે ઉતારી લેવાને દરસ્ત ધારું છું તોપણ પેહેલા તે શેઠેરીની થોડી ઘણી ઓળખાણ આપવા ખાતર મારે જણાવવુ જોઈએ કે તેવણે ઉપર ટંકેની કેળવણી લીધા પછી પ્રથમ એક વેપારી તરીકે પોતાનુ નસીબ અજમાવવાનો ઠરાવ કીધો હતો, તેટલામા દશ હજારના આશરે દાયજા સાથ હાથ પારશીઓમા પડી ગયની દુષ્ટ રશમ મુજબ એક નોજુવાન મોહોરદાર મલી જવાથી, તેમજ પોતાના પીતાજી તરફથી ગત દીવની દશદરસી અને બકમાઈના ત્રણ પંદર મીલ્કતના ઉપજની હકની લીધે તેમા ઉમેરવાથીઅને પોતામા વેપારને અનુસરતુ પાણી કે ફુંડને ન હોવાથી તેવણે ધંધો ધાપો છોડી એક "રોતાયર થપના શેઠેરી" તરીકે પોતાની જીંદગી ગુજરવાનો ઠરાવ કીધો હતો. જે જીંદગી તેવણ કેહેવી રીતે ગુજારતા હતા તે તેમનુંજ હાથની એક અઠવાડયાની નીચલી નોંધ ઉપરથી વાચનાર પોતાની મેલે જોઈ લેશે

સોમવાર—કલાક આઠ, સુતેલો ઉઠી જોઉંચુ તો સુરજ છેક માથે આવવાની તઈઆરીમા હતો, આળસ ચોલી ઊંગ ઉડાડી નાહાવા ધોવામા ગુંથાયો

કલાક નવ,—"ડ્રેસ" અને "તોઇલેત" યાને સુધરેલી રીતે પોશાગ પેહેરવામા રોકાયો મારી વાહાલી ગુલાના બાબ ઉપર બ્રશ ફેરવી માથા ઉપર એક સુંદર શેંહેતો પાડયો.

કલાક દસથી બાર,—ચાઉ, જેલી, માખણ અને ઇંડાનો નાશતો કરી અરેટાયો અને જામે તથા સમાચારની ઉપર ટપકેની ખબરો જોઈ લીધી કાબુલમા કામ બેહેકવા લાગ્યુ અને તે પીછે મારા મિત્ર 'દોલધાલજી"નો વિચાર સમજી લીધો.

કલાક એક,—જરથુસ્થાન બે વાનીનું ગોશ ઇત્યાદી ખાઈ, મોશ મખી અને કેનાપી મોહોનુ સમારયું.

કલાક બે,—ગ્લાશ તંમલર બરાબર ઠેકાણે નહીં મુકવા સારૂં ફ્રાનલાને ધમકાવ્યો. આયા પાસ બુચાના બોરતા ધોવડાવ્યા, વાહાલી ગુલા સાથ દામના બે દાવ રમ્યો.

કલાક ત્રણથી ચાર,—બપોરની સરેસતાની એક ઉંગ ખેંચી કાહાડી.

કલાક ચારથી સાત,—બેનસ્ટેન્ડ ઉપર મારા મિત્રો, દોલધાલુજી, ઉદાઉજી, આળસુ પદેશાજી અને માથેફેરેલાજી સાથ "વોક" લે. ફ્રીલરથી ભરેલો વાદવીવાદ કરી "કલબ"મા ગયા.

કલાક સાતથી દસ,—કલબમા પાના, ચોપટ, સોટકા સાથ રમત કરી પેટ ભરતું સ્વાદીષ્ટ ખાનુ લેપ પેટ આપ્યો અને બરાબર દશ કલાકે બીછાના ઉપર જઈ પેટ ભરતી ઊંઘ કાહાડી.

બોમવાર તેહવારનો દીવસ હોનાથી ધારા પ્રમાણે આઠ કલાકે હજામત કરાવી નાહી ધોઈ બેનરી એરીના નવાં બુટ પેહેરયા, દસથી બાર વાગા સુધી મિત્રોની સુ-

આખાત લીધી, એક વાગને આનાના સુફ-ગને ઇનમાઇ આપ્યો, બેથી ત્રણ વાગા સુધી અવાર નવાર સુકિ મેવા અને તાજા જલ આતો ગયો અને માહરી વાહાલી ગુલા સાથ "બેઝીક"ના બે દાવ રમ્યો, ત્રણ વાગતે જરાકજ ઊંગ કાહાડી; ચાર થી છ વાગના સુદીમા વેનાતી બીશકોટ સાથ કાફી પીધી, જમે જમશેદમા શેઠીઆઓના જે દીકરાઓને આઇતી દોલત મની હોય તે ઉપર તેઓને મનભાવતી રીતે પોતાનો વખત ગુજારવા દેવાની વીરૂધમા મુરખાઇ ભરેલુ પીજન વાચ્યું, અને તે ઉપર મારી વાહાલી ગુલા સાથ તકરાર ચલાવી કે, શુ આપણે છતી દોલત અને મગદૂર છતા લાકડા ફાડવા જઇએ ? "છેદ નોનસેનસ" ગુજરાતી છાપો કયારે સુધરશે અને એવા ખોટા ફુયલાને બદલે માહાભારત ગજદુવારી તકરારો ચલાવતા ક્યારે શીખશે ? બ્યાશી વાગતા સુધી સરેસતા મુજબ "ક્લબ"મા જઇ વખત ગુજારયો. મારા મિત્ર દોલધાલુજીએ તરફીના બનીશ ઉપર ઘણી અસરકારક રીતે પોતાના વીચાર જણાવ્યા જે વીશે રાતના બબે વાર ભયંકાર સ્વપના જોઇ ચમકી ઉઠયો

બુંરવારે આઠ વાગતે બીછાણું છોડી નાહી ધોઇ બુટનું બકલ તુટી ગયુ હતું તે દરસ્તકરી 'તેમપલ બાગ'મા નાશતો કરવા ગયો, જયા એક પારકા અહસ્પે શરકારી ચાર ટકાની લોનનો બજાર ભાવ પુછ્યો, પણ બનાજાણે મારી, નવ કનાકે પેર આવી, ગેઇ કાલની વધેલી ફરત ખાઇ ઓહોનુ સમાચ્યુ, મારી વાહાલી ગુલાને વાચવાના ફાયદાઓ કહી સમજાવી "માજનદરાનનુ તલેસમાતી પુતલુ" વાચવા આપી હું તે સમજવા સારૂ જરા આરેટાયો, વાચતા વાચતા ગુલાનો જીવ બગડી આવ્યાથી તેણીને જરા કોલાવાતર સુધારી દુનીઆર કીધી, ગુલાએ ફરીથી કબીપણ નહી વાચવાના શોગન ખાધા. બારથી એક વાગા વેર બબરચી ખાનામા જઇ ખાનાની તઇઆરી માટે હોકમો આપ્યા, બબરચીની બેદરકારી માટે તેને દમ ભરાવ્યો, આગલ ઉભો રહીને છરી ધસાવી, ચમચા કાગ ઉજરાવ્યા

એક વાગતે ખાનું લેઇ તંદરોસ્ત થયો; બે વાગતે મારા મિત્ર છકેલજીની ભલામણ ઉપરથી "સ્મોલેતની" "રોડરીક રેનડમ" વાચવાને હાથમા પકડી, પણ કાંઇ સમજ નહીં પડવાથી તથા આખમા જોકા આવવાને લીધે હાથ મધેથી તે તુટી પડી અને આખો સદંતર વીચાઇ ગેઇ, ચાર કલાકે વાહાલી ગુલાએ આવી જગાડયો, ધારા પ્રમાણે બીયકીત અને કાફી લેઇ અખબારે શોદાગર હાથમા પકડતા વેપારના ભાવ તાલના આકડા જોઇ ફરે આનવા લાગ્યા કાઇ ભરવાનુ તો જોઇએ ! જયારે લખવાનુ નહીં હોએ, ત્યારે આટલી મોટી અફીણની સહડી અને આટલી પેટી રૂની સહડી, ધુરેધુર. પાચ વાગતે એપોલો બંદર ઉપર જઇ ત્યાના પેહોસખાનામા જરાક "ડીપરેશમ ૨" લીધુ. મિન્ડ સમજયુ તથા ત્યા અંગ્રેજી લશકરે આફ્રીકામા હાર ખાવાની ખબર શમજી "ઇંગલીશ પોલીટીકશ" ઉપર તકરાર ચલાવી. બધા સીવીલીઓને કાઢી નાખવા જોઇએ તેઓના વેરના બદલામા પાછા તેમને અસનની માફક ગોનામ બનાવવા જોઇએ, આફ્રીકાને સંનતર ખાલી નાખવુ જોઇએ, બધાના કરતા અરધો કલાક આગમનથી પાને છને ટકોરે કલબમા ગયા, શેઠ ઉદારજીની આવતી શીઆલગીરીને દીને કલબમા એક નાચ આપાવાની ગોઠવણ કીધી ખાધું પીધું, ગરમાગરમ તાડી ઘણી લેહેજતદાર હોવાથી બે તમદેલ વધારે ઢકાવ્યા અને તેની ગુસ લેહેરમા પેર આવી પોઢી ગયો તે બીજે દીને

શવારના નવ કલાકે આંખો ઉઘડી ગેઇ.

ગુરૂવાર—નવ કલાકે ઉઠયો અને બપોરના એક વાગતાવેર બેહેશતી ખાવાના વાશ્તે શેઠ કનજુસજીની વાર જોયા કીધી કેમકે ખાવાના બીલમા જણાવ્યા મુજબ માશીક મુશારો તેવણ એ દીને લાવનાર હતા. તેનણની ઇંતેજારીમા એક કલાકે ખાનોઉારંઓ પણ કાઇ જાહાનું નહીં ખવાયાથી જરા "પોરટર" ઉઠાવ્યો; વણ વાગતા શુધી બપોરના શરેમતાની ઊંઘ પણ આવી નહી; જરાક દાતરડું ઉથલાવ્યું પણ જીવ ઠેકાણે ન હોવાથી "વેહેજા હાલી વેહેજા" એમ કહી ઉદારી નાખ્યું પરવારતાને કાંમ ને ધંધો, જયા ત્યાથી પૈસા પેદા કરી પેટ ભરવાની વાત; ભુચો ઘણો રડયા ઉપરથી આપાને ગાલ દેઈ કાહાડી મુકી, કાવવામે કોરીના વાસણ ખખડાવ્યાથી તેના કાંન ઉપર એક મુકી લગાવી; શેઠ કનજુસજી ગતપડી પણ નહી આવ્યા; કલબમા જવાનું માંડી વાલ્યું; ગરમ કાવેલા બ્રાનડી પીધો અને નવ વાગતામા ભુખે પેટે સુઇ ગયો.

શુકરવારે આઠ કલાકે ઉઠયો પણ કશુ કાંમકાજ સુજ પડયું નહી, જેમ તેમ તઇઆર થઇ ટગશટી શાહેબની પેરહાજરી ઉપર ગંભીરાઇથી વીચાર કરવા બેઠો; અંતે તેવણ પોતાના લવાજમ સાથ પોણાબાર વાગે હાજર થયા; પેટમા જીવ આવ્યો; બાર વાગતે એક નવી ફરવા જવાની લાકડી ખરીદી. લાલમ લાલ ગુલે ગુલાબ મુખ લગાડવાને સારૂ ઉઠાવી એક કલાકે ખાનું લીધું. ત્રણ વાગા શુધી નવીનતાઇથી બે ચાર ઊંઘ ખેંચી કાહાડી, ચાર કલાકે ચાહે અને ગામઠી મીઠાઇ ખાઇ મિત્રો સાથ તાડી પીવા ગયો, કવાબ કટલેશ ઉબરયું, શીક, ઇત્યાદીને મારીકાની ઇનસાફ આપી, નાટક જોવા ગયો જ્યાથી રાતે બે વાગે ઘેર આવી શુઇ ગયો.

શનવારે અગીઆર વાગે ઉઠયો, પણ ઉજાગરાની અસર ગેઇ નહીં, બાર વાગે તઇઆર થઇ રહયો, વાહાલી ગુલાને ગેઇ ગતના નાટકની મતલબ કહી શમજાવી, તેણીને સાથે નહી લઇ જવા માટે માફ માગી. એક કલાકે ખાનુ ખાધા પછી મારકીટમા ખરીદી કરવા ગયો, વેલાતી બુટ, કોશમેટીક, નીખ્યા સાથનું ગજવાનું બ્રશ, સાબુ, એશનશ, ગુલાને સારૂ સગમ બોગદરના રૂમાલ અને વેલાતી શીલકનું કપડું, મારે સારૂ નેકતાઇ, કોલર, શીપના બટન, ઇત્યાદી ખરીદયું અને ચાર કલાકે ઘેરમા આવી માવાના સંમોસા સાથ ગરમા ગરમ કાપી ઉઠાવી, આગલી ગતનો ઉજાગરો અને ખરીદીનો થાક ઉડાવી નાંખી. બે અઠવાડયા આગમજનું જુનું રાસ્ત હાથમા આવી ગયાથી તે મધે સસરાપાસ નાણા કઢાવનારા જમાઇઓ ઉપર ચલાવેલો ધુજારો વાચી તેના લખનાર ઉપર હેફ નાખવા લાગો, તેમા તેવોના બાપ દાદાનું શું નખોત વલી જાયછે તેની મને સમજ પડી નહીં. અલબત જેની પાસ દોલત હોય તે આપે અને જેની પાશ નહીં હોય તે લીએ એમા ખોટું શું છે? જયારે ચાકરી ધંધો મલે નહી અને વેપારમા જીવ નહીં ત્યારે બઇરીનું અને તેની સાથ જે છુકતા પેદા થાય તેનું પેટ કયા ચુલામાથી ભરયે? જે ઇશ્વર એક પશુને પણ ભુખે મરવા દેતો નથી તેજ એક ભુખે મરતા જમાઇને ચરબીદાર સસરો પુરો પાડી જે દાહાપણ વાપરેછે તેની સામે થવાની કોઇ પણ આદમને સત્તા નથી. પાચ વાગતે મારા મિત્ર ઉદાઉજીને તેમની શીયાલગરીની મુબારકબાદી આપવા પ્રથમ તેવણને ઘેર ગયો, અને ત્યાથી તેવણ સાથ કલબમા ગયો, જયા ધુમ મજોહ પડી, ગમશગરોના નાચ માટે તમાંમ તઇઆરી કરી ગએલી હતી, ખાવા તથા

પીવાનું તો પુછવુંજ નહી પરે; ગાયણ! ગાયણ!! ઓરત! ઓરત!! ગાયણ અને તેવા વળી એક સુંદર રામઝગરનાં મોડાં-માં! આખી રાત કેમ નીકલી ગેઇ તેની કશી પણ શમજ પડી નહીં, સવારે પાંચ કલાકે ઘેર આવ્યો. ઇત્યાદી, ઇત્યાદી.

ઓય વાંચનાર! "રીતાપર થપલા શેહેરી-ની" ઉપલી નોંધ ઉપરથી જરૂર તાજુબી બતાવ્યા વગર તું રેહેશે નહી કે જે જીંદગી તદનજ નકાંમી અને પારકા સાથ પોતાને માથે પડેલી એટલુંજ નહીં પણ આ દુન્યા ઉપર ગોયા એક ફોકટના બોજા જેવી તેને માટે પણ તેવી જીંદગી ધરાવ-નાર એક માંણસ કેટલા ઢેલા પછારા આપછે અને કેટલાં ફોકટના ધાંધાંમાં કશા પણ સુધારા વગર રાત ઉપર દીશ, અને દીશ ઉપર રાત પસાર કરી એક પાંણીના રેલા મુજબ, એક તકલીદા પરપોતા મીશાલ અથવા એક હવાઇ સ્વપનાની માફક આ રીતના અપાશીપણાંમાં અંતે નાબુદ થઇ જાયછે. કેટલાં બધાં ઇનસાંનો આ રીતે પોતાની તમાંમ જીંદગીનું મુખ્ય કાંમ ફકત ખાવા પીવા અને ઉંઘાવામાં આવી રહેલું શમજેછે. આ ઉપરથી મારી મતલબ એમ નથી કે જે પુરશો શરકાર દરબારનાં જાહેર સવાલો ઉપર જાહેરમાં ભાગ લીએ છે તેવો સીવાય સરવેજ લોકો પોતાનો કીમતી વખત ઉપર મુજબ ગુમા-વેછે. ઘણી વેલા એવાં જાહેર માંણશો કરતાં કેટલાંક ખાંનગી માંણસોનો વખત વધારે ઉદ્યોગમાં પસાર થઈ શકેછે અને એ રીતે કરોડો જીવડાઓ વગર ધોંગાટે પોતાને ખાનગી કોશેશથી સુધારી આ દુન્યાનો ખોકટ રસતો પસાર કરી શકે છે. ફકત ખાવા અને ઉંઘાવા શારૂજ કોઇપણ ઇનસાંનને તે માહા દયાલુ પરવરદેગારે પેદા કીધું હોએ એમ હું માનતો નથી. તે છતાં જે ઇનશાંન તેમજ શમજી પોતાની જીંદગી બરબાદ કરેછે તે પોતાનેજ નહીં પણ પોતાના પેદા કરનારની શુભ મતલબને ઉંધી વાલી તે રેહેમવંત પીતાને વઢીક ઠગેછે. ખાધાને માટેજ આ જીંદગી નથી એ દરએક બે-વકુફ પણ કબુલ કરે છે તે છતા કેહવી અફસોસની વાત છે કે ઘણાક શમજુ-ાં પસાર થતાં માણવીઓ એવી રીતે જીંદગી પસાર કરેછે કે જાણે તેવો ફકત ખાધાનેજ માટે જનમેલાં હોય. હું મારા દરએક વાં-ચનારને આ પ્રસંગે ભલાંમણ કરવાની રજા લેઉછું કે તેવાએ પણ જરૂર કરીને ઉપલા "શેહેરી"ની મીશાલ ફકત એકજ અઠવાડયાની નોધ રાખી તપાશી જોવું કે તેવો પોતાનો વખત કેહેવી રીતે ગુજારેછે. આવી રીતની પોતાને હાથે લેવાએલી પો-તાના કીમતી વખતની તપાશ ઉપરથી તેવો પોતાની ભુલ જોઇ લેશે કે તેવાએ પોતાનો વખત જે આ ટુંકી જીંદગીનો એક અ-ગતનો ભાગ છે તે કેહેવી રીતે પસાર કીધોછે, જેથી તેવો એક દીવસની ભુલ બીજે દીવશે શુધારી શકશે, અને બેદરકારી તથા ગફલતીમાં ગુમાવેલા તમાંમ વખતનું વા-જબી તોલ કરવાને શકતીવાન થશે. છેલ મારે જણાવ્યા વગર ચાલતું નથી કે નજીવી રીતે ગુમાવેલો વખત હાલ તરત તો છાં-નોમાંનો પશાર થઇ જશે પણ તેને માટે એક ચોકસ વખતે પોતાના પેદા કરનાર આગલ જવાબ આપ્યા વગર કોઇ પણ ઇનશાનનો છુટકોજ નથી.

---

## ગયલી તક.

(શેખ શાઅદી ઉપરથી.)

ખેંચી હોય ઝાડે જો તરતનોજ વેગ,
તો મગદુર છે એક તેને ઉખેડવા બસ;
પણ થોડોવાર રહી તેની જમીનમાં જડ,
તો સંચોબી તોડવા છે મેખ તેની રદ.
પથરો એક અટકાવે નાલાંનું મુખ,
પણ આવી જો પુર, તો તેની સનમુખ,
ઉઠાવે જો હાથીઓ પોતાનું કદ,
તો વટાવા નહિ પામે તે તેની હદ.

જ. ન. પી

# મોહતાઇની જંજાલ.



(શેખ સાદીના ગુલસ્તાનમાથી તરજુમો.)

એક પાદશાહની જીંદગીના મુદ્દત પુરી થઇ અને કોઈ વારસ હતો નહિ તેથી એવુ વસીઅત નાંમુ કીધુ કે તે દાહડે સહવારના પોહરમા જેણી કોઇ આદમી સઉથી પેહલો શેહરના દરવાજામાથી અંદર આવે તેનાં માથા ઉપર બાદશાહીનું તાજ મુકજો અને રાજપાત તેને સોપજો એવુ બન્યું કે જે ધણી પેહલો દાખલ થયો તે એક ભીખારી હતો જેને તમાંમ ઉમર ટુકરા એકઠા કરવામા તથા થીંગરાપર થીંગરા સીવવામા કાહડી હતી. રાજના થાંભલાઓએ તથા દરબારના અધિકારીઓએ પાદશાહના વસીઅતનાંમા પ્રમાણે કીધું તથા કિલ્લા અને ખજાનાની કુંચીઓ તેને સ્વાધીન કીધી. કેટલીક વખત સુધી તેણે રાજ ચલાવ્યું પણ પછી દેશના કેટલાક અમીરોએ તેની તાબેદારી તલેથી ગરદન કાહાડી નાખી અને રાજાઓએ હર તરફથી મારામારી સહરૂ કીધી તથા તેની સામે જવાને લશકર તૈયાર કીધા. ટુંકમાં તેનું લશકર તથા રૈયત હારી ગઇ, અને દેશનો થોડોક ભાગ તેના હાથમાથી જતો રહ્યો. પેલો દરવેશ આ એ બનાવથી ગમગીન થયો હતો એવામાં તેનો એક જુનો દોસ્ત જે દરવીશની હાલતમાં તેનો સાથી હતો તે મુસાફરીથી પાછો ફર્યો અને પેલાને એવે મરતબે જોઇને બોલ્યો કે શોકર આગના જે દબદબા અને દરજાનો વાલી છે કે તાહરા મોહટાં નસીબે મદદ કીધી તથા એકબાલ અને રોજીએ તુને રસનો દેખાડયો કે જેથી તાહરો ગોલાબ કાટામાથી બાહાર આવ્યો અને તાહરો કાટો પગમાંથી નીકલ્યો.

દલગીરીની પાછલ ખુશાલી છેજ.

જો ખીલેછે ફુલની કલી એક વાર
તો પછી તે સુકાઇને થાયછે ખુહાર;
ઝારનું રેહછ નાગું એક વખત બદન
તો બીજીવાર પાનથી તે ઢંકાયછ તદન.

તેણે જવાબ દીધો: ઓ પ્યારા મિત્ર તું મહને દિલસોજી બતલાવ કારણ કે આએ કંઇ મુબારકબાદીની જગા નથી. તે દાહાડે જયારે તે મહને જોયો હતો ત્યારે મહને નાન વિશેનોજ અફસોસ હતો પણ આજે તો આખી જેહાન વિશેનો અફસોસ છે.

દુન્યાના દુખથી છઉ અતીશ હેરાન,
દુન્યાના સુખથી તેનો બદીવાન,
સુખ યા દુખ આએ દુન્યા અંદર
ધરાવેછ એક સરખી બલાની અસર.
અગર હોએ તુને દોલતની હોશ
તો ખાતરીથી માનજે કે છે તે સંતોષ,
અગર રેરે કોઈ એક દોલતવાન નર
સોનુ કિમતી તાહરા ખોરા અંદર
તો સભાળથી રેહજે તું દુર સમર
ને ના રે કરતો એ લાભપર કદી નજર.
દાનાઓએ કેહી છે કંઇ એવી નશીઅત:
કે મોહટાની ગણજે હલકી સખાવત,
બેહેતર છે એથી દરવીશની ખબર;
ભુંછ આપે તુને બેહરામ ગોરખર
પણ અગર એક કીડી તીરનો એક પગ
આપે, છે તો કિમતી તે વધુ બેશક.

સો. કા. ખંભાતા.

---

# માહરી માશુકનું રદન.

શુ કામ તુ કરેછે એ માહરા પ્યાર!
શુ કામ કરેછ માહરૂં જીગર ગમખાર!
તુજ ચશમથી નીકલતા બેમુલ ગોહર
પોચા મુજ દિલની બહુ લુટેછ સબર;
કેવા છે વરાઈથી પૂર તે ગોહર
કે રહ્યાછ ઘરી તારા ગાલની ઉપર
ને ખાલિસ મોતીની સેરની મીસાલ
શોભાવેછ નાજુક તાહરા ગોલાબી ગાલ!
ઓ, બધ કર મુજ ખાતર એ વેહતા ઘોહર!
એ કીમતી ખજાનો તુ ના હવે રેર!
અગર હોએ દુન્યામા કોઈ કીમીઓ એવુ
જે પથરને બનાવે પાણી જેવુ
તો છે તે એક રડતી માશુકનો દેખાવ,
છે ભોલોરી આસુનો આખમા જમાવ.

સો. કા. ખંભાતા.

અથડતો હતો નહિ. જો હોરાને અડકી જવાય તો પાછા હાથ ધોવા પડે અથવા જે રકાબીમાંથી ખોરાક લીધો હોય તે તેજ વખતે પોતાની પાસે લેઇ ખાતી વેળા બી જી કોઈબી રકાબીને અડકાય નહિ. તેઓને જ્યારે કંઇ પીવું પડેછે ત્યારે પોહોલા વ કાસેલા મોહડામાં વાસણ હોટને અથડે નહિં એવી રીતે નાખે છે. આ મુજબની ખાવાની રીતિ પેહલી નજરે ગ્રાઝી ઠીક લાગતી નથી, પણ ખરેખર તેમા સુગાવા જેવુ કંઇજ નથી, કારણ કે ખાધા પછી તરતજ હાથ ધોવામાં આવેછે ને ખોરાક સિવાય કોઇ બીજી વસ્તુને લગાડવામાં આવતા નથી.

જ. ન. પી.

## દાનાંવોની દાનાઈ.

The wisdom of many, and the wit of one.—Lord John Russell.

એક રતલ ખનદઇ કરતાં એક બણી ભાર ડાહાપણ વધારે સારૂં છે.

પોતાની બડાઇ મારનારાઓ જુઠાઓના પાતરાઇ થાઓ છે.

તકશીર કબુલ કરી દીધાથી અરધી અ રધ ડોતા થઇ જાયછે.

અદેખાઇ પારકાઓના જખમોને રૂજ લાવી પોતાનેજ જખમી કરેછે.

ખોટી ધાસતી ભયને વધારી મુકેછે.

સારી ચીજ ઇશ્વર પુરી પાડે તોપણ તે મેળવવાને આપણાજ હાથ વાપરવા જોઇએ.

જેની પાસે કસું કામકાજ નથી તેને પો તાનો વખત પસાર કરવો એજ શરવેથી મુશકેલ કામ છે.

ગેરઈન્સાફ ખમી જવાને બદલે તેનો કીનો લેવાથી વધારે ખમવું પડેછે.

ગાઇ સરવેથી દુષ્ટ પાવો છે.

વિદ્યા માણસનો સર્વથી લાએક સાથી છે. લાએકી નેકીનો નિગેહબાન છે.

અંતઃકરણને સમજવુ નહીં એ અંતઃ કરણને ગુમાવવા બરાબર છે.

આજનો એક કલાક આવતી કાલના બે કલાકની બરાબર છે.

મગરૂબી આગળ ચાલેછે—શરમીંદગી તેની પાછળ લાગેલીજ છે.

શાંત અંતઃકરણ શાંત ઊંઘ બક્ષે છે.

જેની હાજત શરવેથી કોતા છે તે સર- વેથી વધારે તવંગર છે.

નાની તકસીરો વારંવાર કરવાથી મોટ અપરાધો જનમે પામેછે.

જે ડાખળીઓ ઉપર શરવેથી વધારે બોજો લદેલો હોએ છે તે સરવેથી વ- ધારે નીચી જુલાઇ પડેછે.

પ્રમાણીકપણુનો રશતો એજ શક વગર નો રશતો છે.

નેકી અને સુખ એ મા દીકરીઓ છે.

ડાહાં માનવીઓ જેટલી તક મલે છે તે કરતાં વધારે તક ઉતપણ કરે છે.

સારૂં કામ કરવાથી કબી પણ તમો કાંઇ ખોશો નહીં.

માન વગરની કાળજી રોશની વગરના ચેરાગ મીશાલ છે.

## પૈસા અને તનદરોસતી.

આ ફાની દુનીઆના તફલીદા સુખોમા પઈસા અને તનદરોશાતીના શુખ વચે આટલો ફરક છે, પઈ- શાની દુનીઆમાં શરવેથી વધારે અદેખાઈ કરવામાં આવેછે જોકે તેનુ સુખ સરવેથી ઓછુ સંપાદન કરી શકાએછે, અને તનદરોશાતી જ્યારે સરવેથી શરશ રીતે લાગતી શકાએછે ત્યારે તેની અદેખાઈ કરનારા ઘણાજ જુજ મળી આવેછે તનદરોશાતીનુ સુખ શરેશતછે તેની બીજી સાબિતી એ છે કે જ્યારે ગરીબ ખમા ગરીબ માણસ પણ ગમે એટલા પઈશા ખાતર પોતાની તનદરોસતી આપી દેવાને ઈછશે નહીં ત્યારે શરવેથી વધારે તવમરો હોહેજ તનદરોશાતી ખાતર પોતાનો તમામ ગંજ આપી દેવાને તઈઆર થશે.

# બુરાઈનો બદલો ભલાઈ.

અમુક પર્વતોની વાત ઉપર આરબોની એક જાતમાં નાબોર કરીને એક માણસ હતો. જેની પાસે એક સુંદર ઘોડો હતો, ને તેની ઝડપ અને ચપળાઈ માટે મશહુર હતો. દાહેર નામનો બીજો એક આરબ આ ઘોડાઉપર ઘેલો મોહીત પડ્યો હતો, અને તેને મેળવવાને બહુ આરજુ રાખતો હતો. તેણે પોતાના ઉંટ અને બીજી ઘણી કીમતી ચીજો તેના ધણીને તેની કીંમતમાં આપવા કહી પણ તેના માલેકે તેને વેચવા ના પાડવાથી તેની આશાની દોરી તુટી ગઇ. આવી રીતે આ મુરાદ બ નીષ્ફળ થવાથી તેણે પોતાની મુરાદ બર લાવવા માટે એક યુક્તી કીધી તેને પ્રમાણે ચીંથરાં કપડાં પેહેરી, પગ અને ગરદન બાંધી, નહીં ઓળખાવા માટે મોહડું રંગી એક આંધળો ભીખારી થઇ, જે રસ્તે તે ઘોડાના ધણીને જવ નો મહાવરો હતો ત્યાં જઇ ઢોંગ કરી પડ્યો. નાબોરને તેના ઘોડાપર આવતો જોઇ આ ઠગારો ઝીણે સાદે બોલ્યો "હું ગરીબ પરદેશી છું ખાવાનું શોધવા માટેની ઘણું મહેનત કરી થાકી ગયો છું અહીંથી ખીસવાની તાકાત રહી નથી. હું મરી જાઉંછું જો મને મદદ કરશે તો ખોદા તારૂં ભલું કરશે."

નાબોરે આ ઉપરથી દયા આણીને તેને પોતાના ઘોડાપર બેસાડી ઘેર લઇ જવા કહ્યું. પણ પેલા લુચ્ચાએ જવાબ આપ્યો કે તેનાથી ઉઠાતું નથી અને તેનામાં કંઇ શક્તી રહી નથી. એથી નાબોર ઘોડાપરથી હેઠે ઉતર્યો, ઘોડાને તેની નજદીક લાવ્યો, અને મહામુશ્કેલીએ પેલા ઠગ ભીખારીને પોતાની પીઠપર બેસાડ્યો. ઘોડાપર બેસતા વાર તેણે જોરથી ઘોડાની બુમ મારી કે નાબોર એ તો હું છું. હવે મને ઘોડો તો મળ્યો, અને ફરીથી તું જોવા પામશે નહીં. મારા બોલ્યા દોસ્ત સલામ. નાબોર આ બનાવથી અજાયબ થઇને ગમગીન થઇ ગયો,

પણ તરત ભાન આવ્યાથી તે ચોરની પુઠે પુઠે દોડ્યો અને બુમ મારીને કહ્યું કે કંઇ વાત કેહેવાની છે માટે ઉભો રેહે. પોતે ઘોડા ઉપર હોવાથી તે તેને પકડી શકશે નહીં એવા ગુમાનમાં થોડેક દુર ઘોડો ઉભો રાખ્યો. નાબોર જેના હાથમાં એક ભાલા શીવાય બીજું હથીયાર ન હતું તે બોલ્યો "તેં મારો ઘોડો લીધો છે અને ખોદાની મરજી એમજ છે તો, મારો કાંઇ ચાલો નથી, પણ હું તુંને ઓજરખાઇથી અરજ કરૂંછું કે મારો ઘોડો તુંને કેમ મળ્યો તે વિષે કોઇને કેહેતો ના' દાહેરે કહ્યું "કાંય નહીં." પેલા ભલા આરબે જવાબ દીધો કે "તેનો સબબ એ જ કે કોઇ બીચારો ખરેખર આજારી હોય અને પીડાતો હોય તેને કોઇબી આદમી આ વાત સાંભળી મદદ કરવાને બીહે. એથી મારી માફક ઠગાવાની ધાસ્તીથી ખરેખરા ધરમના કામથી બીજો માણસ સાંકા હાથ ઉઠાવે".

આ શબ્દુન સાંભળી દાહેરનું મોહડું શરમથી રંગાઇ ગયું. ઘોડાપરથી એકદમ હેઠે ઉતરી ઘોડો તેના ધણી નજદીક લાવી તે બોલ્યો "નાબોર, તારો ઘોડો પાછો લે. એવા પાપી કામથી માણસની છાતીમાથી ધરમ ને દયાનો ઝરતો જહરો બંધ પાડું તો મારી ઉપર લાનત હોજો. હું જે નુકશાન તુંને કરવા જતો હતો તે માટે મારા સાચાં દીલથી હું પસ્તાઉંછું" નાબોરને તેનો મુંદર ઘોડો પાછો મળવાથી તે બહુ ખુશી થયો પરંતુ તેના બે બોલથી એક જણાઇને તેના નીચ અને પાપી કામથી વાલવામાં તે જે ફતેહમંદ થયો હતો તે માટે વધારે ખુશાલ થયો. દાહેરની તરફ મારી અને દોસ્તીનો દસ્ત લંબાવ્યો, અને તેને જોરજુલમથી પોતાને ઘેર તંબુમાં લઇ ગયો અને ત્યારથી તેનીપર સાહ અને વીશ્વાસ રાખ્યો. એ રીતે બુરાઇનો બદલો ભલાઇથી વાળવાથી નાબોરે તેને પોતાનો સાચો વીશ્વાસુ મિત્ર કરયો.

# પુસ્તકોની તપાસ તથા પોંહોચ.

## સદ-દરે બેહરે તવીલ.*
યાને
## શો બાબ અથવા શો દરવાજાની કેતાબ.

I could heartily wish that more of our country clergy would follow this example and instead of wasting their spirits in laborious compositions of their own, would endeavour after a handsome elocution, and all those other talents that are proper to enforce what has been penned by greater Masters —ADDISON

ગયા ૧૮૭૯ નાં સાલના જુલાઇ માસના અંકમા દસતુરજી સાહેબ જામાસપજી મીનોચેહેરજી જામાસપ આસાનાએ બનાવેલી પેહેલવી દીક્ષનરીની પોહોચ કબુલ કરતા આ દસતુરજી સાહેબ જરથોસ્તી કોમ તરફ જે દીનસોજી બતાવી તેઓની માનમા કાંઇ પણ વધારો થાય એવા હેતુથી નવા નવા પુસ્તકો પ્રગટ કરી એક ધર્મગુરુ દાખલ તેમની જે સેવા બજાવ્યા જાય છે તે માટે હમોએ તે વેલા અમારી તરફનો સંતોષ અને ખુશાલી જાહેર કીધી હતી, તેવોજ સંતોષ અને ખુશાલી હાલમા આ બુજોર્ગ દસતુરે બાહેર પાડેલી સદ-દર કેતાબની તપાસ લેતા અમોને ઉપજે છે. પેહેલવી ફરંગતો પેહેલવીના અભ્યાસીઓને કામની છે, પણ આ વખતે સદ-દર કેતાબ ફરીથી છપાવી આપ્યા જરથોસ્તી ધર્મની દસતુરજી સાહેબે જે સેવા બજાવી છે તે વીશે માનવા માગીએ છીએ. આ કેતાબનો ફારસીમાંથી ઇઆજદેજરદી ૧૨૧૩ ના સાલમા એરવદ જીવનજી જમશેદજી મોદીએ — *(footnote continues)*

દસતુર મીનોચેહેરજીએ ગુજરાતીમા તરજુમો કરી છપાવી બાહેર પાડયો હતો. અને હાલમા એ કેતાબની ઘણે ઠેકાણેથી એલતેમાસ થવાથી દસતુરજી જામાસપજીએ ફરીથી પોતા તરફથી નવી નોતઓ વીગેરે આપી છપાવીઓ છે. આ નોતઓ સારી કાળજીઅતથી લખવામા આવી છે, અને તે વાચવા લાયક છે. "આ કેતાબ, શેહેનશાહ યઝદેજરદ પછી નજદીકીના વખતમા મેદીઓમાહ વરદસત અને શીઆવખશ નામના ફાજેલ દસતુરોએ ફારસીમા બનાવી હતી, અને તેના સો દરવાજા યાને સો બાબ કીધા છે કે જે પરથી આ કેતાબનુ નામ સદ-દર (સો દરવાજાની) કેતાબ કરી પડયુ છે —અને તે દરેક બાબમા દીનને લગતા બારીક ફરમાનો પાલવા વીશેની તાકીદ દાનાઇ અને અકલની રાહે કરવામા આવી છે." એ કેતાબ એક વખત વાચી જોવાની હમે હમારા જરથોસ્તી ભાઇઓને એલતેમાસ કરીયે છીએ, કારણ જરથોસ્તી ધર્મનો પાયો કેવા બારીક ફરમાનો પર રચવામા આવ્યો છે, અને તે ફરમાનો બજા લાવ્યાથી એક જરથોસ્તી આ દુનીઆમા કેવી રીતે પોતાની તદરોસતી જાલવી શકે છે; તથા પોતાના આડોશી પાડોશી અને દોસત આશનાઓને તે કેટલો ઉપયોગી થઇ પડે છે, તથા પોતાના પેદા કરનારની નજદીકમા કેવે સરખે મોઢે જાવુ કરે છે, તેની અછી સમજ એ કેતાબમા આપવામા આવી છે.

હમુને ભય છે કે આ કેતાબનો કીસ્સા ને રસમને લગતો કેટલોક ભાગ હાલ્થીઓની હાલની સ્થીતીને માફક આવતો મુશ્કેલ થઇ પડશે તોપણ તેથી કંઇ એ કેતાબની અગત ઓછી થતી નથી. પુરાતન વખતના દાનાઓને હાથે લખાએલા એક અસલી પુસ્તક તરીકે અને તેમા નીતી અને વીવેકને લગતી જે નાદર નાસ્યકો સમાએલી છે તેટલાજ ખાતર એ પુસ્તક

* સદ-દર બેહરે તવીલ યાને સો બાબ અથવા સો દરવાજાની કેતાબ—અમુક ઉપયોગી વધારા તથા સુધારા અને નોટો સાથે બનાવનાર દસતુર જામાસપજી મીનોચેહેરજી જામાસપ આસાના. છપાવી મદદ કરનાર રાઓ બાહાદુર ... જીવનજી ... કરસો જી ... [illegible]

મુબારકબાદી આપવા લાએક ઠરેછે. અને બાળકોનાં કુમલાં મગજ ઉપર બચપણથીજ એ મથેના નાહાના નાહાંના પાઠ ઠસાવવામાં આવે તો આગલ ચાલતાં જરૂર તેઓ દીનચુસ્ત જરથોસ્તી તરીકે ખીલી નીકલ્યા વગર રહે નહી. તાંની તોરીને મગજ મથેથી ઉતરમુ કરેલા નવા નવા ફતવા અને ધરમ સંબંધી કુથલાઓ કરતાં અ-શલનાં વખતનાં સુધારે દાનાંવ અને કાબેલ ઉથનાદોનાં લખાંણોને અજવાલામાં લાવ-વાની આપણા દશતુરજીની નેક કોશેશની ખીજા અથોરનાંનો તરફથી મકલસરી ઘટેછે.

છેલે આ કીમતી પુસ્તકના પ્રગટ કરનારને હમારે ભુલી જવો ન જોઇએ. "વિલાયતનાં કવેશરો"ના પ્રગટ કરનાર તરીકે હમે મી૰ જાહાંગીર બેજનજી કરાંણીને ઠપકો આપ્યો છે, અને તેટલાજ માટે હમારે માંથે આ વેલા આવાં—ખરી અગતનાં—પુશતક છપાવ નાર તરીકે તેમની ઘટતી સ્તુતી કરવાની ખાશ ફરજ આવી પડેછે જે હમે મોટી ખુશી સાથ બજાવીએ છીએ. આવેલા તો આપણાં જાંણીતા દસતુરજી ગ્રંથકાર તરીકે ખીરાજપા છે પણ નવા ઉછરતા લખનારા ઓને શુધરેલાં દેશોમાં પુશતકો છપાવનાર તરફથી જે હીંમત અને આશરો મલેછે તેની આપણુમાં પેહેલ કાહાડનાર તરીકે હમારા જાંણવા મુજબ એજ મી૰ કરાંની છે એ તેવણને માટે કાંઇ થોડી શાબાશી ભરેલું નથી. હમો એ શાહરીક ધણીને એટલીજ એલતેમાસ કરીએ છીએ કે જો તેવણને પ્રજામાં પારશી "નાઇટ" અથ વા "ચેમબરસ"નું નાંમ કાહાડવું હોએ તો જેમ બને તેમ ગરીબ પ્રજામાં પોશાએ એવી હલકી કીમતે કીમતી લખાંણો બા-હાર પાડતાં, શદ દર કેતાબના ત્રણ રૂપી આ તેની ખરી કીમત કરતાં હમુને તણુ ઘણા વધારે લાગેછે. બેતરા તો તે છેજ.

# પારસી પ્રકાશ.

—•••••—

આપણા પેહેલ વેહલા પારસી *Anti-quarian* મી૰ બમનજી બેહેરામજી પટેલનાં પારશી પ્રકાશનાં ચોથા ભાગની તપાસ લેતાં હમો આગલ તેવણની લાએક સ્તુતી ખાતર જે બે બોલ બોલ્યા છઇએ તે જાણવા મેલ હમારા કેટલાક વાંચ-નારાઓને અનઘટતા અને જોઇએ તે કરતાં બહુ વધારે લાગ્યા છે. હાલમાં હમુને તેવણ તરફથી પોતાની કોમની જાવેદાંન સુધીની યાદગારીમાં ઉઠાવેલા ગ્રંથનાં પાં-ચમાં ભાગની એક નકલ બેટ મલી છે. અને તે ઉપરથી હમો તરફની આગલી સ્તુતીનાં ખોલાશામાં બે બોલ બોલવાની રજા લઇએ છીએ.

જેવાએ હમારી આગલી તપાશ ધ્યાં-નથી વાંચી હશે તેવો મધેથી એક પણ ધણી એમ નહી કહી શકશે કે હમોએ મી૰ પટેલને "કાબેલ," "પંડીત" અથવા કોઇ પણ રીતની "જીનીયશ" તરીકે વ-ખાંણ્યા હોય. હમારી સ્તુતીનો તમાંમ ભાવારથ તેવણ તરફનાં ખંતીપણાં અને કંટાલા ભરેલી એક બાબદ ખાતરની કાલજી તથા ચાલુ વરતરામાં આવી રહેછે. એક તવારીખ નવેસની ગમે એટલી મેહનત છતાં તવારીખના ચકચકીત અને રંગીન દાશતાંનોમાં જે મોજ સમાએલી છે તે મોજ તેના લખનારની તમાંમ મેહેનતનો ખંગ વાલી આપેછે; તેજ પ્રમાણે એક કવેશ્વર અથવા મુસાફર ગમે એવી મેહેનત છતાં કવિતા અને મુસાફરીનાં દીલકશ હેવાલોમાં જે ગમત મેલવી શકેછે તેવી કોશમની ગમત અને મોજની ગેરહાજ-રીમાં મી૰ પટેલ જે રાત દીન કાટાં તુટાં ચીથરાંઓ પાછલ મંડી જે રીતનું અ-

જવાબ પાડેછે તે અરેજ વગર હાંસલના અંતીરણાના નમુના દાખલ જેટલું વખાણવા જોગ ટેટલુંજ નકલ કરવા લાયક છે. હમો એકવાર ફરીથી મી૦ પટેલને પોતાના ભાગ ઉપર આપરવી બાહેર પાડવા માટે મુબારકબાદી આપીએ છીએ.

## હમ્ખ મજદયસ્નનાંમ.

હમ્ખ મજદયસ્નનાંમ—યાને મજદયસ્નીઓનો દોસ્ત આગલ ચાલતા ખરેખર મજદયસ્નીઓનો દોસ્તજ નીવડે એવી હમે આશા રખ્યે છીયે. પારસીઓ રફતે રફતે પોતાના પવીતર અને પુરાના ધરમ તરફ બેદરકાર થતા જાયછે એવી ફીકરમંદ દલગીરી ભરેલા તોહોમતને દુર કરવાને આ નવા "ધરમ દોસ્ત"ના હસ્તીજ બસ છે. હમે આ નવા પતરને મુબારકબાદી ઇચ્છવાની આગમચ શુચવ્યે છીએ કે દર પખવાડીઆના વરતમાન પતર જેવાં રૂપને બદલે એક માસીક ચોપાન્યા તરીકે તે વધારે ખીલી નીકલ્યા ઉપરાંત તેના લખનારઓની શુભ નેમ સારી રીતે જલવાશે. ધરમ સંબંધી જે માનેબર લખાણો આગલ ચાલતા એજ પતરમા જોવાની હમુંને વકી છે તે એક વખત અથવા એક અથવાડયાને માટે નહી પણ સદા નીભે અને જલવાઇ શકે એવી રીતે પ્રગટેજ થવા ઘટેછે. અને તેમ કરવાને વરતમાન પત્ર કરતા વધારે શલાંમતી ભરેલું રૂપ ચોપાન્યાનું છે. એકજ ચોકસ બાબદ ઉપર ચોપાન્યા ચલાવાની હમારા સંબંધમા કીદેલી હમારા ગુજરાત ભાઇબંધ સમાચારની સુચના ઉપર જો કોઇથી પણ સેહેલાઇથી અમલ થઈ શકે તો તે હાલ ૧ "હમ્ખ મજદયસ્નનાંમ" છે.

## વિધારથીઓને ખુશ ખબર.

"સેલફ-હેલપ" "ચરીતૃત," અને "કેરેકતર" ના જાણીતા કરતા મી૦ સમાઇલસે હાલમા "ડયુતી" એટલે માણસ જાતની ફરજ શીખાડનારૂ એક નવું પુસ્તક બાહેર પાડયુ છે જેની પહેલી અવરતીની ૧૫૦૦૦ નકલ એકજ દીવસમા ખપી ગઇ છે. કયો વિધારથી આપણા ઉપર, ખરાણી કે આતમાગમને ત્યા આ પુસ્તક ઉતાવલેથી મેલવવાને નહી દોડસે?

## ઇનામિનો સવાલ.

(નરેનતાઇ ઇનામ)

એક એડુત ૭૭૦ રૂપીઆ મુકી મરણ પામ્યો, તથા તેમાથી તે પોતાની બાયડી, એક છોકરી તથા છોકરાને નીચે મુજબ વેહેંચી લેવા ફરમાવી ગયો :—

જો બાયડી ચાર રૂપીઆ લેય તો છોકરીને ત્રણ રૂપીઆ મલે, પણ જો બાયડી છ લેય તો છોકરાને સાત મલે. ત્યારે તે દરેકને કેટલું કેટલું મલશે.

### ગયા મારાના સવાલનો જવાબ.

કેમેસ્ત્રીખાતું.

ઇનામ મેલવનાર મી૦ પી૦ એસ૦ પાઘડીવાલા, તે તેવણે મગાવી લેવું

### ખરા જવાબ મોકલનારઓના નાંમ.

- મી૦ ધિમતનજી સોરાબજી દસ્તુર વી૦ એ૦ વ૦ સ્કુલનો વિધારથી.
- Mr. E. D.
- મી૦ ન૦ નં૦ બોડ
- મી૦ શે૦ હાજી રામજી
- મી૦ કરમાલી માહમદ
- મી૦ દાઉદભાઇ શરીફભાઇ
- મી૦ બમનજી ખરશેદજી ભાઉપવાલા.
- મી૦ નગીનદાસ લાલદાસ મેહેતા
- મી૦ માનશંકર છબીલદાસ (વલાથી)
- મી૦ ફાજલ અબારખેઆ
- મી૦ પી૦ એસ૦ પાઘડીવાલા
- મી૦ દેસાઇ ગુલાબભાઇ વસનજી (નવસારીથી)
- મી૦ દેસાઇ ખડુભાઇ લલુભાઇ. (કાલીયાવાડીથી)
- મી૦ જ૦ ન૦ રાઇતર.

ધોબીતલાવ—નંબર ૮૭૨ વાલા ઘેરમા,
મુંબઈ વર્તમાન છાપાખાનામાં મનચેરજી હોસંગજી જાગોસે છાપ્યું છે.



# વિદ્યામિત્ર.

પુસ્તક ૮ મું. મેએ ૧૮૮૧. અંક ૫ મો.

## "વિદ્યા મિત્ર મંડલ" માં મુગા કાકાની હાર અને જીત.*

From spotted skins the leopard does refrain.—JUVENAL.

પ્રીય વાંચનારે "વિદ્યા મિત્ર મંડલ"ના મારા આગલા હેવાલ † ઉપરથી જોઇ લીધું હશે કે તેમાં મારાં ભાયગે એકજ વરગના નહીં પણ જુદા જુદા વરગ અને આશ્યતનાં સભાસદો બીરાજે છે. જેવા તરફથી દર વેલા મારા કાંન ઉપર તરેહેવાર બાબદો લાવવામાં આવેછે અને તેઓની સુચનાંઓ તથા વાતચીત ઉપરથી દુન્યાદારીને લગતી તમામ ખબર સંઘરવાને માહીથી બના આવેછે એટલુંજ નહીં પણ તેવોની લાગણીને માફક આવતા જુદી જુદી ધપના તેમના વીચારો મારા જાણવામાં આવેછે. આવી રીતનાં મંડલથી મને પોતાને જે રીતનો ફાયદો થાયછે તે થાંને વધારે ફાયદો હું મારા વાંચનારાઓના હકમાં થતો ધારૂં છે, કેમકે મારાં મંડલમાં દરએક વરગનાં વાચનારાઓનો એકેકો હીમાયતી બીરાજે છે જે પોતાના વરૂગની એટલે સુધી સંભાલ લેએ છે કે કોઇબી વેલા તે મને અણઘટતી રીતે કોઇની ઉપર પણ ઉતરી પડતાં અટકાવે છે. પ્રીય વાચનારના વાજબી હક ઇલાકાની જુદા જુદા વરગના હીમાયતીઓ જુદી જુદી રીતે સંભાલ લે છે અને કોઇપણ વાંચનારને મારે હાથે પેર ઇનસાફ ન થાય તેટલા માટે મને પોતાને કેટલીક વેલા તેમના આક્રોશમાં રેહેવું પડેછે.

ગેઇ રાતે હમારાં મંડલની એક બેઠક મલી હતી, જે વેલા કેહેવી રશાકશીથી માગ આપીઓએ પોતાના વરગની હીમાંયત કીધી હતી તેના એક ટુંકા હેવાલ ઉપરથી પ્રીય વાંચનાર મારાં ઉપલાં લખાંણની સચ્ચાઇ વીશે પોતાંની ગલે વીચારી લેશે.

પ્રથમ મારા મિત્ર મધપુડાજીએ ફરયાદ કીધી કે મારી કલમ આજની જુવાંન કન્યાઓને માઠું લગાડવા ઉપર વધારે વરાય છે એ કાંઇ ઠીક નથી. "વેહેમીઓના મેલાવડામાં મુગા કાકાનો રકાશ" ‡ એવાં મથાલાં વાલી બાબદમાં એક ઇંગ્રેજી સ્ત્રીને મેં વેહેમી ચીતારવાની જે બેઅદબી કીધી છે તેમાં આજના સ્ત્રી સુધારાની નાલેશી થયલી તેવણે જણાવી; ફગમરોજનાં નાટક § પર કીધેલા ઇસારા તેમને આકલાં મગજનાં લાગા; પણ તેવણની સગેથી વધારે ફરયાદ આલુ

* જોવો પી૦ સ્પેકટેટર ના૦ ૩૪.

† જોવો ગયા સાલનાં જુલાઈ માશના વિદ્યા મિત્રને પાને ૧૬૨ મે "માગ આપીઓ" વાલી બાબદ.

‡ જોવો ગયા સાલનાં વિદ્યા મિત્રના ડીસેમબર માસનાં અંકને પાને ૨૭૫ મે આવેલી બીના.

§ જોવો ઉપલાજ ચોપાન્યાના ગયા સાલના સપટેમબર માસનાં અંકને પાને ૨૧૫ મેં.

ગ્રામનાં જાનેવારી માસનાં અંકમાં આવેલી "અબલાઓનાં ભુલ ભરેલા વીમાર માટે મુંગા કાકાનો બલાપો" એવે નાંમની બાબદ વીશે હતી. અબલાઓ જેવા સુંદર નાજુક અને કોમલ જીવડાઓ માટે ટીકા કરવા તે તેવણુને મનથી ખરા મરદ બચ્ચાનું કાંમ નહીં પણ તે ઠોઇ બાપના ઊચક્કારા અથવા નામરદનું કાંમ તેવણે જણાવ્યું. છેલે તેવણે મીયાંમાએને ¶ લગતા મારા હેવાલની સ્તુતી કીધી અને પોતાની સુચના ઉપર હવે પછી ધ્યાંન પુગાડવાની અરજ કરી પોતાની જગા લીધી.

મધપુડાજીના જવાબમાં મારા મિત્ર શેઠ સોદાગરજીએ ઉઠીને તેવણનો બાડયો કાઢયો અને જણાવ્યું કે મુગાકાકાના તમાંમ લખાણોમાં સ્ત્રીઓને લગતાં લખાંણોનાં જેટલાં ફાયદેમંદ લખાંણો બીજાં કોઇપણ ગીવડયાં નથી. આપણી બાંનુઓ, બેહેનો, અને જુવાંન વયની બેટીઓને લાયકનાં સંગીન લખાંણો ઉપલાનાં કરતાં વધારે અસરકારક અને નીતીબોધક મારા વાંચવામાં કદાચજ આવ્યાં હશે. કોઈ પણ ચોકસ આસામીને હીનું લગાડયા વગર એક આખા ટોલાની બદી અને મુરખાઇ ઉપર જેવી રીતે તેવણ લખાંણ ચલાવેછે તેને માટે શેઠ સોદાગરજીએ ખાતરી પુરવક રીતે મારા વાંચનારાઓ તરફની પસંદગી જણાંવી અને છેલે આટલી ભલાંમણ કીધી કે અગરજો આપણા સુબેહના અમલદારો અને કોરપોરેશનના સભાસદો વીશે અથવા વેપાર વનજ અને સરકાર દરબારના દમદમાટની બાબદો માટે ટીકા કરવાની મુરખાઇથી તેવણ દુર રેહેશે તો તેવણનાં લખાણનાં ઉપયોગીપણાંમાં મન પસંદ વધારો થયા ઉગર રેહેસે નહીં.

શેઠ શોદાગરજીના જવાબમાં મારા કાયદા શાસ્ત્રી મિતરે જોસમાં ઉઠી જણાવ્યું કે સોદાગરજી જેવા પાકી બુધી અને ઊંચી મનશકિતના ગ્રહસ્થને મોહોડે આવી રીતની મનાઇ સમજી હું હેરત થાઉં છું. અરવાચીન કે પ્રાચીન કાલમાં, અને શું આજનાં સુધરેલા યુરોપમાં કે અથવનાં સુધારાની જન્મ ભુમી એથેન્સમાં દરએક ઠેકાંણે અને દર એક વખતે સરકાર દરબારના અને શેહેર સુધરાઇના તમાંમ જાહેર કારોબારીઓ વીશે ટીકા થતા આવાછે. રાજાઓ અને દરબારીઓ વીશેનાં દાહપણ ભરયા ટીકાઓથી નાંમાંકીત સેકસપીઅરના નાટકો ઉભાઇ જાય છે; આપણા કવાંની વખતનાં શેહેનશાઓ માટે વાજબી ટીકાઓ થતા હતા; રાજા આરથરના વખતના મશકેરાઓ માટે રાજાની દરબાર સીવાએ મજાખ મશકેરીના બીજી કોઇપણ વધારે લાયક બાબદ હતીજ નહીં; પુરાતન વખતના નાંમીચા લખનારા "હોરેશ," "જુવેનલ" અને "બોઇલુ"એ જેમ નાટક તખતાને તેમજ રાજય દરબારને એટલી પવીત્ર નથી વીચારી કે તેમને ખુશ મશકેરીની હદની બાહેર મુકી શકાએ. દરબારીઓ રાજયધીકારીઓ અને આપણા શેહેર સમાજીઓ સમે એવા વગવાલા મુરબીઓના આશરા તલે હોય તો શું થયું. તેથી તેમને છોરી દેવા એ એક પ્રજાના શીક્ષકનાં અધીકારથી તદન ઉલટું છે. પણ હું દલગીર છું કે તમે "એક સોલીસીતરનાં કરમની કંહાંની"ને ‖ જગા આપી પ્રજાની નજરમાં હમાં કાયદા સાસ્ત્રીઓનાં વરગને ઘણો હલકો પાડયો છે. એવી બેઅદબી આગલ કોઇબી નાંમીચા ગ્રંથકારે કીધી હોય એમ હું માનતો નથી.

મારા મિત્ર શેઠ અસરાફજી જેવણ પોતાના બીજા ગુણને લીધે શેઠ સાલિસાઇજી

¶ જુવો ચાલુ સાલના ફેબરવારી માસનાં વિદ્યા મિત્રને પાંને ૩૫ મે.

‖ જોવો ચાલુ સાલનાં ફેબરવારી માસનાં વિદ્યા મિત્રને પાંને ૨૫ મે.

નાં નાંમથી પણ પ્રોફ વાંચનારને લાંમબા વખતનાં જાણીતા છે તેવણ અત્યાર સુધી કાંઇ પણ બોલ્યા વગર થંડે કલેજે સરવેના વીચારો સમજ્યા કરતા હતા, તેવણનો પીતો ઉકલ્યા છેલા વાકયથી એટલો તો ઉછળી આવ્યો કે તેવણથી વચે પડયા વગર રેહેવાયુંજ નહીં. તેવણ બોલ્યા કે “જયાંથી ટીકાને લાયક સુરખાઇ અથવા બદી માલમ પડે ત્યાં કલમના ચાબકોનો ઘટતો ખપ થાય તો તેમાં ખોટું કાંઇ નથી, તે છતાં આટલા બધા કાબેલ સખસો ને તેમાં કાંચર મારી એક સ્વતંત્ર લખ-નારની વચે આવતાં જોઇ મને અજાયબી લાગે છે. મારા મિત્ર મુગાકાકાને મારી તરફની એટલીજ એહતેમાશ છે કે બેલાશક જયાંથી તેવણને હુમલો લેઇ જવાની અગત દેખાય ત્યાંથી તેવણે અટકવું નહીં, પણ ખચુંચ કરીને “રીતાવર” વપલા અને કશાપણ ઘોઘાટ વગર જીંદગી ગુજરનાર એક મારગી શેઠીઆઓ અને માતબર આસાંમીઓ વીશે તેવણે કોઇ પણ રીતની ત્હોહેમાં ચુનોચરા કરવી નહીં. તેઓ દે-શીઓની કોમના તુગ છે; તેઓ નકર મજબ્ અને સંગીન સરીરનાં આશામીઓ છે; તેઓ પ્રજાના અગેવાન યાને સુરખા છે; અને તેમને પ્રજાની નજરમાં હલકા પાડવા એ તેમને નહીં પણ ગરીબ પ્રજાને પોતાનેજ નુકસાંન કીધા બરાબર છે.”

રૂસતમ અને સોહોરાબનાં દાસ્તાંનો પર ચઢી રહેલા અને આગલકુપી પોલીશમાં નોકરી રેહેલા મારા મિત્ર જંગીશાહ ઉ-પલી તકરારનો તમાંસો મુગે મોંહડે જોયા કરતા હતા, તેવણે ટુંકમાં પોતાની ખુ-શાલી જણાવી કે “મુગા કાકાએ અત્યાર સુધી લશકરી અને પોલીસખાતાં વીશે જે ચુપકીદી અખત્યાર કીધી છે તે તેવણને સોભા લગાડનારી છે, તેઓ ઉપર પ્રજાનાં જાણ માલની સલામતીનો મુખ્ય આધાર છે અને તેટલા માટે પ્રજાની નજરમાં તે-મનો મોભો જેમ વધારે જલવાયલો રેહે તેમ સારૂં.” ગરીબ બીચારા જંગીશાહને થોડીજ ખબર હતી કે ટુંક વખતમાં મારે આપણાં પોલીસ ખાતાં વીશે બોલવું છે.

આ રીતની તકરારથી મારા હાથમાંની સરવે બાબદોને છીનવી લીધેલી જોઇ હું ઘભરાવા લાગ્યો કે હવે પ્રોફ વાંચનારને ચાંનક અને ગમત સાથ ગ્નાન આપવાને કેઇ બાબદ પકડી સકસ. આ રીતની મારી હાલત ઉપરથી મને એક ભલા મરદની કાંહાંણી યાદ આવી કે જેના કરમમાં એકજ વખતે બે બાયડી લખેલી હતી, જે મધેની એકને પોતાના ધણીના થોડા ઘણાં પાકી ગયલા બાલ જોઇ પોતાના ધણીની જઇફી માટે બલાપો થતો હતો અને તેથી તેમને બને એટલી જતનથી દુર કરવાનું બહુ મન થતું હતું; બીજીને મનસે કાલા બાલ નાદાંનમતપણાંની ગુવાહી આપતા અને પાકેલા બાલ ઉપર દાહાપણ અને બુજર-ગીની નીશાંણી દાખલ તે લેખાતી હતી. આ રીતે બેહુ બાયડીઓ દર રોજ પોત પોતાના ફીરાદ ચલાવતી તેથી અંતે કન-ટાલીને પેલા ભલા મરદે તેમને પરવાંનગી આપી કે તેમને જે બાલ અકારા હોય તે તેવાએ બેલાશક ટુંપી કાહાડવા. એનું પરીણાંમ વાંચનાર પોતાની મેલે જોઇ લેશે કે પેલા ભલા મરદને છોલેલા ઉંદર જેવા બોરકો બનાવામાં આવવો જોઇએ.

આ રીતે મારી હાલતનો ઉપલા બો-રકા થએલા શખશની હાલત સાથ મુગે મોહડે મુકાબલો કરી હું ગમત મેલવતો હતો તેટલાંમાં સારાં ભાગે આદરાત સાંદરાને હાજર થનાર મારા મિત્ર શેઠ પરેજગારજી તે દીવસે ત્યાં હાજર હોવાથી તેવણે ઉઠી પોતાના દાહાપણનાં દરવાજા ખોલવા માં-ડયા. તેવણે જણાવ્યું કે “વાજબી ટીકાના

પંજા મધેથી કોઈ પણ વરગને બાતલ કરવો ન જોઇએ. માણસની ગમે તે પાએરી અને ગમે તેવો દરજ્જો તેને વાજબી ઠપકાથી બચાવી શકશે નહીં ઠપકાથી બચવા લાયક ચીજ એકજ છે, અને તે ફકત નીરોશપણું છે. સુરખાઇ અને બદી જ્યા પણ જણાય ત્યાથી તેને પકડી પાડી જોઇએ, અને ખસુસ કરીને તવંગરો, આગેવાનો અને બડેખાઓમા ખપનાર એ મધેથી તેમને દૂર કરવાની પેહેલા કોશેશ કરવી જોઇએ. આવી રીતના મારતે મીયાઓને છોડી અગર જો મુગાકાકા જે ગરીબોના પોશાકનું ઢાકણું નહો અને જેમને ખાવાના વાખા પડે તેવા ગરીબો ઉપર પોતાની કલમ ચલાવસે તો તેમને માટે ગરીબાઇના એક દુખ ઉપર ઠપકાના દાહામ મુકના જેવું ઘાતકીપણું ચલાવેલું કેહેવાસે. સંસાર મંડળને લગતા કેટલાક ગુનાઓ એવા હોય છે કે જે ઉપર શરકારની અદાલતનો બીલકુલ કાબુ નથી અને જે વીશે આપના ધોતાર દસ્તુરો જેવી જોઇએ તેવી રીતે નાએજીઓ કરી શકતા નથી, માટે તેવી સાધારણ બદીઓને પકડી પાડી તે ઉપર પોતાની કલમ ચલાવાને હું મારા માનવંત મિત્ર મુગા કાકાને એનતેમાશ કરું છું છેલે તેવણે મને ખાતરીથી જણાવ્યું કે લોકો મારા લખાણ માટે ગમે તે બોલે તેની દરકાર કરવા વગર મારે મારું કામ સાતપણે અને ખુશ મીજાજમા આગલ ચલાવવુ અને છેલે સરવાલે મારા લખાણોની એવા માણસો સ્તુતી કરશે કે જેવો તરફની સ્તુતી મેલવી એ આ જીદગીનું મોહગમા મોટું માન મેલવ્યા બરાબર છે.

વિદ્યા મિત્ર મંડળનો દરએક સભાસદ શેઠ પરેજગારજી તરફ અસલથી માન ધરાવે છે. તેવણની સફેદ પાઘડી કરતા પાઘડીને લાયકની ચીજ, બુદ્ધી અને કાબેલીઅતપણા માટે સરવે કોઇ તેવણને નમે છે. તેવણનો દરએક બોલ માન સાથ ઊચકી લેવામા આવે છે, તેવણની દરએક તકરાર સરવે સાભલનારાઓના મગજને છેક અંત કરણ સુધી પેનસ થાય છે.

આ ઉપરથી પ્રથમ મધપુડાજીએ ઉઠી પોતાની ભુલ સુધારવા માટે પરેજગારજીનો ઉપકાર માન્યો, સ્ત્રીઓની આઘલી હીમાયતમા ચલાવેલા પોતાના આગલા વાખ્યાન માટે દરગુજર ચાહી; અને સ્ત્રીઓને લગતી બાબદો કેહેવી રીતે લખવી તે બાબી પોતાનીજ ગુનગારીને સોપ્યું. શેઠ સોદાગરજીએ શરકાર દરબાર અને શેહેર સમાજીઓ ઉપરનો છીનવી લીધેલો હક મને પાછો બખસ્યો. મારા કાયદાશાસ્ત્રી મિત્ર પોતાની ફરજ બજાવવામા પાછલ પડયા નહી. શેઠ અશરાફજી અને જગીસાહે ઉપવાઓનોજ દાખલો પકડી પોત પોતા તરફથી દરગુજર ચાહી, મને મારો અસલ અખત્યાર પાછો બખસ્યો તેવોએ એક મત થઇ જણાવ્યું કે મારે બેલાશક સુરખાઇ અને બદીના દરએક ગોખા ઉપર કલમના સપૂ સાલારની મારફતે ચહડાઇઓ લેઇ જવી, પણ એટલી સભાલ લેવી કે ગુનેહગારોના આખા વરગ ઉપર જંગ મચાવતા અને બદીઓને જડમેખથી ઉખેડી નાખવાની ઉલટમા કોઇ ચોકસ આસામીઓને નુકસાન પોહોચે નહીં.

માણસ જાતના ભલાને અરથે થએલી તકરાર અને તેના આ રીતના પરીણામથી મને બે પાર જનમ પામેલી અસલી રોમનોની Triumvirate યાને ત્રણ આસામીઓની તોનકીને લગતો ખ્યાલ આવ્યો કે જેવો રાજદ્વારી અખત્યાર મેલવાની એખનપેટાઇથી અને આસપાસના દાલ પાખડાઓને દુર કરવાના હેતુથી સરવે માહાન પુરશો અને ગંજના દરબારીઓને હાર કરવામો કમદ કરતા હતા આ

રીતની જુની મશ્કરીનું કાવતરું કરનારા વરશે જણ પ્રથમ પોત પોતાના મિત્રોની ટીપ બજાવી તેમને માંશ બખશવાની હીમાયત કરતા હતા; પણ એ રીતે કવામાં હાડકાં તરફથી ઘણાં જન રહી જવાની ધાસ્તીથી રસાકશી ભરેલી તકરારો પછી એવુ ઠડયું કે કોઇએ પણ પોતાના મિત્રને બચાવવોજ નહીં. એથી કરી એમ બનતું કે પોતાની સતાના લોભને અરથે વાહાલા ભેશીઓ અને મિત્રોને ભોગમાં આપી તેઓ મોહટા પાયા ઉપર ખુનરેજી ચલાવતા. એજ રીતે મારા મિત્રોએ પ્રથમ પોત પોતાના વરગને બચાવાની કોશેશ કીધીપણ પાછલથી શેઠ પરેજગારજીનીસમજાવટથી ઉપલા રોમનોની માફક તેમને તજી દેવા પડયા.

આ રીતે મારા આપાઓએ રૂએ રીતની મનાઇ પાછી ખેંચી લીધાથી માદી અકલ અને નેકીનાં મારગ ઉપર હીમતથી આગળ વધાવાનો મેં નીશ્ચય કીધો છે, અને તેવો તરફની તેમજ મારા કોઇપણ આશ્યાનત્રી તરફની હવે પછીની એવી કોશમની મનાઇ સાંમે હમેશાં મારા કાંન બેહેરા જાણવા. અગર આપણું માનીતું દાંટરડું પોતાની તીણી ધારને આડી રીતે વાપરસે તો તેને પણ હું છોડઅ નહીં; અગર આપણા નાટક તખ્તા બદી અને અનીતીનાં મથક થઇ પડતા જણાંસે તો તેઓ ઉપર પણઉતરી પડવાની મને થોડીજ બીહીક છે. ટુંકમાં ખાનગી યા જાહેર મેલાવડાઓની જગાઓમાં, તવંગરોના મેહેલોમાં યા ગરીબોની ઝુંપડીમાં, સરકાર દરબારમાં કે સંસાર મંડલમાં, જ્યાં પણ હું મરીઆદા, નીતી અને સહસ્ય આસાંમીઓને છાજતી રીતભાતમાં કાંઇ પણ કસુર જોવસ તો તે વીશે રૂડો દાખલો બેસાડવાને મારીથી બનતી તજવીજ કરશ. શીવ વાંચનારને અતી ઘણી ખાતરખાહી આપની મારી એટલીજ અરજ છે કે મારાં લખાંણોમાં જેની કાંઇ તેના વાચવામાં આવે તેને પોતાના કોઇ પણ મિત્ર અથવા શત્રુને લાગુ પાડવાની કોશેશ કરવી નહીં, કેમકે હું તેને ખાતરીથી જણાવાની રજા લેઊં છું કે ઓછામાં ઓછા હજાર માંણસને લાગુ નહીં પડી શકે એવો હું એક પણ ચીતાર આપનાર નથી; એવું હું એક પણ લખાંણ નહીં કરઅ કે જે મધે તમાંમ માણસ જાતની ભલાઇ અને બેહેબુદીનો હેતુ નહીં સમાયલો હોય.

---

## જનમ ચરીત્રો.

### ૩

### દાક્ટર સેમ્યુઅલ જોનસન.

(ભાગ ચોથો.)

No royal or noble patron extended a munificent hand to give independence to the man who had conferred stability on the language of his country. . . . *Patient labour, solid learning, subtle analysis, bright-eyed intelligence*—all these, and much else, have combined to rear a structure which must always remain as an enduring monument to *British industry, intellect, and 'pluck'.*
JAMES MASON.

આપણે ગયા અંકમાં જોઇ ગયા કે જોનસનને માથે એક માહાભારત કાંમ આવી પડયું હતું અને તે ઇંગલાંડનાં કેટલાક પ્રખ્યાત પુસ્તકો વેચનાર તરફથી થયલી ગોઠવણ મુજબ ઇંગ્રેજી બાષાનો પેહેલ વેહેલો શબ્દ કોશ રચવાને લગતું હતું. આ કાંમ કંટાલા ભરેલું હતું. આ કાંમ માથાં દુઃખનનું હતું. અને આ કાંમ લાંબે વખતેજ પાર પડે એવી કીશમનું હતું એટલા માટે જયારે એક તરફથી તે ઉપર તે પોતાનાં પુરતાં બલ સાથ મંડયો હતો ત્યારે બીજી તરફથી એજ

ફંટાવા ભરેલાં શાહાસકરમની થાક ઉતારી પોતાના મગજને રાહાત બખશવા ખાતર સુંદર કવિતા અને બીજાં મનપસંદલખાણો ચલાવતો હતો. આ પાછલી કીશમની તપાશ ઉપર આવ્યે તેની આગમજ આ વેલા હમો ફકત તેના શબ્દકોશ માટેજ વધારે ઓલાશાથી બોલવા માંગયે છીએ. કેમકે જોનશનનાં રાખશી કદની મનશકતીનું પુરવું તોલ કરવાને એજ એક ગ્રંથ પુરતો છે.

ઇ૦ સ૦ ૧૭૪૭ માં આ ગંજાવરકામ જોનશનને શોંપવામાં આવ્યું હતું, અને તે ધારતો હતો કે ત્રણ વરશની મુદતમાં તે સંપુરણ થઇ શકશે પણ બરાબર ૧૭૫૫ માં તે પોતાનો કીમતી ગ્રંથ બે મોહટા કદના વાલમમાં પ્રજા સાંમે ધરવાને સામરથવાંન થયો હતો.

પ્રથમ તેણે શબ્દકોશ રચવાનું કાંમ આરંભવાની આગમજ ઇંગલાંડનાં એક પ્રખ્યાત ઉમરાવ "લોરડ ચેશતરફીલ્ડ" ઉપર તેની મેહેરનજર મોકલી હતી. આ ઉમરાવ પોતાની સારી રીત ભાત, સભ્યતા, ખુબી અને બંદોબસ્તને માટે જાણીતો થયલો હતો. તેના વિધ્વતા ભરેલા રમુજી હાજર જવાબોની તારીફ થતી હતી, તેના શોખ ચઢીઆતા અને કોઇ પણ રીતે વાંધો લેવા જોગ ન હતા. ઉમરાવોની સભામાં સરવેથી સરસ બોલનાર તરીકે સઉ કોઇ તેને કબુલ રાખતું હતું. ઘણા બારીક વખતમાં તેણે પુશકલ ડાહાપણ, દયા અને મકમપણાંથી આયરલંડ ઉપર અમલ ચલાવ્યો હતો. આવા એક ઉમરાવે જોનસનની મેહેર નજરને બાઆબરૂ સાથ આવકાર દીધો અને તેને થોડીક ગીનીઓની બખશેશ પણ કીધી. એટલું છતાં જેમ મેકોલે રમુજ કરી કેહે છે તેમ તે ઉમરાવ પોતાનાં સુંદર દીવાંખાનાંનાં કીમતી ગાલીચાઓને રસતાનાં મતોરાં અને ગલીચ કાદવથી ખરાબ થતા જોવાને તેમજ પોતાને ત્યાં આંનાં ઉપર બેઠેલી સુંદર અબલાઓ અને એશરી જુવાંનીઆઓના ચકચકીત પોશાગો ઉપર શરાબ અને સેરવો ઢોળી તેમને એક ચશકેલ મગજનાં વિધવાંનને હાથ વારંવાર ખરડાઇ જતા સમજવાને ખુશી ન હતો. એઘીનીકાંણી ખાનાર, મકાર વગરની રીતે પોશાગ પેહેરનાર, અને ઘેલાં માણસની કાંણી એકાએક બરાડ મારી ઉઠનારો સાથી ઉપલા ઉમરાવ સાહેબની સંગતને માંફક આવી સકયો નહીં. અને આ ઉપરથી જેમ જેમ જોંનસન બીચારો તેને ત્યાં જઇ પુછપરછ કરતો તેમ તેમ ફકત તેને નોકરોથીજ જવાબ મલતો કે "સાહેબ ઘેરમાં નથી." કેટલી વેલા તો જોનશનને પોતાના પુસ્તકખાંનાં મધે વાત જોતો બેસાડી સાહેબ ગાડીમાં બેસી પસાર થઇ જતા હતા, અને એ રીતે વારંવાર બનવા ઉપરથી જોનશન બીચારો ચેતી ગયો અને ફરીથી તેને "લોરડ ચેશતરફીલ્ડ"ને બારણે અનગમતા પરોનાં તરીકે ધકેલા ખાવાનું છોડી દીધું. આ વેલા જોનસનને બહુ લાગ્યું. તોપણ જયારે તેનો શબ્દકોશ પોતાની જાતી મેહનત અને એકલે હાથે સંપુરણ થયો ત્યારે "ચેશતરફીલ્ડ" સાહેબની હીનપસતી અને પસચાતાપ વચે ઉપલાં અપમાંનનો તમાંમ ખગ વલી રહયો. તેની તરફની સેહેજ મદદથી શબ્દકોશ સાથ તેનું નાંમ સદા જોડાયલું રેહેતે અને તે ઉપરથી થતે એમ કે જે માહાભારત કાંમ પાર પડવાનું તમાંમ માંન જોનશનનેજ નશીબે લખેલું હતું તેમાં સેહેજ કારણસર એક ભાગયો ઉમેરાતે.

જયાં જયાં ઇંગ્રેજી ભાષા બોલાય છે ત્યાં ત્યાં આ ગ્રંથે જોનશનને જાણીતો કીધો છે. જેવોએ આપણા બાવા અને બપાવાનાં ખીશા મધેનો સાધારણ શબ્દ

કોશ જોયો હશે તેવોનાં ધ્યાનમાં તેનું માહાભારતપણું કદી પણ ઉતરનાર નથી. આમસ જેવી રીતે તે રચાયો છે તે ખરેજ તાજુબી પમાડનારો છે. તે મધે જોનશને શબ્દોને અનુક્રમે એકઠા કરી ફકત તેમનાં અરથજ આપ્યા હતે તો તે એક માહા ભારત કાંમ કહેવાતે, પણ તેમાં તો તેણે દરએક શબ્દનાં મુળ, તેમનાં અરથ અને તેમનો બંધ બેસતો વપડાશ બતાવવામાં જે ખંતીપણું, જે બાહોશી, જે સંગીન વિદ્વતા અને જે બેહોલી યાદદાસ્તશકિત બતાવી છે તે ખરેજ ઇંગ્રેજીબુધિ ઉદ્યોગ અને કુનેહનાં યાદગારી ભરેલા સ્થંભ તરીકે સદા કાયમ રહી જશે.

પોતાના આ કીમતી ગ્રંથમાં જોનશને પોતાની આગમજના માંહાન પુરૂશોએ ચોકસ બોલીને કેહવી રીતે વાપરયાં છે તે નીયમીત રીતે બતાવ્યું છે એટલુંજ નહીં પણ તેવી સાહાદત ટાંકતી વેલાએ નીતી અને ધરમને નુકશાન પોહોંચાડનાર લખનારાઓ મધેથી તેને એક બોલ પણ ટાંકી બતાવાને દરશત વીચારયું નથી.

તેને પોતાને પુસ્તકો વેચનારાઓ તરફથી આપણે આગલ જોઇ ગયા તે પ્રમાંણે આ માહાભારત મેહનતના દાંમ તરીકે ફકત પંદર હજાર સાતસો પચાશ રૂપીઆ મલયા હતા પણ તે મધેથી મોટો ભાગ તો તે તઇઆર કરવામાંજ પેસી ગયો હતો. કેટલાક નકલ ઉતારનારાઓને રાખવા પડયા હતા જેવોનો પગાર ઉપલા લવાજમ મધેથીજ આપવો પડયો હતો. એટલુંજ નહીં પણ ભુલમાં તેવોએ કાગજની બેઉ બોરડુએ લખવાથી છાપવાના કાંમમાં તે ન ચાલી શકવાને લીધે તેમની ફરી નકલ કરાવા ઉપર બસો રૂપીઆનો વધુ ખરચ,જોનશનને પોતાના ખીશા મધેથી આપવો પડયો હતો.

અંતે ડાલા તણાવી તણાવી ૧૭૫૫ના એપરેલ માશની ૧૫ મી તારીખે શબ્દકોશ બાહેર પડયો, અને તે ઉપર પીસતાલીસ રૂપીઆની કીમત માંડેલી હતી. લોકો તાજુબી સાથ વીચાર કરવા લાગા કે ફ્રાંસ દેશમાં જે કાંમ ચાલીસ વરસે ચાલીસ પંડીતોની આખી "એકેડેમી" એ પાર પાડયું હતું તે કાંમ ઇંગલાંડનાં એક બેટાએ સાત વરસની મુદતમાં એકલે હાથે કેમ પાર પાડયું હશે આવા શબ્દકોશ કરતાં તેનો દીબાચોજ ફકત વિદ્યાભ્યાસની પ્રતેહના મુશતકીમ નમુનાં તરીકે બસ હતો. આવી માહાભારત શેવાના બદલામાં તેનાં નસીબે કીરતી સીવાય બીજું કાંઇ ન હતું. આવી માહાભારત સેવાના બદલામાં તેને જનમનો સ્વતંત્ર બનાવાનું કોઇ પણ અમીર યા શાહાજાદાને સુજયું નહીં. પોતાનાં દેશની ભાષા સદા કાયમ રહી જાય એવી માહાભારત સેવાના બદલામાં જોનશન જેવોને તેવોજ ભુખો, ગરજાઉ, અને ચોપડી વેચનાર અને છાપાવનારાઓના આશરાનેજ આધારે રહયો હતો. આવી રીતની કંગાલ હાલત જો કે ખેદ પમાડનારી છે તો પણ જેમ મી૦ મેચન કહેછે તેમ તેમા આપણે માટે સંતોશ પામવાનું એટલુંજ છે કે એવી કંગાલ હાલતને ખાતર તેને પોતાની આલસાઇ તજી દેઇ જે નવા નવા કીમતી ગ્રંથો રચવાની ફરજ પડી હતી તે જો તેની હાલત સુધરતે તો કદી પણ આપણને મલી સકતે નહીં.

જો કે તેને પોતાની સેવાના બદલામાં આપણે ઉપર જોયું તે પ્રમાંણે પુરતું દાંમ ન મલયું હતું તોપણ તે વારંવાર પોતાના શેઠનો ઉપકાર માંની જણાવતો હતો કે "ચોપડી વેચનારાઓ ઘણા સખી અને ઉદાર દીલનાં છે." તે તેવોને વિદ્યાના મુરબી તરીકે ગણતો હતો, અને જો કે આ શબ્દકોશથી નાંણાં સંબંધી તેમને

કેટલોક લાભ થયો હતો તોપણ પેહેલ વેહેલાં તે લાભ શક ભરેલો હોવા છતાં તેઓએ પોતાને માથે જોખમ ઓઢવા-થીજ દુન્યાને આ કીમતી ગ્રંથ મલી શકયો હતો. અને આજે આપણુ એ ગ્રંથ માટે જેટલા જોનશનના આભારી થયા છીએ તેટલોજ જોનશન આપણી સાથ પોતાને પણુ ઉપલા ચોપડી વેચનારાઓનો આભારી થયલો ગણેછે.

જોનસનના આ સબ્દકોશમાં જોનશન પોતેજ ગોયા પ્રગટ પડી આવેછે. તેનો ખાંધોજ ગોયા પોતાના જેવો શાક્ષી બનાવ્યો છે. અને તેનું તમાંમ ગ્યાંન જોનશનથીજ થઇ શકે એવી કીશમનું છે. સબ્દના અરથ અને ઓલાશા ખરાબર સાધારણુ માંણુસોના પણુ ધ્યાણુમાં સેહેલાઇથી ઉતરી શકે એવી રીતે આપેલા છે. તેની પછીનાં કેટલાક સબ્દકોશ પણ ઉપલી બાબદમાં તેના કરતાં ઉતરતી કીશમનાં માલમ પડયા છે. તે પોતાની ભુલ અને ખાંમીઓ વીશે માહીતગાર હતો અને એકલે હાથે એવાં ગંજાવર કામની કોઇ પણ ખાંમી કબુલ કરતાં લજવાતો ન હતો. એક વેલા એક સ્ત્રીએ પોતાની લાહેરી જણાવતાં તેને પુછયું કે "Pastern બોલનો અરથ ઘોડાનું ગુઠણુ કરીને તમે શા ઉપરથી લખ્યો," ત્યારે જોનશન કાકાએ જવાબ વાલ્યો કે "અજાણપણું, મદમ સાહેબ, ફકત અજાણપણા ઉપરથીજ". આ ઉપરથી તે સ્ત્રી તો ચુપ થઇ ગેઇ પણ બીજી એક સ્ત્રીને કેહેવી રીતે તેને ફજેત કીધી તે વધારે રમુજી છે. બીજી એક સ્ત્રીએ પોતાની લાહેરી જણાવા ખાતર જોનશનને કહી સમજાવ્યું કે "તમોએ શબ્દકોશ મધેથી સરવે હલકા અને ગંધીલા સબ્દોને બાતલ કીધા છે તે ઘણું ઠીક કીધું છે." આ ઉપરથી જોનશને તકોરમાં પુછયું, "શું ત્યારે મદમ સાહેબ તમો તેમની સોધમાં હતાં કે?" આ જવાબ પેલી બાનુને પાસ સરમીંદગીથી નીચું જોવડાવાને બસ હતો.

કેટલેક ઠેકાણે જોનસન સાહેબે પોતાના સબ્દ કોશમાં ડાહાપણુ સાથ ખુશ તકોર પણુ ચલાવી છે, જે જેમ રમુજી તેમજ ઘણી ખરી બંધબેસતી લાગેછે. જેમકે લંડનમાં એક રસ્તાનું નાંમ "ગ્રબ સ્ત્રીટ" હતું જયાં ઘણું કરીને હલકી જાતના ગ્રંથકારો, કવીઓ, અખીપતીઓ ઇત્યાદી વસતા હતા, અને તે ઉપરથી કોઇપણ કચરા લખાંણુને "ગ્રબ સ્ત્રીટ"નું નાંમ આપવામાં આવ્યું છે. સબ્દ કોશ રચવા પાછલનાં પોતાંના ભારે વહીતરા ઉપરથી તેને સબ્દકોશ રચનારનો અરથ "એક નીરદોશ વહીતરું કરનાર" એવી રીતે આપ્યો છે. એક જાતનો પુશતીકારક દાંણો જેને ઇંગ્રેજીમાં "Oats" કહેછે તેનો અરથ આપતાં જોનશન સ્કોટલાંડને નીચું લગાડવા ખાતર લખેછે કે "એક જાતનો ખોરાક જે ઇંગલંડમાં ઘણું કરીને ઢોરાને ખવારવામાં આવે છે પણ સ્કોટલંડમાં તે ઉપર લોકોનું ગુજરાંણ ચાલેછે." "પેનશન" નો અરથ, સરવેથી વધારે રમુજી છે. તે કહેછે કે "બદલામાં કાંઇપણ ચીજ લીધા વગર જે મુસારો આપવામાં આવેછે તેને પેનશન કહેછે. ઘણું કરીને ઇંગલંડમાં એમ સમજવામાં આવે છે કે જે સખસ પોતાનાં દેશ તરફ બેવફા થઇ સરકારની ગોલાંમગીરી કરેછે તેને જે લવાજમ સરકાર તરફથી મલેછે તેને પેનશન કેહેવું." આ રીતનો ઓલાશો વધારે રમુજી એમ લાગે છે કે પાછલથી જયારે જોનશનને પોતાને પેનશન મલ્યું હતું ત્યારે વારંવાર તેના મિત્રો તેને, પોતાના શબ્દકોશના આ મોતેબર અરથની યાદ આપતા હતા. આ પેનશન ત્રીજા જોરજે ગાદીપર આવ્યા પછી બીજેજ

પાસેથે ત્રણ હજાર રૂપીઆનાં શાલ્યાંનાં તરીકે અપાયલું હતું જે વીશે તે વેલાના પડા પ્રધાંણ "ખીયુતના" ઉમરાવને મોહને આ અંદાજી પ્રખ્યેશની વધાઈ સમજતાં પ્રથમ તો જોનશનને પોતાનો શબ્દકોશ યાદ આવ્યો અને તે કબુલ રાખવાને તેણે આનાંકાની બતાવી, પણ તરત ખીયુતના ઉમરાવે સમયસુચકતા જાલવી જોનસનને ખાતરી આપી કે "તમુને આ પેનશન આપવા ધારયું છે તે તમો હવે પછી જેખા કાંઇ બજાવો તેટલા સારૂં નહીં, પણ ફકત તમોએ અત્યાર સુધીમાં વિદ્યાની જે જે સેવા બજાવી છે, તેટલા ખાતરજ છે." આ ઓલાશા પછી જોનસનની ગરીબાઇએ તેને તે કબુલ રાખવાની ફરજ પાડી, પણ તે ફરજ ઘણી પાછલથી પડી હતી. શબ્દકોશ બાહાર પડયા પછી બીજાં સાત વરસ તેને આગલનાજ જેવાં વહીતરાંમાં ગુજારવાં પડયાં હતાં.

શબ્દકોશની આ લાંમબી તપાશમાં હવે ફકત એકજ બાબદ જણાંવી આપણે હાલ તરત સંતોષ પાંમીશું. જ્યારે શબ્દકોષ તમાંમ થવા આવ્યો અને થોડા દીવસમાં બાહેર પડશે એમ હતું ત્યારે પેલા નામીચા ઉમરાવ "લારડ ચેસ્તરફીલ્ડે" "વરલ્દ" નાંમનાં એક પતરમાં બે વાર જોનશનને મશકો લગાડી તેનો શબ્દકોશ ખરીદવાની લોકોને ભલાંમણ કીધી હતી. અને તેમ કરવામાં પ્રખ્યાત થયલો રોબરટ ચેમબરસ ધારેછે તેમ કદાચ તે સાહેબને એવી આશા હશે કે જોનશન પોતાનો આ જગ આશકાર ગ્રંથ તેવણને અરપણ કરશે પણ તેથી ઉલટીજ રીતે જ્યારે જોનશનને લારડ ચેસ્તરફીલ્ડની આ મેહેરબાંની વીશે ખબર પડી ત્યારે તેણે પોતા તરફથી તે ઉમરાવ ઉપર એક પ્રખ્યાત કાગજ લખ્યો જે જમાંનાઓ થયા જોનશનનાં સ્વતંત્રપણાની ધપાંની દાખલ ગરવી સાથ વંચાય છે ને વખણાયછે. તે લખેછે કેઃ—

મારા લારડ,

"વરલ્દ"નાં માલેક તરફથી મને જણાવામાં આવ્યું છે કે મારા શબ્દકોશની ભલાંમણમાં છપાએલાં બે લખાંણો તમો નાંમદારે લખ્યાં હતાં. તવંગર પુરૂષોની મેહેરબાંનીના કશા પણ આગલા અનુભવ વગર, આવી રીતે તમો તરફથી મલેલાં માનને કેહેવા બોલાથી સ્વીકારવું અને કેવી રીતે કબુલ રાખવું તેની મને સમજ પડતી નથી.

તમો નાંમદાર તરફના શેહેજ ઉતેજનથી જ્યારે પેહેલ વેહેલાં મેં તમારી મુલાકાત લીધી હતી, ત્યારે સરવે સાધારણ માંણસોની માફક તમારા પોશાગથી હું છક થઇ ગયો હતો, અને ત્યારે પુરવી ખાતરી સાથ હું માનતો હતો કે જે ચીજ મેલવવાને માટે દુન્યાના ઘણાંખરાં માણસો પછારા મારે છે તે જરૂર કરીને હું મેલવી શકશ. પણ પાછલથી મને તમો તરફથી એવો તો ભાગો તુટો આવકાર મલવા લાગ્યો, કે જેથી કરી તમારે ત્યાં વધુ વાર આવવાને મારી લાએકી અને મગરૂબીને લીધે બની શકે એવું ન હતું.

એક વેલા જ્યારે મને તમો નામદાર ઉપર જાહેરમાં લખવાની તક મલી હતી ત્યારે કોઇપણ સરકાર દરબારથી બીનવાકેફ અને એકાંતવાસી વિદ્યારથી કોઇને પણ ખુશ કરવાનો હુનર જેટલી હદ સુધી ધરાવી શકે તેટલી હદ શુધી મેં તે વાપરયો હતો. જેટલું મારાથી બની શકયું તેટલું મેં બજાવ્યું હતું, પણ કોઇબી માંણસ પોતા તરફની સરવે સેવાઓને ધુલમાં ગયલી જોવાથી ખુશી થાય નહીં, પછી તે ગમે એટલી થોડી પણ હોએ.

તમો નાંમદારના મેહેલની આલમાં ઓટી કરયાને અને તમારા દીવાનખાંનાનાં દરવાજા મધેથી મુજને હાંકી કાઢયાને સાત

વરસ થયાં છે; જે અરસામાં ભારે મુશ્કેલીઓ વચ્ચે મને મારૂં કામ આગલ ચલાવવું પડ્યું હતું, પણ તે વીશે હાલમાં ફરીઆદ કરવાની કશી જરૂર નથી, કેમકે કોઇપણ રીતની મદદ વગર, ઉતેજનનાં એકપણ શબ્દન વગર, અને કોઇ તરફની પણ કસી મેહરબાંની વગર તેને થોડા વાસરમાં બાહેર પાડવાને હું શકતીવાંન થયો છું. આગલ મને કોઇપણ મુરબ્બી મલ્યો ન હતો, અને તમો તરફની એવી ચાલની મેં કબી પણ આશા રાખી ન હતી.

વરજીલની કવિતા મધેનો પેલો ભરવાડ મોહબતની પીછાણ મેલવવાને સામરથવાંન થયો હતો ખરો, પણ અંતે તે બીચારાને માલમ પડ્યું કે તે તો એક ખડકનો રેહેવાસી હતો.

મારા લોરડ, જ્યારે એક માંણસ સમુદરની અંદર પોતાના જાંણની સલામતીને માટે પછાડા મારતો હોય ત્યારે કીનારા ઉપર ઉભો રહી થંડે કલેજે જોયા કરનાર કોઇપણ મદદ તેને કીનારા શુંધી સારાં નસીબે સહીશલાંમત તરી આવેલો જોઇ મદદ કરવા જાવતો તેને શું ખરેખરો મુરબ્બી ગણી શકાશે? તમોએ તમારાં લખાંણુથી મારા ગ્રંથની જે ખબર લીધી છે તે જો આગમજથી લેવાઇ હતે તો મેહરબાંની ભરેલી ગણાતે; પણ શાહેબ, જ્યાં સુધી હું તે વીશે બેદરકાર બન્યો ત્યાં સુધી તે વીશે થોબવામાં આવ્યું, તો હવે તે ઉપર ખુશી થવાને હું સામરથવાંન નથી; જ્યાં સુધી હું એખલો અને અતુલો પડ્યો ત્યાં શુધી થોબવામાં આવ્યું, તો હવે તે વીશે કોઇ પણ રીતની ખુશાલી બતાવાને હું અશક્ત છું; જ્યારે હું આસકાર થઇ ચુકો, ત્યારે હવે તેની મને કશી ગરજ પણ નથી. હું ધારૂંછું કે, જ્યાં કોઇ પણ રીતનો લાભ મેલવેલોજ નહીં ત્યાં તે શેનો ઉપકાર નહીં કબુલ કરવામાં કશી પણ રીતની નગુનાઇ અથવા શખ્તપણું હોયજ નહીં; દાદગર દાવરની એખલાનીજ જે મદદથી હું ફતેહમંદ થયોછું તે મદદને લોકો કોઇ બીજા મુરબ્બીને લાગુ નહીં પાડે એટલા માટે ખોલાશો કરવામાં કોઇ પણ રીતની નગુનાઇ અથવા શખ્તપણું હોયજ નહીં.

વિદ્યાના કોઇ પણ મદદગાર તરફના કસા પણ ઉપકાર વગર હું મારો ગ્રંથ આટલો બધો આગલ ચલાવાને શક્તિવાંન થયો છું અને જ્યાં આશરા જેવું કશું છેજ નહીં ત્યાં તે ખોહી દેવાની કશી પણ ચીંતા વગર તેને સમપુરણ કરવામાં હું કબી પણ નાશીપાયશ થવશ નહીં, કેમકે આશાઓનાં જે સ્વપનાં માટે હું અતી ઘણી ખુશાલીથી મગરૂબી બતાવતો હતો તે સ્વપનાં મધેથી હું લાંબો વખત થયો બીદાર થઇ ચુકો છું.

લા૦ તમો નાંમદારનો ઘણોજ કમીનો,
અને ઘણોજ તાબેદાર શેવક,
સેમ્યુઅલ જોનસન.

---

# પક્ષીનો એક માલો.

પાતરાંઓના એક લીલા જુમખાની માહે,
નાધલી એક ચલ્લીનો માલો હતો,
ચલકતા હતાં તેમાં ઈંડાંઓ ત્રણ,
સરખી સુરતના ને પુર્ણ—બદન.

એક છોકરો તે રસ્તેથી થતો પસાર,
બરફ જેવા તે ઈંડાં જોતાને વાર,
ચહડ્યો તે માલે ને લંબાવી હાથ,
ઊચકવા ગયો તે ઈંડાંઓ ત્રણ.

જે ચલ્લીની હતી તે ઈંડાં મીરાસ,
તે ચલ્લીએ માર્યો એક દુખનો પોકાર,
સર્યો એવામાં તે છોકરાનો પગ,
ઈંડાં વગર પડ્યો તે ઊંધે મસ્તક.

પડો તેનાં મસ્તકમાં અનિયાલો પાહન,
લીધો તેણે તરત તે છોકરાનો જાન,
ગરીબરી તે ચલ્લીને કરવા મદદ,
લીધો રબે* એક જીવ, ને બચાવ્યા ત્રણ.

જ. ન. પી.

---

* રબ—ખોદા.

# એક ચીનાઈ મુસાફરની ફીલસુફી.

## પત્ર ૨૪ મો.

## સખાવતનો એક સખી શત્રુ.

---

Man is dear to man: the poorest poor
Long for some moments in a weary life,
*When they can know and feel that they have been*
Themselves the fathers and the dealers out
Of some small blessings, have been kind *to such*
As needed kindness, for this single cause—
That we have all of us one human heart.

WORDSWORTH.

જોકે સઘળાઓ સાથે ઓળખાણ વધારવાની માહરી હોંશ ઘણી છે તોપણ જીવેજાનની દોસ્તીનો ગાંઠ હું થોડાઓજ સંગાતે બાંધુંછું. કાળા પોશાકવાળો પેલો આદમી જેને વીશે મેં ઘણી વેળા ઓસારા કીધાછે તે એવો માણસ છે કે જેની દોસ્તી રાખવાને હું હંમેશ તતપર છું કારણ કે તે માહરે માટે માન ધરાવેછે. ખરૂં છે કે તેની રીતભાતો અને ચાલચલગતમાં કોઇ કોઇ વેળાએ અજબ જેવું ઉલટાપણું દીઠામાં આવેછે; અને વાજબી પુછો તો કાંટાવાળા શખશોની એક પ્રજામાં તેને કાંટાવાળો ઘણી કેહેવાઇ શકાય. ખાતેનમાં જોકે તે ઘણો શખી છે તોપણ બાહેરથી તે પોતાને કરકસરીઓ અને પૈસા સંઘરનાર બતાવવાને હંમેશ ડોળ ઘાલેછે અને જોકે તેની વાતચીતો સઘળા નીચ અને એકલપેટા વીચારોથી ભરપુર હોયછે તોપણ અંદરખાનેથી તેનું દીલ બેહદ પ્યારને લીધે હંમેશ ખીલેલું રહેછે. જ્યારે તેના ગાલો ઉપર દયાનો રતાશ પંચરાયલો મેં દીઠોછે, અને જ્યારે માયાને લીધે તેનો ચેહરો નરમાશ ભરેલો થયલો મેં જોયોછે ત્યારે મેં તેને મોંહમાંથી ઘણાજ ધીક્કાર ભરેલા શબ્દો ઓચરતો અને ઘણીજ ક્રૂર ભાષા વાપરતો સાંભળ્યોછે. કેટલાક આદમીઓ દયા અને મોહબત ધરાવવાનું ખોટું ડોળ ઘાલેછે તો બીજા કેટલાકો પોતાને એ ગુણો કુદરતથીજ બક્ષાયલા જણાવી તેમાં ગરવી લેયછે; પણ આતો એક એવો આદમી છે કે જે ખુદ પોતે પોતાના ખુદરતી સખી ખવાશને લીધે શરમાતો હોય એવું બતાવેછે. કોઇબી દાલધાલુ ઠગારો પોતાની ખામીઓ ઢાંકવાને જેટલી મેહનત નહીં લેય તેટલી તે પોતાની ખુબીઓ ઢાંતવાને લેયછે, અને તે છતાં પણ તેની ગફલતને લીધે કોઇ કોઇ વેળાએ તેનો ધારણ કીધેલો ખોટો વેશ નીકલી પડેછે અને કોઇપણ સામો ધણી તેની ખુબીઓ તરત પીછાંણી લેછે.

શેહરની બાહેર ગામડાંમાં એક વેળાએ લટાર મારતાં હમોએ ઇંગ્લાંડમાં ગરીબોની મદદ માટે જે સાધણો પુરા પાડયાં છે તે ઉપર વાત ચલાવી. આ વાત નીકળતાંજ તે બબારવા ,લાગ્યો કે "ગરીબોનાં ગુજરાંણ માટે દેશમાં આટલાં બધાં સાંધણો છતાં, હું ઘણો અજબ છું કે, મારા કોઇંણ સ્વદેશી એટલી બધી મૂર્ખાઇ કેમ કરે કે ભીખારીઓને મદદ પોહોંચાડવા તે વારંવાર નીકળી પડે. દેશનાં દરેક ભાગમાં તમો જોશોતો જગેજગ ગરીબો માટે બનાવેલાં આશ્રમ-સ્થાનો તમારી નજરે પડશે, જ્યાં તેઓને ખોરાક, કપડાં, તાપણું કરવાને બળતણ અને શુવા માટે બીછાનું આપવામાં આવેછે. આથી કાંઇપણ તેઓને વધુ જોઇતું નથી અને એથી વધતું મેળવવા ને હું પોતેબી નાગજી છું, અને તોપણ તમો જોશો તો આટલું છતાંબી તે ગરીબો હંમેશનાંજ અસંતોષી. હું ખચીત અજબ છું કે ઉદ્યોગી લોકો ઉપર એક બોજ સરખા થઇ પડેલા આવા રખડેલ ભીખારીઓને પોલીસ પકડી જતી નથી," અને

હું વધુ અજબ એમ છું કે એવા ભીખારીઓને મદદ કરવાને કેટલાકો નીકલી પડેછે, જ્યારે તેઓ જાણેછે કે તેમ કીધાથી તેઓ માત્ર હરામખોરી, ઉડાઉપણું અને ઠગાઇને ઉત્તેજન આપેછે. માહરા કોઇબી મીત્રને કાંઈપણ સલાહ જો હું આપું તો સર્વથી પેહલાં તેને આવા ભીખારીઓને હાથ ડેગાવા શામે સાહુચેત રેહવાની ભલામણ કરૂં. અને સાહેબ, તમારી પોતાની ખાત્રીમાટે મહને ચેતાવવા દ્યો કે એ ભીખારીઓમાંના એકે એક ઠગારા છે અને તેઓની ગરીબાઇ માટે તેઓને નાંણું નહીં પણ બંદીખાનું વધુ ઘટેછે.''

તે આવી ઢપમાં વાતો ચલાવ્યેજ જતો હતો અને મહને ભીખારીઓને ઉત્તેજન આપવા સાંમે ઘણીજ આતુરતાથી સમજાવતો હતો, તેવામાં એક બુઢો ભીખારી જેનાં આંગ ઉપરના ચીથડાં એક વેલાએ ઉંચો પોશાક હોવાની ગવાહી આપતાં હતાં તેણે કાંઈ મદદ માટે કાકલુદી કીધી. તેણે મને ખાત્રીથી જણાવ્યું કે તે કાંઈ એક સાધારણ ભીખારી ન હતો, પણ મરણ કાંઠે આવેલી એક બાયડી અને પાંચ ભુખ્યાં છોકરાં માટે તેને આવો નીચ પેશા પકડવાની ફરજ પડી હતી. આવી જાતની ઠગાઇઓ મેં ઘણી દીઠેલી હોવાથી હું તેનું જુઠાપણું તરત શમજી ગયો અને તેને કાંઇપણ મચક આપ્યો નહીં, પણ કાળા પોશાકવાળા મારા મીત્ર ઉપર તો તેથી જુદીજ અસર થઇ. મેં જોયું કે પેલા ભીખારીની કાકલુદીએ તેની ઉપર કાંઇ અજબ અસર કીધી હતી અને ગરીબોં સાંમે મારી આગલ જે બાપાણ તે કરતો હતો તે આથી એકદમ બંધ પડ્યું. મેં દીઠું કે તેનાં પાંચ ભુખ્યાં છોકરાંઓનો છુટકો કરવાને તેનું દીલ ઘણુંજ બલતું હતું પણ થોડીજ મીનીટ આગલ ગરીબોને મદદ કરવી એ તદન અઘટીત છે એવા વીચારો મારી આગલ જણાવ્યાથી પેલાને છુટકારો કેમ બખશવો તેના ઊંડા ખ્યાલમાં તે પડયો. જ્યારે આ પ્રમાણે દયા અને ગરૂરી એ બંને વચે તે ડોલા ખાતો હતો ત્યારે હું ઢોંગ કરી કોઇ બીજીજ બાજુએ જોવા પડયો. આ તકનો લાભ લઇ તેણે ઝટ પેલા ભીખારીના હાથમાં એક રૂપાંનો સીક્કો સેરવી દીધો અને હું સાંભલું તેમ મોહટે શાહાદે બોલવા લાગ્યો, ''જા બોદાએ આપેલા હાથ પગ છે, જઇને કામ ધંધો કાંએ કરતો નથી! તાહરી આવી ઠગાઇ હમારી આગલ કાંઇ ચાલનાર નથી. જા, નીકલ અંહીથી.',

મારા મીત્રે, તેની કીધેલી શખાવત મેં દીઠી નથી એવા ખ્યાલમાં, ભીખારીઓ શામે બોલવું પાછું વધું જોશથી શરૂ કીધું, અને પોતાના અજબ જેવાં ડાહાપણ અને કરકશરની તેમજ આવા ઠગારાઓની ઠગાઇ પકડી પાડવાની પોતાની ચતુરાઇની કાંઇ કાંઇ વારતાઓ તે વચમાં લાવવા લાગ્યો. જો પોતે એક મેજીસ્ટ્રેટ હોએ તો ભીખારીઓને તે કેહવી શખત શજાં કરે તે વીશે તે બોલવા લાગ્યો અને કહ્યું કે એવાઓને માટે તો બંદીખાનાંજ ભલાં; અને એટલા માટે બંદીખાનાની શંખ્યામાં વધારો કરવાની તે હંમેશ શુચના કરતો. વલી કોઇ સ્ત્રીને બે ભીખારીઓએ લુટી હશે તેઓની બે વાત તેણે મને કહી શમજાવી અને હજીતો એક ત્રીજી શરૂ કરેછે એટલામાંજ લાકડાંના પગવાલો એક ખલાશી ખોડંગતો ખોડંગતો હમારી શેડે આવી પોહોચ્યો, અને હમોને આશીરવાદ દઇ મીનતજારી કરી કાંઇ માગવા લાગ્યો. હુંતો તેની કાંઇપણ ખબર લીધા વીના ચાલવા માંડતો હતો પણ મારા મીત્રે પેલા માંગનાર તરફ તાંકી તાંકી જોઇને મને થોભવા કહ્યું અને બો-

લ્પો કે "આ લુચ્ચાની ઠગાઇ કેવી રીતે પકડી પાડુંછ તે તમે જુવો."

તેણે હવે જરા દમમાંજ શુમાર રાખી પેલા ખલાશીને ધધરાવીને પુછ્યું "કેમ રે, કેઈ લડાઇમાં આ તારો પગ કપાઇ ગયો અને તું ચાકરી કરવાને અશક્ત થયો ?" પેલા ખલાશીએ પણ તેનાજ જેવા દમ માં જવાબ આપીઓ કે લડાઇનાં એક વાહાંણ ઉપર તે અમલદાર હતો અને તેનો પગ તેના એવા સ્વદેશીઓના બચાવ માટે કપાઇ ગયો હતો કે જેઓ પોતે ઘરે બેશી ઠંડે કલેજે પોતાનો વખત એશઆરામમાં ગુજારતા હતા. આ જવાબથી મારા મીત્રની સઘલી ગરમી બંધ પડી ગઇ અને એક પણ વધુ સવાલ પેલા ભીખારીને પુછવાની તેની હીંમત ચાલી નહીં. હવેતો મારી નજર ચોરાવીને પેલાને કેહવી રીતે કાંઇ આપવું તેના ખ્યાલમાં તે પડ્યો. મારા મીત્રની હાલત ખરેજ દયાઉપજાવવા જોગ હતી, કારણકે તેને બે બાજુ સંભાલવાની હતી. એકતો એકે પોતે ધારણ કીધેલા બદખવાશ માહરી આગલ જારીજ રાખવો અને બીજું તો એ કે પોતાના ખુદરતી શખી સ્વભાવને આધીન થઇને તે ભીખારીને છુટકો બખશવો. એવામાં પેલા ખલાશીની પીઠ ઉપર તેણે નાંખેલી પટીઓનો એક ભારો જોયો અને તાંણમાંજ તેને પુછવા લાગ્યો કે "આ દીવાસલીનો ભારો કેમ વેચેછે ?" અને હજીતો પેલો જવાબ વાલે તે આગમચ તે બોલ્યો "લાવ, એક શીલીંગની કીંમતની દીવાસલી મહને આપ." પેલા ખલાશી આ માંગણીથી પેહલાંતો અજબ થયો પણ તરતજ તેની મતલબ શમજીજઇને પેલો આખો ભારો આપી દીધો અને બોલ્યો, "લ્યો શેઠ, ખોદા તમારી રોજીમાં બરખત કરે."

આ કરોહથી માહરા દોસ્તનું જે ચઢી વાગ્યું તેનું બયાન કરવાને કલમ અશક્ત છે. તેણે પોતે ખરીદ કીધેલી ચીજ લઇ તે મગન મગન થઇ ચાલવા લાગ્યો અને મહને કહ્યું, "માહરી પકી ખાત્રી છે કે જેઓ પોતાનો માલ અરધી કીંમતે આપી દેવાને તઇઆર હોએ તેઓએ તે માલ ખરેખરોજ ચોરેલો હોવો જોઇએ. તેણે ખરીદ કીધેલી ચીપોનો શું જુદો જુદો ઉપયોગ થઇ શકે તે હવે મને તે સમજાવવા લાગ્યો, અને મીનબતીને આતશ આગલ લઇ જઇ સલગાવવાનાં કરતાં આ સલગાવ્યાથી કેટલો બધો ઉગાલો થાએ તે કેહેવા લાગ્યો, અને બોલ્યો આવા લફંગાઓને પૈસા બદલ કાંઇપણ લીધા વીના પૈસો આપવો તેનાં કરતાં એક દાંત તોડી પડાવવો ભલો. હું કહી નથી શકતો કે જો ઉપલા બે ભીખારીઓ કરતાં વધુ કંગાલ એક ત્રીજો ભીખારી આ વખત આવી પોહોંચ્યો નહીં હતે તો તેની કરકસરની વાત અને પોતેખરીદેલી દીવાસલીની વખાણ ક્યાંશુધી ચાલતે. ફાટાંતુટાં ચીથડાંમાં એક ઓરત પોતાની ખાંધ ઉપરઅને હાથમાં અકેક બાલક લઇ કાંઇ ગીત ગાવાની કોશેશ કરવી હતી, પણ તે એવાતો શોકાતુર અવાજમાં કે તેને ગાનું કેહવું યા રડન તેના વિચારમાં હું પડ્યો. એક કંગાલમાં કંગાલ આદમી પણ પોતાના દુખના વખતમાં આ પ્રમાણે ખુશાલીનું ઢોલ ધાલે તો તે મારા મીતની મેહેરબાની મેલવ્યા વીના રહે ? તેની સઘલી વાતચીત વલી બંધ પડી અને આ વખતે તો તે માહરી નજર ચોરાવવાનું પણ વીશરી ગયો. તેણે માહરા દેખતાંજ પૈસા માટે ગજવામાં હાથ નાખ્યો પણ જયારે જોયું કે તેણે પોતા પાસના સઘલા પૈસા આગલા બે ભીખારીઓને આપી દીધા હતા ત્યારે તેની અજાયબીનો શું પાર ? પેલી બાયડીના મોંહ ઉપર જેટલી કંગાલીઅત હતી નહીં તેટલી મારા મીતના મોંહ ઉપર જોવામાં આવી. તેણે કેટ

લોક વારસુધી તો પોતાના ગજવામાં ફાંફાં મારયાં પણ ફોકટ. છેલ્લે જ્યારે તેને યાદ આવ્યું કે તેની પાસે કાંઇપણ પૈસા હતા નહીં ત્યારે તેણે પેલી એક શીલીંગ કીંમતની દીવાસળી તેણીના હાથમાં મેલી.—એજ આરજ.

# પારસીઓ વીષે આરબસ્થાનના મુસાફર કાર્સ્તન નાઇબિુરનું મત.*

તેઓ (પારસીઓ)નો ટોળો નરમ સ્વભાવનો, સુલેહ જાળવનારો અને ઉદ્યોગી છે. તેઓ પોતપોતામાં ઘણુંજ હળીમળીને રહેછે, પોતાની જાતના ગરીબ લોકોની મદદને માટે એક બીજા સાથે સામેલ થઇને નાણાં કાહડી આપેછે, અને પોતાથી જુદા ધરમના લોકો પાસેથી પોતાની કોમના કોઇનેબી ભિખ્ય માંગવા દેતા નથી. તેઓ પોતાનો પૈસો અને લાગવગ પોતાની કોમનો કોઇબી શખશ જો ઇનસાફમાં ખોટી રીતે સપડાઇ જતો હોય છે તો તેનો બચાવ કરવા સારૂં વાપરવાને સદા તૈયાર હોયછે. જ્યારે એક પારસી ખરાબ ચાલ ચલાવે છે ત્યારે તેને તેઓ પોતાના ટોળામાંથી ન્યાતબહાર મેલેછે. તેઓ વેપારવર મંડેલા રહેછે અને સઘળી જાતના ધંધા અખત્યાર કરેછે.

* * * * * * *

જરથોસ્તના ધરમને માનનારા પારસીઓ માત્ર એકજ અમર્ગ અને સર્વશક્તિવાન ખોદાની પરસતેશ કરેછે. જોકે તેઓ અનદેખીતા ખોદાની દેખીતી નિશાનીઓ તરીકે સુરજ, ચાન, સેતારાઓ, અને આતશને એક ચોકસ જાતની પુંજા આપેછે.

જ. ન. પી.

*"Travels in Arabia by Carsten Niebuhr" એનાં પુસ્તક ઉપરથી.

# ધોધ અને નાલું.

(ઇંગ્રેજી ઉપરથી.)

જુસંદ છે કેહવો તે પાહાડી ઝહરો,
જે ઊંચાણની જગેથી ધસેછ હેઠલ,
ચળકાટ જેનો છે જેમ કીર્તી મીશાલ,
ને બેહેર કરતો અવાજ જેનો આસમાન—ગગડાટ.

જો! કેહવું છે તેનું પાણી ફીણ ફીણ,
સુરજ કીરણોથી રંગીત તમામ,
ધરાવેછ કેહવા તે કમાની રંગ,
કમાન જે આશમાને થાયછે પેદા.

શરૂ કરેછ પડવું તે ઝાપટાં મીશાલ,
આસપાસના પાહડી ખડકો ઉપર,
અરે! કેહ તું મહને કે આથી સરસ,
કોણ આપશે મહને તે રબનો વિચાર!

વધુ ખુબસુરત મારી નજરની માંહે,
ઝહરો છે પેલા જે વેહેછે મુગા,
દેખાડતો નથી જો કે પોતે બદન,
તોપણ સીસોટી જે પડેછ ઓપાસ,
તેનાથી આપેછ ખુદ હસ્તી ગવાહી.

વહેછે તે ફુલોના ખેત્રાં મધ્યાન,
ખુશાલ કરતો ગુલપંદ એકસરખાં તમામ,
ગુલપંદો જે ચરેછ તેની કીનારીપર,
ને ઝાડો જે ખડાં થઈ ઉભાછે ત્યાંહ,
થાયછ તેની ખુબસુરતીપર મુગ્ધાં ફીદા.

આસ્તેથી સડકેછ તે હવે તે જગ,
જ્યાં પડયાંછે ગુજરેલાં આદમીનાં હાડ,
વેહવું તેનું કાહડેછ એવો શોકાતુર શાહદ,
કરતો હોય રદન જાણે તે તેઓપર.

વધુ ખુશાલીમાં આવી તે વેહેછ,
તડકામાં ચલકીને નીશાલની પાસ,
પસાર કરેછ તે હવે કાંકરા કુદી,
જેમ છુટી ખુશાલીમાં નીશાલીઆના દીલ,
હરખથી ધડકેછે છાતી અંદર.

ઘોંઘાટ ને ગડબડ ને લડાઈ ને જંગ—
માં મેલવેલી કીર્તીની બીશાદ તે શું?
છંદગી ખુશાલ કરતી સખાવતોથી
મેલવેલી કીર્તીના ઝલકાટ આગલ.

નામ્બેશાના મંજાવર ધોધો તમામ,
મર ખુંટો નાબુદ કરે પોતાનું નામ,
તો માણસનાં સુખમાં તેથી અડચણ,
પોંહોચવાની નથી એક બારીક રજકણ.

પણ એકબારગી ખુંટે નીલ—દરીઆવનું આબ,
ને ધસે નહીં મીશરની તે ધરતી ઉપર,
તો દુકાલનાં દેવનું બીહામણું કદમ,
પડતાં ત્યાં નહીં લાગે કશો વીલંબ.

J.

# યુનીવરસીટીના ફેલો કોણને કરવા જોઇએ ?

We refer to a Parsi gentleman who has made many sacrifices in the interest of vernacular Literature and journalism. More than that, he is very well known to have devoted his laborious career to the political and social advancement of the native community .... The omission of such a name from year to year *amounts to a scandal* which is *discreditable* to the dispensers of public honours in this city —THE INDIAN SPECTATOR.

શરકાર દરબાર તરફથી મલતા સરવે માન અકરાંમમાં ખુશામત અને લાગવગનું થોડું યા ઘણું અંધેર હમેશ જોવાંમાં આવેછે, અને તેવાંજ અંધેરથી આપણી "યુનીવરશીટી" પણ બાતલ હોય એમ માનવું મુશ્કેલ છે. આજે દેશીઓમાં એકજ "બેરોનેટ" છે, અને તેમ હોવાથી અતરે "બેરોનેટના" ખેતાબની તેમજ તે ધરાવનાર ખરા બાયગઝાલી નરની લાયક હોરમત નીભી રહીછે. પણ તેવું "નાઇટ" અથવા "શી. એશ. આઇ." જેવા ખેતાબોનાં બાબમાં કશું નથી. પણ તે થાનેબી વધારે અંધેર "સુલેહનાં અમલદારો" અને "યુનીવરશીટીના ફેલોશો" નાં બાબમાં બને છે. *ઇંગ્રેજીમાં એક કેહેવત છે કે "રાજાને* ભાવે તો તે એક ચમારને અમીર બનાવી શકેછે." અને એ કેહેવત પ્રમાંણે કશીપણ લાયકાત વગર જ્યારે એક "ચમાર" અમીર બને ત્યારે નામાંકીત "કારલાઇલ" "તેનીશન" અને "ગ્લાડસ્તન" જેવા બાહોશ શખસો તેવા હલકા પડેલા ખેતાબો કબુલ રાખી પોતાને હલકા પાડવાને ના પાડે તો તે તરત આપણા ધ્યાંનમાં ઉતરી શકેછે.

સરકારી માન અકરાંમના બાબમાં લાંબા વખતનું આ અંધેર ચાલતું આવ્યું છે પણ તેને અટકાવાની આશાથી હમો આ બાબદ લખતા નથી. આગલ ઘણાક કાબેલ લખનારાઓએ એ અંધેર તરફ પોતાનો ધીક્કાર એકથી વધારે વખત બતાવ્યો છે. અને તેમા જો કે હમો હમારા નબલા અવાજથી ભાગ લેવાને ઇનતેજાર છઇએ તોપણ હાલ તરત માંન અકરાંમની સરવે ડાલીઓને પડતી નાંખી હમો ફક્ત આપણી "યુનીવરસીટી"નાંજ બાબમાં બોલવા માંગીએ છીએ.

"યુનીવરશીટી" સરસ્વતીનું મંદીર છે. સરસ્વતી વિદ્યાની દેવી છે. અને 'વિદ્યાનાં મિત્ર" તરીકે સરસ્વતીનાં હક ઇલાકા ઉપર ચુનોચરા કરવાનો હમારો ખાશ અધીકાર છે. અને તે અધીકારની રૂએ હમો આજે જે કાંઇ બોલવા માગયે છોયે તેની ખાશ મતલબ નાંમદાર શરકારને કોઇ પણ રીતની શુચનાં કરવા કરતાં આપણ દેશીઓમા એ હક ધગવા માટે જે ભુલ ભરેલો વીચાર ફેલાયલો છે તે દુર કરવાની વધારે છે.

અત્યાર શુધી જ્યારે દર વરશે નામદાર શરકારે ઠેરવેલા નવા "ફેલોશો"નાં નામો બાહેર પડતાં હતાં ત્યારે શાધારણલોકો અને કેટલાક અપક્ષપાત અને સ્વતંત્ર જાહેર લખનારાઓ તે વીશે ચકચાર કરતાં મુખ્ય ફરીઆદ એ ઉઠાવતા હતા કે કશી પણ લાએકાત વગર તવંગરો પોતાની દોલતના બલે તેમાં ફાવી શકતા હતા અને ખરા કેલવાયલા અને લાયક શખશોને ગેરઇનસાફ થતો હતો. આ ફરયાદે નામદાર સરકાર તરફની છેલી નેમણુંક વેલા તેમને સંતોષ પમાડયો છે અને તેઓ એવું ધારે છે કે જે નવા "ફેલોશો"ને શરકારે ચુંટી કાઢીઆ છે તેઓના નાંમ પાછલની યુનીવરશીટીની "ડીગરી" તેમની લાયકાતની સાબેતી તરીકે બશ છે. પણ પ્રજાના મોટા ભાગની અને ખાશુશ કરીને હમારા એક

લાયકીવાળા ભાઇબંધની આ ખુશાલી ને સંતોષમા હમો ભાગ લેઈ શકતા નથી.

હમારા વીચાર પ્રમાણે "યુનીવરશીટીના" "ફેલો" થવાને "યુનીવરશીટી"ની "ડીગ-રીજ" ફકત બસ નથી તકરાર દાખલ જો એટલુંજ કારણ કબુલ રાખ્યે તો પછી અત્યાર સુધીમા પસાર થયલા સરવેજ "ડીગરી વાળા ગ્રાજ્યુએતો"ને તેનો એક સરખો લાભ મળવો જોઇએ, અને હવે પછી "ડીગ્રી' મેલવનાર શખ્સોને તેમની "ડીગ્રીનીજ' સાથે 'ફેલોશીપ" પણ મલવી જોઇએ. જો ફકત "ડીગ્રીયોજ" ફેલો થવાનો હક મજબુત થતો હોય તો પછી થોડા "ડીગ્રી"વાળાઓને ફેલો બનાવવા એ બાકી રહેલા "ડીગ્રીવાળાઓને" નહીં તામોશ થઇ શકે એવી રીતનો ગેરઇનસાફ કીધા બરાબર છે. પણ નહીં, હમારા નાચીજ વીચાર પ્રમાણે "યુનીવરશીટીના ફેલો" થવાનો હક જેમ ફકત પૈસા ઉપર નીભી શકતો નથી તેમજ ફકત કેલવણી અને "ડીગ્રી" ઉપર પણ તેનો આધાર નથી. હમારા ઉપલા ભાઇબંધ અને આજના કેલવાયલા જુવાનીઆઓને જે વાધો ફકત દોલત સામેછે તેજ વાધો હમુને ફકત કેલવણી સામે પણ છે. કેમકે એક દોલતમંદ શખશ પોતાની દોલતનો ખરો ઉપયોગ કરી "યુનીવરશીટીના" યાને બીજા ખાતાંમા કેલવણીના કામોને જોઇતો આશરો આપે નહીં ત્યા સુધી તેને "ફેલો" થવાનો કશો પણ હક નથી, તેજ પ્રમાણે પોતાના લાભ અને ફાયદા અરથે ગમે એટલી ઊંચે દરજેજેની કેલવણી મેલવનાર કોઇબણ શખ્શ તેજ કેલવણીનો લાભ પોતાના વગર ભણેના ભાઇબધોને આપે નહીં અથવા પોતાની કેલવણીની મદદથી યુનીવરશીટીને પોતાને તેમજ કેલવણીના કામને કાઇ પણ ખાસ ફાયદો કરી શકે નહીં ત્યા શુધી તેને પણ "ફેલો" ના એ-બ ઉપર કશો હક નથી

"યુનીવરશીટી" પોતાના પુજારીઓને તેમની કેલવણીના પ્રમાણમાં જે જુદા જુદા દરજાની "ડીગ્રીઓ" આપેછે તેજ ફકત તેમની કેલવણી ખાતરની મેહેનત અને ખરચનો પુરતો બદલો છે પોતાના લાભ અને કલ્યાણ અરથે એંઓની મેહેનત અને કીધેલા ખરચ "ડીગ્રી"નાં આકારમાં તેમને જે બદલો વાલી આપે છે તેજ પુરતો છે. વગર ભણેના સાધારણ માણસોની શપાટી ઉપરથી યુનીવરસીટીની "ડીગ્રી" તેમના લાયક પ્રમાણમા તેમને ઊંચે ચહડાવેછે એજ તેમને માટે બસ છે. તેવાઓ જેવી કીસમની, કેલવણી લીધી છે તેવી કીશમની ડીગ્રીઓ આપવામા "યુનીવર-શીટી"ની કેલવાયલા જુવાનીઆઓ તરફની તમામ ફરજ આવી રહેછે.

જેમ દોલત એખ્તનપેતાઇથી બાગડી શકાય છે તેમજ કેલવણીના બાબમાં પણ બનેછે. આજે સેંકડો જુવાનીઆઓ દર સાલ "ડીગ્રી"ઓ લેઇ બાહેર પડેછે પણ પછી તેઓનું શું થાયછે તે આપણે જાણતા નથી. ખાનગી પુછપરછથી આપણે જોઇએ છીએ કે તેવા મધેનો મોટો ભાગ ઓછામા ઓછા પચાસથી તે સો દાહાડસો શુધીના મોહટા સુશારાની તરેહ કીશમની નોકરી કરી સારી રીતે પોતાનો ગુજારો કરી પોતાની કેલવણીનો મોહટામા મોટો ફાયદો પોતાના જીવને શુખ આપવામાં માનવેછે. હવે એવી રીતે પોતાની જીદગી પસાર કરનારને જાહેર માન અકરામ ઉપર શું હક છે તે હમે સમજી શકતા નથી.

"ડીગ્રી'વાલા "ગ્રેજ્યુએતો"મા હમારો ભાઇબંધ "મુંબઇ ગેજેટ" કેહેછે તેમ તબીબો વધારે બાયગશાલી છે, કેમકે પોતાના ધરાકોને ત્યા ઇશપીતાલના મોટા વઇદોને મશલત કરવા બોલાવા પડેછે અને પછી તેઓની મારફત અને વગથી સરકારમા એવી ટેવ ચાલેછે કે માનના ભુખ્યા

હીમતજીનો બેહડો પાર પડી જાયછે. "ગેજેટ"ની આ ફરીઆદ કદાચ ખરી હશે તોપણ હમારા ધારવા પ્રમાંણે આપણા તમાંમ "ગ્રેજ્યુએટો"માં હમો ફક્ત તબીબોનાજ વરગને વધારે ઉદ્દીઓગી અને બીન સ્વારથી જોઇએ છીએ. જાહેર ભાશાંન કરનાર, દેશી ભાશામાં ગ્રંથો રચનાર, અને પોતાની ગુન્જાસ મુજબ જુદાં જુદાં ધરમનાં દવાખાના કાહાડનાર તરીકે આ વરગ આપણ વચે સારીકાંની જાંણીતો થયો છે, અને એવી રીતે પોતાની કેલવણીના બલે પોતાના ભાઇબંધોને કોઇપણ રીતે મદદ કરનારને "ફેલોશીપ" ઉપર પેહેલો હક છે.

હમે ફક્ત દાખલા તરીકે તબીબોનો વરગ સુચવ્યો છે પણ એવી રીતે પોતાની કેલવણીનો બીનસ્વારથી ઉપયોગ કરનાર જેબી વરગ મધેથી મલી આવે તેમને જરૂર આ કીંમતી હક મલવો જોઇએ. આપણા કેલવાયલાઓની મોહટી સંખ્યા મધેથી આ રીતે "ફેલો" થવાનો ખરો હક ધરાવનાર ઘણા જુજ મલી આવસે એ દલગીરી સાથ હમુંને કબુલ કરવું પડેછે, તોપણ જ્યારે તે લાએક જુજને પડતા મેલી લાગવગનો તલેસમ ઘણી વેલા નાલાયકોના લાભમાં ફાવી નીકલે છે ત્યારે તે વધારે અફસોસ કરવા જોગ થઇ પડે છે. એવી કીશમનો ગેરઇનસાફ ખરા દેશ હીતકારી અને બીનસ્વારથી પુરૂસોની સરેવ ઉલટને તોડી નાંખેછે, તેમને ખડખડાવાનું કારણ આપેછે, તેમને ના સબર અને તુટેલા દીલના બનાવે છે. અને જ્યારે શરકાર તરફની ગફલતી અથવા ગેરઇનસાફમાં જાહેર લખનારાઓ પણ તેમને ભુલી જાયછે ત્યારે તો તે બીચારાઓની કંમબખતીજ.

આ બાબદનાં સંબંધમાં હમે હમારા ભાઇબંધ "ઇનડીઅન સ્પેકટેતર" સુચવેલું એક નાંમ મોહટો હરખ સાથ ઉચકી લઇએ છીએ એટલુંજ નહીં પણ દેશી છાપાની ચહડતી અને ખરેખરી ફતેહને ખાતર તે નાંમ ઉચકી લેવાની તમાંમ દેશી છાપાની ફરજ છે. અત્યાર સુધી પોતાને ખરે નાંમે છાપાની સેવામાં મેદાંન પડેલા થોડાક નરોમાં તેજ નાંમ એક મુખ્ય છે, અને જો કે સંસારી ધરમ સંબંધી તેમજ રાજદ્વારી બાબદોમા જેમ હમુંને તેમજ બીજા ઘણાક જાહેર લખનારાઓને તેવણના કેટલાક વીચારો વાંધા ભરેલા લાગતા હસે તોપણ સાંમટી રીતે લેતાં જાહેર હીંમત અને ખંતીપણાંથી આજે લાંમબો વખત થયો કશી પણ દેહેસત અને આચકી વગર "સેંહેકડો અગ્નાનોને કેલવવાનું" અચીવતીપણું તેવણ મનમાંનતી રીતે ચલાવ્યા જાયછે, અને પોતાનાં જોશદાર લખાંણોથીજ નહીં પણ ભાપાનો અને નીતી સાથ ચાંનક પમાડનારી શુધરેલી ઢપની રમત ગમતો પોતાના દેશીઓમાં દાખલ કરી તેમને કોઇ પણ રીતે દુન્યાના વધારા સાથ સંસાર નીતી અને રાજદ્વારી બાબદોમાં આગલ વધારવાની કાલજી સાથ જે સેવા તેવણે બજાવી છે તેને માટે "ફેલોશીપ" જેવો લાયક બદલો બીજો કોઇ નથી. દેશી છાપાની ખરી ફતેહ એમાંજ છે. દેશી છાપાનું માન અને મરતબો એવીજ રીતે વધશે. હમારી સંફના કોઇ પણ લાયક શખસને ખરી લાયકીથી આગલ વધેલો જોવામાં હમારી પોતાની મગરૂબી છે. હમે ઇછ્છે છીએ કે હમારી એ વાજબી મગરૂબીમાં ભાગ લેવાને તમાંમ દેશી છાપો સામરથવાંન થશે, અને આવતે સાલ નાંમદાર સરકાર એ વાજબી માંગણીમાં ફરીથી આપણને નાશીપાયસ કરશે નહીં.

આપેલીછે. વળી એજ બરતાઉ બીજી એક જાતની ભુલથી વાંચનારનું ધ્યાન ખેંચે છે. એક ગમ rude or raw materials નો અરથ જંગલી અસબાબ કીધો છે. જે વાંચીને મહને એક વાત યાદ આવે છે. એક વખત એક રેલવે ઇસતેશન ઉપર રહેનો એક કારકુન પોતાના સાહેબ ઉપર પગાર વધારવાની અરજી અંગરેજીમાં લખતો હતો જે અરજીની ભાશા એટલીતો અસુધ હતી કે મહને તે દેખાડયાથી મેં તેમાં સુધારો કીધો પન તે સુધારો પેલા મુરખ કારકુનને ગમ્યો નહિ તેથી તેને વધારે મુરખ બનાવવાના હેતુથી મેં તેનીજ ઓતી ભાશા રેહવા દેઇને તેમાં એકુ બે જગે વધારે ઓત કીધી. તે બાપરો મુરખ એમ લખવા માંગતો હતો કે "ચાલીસ રૂપીઆ માહરાં કુટુંબ સાથે મને ચાલતા નથી" એને વાસ્તે મેં તેહને એમ

કહ્યું કે લખ કે fourty rupees do not walk in my family. આટલું કેહવાની ગરજ એમ છ કે મી૦ પતેલનો "જંગલી અસબાબ" અને ઉપલું વાકય એકજ તોલાની ભુલ છે. એ ભુલ મી૦ પતેલનાં અંગરેજી બરતીઆંમાં એકલીજ નથી બીરાજતી પણ સાથે પોતાની ચાર પાંચ સહીઓને લેઇ આવેલી છે. બીજો જે એસારો હું કરવા માંગુ છઉં તે એ છે કે મી૦ પતેલની ચોપડી છપાઇમાં ઘની શુંદર છે પન તેની ખુબી કાલા તાઇપમાં મુકેલા સંખ્યાબંધ બોલોથી લુતાઇ જાયછે. વળી હીંદુ લખાંનના મોટા ભાગનો ચેપ પન મી૦ પતેલનાં લખાંનને ઘનો ખરો લાગો છે, કેમકે સેહલા અને દરરોજ વા-પરાતા ગુજરાતી બોલો કેતલીક ગમથી કાહડી નાખી તેને બદલે સંસકરૂત દીકસનરીમાંથી શોધી કાહાડેલા ભારી સંસકરત બોલો એ ગ્રંથમાં મુકેલા છે જે મહને લાગેછે કે મી૦

પતેલને ફરજના માર્યા કરવું પડ્યું હોશે, કેમકે આજે જેબી ગુજરાતી પુસ્તક ભારી સંસકરૂત સબ્દના નીરમથી ભરેલું નહિ હોય તો તે દીરેકતરનાં ખાતાંમાં વજન પામતું નથી. આએ આરીતીકલને મથાલે મી૦ પતેલની ચોપડીનું નહિ સમજન પડે એવું નામ મુકવાને બદલે "દોલત તથા રૂપાંની કીમતમાં ઘતારો" મુકયું તેનું કારન એજ કે જો હું મી૦ પતેલનું પોતાનુંજ ભારી નામ "દ્રવ્ય તથા રૂપાંનાં મુલની ન્યુનતા" મુકતે તો સેંકડે પંચાનું વાંચનારઓ એ અઘરાં નામને લીધે આએ આરતીકલ વાચવાને બદલે પાંનું ઉથલાવી આગલ ચાલતે. મી૦ પતેલની ચોપડીની ભાશામાં બે સુધારા કરેલા દીઠે છે જેના સારૂ હું એ લખનારને મુબા-રકબાદી આપું છું. પેહેલો સુધારો ગા-વાના લાંબા અને પોહલા ઉચ્ચારના ફર-કની જાલવની છે. ગુજરાતી ભાશામાં અત્યાર લગન એ બંને ઉચ્ચારને વાસ્તે એકજ ચિન્હ વપરાય છે જેથી જો કે દે-શીઓને સબ્દોના ઉચ્ચાર કરતા અરચન પરતી નથી તોપન પરદેશીઓ જેઓ ગુ-જરાતી શીખે છે તેઓને તે કેતલી અર-ચનમાં નાખે છે તેનો વિચાર બાંધવો મુ-શકેલ નથી. હું ઇછ્છું છઉં કે આસને આ-સતે આપરા લખનારાઓ આએ બાબદમાં મી૦ પતેલને પગલે ચાલે. બીજો એક અગતનો સુધારો મી૦ પતેલે અંગરેજી તથા બીજી યુરોપીઅન ભાશાના બોલોમાં મુરખની અક્ષરે અગ્નાનપનાંને લીધે લખ-વાના રેવાજથી વેગલાઇ પકડીને કીધોછે. આએ બાબતમાં મી૦ પતેલે માહરો પો-તાનો વિચાર ઉચકી લીધો છે અને જે દાહડાથી મેં એ વિચાર બાહાર પાડયો છે તે દાહાડાથી આજ સુધીમાં મી૦ પતેલજ સઉથી પેહલા જાહેર લખનાર છે જેવને એ સુધારોકરી માહરાં મતને તેકો આપેલોછે.

હવે હું વાંચનારનું ધ્યાન મી૦ પતેલના પુસ્તકમા આવેલી વંચારે અગત્યની બાબત ઉપર રોકવા માગુછું. મી૦ પતેલના પુસ્તકનો નાહલો વિસ્તાર અર્થ વિદ્યાની કેતલીક અગત્યની બાબતોને ઘોરે દરજ્જે નો વતીક ઇનસાફ આપી શક્યો નથી અને જો કે ગુજરાતીમાં આજે એક પેહલા પુસ્તક તરીકે એને વિશે સારૂં મત આપવાને માહારો જીવ થાય છે તો પન હુ ધારૂંચ કે સેહેજ મુદતમાં એને ધાકી નાખે એવું એક પુસ્તક એજ યા બીજી કલમથી નીકલવુ જોઇએ.

અર્થ વિદ્યા બહાર પર્યાને ઘનું નથી થયું. તેની ઉમર આજે ફકત એકમોની ચાર પાંચ ઉપર વરસોની છે. એ વિદ્યા ઉપર સઉથી પેહલું પુસ્તક એદમ સ્મીથે લખ્યું હતું અને જયારે તે પુસ્તક બહાર પર્યું ત્યારે તેને તમામ યુરોપના ગજ્મો ઉપર એતલી અસર કીવી હતી અને તેઓની રાજ્યનીતીમા એતલો તો ફેરફાર કીધો હતો કે આજન વિચાર કરતા અજબ થઇએ છીએ કે એક એક કલમ કેતલું કરી શકે છે. જો કે આજે એદમ સ્મીથના કેટલાક કાનુન ઓતા થર્યા છે તોપન તેથી કરીને એ આખી સુંદરેલી દુન્યાને આશકાર અને ખ્યાર ગ્રંથકારની કિર્તીમા કોઇબી રીતે ઘતારો થતો નથી. અર્થ વિદ્યાની અગત માનસ જાતને કેટલી છે તે વિશે વધુ બોલવા કરતા એટલુંજ કેહવુ બસ થશે કે એ વિદ્યા દોલત, ઉદ્યોગ, વેપાર, અને વસ્તીની ખીલવની વિશેનું આપનને ચાન આપેછે; અને કયો આદમી એવો હશે કે જે ગમે એનો ધ વે। કરતા છતા દોલત સાથ સંબંધ ગખતો નહિ હોએ, ઉદ્યોગ જેને નકામો હોએ, વેપાર જેના સુખનો સેરી હોએ, અને વસ્તી સાથ જેને કશું લાગતુ વલગતુ ન હોએ? જો કોઇ આગે વાતની સચાઇનો ઇનકાર કરે કે ઉદ્યોગની ગરજ નથી, વેપારની ગરજ નથી, અને વસ્તીની ખીલવની સાથ કશું કામ નથી તો પન તેનાથી ના નહિ પગસે કે તેને દોલતની ગરજ નથી. અને જે ધનીને દોલતની ગરજ જનાઇ તે ધનીને ઉદ્યોગ, વેપાર, અને વસ્તીમા ધનોજ અતલગનો લાગ હોનો જોઇએ. જો માનસને દોલત નકામી હોએ યાતો દોલત કંઇ દરેક આદમીના સુખને વાસ્તે અગતની નહિ હોએ પન ફકત ઘોગઓનાજ સુખને વાસ્તે તો દુન્યામા જે આજે સુધારાઓ થયા છે તેમાનો એક હજારમો ભાગબી હાલ મોજુદ નહિ હોતે. જો માનસને દોલતની સાથે મુદલ કામ નહિ હોતે તો આજે ધનાક જનો ફકત એતલુંજ કમાતે કે જેથી ફકત તેઓ પોતે જ પેલી અંગરેજી કેહેવત મુજબ "હાથથી મોહડા સુધી રેહી શકે," કે જેમ આજે હલકે વાયેના મજુરો રેહી શકેછે. અને જે પરમાને એવા મજુરોના વર્ગમાથી કોઇબી રીતનો સંસારી, ગજદુવારી કે હુનરને લગતો સુધારો જનમ પામતો નથી અને લોકો પોતાના બપાવાના જેવાજ તવંગર અને તેમના જેવાજ દાહયા રેહે છે તેમ, અથવા તો ધની બગી તેમ, આદમ જાતની તમામ વસતી રેહેતે. આગગાડી, આગબોટ, વીજલીનો તાર કે જે સુધારાના હાથ પગ છે તેની હસ્તી હોતેજ નહિ અને તે વગર આપની હાલત કેવી થતે તેનો વિચાર વતીક કરવાને મગજ નારાજી બતલાવે છે. ત્યારે હવે કોઓ સમજ ના ધારશે કે દોલત વધારવાને ખાતર ઉદ્યોગની ઉપર નજર નહિ કરી જોઇએ દોલત ત્યારેજ વધે કે ઘોગ વખતમા અને થોડી મેહનતે વધારે ઉદ્યોગ થાએ. વાસ્તે આટલા ઉપરથીજ ખુલું માલમ પડશે કે અર્થ વિદ્યામા તમામ આદમ જાતનો અર્થ સમાયલો છે. એ

વિદ્યા ખેતરમાં ખરૂ ફેરનાર મેગાસ્થીથી તે લીગ અને માનકથી મળેલું તાજ પેહેરનાર પાદશાહ વગેરેનો લાભ જાણનારી છે. અર્થ વિદ્યા મુખ્ય ત્રન ભાગમા વેંહચાઇ ચુકાયછે, દોલતની ઉપજાવણી, દોલતની વેંહેચની, અને દોલતની ફેરબદલી. આ ઉપરાંત અર્થ વિદ્યામા કરની બાબદ સામેલ કરવામાં આવેછે કારન કે પ્રોફેસર ફોસેત કેહેછે તેમ "કરની નેમ પૈસા મેળવવા સીવાય નથી." આમ્મે કરની બાબત વિષે જેમ બને તેમ જાહેરમાં ઘનુ બોલાવુ તથા લખાવુ જોઇએ કેમકે હિંદુસ્થાનના લોકોનો ઘનો મોટો ભાગ જે હજુર તદન અગ્નાન છે તેના મગજની વખાન સદા કરની સામને રોમ્મે છે. તે પોતે સરકારને કરના રૂપમા જે નાનુ આપે છે તેનું શું થાયછે, અને તે શી મતલબથી લેવાયછે તેનો ખરો વિચાર કીના વગર તે અંગરેજ જેવી અદલ સરકારની સામને એવાતો ખોટા વિચારો બાંધેછે કે તેથી કરીને તે ફકીર એવી શી ખાહેશ રાખેછે કે ઇંગરેજના અદલ રાજને બદલે આગલા આપખુદ મુસલમાન યા મરાઠી રાજા હિંદુસ્થાનની ગાદી ઉપર બેસે તો સારૂં. માહરાથી આમ્મે જરે વધારે ખોલાસાથી લખવાને બની શકતુ નથી કેમકે આમ્મે ચોપાનીઆના નાહના કદ ઉપર ધ્યાન પુગાડતા માહરો હાથ મહને ખેંચવો પરેછે. વાસતે ટુંકમા હું એટલુંજ કેહુંછ કે જો આરે સરકારને કર આપીએ નહિ અને સરકાર આપરી પાસથી કર લેય નહિ તો પછી રાજ કેમ ચાલે અને આપણ જાન માલની સલામતીની અંપનને ખાતરી શી રીતે રેહે? ઇંગલંડના લોકો સાથ સરખાવતા આપરે જે કર સરકારને ભરીએ છીએ તે ઘનોજ થોરો છે. સરસરી ગનતરી પરમાને પાદશાહી તીજોરીમા દરેક અંગરેજના ગજવામાથી ૪૦ સીલીંગ જાએછે અને હિંદુસ્થાનના એક દેશીના ગજવામાથી ફકત ૩ શીલીંગ ૬ પેન્સ જાએછે વલી એ ઉપરાંત ઇંગલંડના લોકોને માથે બીજા local burdens છે જે હિંદુસ્થાનના દેશીઓને માથે મુદ્દલ નથી. આમ્મે ઉપરથી જનાશે કે જો અંગરેજ સરકાર હિંદુસ્થાનના લોકો ઉપર કરનાખીને જુલમ કરતી હોએ તો તેથી તેર ઘનો જુલમ તે પોતાના વતનમાં પોતાના દેશીઓ ઉપર કરેછે. કર બે જાતનો હોએછે પાધરો (direct) અને, કોઇ બીજા વધારે સારા બોલની ગેરહાજરીમા બોલીએ તો, આરકતરો (indirect). પાધરો કર જે આપરે ઇનકમ તેકસ, લાઇસનસ તેકસ, જમીનનો કર ઇત્યાદીના રૂપમા સરકારને આપીએ છીએ તે, અને આરકતરો કર જે વેપારની જનસો પર જગાતની મારફતે લેવાએછે તે આમાના પેહલા એટલે પાધરા કરની સામને હિંદુસ્થાનના લોકો જેટલા છે તેટલા તેઓ આરકતરા કરની સામને ,નથી. કારન કે આરકતરો કર જે તેઓ સરકારને ભરેછે તે તેઓને મુદ્દલ જનાતો નથી. દાખલા તરીકે મીઠાનુ જગાત જે ખરી રીતે દરેક જણ ભરેછે તે સરકાર મીઠાના વેપારી પાસથી લેયછે અને વેપારી મીઠા પર ભાવ ચહરાવી મીઠુ વાપરનાર લોકો પાસથી તે કર વસુલ કરેછે તો તન મીઠું વાપરનાર લોકોને મુદ્દલ જનાતું નથી કે તેઓએ પોતેજ સરકારને કર ભર્યો છે આવો આરકતરો કર હિંદુસ્થાન પોતાની સરકારને વરસ દાહરે છ કરોડ વીસ લાખનો ભરે છે જેમાથી ખરચ અને બીજી ચીજો બાદ કરતા હિંદુસ્થાનની net મેહેસુલ તન કરોડ ચેંસી લાખની થાયછે. એ મેહેસુલ મુખ્ય પાંચ સુનગાસી નીકલેછે, જે જમીન અફીન, મીઠું, આબકારી, અને કસતમનું જગાત છે. હું દલગીર છઉં કે જગાની

કેળવાઇ મતને આગેવાન અતરે ખતમ કરવાની ફરજ ધારેછે, જો કે હજુર કેટલીક અગત્યની બાબતો વિશે બોલવું રહી ગયું છે, એ બાબતોમા મુખ્ય બાબત એજ છે કે એનો વધારો હિંદુસ્થાનમાં, લોકોના લગન વિશેના ખોટા રિવાજને લીધે, થતો જાએછે જેથી કરીને બોજો ભારે થાએછે અને તેતલા વાસ્તે લોકો ગરીબાઇની હાલતમા રેહેછે.

સો. કા. ખંબાતા.

---

# સર્વ ઉપીઓગી ગુણ સમુદાય.

## ભાગ પેહેલો.

ઉપલા નામનું એક નાહાનું પુસ્તક સુરત ખાતેનાં જોરાસ્ટ્ર પ્રેસના માલિક મી. મનચેરજી જમશેદજી તરફથી હમુંને મળ્યું છે જેની છપાઈ આપણને ૧૪૫૫ નાં સાલમાં જ્યારે છાપાનીઓની શોધ થઇ હતી તે વેલાના "ફ્રામત," "રહેવર," અને "ગતમણગ" ને હાથના પેહેલ વેહેલા યાદગારી ભરેલા નમુનાની યાદ આપેછે. સુકથમ દરશક યંત્રની મદદ વગર હમુંને તે મધેના કેટલાક ઝીણી ફકરાઓ ઉકલાવવા મુશકેલ પડયા છે. તે છતા જેટલો કાંઇ ટૂંકો ભાગ મારા આગળ હમો તે મધેથી મેળવી શકયા છીએ તે મધેના થોડાક નમુના ખ્રીજ વાચનારની હજુર મુનશફી અને લાભને સાથે ઉતારી લઇએ છીએ —

ગુણ સમુદાય મધે તરેહવાર ખાધાની ચીજોના ગુણ અવગુણ સમજાવ્યા છે. જેમકે "ખારક માટલીના ખજુર સાથે ખાંધાથી અંગબલની કુવત તથા લોહી વધેછે. લીલી દરાખ ખાટી મીઠી હોયતો ગલાનો અવાજ સુધરે, આટાડો તથા પીતર સાફ લાવે, હાંફણુ, ખાંસી, પીત, નાકવની, ઓક, ઇત્યાદી ગરમીનાં દરદને ફાયદો કરે. શીંગોડા વાયુ તથા કફને વધારે, ખરાબ લોહીને સાફ કરે, ભુખ સારી લાવે. પાકા તાજા મીઠા અંજીર સરદ તથા ભારી છે, સુકા અંજીર આહાડો સાફ લાવે, ખાંસી હાંફણુ અને તાવનો નાશ કરે અને વધારે ખાય તો પેટમાં દુઃખે! ચીભડું સાકું પાકેલું હોય તો વાયુને ઉત્પન્ન કરે, ખગબાર પાકેલું હોય તો ગરમ છે. ગાયનું દુધ લોહીને જલદીથી વધારેછે, મધલા ગરમીના દરદનો નાસ કરેછે, અને થંડુ પીવુ નહી ગરમ કરીને પીવુ. બાકરીનુ દુધ જેમ બકરી નાહાંની હોય તેમ બળ બુધીને વધારે છે. ગધેડીનું દુધ તાજું પીધાથી વાયુ, કફ, હાંફણુ, થાસો વગેરે સરવે રોગનો નાશ કરે. ઉંટડીનું દુધ કફને છોડવે, આટાડો તથા પિશાબ સાફ લાવે, તથા વધેલા પેટના મરજને ફાયદો કરે. સોનું દુધ ગાયના દુધની મીસાલ છે, ભુખ લગાડી જીવને સુખ ઉપજા કરે. રગતપીતવાલાએ નાકમા સુંગીઆ કીધું હોય તો ફાયદો કરે, આખમા પેકો થયો હોયતો તેને આજીયાથી ગુણ કરે. લવંગને આતસ ઉપર સેકી મોહડામા રાખી રસ ગળીયાથી કફને નરમ કરી થાશાને ગુણ કરે. જાએફલ ભુખને વધારે અને ગલાનો અવાજ ખોલો કરેછે. જાવંતરી મોહડાના ખરાબ વાસને દુર કરે. વધારે ખવાએ તો ઊલટી થાય અને પેટ મધેની નાજુક જગામા આચરું પડે. સાકર સરવે ઇંદ્રીઓને તરી આપે, સુવાસુંગી સાકર કીડ, ખુજલી, ઓકારી તથા અદગરી તથા લોટો વીકારને ગુણ કરે. ગોલ આદુ સાથે ખાધાથી કફનો, હરડે સાથે ખાધાથી પીતનો, સુંઠ સાથે ખાધાથી વાયુનો નાશ થાએ. લસન ખાનારે ગોલ ખાવો નહીં, તેથી પણ નુકશાન થાએ! (શું તે લખનારની ખ્યા

જાણે!) એલચી ગરભવાલી સ્ત્રીને અવગુણ કરી ધરભને ખરાબ કરેછે. કાફી કમ ઉપર ફાએદો કરેછે, દુબલાં અને આલસુની કાંની પડી રેહેનારને કારી ચપળ બનાવેછે. ઊનના મોજાં શરીરથી શરશ છે પણ તે ઉપર ગાતર અથવા પાટા બાંધવા ન જોઇએ. ઠોપરાંપાખ દુરબલને માતેલો બનાવી કઉવત આપેછે, મધને શઃકા ગયથા આંમલીના પાંણી સાથે મેલી કોગલો કીધો હોય તો મોહડાનાં તથા ગલાંનાં દરદોને ઉતાવલે ફાએદો થાય છે. સુખડ કડવું તીખું અને તુરું છે, પીત, કફ, ધુંગરી, મોહડાંની અંદર તથા બાહેરના રોગ, ચાઠાં, નબલાઈ, ખરાબ લોહી, અને ઝેરના દરદનો નાશ કરેછે. આંમલી ખાધાથી નુકશાંન માલમ પડેતો લીમડાના રશમાં મરી નાંખી ખાએ તો ગુણ થાએ. કેલાં ઘણાં ખાધાથી અવગુણ થાએ તો એલચી ખાધાથી ફાએદો થાય. કાથાને પાનનાં બીડાં સાથે ખાએ તો વાયુ વગેરે ખાહીનો નાશ કરે, અને દાંતના દરદને દફે કરી મોહડાંના ખરાબ વાસને દુર કરે. આદાંનો રસ તોલો ૧॥ તથા મધ તોલો ०॥। સાથે મેલી પાય તો હાંફણ દમ તથા ખાંસી દુર થાએ અને શરકમ જેવાં શરદીના દરદનો નાશ થાએ. ચાહનો ગુણ કેડો છે! ચીના લોકો તેની સરદીની અશર તોડવા માટે તેમાં સુંઠ અને નીમખ નાંખેછે! રુશીઅન લોકો તેમાં લીંબુ નીચવી પીએછે! જરમનો તેમાં રમ દારૂ તથા તજ નાંખેછે! મોગલો તેમાં નીમખ નાંખેછે! ચાએ પીધાથી ગાંયું દુખાતું મટી જાયછે, ઘણીકડવી ચાએ નુકશાંન કરેછે, નાડી ઉતાવલે ચાલેછે, અંતઃકરણ જોરથી ધબકારો કરેછે, આંગ ધ્રુજેછે, કરીઆતું ભુખ શાંરી લગાડી, કોઠાને મજબુતી આપી શરીરને કઉવત આપેછે. શોપારી ઘણી ખવાઇ હોય તો તડબુચ તેના કુચાને ઉતારી નાંખેછે. પાકેલાં કેલાં માંશને વધારે, લોહી સુધારે, આંગનાં રોગને ફાએદો કરે, પણ કફને વધારેછે. જેને બરાબર ભુખ નહીં લાગતી હોએ તેને કેલાં ખાધાથી અવગુણ થાયછે. કેલાં જમવા પછીજ ખાવાં અને આગમજથી ખાવાં નહીં. જેને દુધ નહીં જરે તેને તેમાં પીપર નાખી જોશ દઇને પીવું. બગરી ઘણી ખાધાથી અવગુણ થાએતો આદાંનો કટકો ચાવી હજમ કરવી! કેલનાં પાણીમાં શકર નાખી પીએ તો દારૂની ગરમી અને કેફ ઉતરી જાએ. શેરડીનો રશ ઘણો પીધાથી પેટ છુટી ગયાં હોય તો આદાનો કટકો ચાવવાથી ગુણ થાએ. કાકડીમાં મીઠું મરચું મેલીને ખાધાથી નુકશાન નહીં કરે! કાકડી પણ દારૂની કેફ ઉતારી નાખેછે કેમકે દારૂમાં કાકડીનો કટકો નાંખેછે તો દારૂને પાણી કરી નાખેછે. જમાલગોટાથી ઝાડો બંધ કરવો હોયતો ખીચડીમાં ઘી ઘણું ખવડાવે તો ફાએદો થાએ! ગાંઠલી ઘણી ખવાઇ હોયતો મધ તેનો ઉતાર છે. જલેબી મીઠી થંડી કઉતીવાલી અને શરીરનું બંધારણ વધારનારી છે પણ વધારે ખાયતો હાપરો થાય! અટલાગણ થાએ! એક નાંહાંનું ગલાશ બરફ કરીઆતાંનું પાંણી પીધાથી લોહીને શુધારેછે. હરશનાં મશાના રોગમાં, કમલામાં, બદહજમીના રોગમાં અને "માલીખએઃલીઆ"!(કદાચ મેલનકોલીઆ હશે) વગેરે બીમારીમાએ પાણી ગુણ કરેછે; ઘણા દીવસ જારી પીધાથી કોઠાને નબલો કરી પાચણ શકતીને બગાડેછે. તેણે દુધ અથવા શેરબ સાથે મેલીને પીધાથી ઘણું બદશવારે 'લાગતું' નથી. દીન એકવીશ સુધી શુનામખી પાએતો મરવે રોગ જાએ! માખણ સાથે ખાએતો અગણીત રોગ જાએ! દરાખ સાથે ખાએતો આંખનું તેજ વધે! રાન વલીના રસ સાથે ખાએ તો રોગ જાએ!

ચણોતીના રસ સાથે ખાએ તો વાઝણીને પુત્ર થાએ! ઊંટના દુધ સાથે ખાએતો ખોખરી વાચા સુધરે. તલીના તેલ સાથે ખાએતો ઝેર ઉતરે. દાડેમ સાથે ખાએ તો હરએક રોગ દુર થાએ! જગરૂખ આખું ખાવુ અરધું ખાવુ નહીં! એની અનદર એક જેહેરી કડીએ આવેછે તે હરગીજ ખાવી નહીં. આખું ખાએતો કાઇ નહી અરધું ખાએ અને જેનામા જેહેરી કડીએ જાએ તેને તાર આવીઆ વગર રેહે નહીં! ઇતીઆદી ઇતીઆદી.

---

## એક કાહાણી.

### (અંગ્રેજી ઉપરથી.)

ધર્યો મે હાથ તેનો નાજુક નરમ,
ને પકડ્યુ કમ્મરથી તેનું બદન,
ને કહ્યુ કે તું વગર દાહડા છે રાત,
ને રાત છે અધારી યોગ્ય કફન.
જોયુ તે એરતે માહરી તરફ,
ને કાહડ્યા આંખોથી આસુના નેવ,
ને પસ્તાવા સોદાથી બોલી દરેક,
"હેર તાહરી ઉપર, અએ દોજખી દેવ !"

જ. ને. પી.

---

## ઇનામનો સવાલ.

### (મરેસતાનુ ઇનામ)

૯૯૯ પાઉન્ડ એક છોકરો, એક છોકરી, એક બાપડી તથા એક ચાકરને વેહેંચી આપવા છે, તે એવી રીતે કે છોકરાના હીસ્સાનો છઠ્ઠો, છોકરીનાનો સાતમો અને બાપડીનાનો અગીઆરમો ભાગ એક સરખો હોય તથા ચાકરને છોકરાના હીસ્સામાથી $\frac{1}{2}$, છોકરીનામાથી $\frac{1}{6}$ અને બાપડીનામાથી $\frac{1}{22}$ મલે, પણ પેલો ચાકર એટલી કડાકુટને બદલે આખી દોલતનો આઠમો ભાગ લેવા માગેછે, ત્યારે દરેક જણને શું મલશે ને કેઇ રીતે લેતા પેલા ચાકરને નફો થશે.(રીત તથા જુવાબા સાથે)

## ગયા માસના સવાલનો જવાબ.

,૪ બાયડીને તો ૩ છોકરીને મલે પણ જો બાયડી ૬ લેયતો છોકરાને ૭ મલે, તેથી જો બાયડી ૬ ને છોકરો ૭ લેય તો છોકરીને (૪ : ૬ : ૩)=૪½ મલે. ૭+૬+૪½=૧૭½;

૧૭½ : ૭૭૦ :: ૭ =૩૦૮૩૦ છોકરાને.
૧૭½ : ૭૭૦ :: ૬ =૨૬૪૨૦ બાયડીને.
૧૭½ : ૭૭૦ :: ૪½=૧૯૮૩૦ છોકરીને.

ઈનામ મેલવનાર Mr H Nowrosjee Virajogi, તે તેવણે મગાવી લેવુ

## ખરા જવાબ મોકલનારાઓના નામ.

Mr H Nowrosjee Virajogi
મીο એમο એફο બનાજી
મીο જગજીવન ગીધા
Mr Bejenjee Muncherjee Ghadiali
મીο જાο નο રાઈટર.
મીο એદલજી રૂસતમજી કામા.
મીο દાઉદભાઈ શરીફભાઈ.
મીο ખંડુભાઈ લલુભાઈ (કાલીઆવાડીથી).
મીο પીο એસο પાઘડીવાલા.
મીο પેસતનજી કાવસજી શેઠના
મીο બળદેવરામ કરશણરામ માસતર
Mr E D K
મીο સેમી
મીο શરીફભાઈ મનજી (ચોટારગચી)
M J P Doctor
મીο ખο મેο શરાફ

## લખી મોકલનારાઓને ખબર.

નવાજબાઈ દોરાબજી—તમારી કવીતા મલી છે, તે ઉપર જોગવાઇએ ધ્યાન આપીશુ.

---

## શુદ્ધી પત્ર.

ગીઆ અંકના ૯૪મા પાનામાં આવેલી "મોહટાઈની જંજાલ" વાળી બાબદની છેલ્લેની કવીતાની ૯ મી લીટીમા "ગુજર" ને બદલે "ખબર", તથા ૧૩ મી લીટીમાં "ખબર" ને બદલે "ગુજર" વાચવુ. અને એજ પાને "માહરી માશુકનું રદન" માથી કવીતાની પેહેલી લીટીમાં "કરે છે" ને બદલે "રડે છે" વાચવુ.

---

વેબીતવાવ—નંબર ૮૭૨ વાલા પેગા,
મુંબઈ વર્તમાન છાપખાનામા મનચેરજી હોસંગજી જાગોસે છાપું છે.

# વિદ્યા મિત્રનો વધારો.

મેએ ૧૮૮૧.

## પારથીઆવાલી અશકાનીઅન (આરસેસીશ) જેવાં બુલંદ. તુરાની જરથોસ્તી ટોલાની શેહેનશાહતની ભુગોલ, તવારીખ, રીતભાત, ભાશા, ધરમાચાર ઈત્યાદી.

(લખનાર મી૦ જમશેદજી પાલણજી કાપડીઆ.)

( માર્ચ ૧૮૮૧ નાં અંકના વધારાનું સાંધણ પાને ૮ થી. )

પરંતુ તે ઉપરથી કોઇ પણ પરોમવાલો ગ્રંથકાર આપણને હીંદુ કરીને ગણી જાએ તો, તે શરપ હેમાંકત જેવું ગણાએ તેમાં કંઇ નવાઈ જેવું નથી. તે શાથે અસલી ઇરાંનીઓમાં તુરાંની નામો આમેજ કરવાનો રેવાજજ ન હતો અને જયારે આ ટોલાનાં નામોમાંથી આપણે ઘણાખરા તુરાની નામો દેખાડાવી શકીએ, ત્યારે તો તે ઉપરથી શાફ પુરવાર થવું જોઇએ જે, એ ટોલો ઇરાનીઓનો નહી પરંતુ ફકટ તુરાનીઓનોજ હોવો જોઇએ. એઓના ઘણાખરા પાદશાહો તથા અમીર ઉમરાવોના નામો જેવાં કે, અમીનાપીસ જે અશલમાં તુરાની ધાતુ અનનાપ યાને ઇશ્વર ઉપરથી ઉતપન થએલુ છે, તે શાથે પેકોરસ, વોનોનીશ, બાકાસીસ, સીનાસીસ, અગરેરસ (અબદાગીસીસ), અબદુસ, વલગેશ (વોલાગીસીસ), ગોદરેજ (ગોતારજીસ), મનાસ્સીરાસ, સેનાત્રોએસીસ, હીમીરસ, ઓરોદીસ, અફરાસીઆબ (અપરાતીડસ), ઓરનાસપદીસ, અર્શક (આરસસીસ), પારનાસીસ, વાસાસીસ, એકસીદારીસ, ફરાતાસીસ, ઓસરોસ, મોનીસીસ ઇત્યાદી નામોમાં, અસ અથવા અક * એવા તુરાની પ્રત્યક્ષ જે આપ્યો છે, તે સંગએશ (સંગીશ) માંફક તે શઘલાં નામો તુરાની હોવાથી એઓનાં તુરાની લોહી વીશે આપણા મનમાં હવે કશો પણ શક રેહેતો નથી. શેહેનશાહ કુરશ અથવા સાઇરસ જેનું ફારશીમાં ખોશરો એમ થઇ શકેછે, તેવાં ઇરાંની નામને પણ ખોસરોસ એવું એ લોકો તુરાની રૂપ આપી ગયાછે એટલુજ નહી, પરંતુ સુરીના (સુરવીરા-શીપેહેસાલાર) અને ગર્દ જેમકે પારસાગરદ તથા દારાબગરદ અને અરમાની સર્ત, જેમકે વોલોગીસોસર્ત તથા વીગ્રાનોસર્ત, એવા આરીઅન શબ્દોને તુરાની રૂપ "કરત", યાને શેહેર અથવા કીલો, એવી ઘપછપથી એ લોકો લખી ગયાછે. આ ઉપરથી પણ એઓનુ તુરાંનીપણું ઘણું નહીતો થોડુંબી માલુમ પડી શકેછે, કેમકે એ ટોલાનો ભાશાના ઘણાખરા શબ્દો અતીઆર શુધી બચી

---

* પુરાતન બાબેલોનીઅનોની પ્રથમ ભાશા અને બીજી ઘણીખરી તુરાંની ભાશાઓ, જેવીકે બારક ઇત્યાદીઓમાં એ પ્રત્યક્ષ શાધારણ છે.

શકીઆ નથી અને રૂમી ગરંથકારોનાં પુસતકોમાં વટીક જોવામાં આવતાનથી, માટે ફકટ બે ચાર શબ્દો ઉપરથી મુખ્ય શારાઉશ નીપજાવી કાહાડવો તે બહુ મુશકેલ કામ છે. તે શાથે આરીયનો શાથે તુરાની ટોલાં છુટાં છવાયાં પુરાતન કાલમા તો શું પરંતુ હાલ જમાનામાંબી દેશ દેશ વશેછે, જેમકે આગલા જમાનામા થગાનોઅન નામનો તુરાનીટોલો, મજકુર આરયન શવશથાનોમા વશનો હતો અને હજુરબી તે તરફ તરકોમન, ઉશમનાલી તુરક, કાલમક, એોગગસ, ઉશબેગ અને ઈલીઆત નામના ભટકતા તુરાનીટોલાં, જાબજા વશેછે એમ વામબેરી વીગરે બીજા મુશાફરો એક આવાજે એકરાર કરેછે. વલી યુરોપની ભુમીમાં પણ હન્સ(હુનુસ), બલગારીઅન તથા કોમન નામના તુરાની ટોલાઓ, અશલ વખતથીજ મતરાઇ રેહેલા છે અને હજુર બેર ઇટાલીમા, ભત્રસકનોનો ટોલો, તથા સ્પેનમાં બાસ્ક અને એશીઆમાઇનરમાં ગાલેસીઅનોનો ટોલો જે વશેછે, તે પુરાતન કાલથી તુરાનીજ લોહી ધરાવતો આવ્યોછે, તે વાત પુરાતન વીદીઆ જાણનારોમાં શારી કાની રોશન છે.

હવે એ ટોલાની રીતભાત વીશે જે આગલ આપણે બોલી ચુકા છેએ, તે પરથી તો એ લોકોનુ તુરાનીપણુ આઇનાની માફક દીપી નીકલેછે. હાલના તરકોમનો જે અદ્યાપી એઓનાંજ દેશમાં વશેછે તે તથા તેવાંજ બીજાં તાતારી ટોલાં માફક તેઓ પોતાનો શઘલો વખત ઘોડા પરજ કાહાડતા હતા. વાતચીત, કામ કાજ, વેચવું, લેવું તથા ખાવું, પીવું બી ઘોડાનીજ પીઠ ઊપર હાલના ઉઅબેગો માફક તેઓમાં જાએજ હતુ. તેઓ ઘણીએક બાઇડીઓ કરતા, ઓરતોને મરદોની નજરે નહી પડવા દેતા, છીનાલાં શારૂ બેહદ સજા કરતા અને શીકારના ઘણા શોખી રેહેતા અને પોતાનેજ હાથે શીકાર કરેલાં જાનવરોનુ માંઉશ ભક્ષ કરતા હતા બાવે મીતાહાર પણ પલીનીના જણાવીઆ મુજબ પીવે ઘણાજ છાકતા, વાતચીતમાં ઘણાજ કમ બોલુ, પરંતુ પોતાના દેશમાં યાતો પારકા દેશોમા લાકડાં લગાડી આપવામાં ઘણાજ ફાતને અંગેજો અને ચુલબુલીઆ રેહેતા હતા. મોગેલોમાં "શુનેરી વરગ" નામે એકજ વરગ હજુરબી જે સ્વતંતર ગણાએ છે અને ઊંચો દરજજો ભોગવેછે, તે પરમાણે એઓમાંબી થોડાજ શખ્સો આપઅખતીયારી ભોગવતા અને બાકીનો ભાગ તો તે થોડા શખ્સોના જાને ગોલામો હોય તેમ ગણાતો હતો. પલીનીનાં કેહા મુજબ એ લોકોનાં ઘણાજ આબાદ જમાનામાં પણ, એઓનાં મુખ્ય અશલી રેહેઠાનોમાં જે પારથીઅનો પડી રેહેલા હતા, તેઓમા ભટકવાની ચાલ પોતાના પુરવજો માફક ઘણીજ શાધારણ જોવામાં આવતી હતી ને શુધારાની હંમેશ તેઓ શામે થતા હતા. જેઓ કે શુધારા વાલાઓમાં ખપતા હતા, તેઓમાંબી અશભ્યતા, બેરશલુકાઇ, તરકરાપણું અને અરધી જંગલી ચાલચલનો રેવાજ પામેલી હતી. પાદશાહ, અમીર ઉમરાવો તથા દરબારના માણશો બાહેરથી શુધારાનું દોલ ગાલતા, પરંતુ પરલોક શાથ વેહેવારમાં તેઓની તુરાની ચાલચલનો શાફ દીપી આવતી હતી. આ ઉપરથી ગીબન વાજબીની રાહે બોલેછે જે "પારથીઅન શેહેનશાહો હીંદુસથાનના મોગલ વંશના પાદશાહો માફક, પોતાના તુરાની નીઆએગાનોની ભટકવાની રીતભાત વધારે પશંડ કરતા હતા અને તાઇગરીશ નદીની પુરવ બારુ બની આવેલાં વીશફુનનાં [illegible] શેનશાહી છાવણી [illegible] ચીપ [illegible] ગમાયો જરમન [illegible] શકે નાં- [illegible] પરંતુ [illegible]

વેથી તે ઠેઠ છેલ સુધી એ લોકોએ પોતાની અંહી તંહી ભટકવાની રીતભાત જાગે રાખી મેલી હતી. એમ પોતાનો અભીપ્રાએ આપે છે અને કહે છે કે, જે વખતથી કરીને એઓનો શહેનશાતનો નાશ થયો, તે ગોથા શહેરના રેહેવાશીઓ યાને તે જમાનાના તાજીકો, * હલીઆત યાને ભટકતા ટોળાઓ ઉપર ફતેહ પામીઆ તેનો ગોથા એક દાર દેખાડવે છે, કેમકે એ શહેરીઓ તેઓના પાસ છ શદીના જુનમાત થી હવે કંતાડી ગયા હતા. એ લોકોમા ઓશમેનાલી તુરકીઓ, જેઓના વંશમા હજુરપેર ઇસતમબોલનું ગાદીપાટ છે, તેઓ માફક લશકરી ઘણા શરશ ગુણો તથા રાજ ચલાવા તથા દાર પાડવા વીગેના શધળા સારા કાનુનો અને બંદોબસ્તો શાથે, મોહોબત અને શારી મન શકતી પણ જોવામા આવતી હતી તુરકીઓજ માફક તેઓ બાહેરથી સુધારો તથા લીઆકતપણું દેખાડવાનો ફાંકો રાખતાહતા પરંતુ ભીતરમા તેઓ અરધા જંગલી જેવા વીહના અને આશીવનટોનાઓ જેવી મન શકતી તથા શુવારના ગુણો તેઓમા ન હતા. તુરકીઓજ માફક તેઓ છુટેના ટોળાઓ શાથે આમેજ થતા નહતા અને શરની શદીઓ સુધી તેઓ શાથે જહાજોપેહેનાર ન રાખી, પોતે ગોથા તમેઅરીના માડીઆ તેઓથી વેગળા રેહેતા અને એક ગજ કરતી બનનંત ટોળી માફક, જે દેશ તેઓએ છુટીઆ હોય તાહાં પેતે પછી છાવણી કરી પડતા હતા આથી ગજ કરતી ટોળીઓ શાથે સ્જઅતને જહાજી મીનાઆરી ન રેકેતાંરી, છુટેલી રૈઅતો ટક મલેથી શતતન થતા માગે

• • * હાલ જમાનાના તાજીકો વીશે જુઓ ભાગ "કાફરે વીલાપુશ" નામના ચોપાનીઆને પેજ ૩ જે આપેલી નોટમા.

અને મનમા દવેશભાવ રાખે તો, તે ખુદરતી છે અને હાકેમોની આવીજ ટકુબગીને લીધે ઘણાએક રાજ પાટોના આખરે નાશ પણ થઇ ગયના છે, એમ હતીહાશ ઉપરથી સાબીતાની રોશન છે. પ્રીંગુશી કેહેછે જે —

"મતીજ બજાએ ગ્માનદ મખુન,
કે વીગન કુનદ ખુનહાએ કુહન".

યાને "તકોબરી અને તેહેકરાઇએની તો બુરી ચીજ છે કે તેથી સોથી પુરાતન ખાનદાનો એક ઘડીની દરમ્યાનમા તારાજ થઇ જાય છે" પારથીઅનો જેના શુર અને ભટકતા તુરાનીટોળાઓવાર વાર ઉતર ભણીના દેશોમાથી દખણ તરફના રાજોની માઠી અવસ્થાઓનો લાભ લઇને, યુરોપ તથા એશીઆની ભુમીમા ઠેકાણે ઠેકાણે આવેલા ગરમ દેશાન રોમા ઉતરી પડવાના ઘણાએક દાખલા આપણી શોડે અધારી મોજુદ છે, પરંતુ તે અતે જણાવેના આપણી મુલ મતલબથી આડુ ફાતના જેવુ જાણીને, મને અહીઆ પડતા મેલવા પડે છે.

હવે એ ટોળાના ધરમ વીશે આગલ આપણે મફે ૧૧ મે ઇશારો કરી ગયા છઇએ, પરંતુ એઓનો માજદીઅશનાન ધરમ, જરથોસ્તી નીખાલેશ દીનથી કેટલેએક દરજે વેગલો હતો, કેમકે એ લોકોના સીફાઓ ઉરપાલાસ, આરતીમશ, ઓઉસ, એપાલો, હીરાકલીસ, દીઓસકોરો, જેનુસ, ઇકવીતસ તથા નાઇકી અને તાઇચી જેવા રૂમી તથા યુનાની દેવ દેવીઓના ચીતારો વારંવાર આપણા જોવામા આવે છે. એમ કરવાની મતલબ પોતાની બનનત યુનાની પ્રજાઓને ગમે તો રાજી રાખવાની યાતો જેમ માજદીઅશનાન પઠમા યજદ અમશાસ્પંદો છે, તેઓને ગજદુ[illegible] માફક ગણી જેમ આગલ શેહેનશાહો જરથોસ્તી હોના છતાં[illegible] દેખ[illegible] વીઓ હતો, તેવી ઢપઢાથી [illegible] જુ છુટેલી રૈઅતોના દીન પોતાના [illegible]

રદ્દ કરી લેવાના હેતુથી, આપણા યજદ અમશાસ્પંદાને જુનાની દેવતાઓ શાથે એકશાન કરી દેખડાવવા માટે, આવુ જીસમાની રૂપ આ રાજ કરતી ટોલીએ આપવામા જો શીઆનપણું વીચાર્યુ હોએ તો, તેમા તે જમાનાની રીતભાત તરફ નજર કરતા એ ચાલ હાલમા માફ થાઇ શકે તેવી છે. આપણા લોકો એ ટોલાના ધરમને પોગીઓ દફેશી કરીને એખલાજ ઉપરથી લખી ગયા છે, કેમકે એઓની દીન જેમ હજરત સ્પેનતમાન જરથોસ્તના જમાનાના તરતના વટલેલ માજદીઅશનાન વીસપાએ, પોતાની થોડી ઘણી ખાપીકી બુતપરસ્તી રશમો શાથે આપણા ધરમને પ્રથમમા સ્વીકારીઓ હતો, તેવોજ માશરીત ધરમ એ લોકોનો હોય તો તેમા નવાઇ જેવુ કઇજ નથી એટલે માઝદીઅશનાન પહેનોજ હતો તેના બે મુખ્ય કારણો હુ અત્રે જણાવી શકુ છુ — ૧ લું એ જે ડાવીઆવી દસ્તુર જેવા જરથોસ્તી ધરમનો પવીત્ર ઝુંનડો, નામદાર આરમજ ૧ લાના ફાએ, શેહેનશાહ દારાના મરણબાદ પોતે બચાવી રાખીઓ હતો અને તે ઝુંનડાની શાહેતાથી ઈગનીઓને ઉપકેરીને યુનાનીઓના પજમાથી પારથીઅન ટોલાના આ કુલ પુરૂશ આખરે સ્વતન્ત કરી નાખ્યા હતા, એમ જીનતુલ તવારીખ કરતા લખી ગયો છે * ૨ જુ એ જે યુનાની યવનો જેવા જુદદીનોના આશિબથી એ જમાનામા જ્યારે જરથોસ્તી ધરમના પવીત્ર દફતરો અફગ તફરી થના લાગ્યા, ત્યારે એઓના એક શેહેનશાહ નામે નરસી યાતો વનગેશ (વનેશ અથવા વોલો ગીસીસે) આપણા લોકોના જેખા ધરમના દફતરો બચીઆ હોય, તેઓને સાચીકાની એકઠા કરીને બંધાવી રાખવાનો ખાશ પરવાનો પોતાના બોલા ગજમા પ્રસીદ્ધ કરયો હતો, એમ દીનકર્દવાલો પોતાના ૪ થા દફતરમા આ મુજબ પેહેલવી ભાષામા એકરાર કરી ગયોછે. તે બોલેછે જે, "દાગએ દાગયાન હમાક અવસ્તાક વ જંન્દ ચીગુન જરથુશતર મેન ઓહરમજદ પદીરફતે નપેશતે હુ પઝીન અધા. પતન ગન્જે શપીગાન વ અયોક પવન દેજીએ નપેશતે દાશતન ફરમુતે. નરસીએ અશકાનાન અવસ્તાક વ જન્દ ચીગુન અબીગ ગીપાહ દયેન યાતૂન્તે યકીમુનાત હમુકચે અવસકુલા મેમન મેન વજંદ વ આશો ફતકારીયે અલેકેજેન્દર વ ખીનવર વશીપે અરૂમાયાઆન દમનં અઇરાન શલે પ્રગન્દગીયાહ ગદમ નપેશતે વ વદ મેમન હુજવાન અપેસ્પારશની પતન દસ્તુબર કુતરૂન્તે યકીમુનાત વ દયેન ચત્રે ચીગુન ફ્રાઝ મદે યકવીમુંનાત નેકાસ દાશત વ શલેયાહ અદબાદ કારફરતન ફરમુતે" યાને "દાગએના (બેટા) દારાએ અવસ્તા અને તેહને લગતી ઝન્દ જે પરમાણે જરતોશતે અહુરમજદથી મેળવીને તેનું લખાણ કરયુ હતુ, તેહની બે નકલ કરાવીને એકને 'ગન્જે શીગાન' (યાને પાદશાહી દફતરખાના) મા અને બીજીને 'દેજેનપેચતે' (યાને ધરમ પુસ્તકોને સંભાળથી રાખવાનુ એક મકાન બંધાવેલુ હતું તેહેમ) રાખવા સારૂ ફરમાવ્યું હતુ. આ અવસ્તા અને તેહેને લગતી ઝન્દ જેવી સફાઇદાર હાલતમા લખીને રાખવામા આવી હતી, તેજ પ્રમાણે તે, સકન્દર અને (બીજા) ફીનાબોર તથા લગારા રૂમીઓના ફીતના અને નુકસાનથી ઇરાન દેશની અંદર વીખરાઇ ગઇ હતી, તેહને તથા જે કાંઈ અવસ્તાઓ જંદ મોહોડે યાદ હતા તથા દસ્તુરોની પાસે રહેલા હતા અને જે કાઇ શેહેરમાથી મલી આવ્યા હતા, તેહને અશકાની ઓલાદના નરસીએ યાતો વલ-

* જુઓ મારી "તવારીખે કદીમ ઇરાન"ને શફે ૫૫ મે.

ગેશ * ચોકશાઈથી લખાવીને જાલવી રાખવાને તથા શેહેરે શેહેર તેહની નકલો મોકલવાનો હોકમ ફરમાવ્યો હતો." વલી આગલ આપણે ભવીષ્ય પુરાનને આધારે એમ જણાવી ચુકયા છઈએ જે, જે મોબેદો કે પંજાબને મારગે કબ્જુના બેઠા સામબના જમાનાંમાં હીંદુસ્થાનમાં પેઠા હતા, તેઓ આરયન નહીં પરંતુ સકાઇઆને તુરાનીઓની જાતના હતા. † કેમકે તેઓ શાકદ્વીપ નામનાં કોઇએક ટાપુનાં રેહવાશીઓ હતા ને જે ટાપુને શેહેનશાહા દરાયસનાં લેખામાં "સકા તઈઅપાર દરીઅ" એવું નાંમ આપેલું છે. અવસ્તા પછીનાં જમાનાંમાં મધ્ય એશીઆખંડમાં ઘણાએક તુરાંની ટોલાં પણ જરથોસ્તી પંથમા વતલ્યાં હતા માટે પારથીઅનોબી અસલથીજ માજદીઅશનાંન ધરમ પાલતા આવીઆ હોયતો, તે વાતને મજકુર દલીલોપરથી હાલમાંબી આગીકાંની પુસ્તી મલી શકે તેવું છે. એ નામદાર ટોલો અશલમાં હખાગની પાદશાહોનાં દોરમાં પારશીઓના તાબા હેઠલ કેમ આવીઓ તે વીશે બે જુદાં જુદાં મતોછે. દાયોદોરસ સીકલસ, કવીસીઅશની મતાને આધારે એમ બોલે છે જે, અશલમાં એ લોકો એસીરીઅનોના જબરા રાજને તાબે પડેલા હતા. ત્યાર બાદ જયારે આસીરીઅનો જેવાં સીમટીક ટોલાનાં હાથમાંથી મીદીઅનોને શેહેનશાહી દરજજો મલીઓ, ત્યારે એ લોકો મીદીઅનોનાં તાબા હેઠલ આવીઆ અને મીદીઅનો માજદીઅશનાન ધરમનાં મુખ્ય ચેલા હોવાથી, એ લોકોબી તેઓ થોડેથી જરથોસ્તી ધરમ અખતીઆર કરી બેઠા હતા, જેથીજ એ લોકોમાં મોબેદોનો દરજો પાદશાહથીજ જરા ઓછો ગણાતો હતો અને મગીસ્તાન * નામ ધરાવનાર દાનાવ મોબેદોની રાજ કરતી મંડલીનો અખતીઆર એ લોકોઉપર વીશેશ કરીને ચાલતો હતો, એમ આગલા રૂમી ગ્રંથકારો એક આવાજે એકરાર કરી ગયા છે. ત્યાર પછી મીદીઅનો થોડેથી જયારે પારશીઓ એ શેહેનશાહ કુરૂશના દોરમાં, આખી એશીઆની શલતનત પોતે ખુચી લીધી ત્યારે મુગે મોહોડે એ ટોલોબી જરથોસ્તી હોવાથી પારશીઓને તાબે થઇ ગયો હતો પરંતુ તેઓનો જીવ પોતાના ધરમ ગુરૂ મીદીઅનો ઉપર વધું હોવાથી, દરાયસનાં રાજમાં તેઓએ હુલડ કરીને કોઇ એક મીદીઅનુ થગારાના ભમાવવાથી, થોડુકશુધી શવતંત્રતાનો જુનડો પોતે ઉરાડીઓ હતો; પરંતુ દરાયસના બાપ ગુશતાસ્પે પાછી તેઓની શુધ ઠેકાણે લાવી, ફરીને તેઓને પારસીઓને તાબે થવાની વલી ફરજ પાડીહતી. આ હેવાલ ઉપર મને હીરાદોતશના હેવાલ થાને વધારે ભરોશો લાગેછે, કેમકે એ ઇતીહાશ કરતા એ શેહેનશાહે બાખત્રીઆ દેશ ઉપર હોમલો કરીઓ, ત્યારે વાતમાં તેને પારથીઅનોનેબી જીટવા ફરજ પડી હતી એમ જણાવી ગયોછે. જો અશલમાં એ લોકો સ્વતંત્રજ હતે અને મીદીઅનોનાં તાબા હેઠલ ન હતે તો શેહેનશાહ દરાયશનાં રાજમાં, એ ટોલો કદી મીદીઅનોની બાજુ લેઇ હુલડ મચાવતેજ નહી,

* જુઓ દા૦ હાઉગના "પારસીઓ સંબંધી રીશાલા" (આવૃત્તિ ૨ જી) ને સફે ૫૪ મે. પેહેલવીમાં જે હાલતમાં નરસીનું નાંમછે તેનો ઉચ્ચાર વલગેશ કરીનેબી થઇ શકેછે પરંતુ તેમ વાંચવું વાજબી થડતું નથી, કેમકે જુનાની નામ ઝગુંનાઓમાં વાપરવાનો રવાઇઓ નહતો.

† જુઓ આ દફતરને શફે ૨૯૨ મે આપેલી નોટમાં.

* જુઓ એ શબ્દ વીશે વીગતે ખુલાશો માગ "કાંફરે શીહાપોશ" નામના ચોપાનીઆને શફે ૨૭ મે આપેલી નોટમાં

૬

માટે પ્રોફેશર રાલીનશન શાથે હું એકમત થઈ શકતો નથી અને હીરાદોતશનાં લખાન થાને કવીશીઅસના મજકુર બોલવા પર આ બાબદશર હું વધારે ભરોશો રાખવા દુરશ્ત વીચારૂછું. "હવે પારસીઓનું રાજ વધારે માયાલું હોવાથી, એ ટોલો ત્યાર બાદ કેઠ શેહેનશાહ દારાનાં જમાના શુધી ઘણો વફાદાર નીવડીઓ હતો અને શીકનદરે જયારે ઇરાનઉપર શવારી કરી, ત્યારે પારસીઓની બારદુ તરફથી અરબેલાની મોટી ખુનખાર લડાઇની વેલાએ માસીદોનીઅનો શામને શાકીકાની એ લોકો લડીઆ હતા, એમ એરીઅન તથા કુવીનતસકરશીઅશ એક અવાજે લખી ગયાછે. પરંતુ દાગં જયારે આખરે ઇંગ્લનું ગજ ભાગી બેઠો અને શીકંદરબી એઓનાં મુલક ઉપર શવારી કરી, ત્યારે નાઆરીએ તે ફતેહમંદ શેહેનશાહને તાબે થવા સારૂ, એ લોકોને બીફરજ પડી હતી, પણ તેઓનાં હાથ હેઠલથી એ ટોલો પચાશ પોનોસો વરશનીજ ટુક મુદતમા નીશરી જઇને, પાછો શવતંત્ર થઈ ગયો અને આખું એશીઆનું રાજપાટ પોતાના શવાધીનમા લેઈ બેઠો કે, જે વીશેની વીગતે તવારીખ હવે પછીનાં દફતરોમા દરોબસ્ત વીશતારેલી વાંચનારાઓના જોવામાં આવશે.

---



# વિદ્યામિત્ર.

પુસ્તક ૮ મું. જુન ૧૮૮૯. અંક ૬ ઠો.

## બેનજીર અને બદ્રેમુનીર.

### નાટક ચાર અંકી.

#### એક્ટ ચોથો—દેખાવ બીજો.

[રસ્તો—લઉવો દાખલ થાયછે.]

લઉવો—આબરાકા દાબરા—શાડગે તો-બાના તાબરા. આવ બલા ને પકર ગલા—એ વાત તો આપણી ઉપર બરી પડી બલા. લઉવાની લપલપી—જરા સરખી જપજપી—વાત થઇ ગઇ તપતપી—જાણે તાપ ચહડી ધમધમી. જરા આપરે અમથું કહ્યું—તે તો અજાઇ થઇ ગયું. મેં અમથો જરા બોલિઓ—કે શાહજાદાને હજુ કોઇએ નહીં ઓલિઓ. તેથી મોકલો કોઇને તેની પાછલ—તો કેજે તમેજ જાઓ આગલ. અરે ભાઇ મેં નહીં જોયલી આગલ—નહીં તોરેલી કોઇની સાંકલ. તારે હું કાંહાં જાઉં—નકામો કાંહાં અટવાઉં તોબી કેહજે જાઓ તે જાઓ—આપરે કહ્યું આઇ લાગો. આપરે તો આયા—મગર ખુબ હારમાર થાયા. હજુર કુચ ભેદ નહીં પાયા—બોહોત કર કંઇ માયા. પેલો શાહજાદાબી નહીં પાતો—ને પેલા અમીરજાદાઓનોબી મેલાપ નહીં થાતો. તારે લઉવો તે શું કેરે—મરે કે માંડો પરે. લઉવાની કાંહાંની—સાંભલો મારા દીલજાની—નહીં મલે પીવાનું પાણી—સંધું થયું ધુલ ધાંણી. ખાવાનાબી વાખા—દાંતમાં ભરાય શાના સાખા. ધરો ધિઆંન—સમજો અનુરાગજાન—જંગલ જીહાંન-વધતી વેરાંન—તડકું મધિઆંન—રગતો નદીઆંન. જાહાડ, પાહાડ, ખારો ખજુરીઓ—ખાહી, માહીં, દરપો ઉંડો—કોઇ મારે માર—કોઇ જાહારે કુતડો. હેવી અવદશા આપરી—હવે કેમ કરું બાપરી. થયાએ બુરા બહુ હાલ—જીવશ કે નહીં કાલ. કારણ કે સાંકુ થયુંચ સોટું—કપાલ થયુંચ ખોટું. માંથાની ઓપરી—જાણે રોટલીની ઠીપરી—ઘશાઇ જઇ ટાલકી—થઇ ગઇ જાણે પાલખી. હાથ અકડી—પગ પકડી—બગલ ભગડી—થઇચ જાણે સુરદાલ બકરી. વલી માહરા વાહલા કાલા બાલ—તેબી ધોલાને બદલે થઇ ગયા લાલ—તેને માટે બાવા જોઇએ થોડા સુરતી વાલ—નહીંતો બાંધવી જોઇશે સુનેરી ઢાલ. સ્વરામ ચશમાંઇચ—ને આંખ અમૃતાઇસબમાં અવાઇ ગીઆં—નખ તખાઇ ગીઆં. મિજાંની થઇ ગેઇચ બાજી—પીવી જોઇએ થોડી કાંજી—પણ હીઆં કોણ કરે મને રાજી. નાંખ, ને કાન—બધું થઇ ગયુંચ ખાખ, ને રાખ—આ માહારા દેહના મજેના લાલમ લાલ હોટ—તે તો જાંણે નકરા ચાંભરાના કોટ—હુને તો જોઇએસ પાણીના ઘોટ—પણ હીઆંનાં લોક, છે બધાં ઠોટ—તે કરેસ હદ ઘાત. ને આસી બીચારું માહારું મોનું—રતા

ને દાહાડો શોધેચ ભોંનુ—પણ તેને બદલે શાંબુ મલેચ ગોંનુ. છાતીબી બીચારી ગેઇચ શાતી—થઇ ગઇચ બધી રાતી—હેને શારૂંતો જોઇએ એક પાતી—ને મલેતો બધાં બદનને શાંધી—રાખું મજબુત બાંધી. કેમકે શાંધે શાંધા—ના પડી ગયાચ વાધા. અરે ઓ પેટ—તારે માટેતો કઉ-ઇએચ આટલી વેઠ—તેને શારૂંજ હીએવેર આવવું પડેઉ ડેઠ—ને રોજ દુબતુ જાયચ છેક હેઠ. ઓ બાપરૂં પેટ, ને કમરનો કાઠો ને બરડાનો ભાડો—શઉ થઇ ગીઉચ એક—તે તો કહેજે મહને જરા શેક—મેં કહેઉજે હવડાતો જરા વેક—કે મલે આપુણે ડેક. (ચાલવા જાયચ, પણ પાછો અટકી પડીને) લક—લક પગ-બીચારા પગને ચાલવાનોજ નહી મલે વગ. ગુઠણુજ ગરી ગયલાં—ને બધાં પાંણી મરી ગયલાં. તારે હવે—તો કેને જાયો મેં. (જરા બેશે છે) એ મી-શાલે બધું હાલહવાલ, ને બરીઆ બરબર ને ગરીઆ ગરગર થઇ ગયુંચ તેનું કેમ—પણ એનુંતો એમજ—જેમ તેમ કરીને આગલ ચાલવુંતો જોઇએ—કંઇ નશીબ અજમાવુંબી જોઇએ. શાહેબ જેયા દાતાર છે—તો તેને દાદ લેતાં શું વાર છે? (ઉઠી તઆકરી ફોડતો જાયછે.)

---

## એકટ ચોથો—દેખાવ ત્રીજો.

[ વેરાંન જંગલમાં અંધારી ગારનો એક કુવો છે, તેમાં બેનજીર પોકારતો ને ફરીઆદ કરતો સંભલાયચ]

બેનજીર—ઓ કમનશીબ બેનજીર,
આ શું નોક ને જનજીર.
ઓ વાહલી બદરેમુનીર,
ઓ દીલરૂબા ઓ દીલપજીર.
ઓ ખુદાવંદ ને હકતાલા,
ઓ કેઆરે થાશે બોલબાલા.
ઓ ખુદા કાંઇ છુટકારો થશે.
રે ઓ દાદગર કાંઇ દાદ લેશે.
(ફીરોજશા અને વજીરજાદી દાખલ થાએ છે.)

ફીરોજશાહ—(સાંભલીને)
લસે લસે ને ફર લસે,
દાદબીલસે ને છુટકબી થશે.
બંદા જો ધીરજ ધરશે,
તો સંધુ પોતાની મેલ થશે.
બેનજીર—હા કોઇ ઇનસાન જાત
કોઇ માનવ કે આદમ જાત.
ખરે કોઇ બોલતું સંભલાએચ,
કે બેનજીર તું ફોકટ વેહમાએચ.
ફીરોજશા—નહીં નહીં ખરેખર છેયે હમે,
થા બાહાર હવે મલશે તુંને જે ગમે.
કેમ દીલદાર—એજ તારો બેનજીર,
હવે એને કાહડવાની કરીએ તદબીર.
બેનજીર—
હા, કોઇ મારૂં નામ લેતું સંભલાએચ,
હું ધારૂંચકે તેવો પુછેચ કે શું ખાએચ.
પેલી નાપેકાર પરીનાં માંણશો,
લેઇ આવ્યાં હોશે ખાવાની જીનશો.
વજીરજાદી—અરે તું બેનજીર, બેનજીર કે,
ખરૂં કેહે ભાઇ તું કોણછે તે.
હોએ જો તું ખરો બેનજીર,
તો સમજ કે તાહરી ફરીછે તગદીર.
બેનજીર—
નથી જોઇતું મને કસું ખાના પીવાનું,
દુખ ખમતાં હવે નથી ગમતું જીવવાનું.
તમે તમારે મારગે ચાલેઆં જાઓ,
બેનજીર તો મુવો એમ તમારી પરીને કેહો.

વજીરજાદી—એ કાંઇ જુદુંજ શમજેચ.

ફીરોજશા—હા ! એ પરીનાં માંણશો ખાવાનું આપવા આવ્યાં હોય એમ શમજીને કંટાલીને હવે ખાવાનું લેવા ના પાડેચ ને મરવા તેયાર થયોચ.

વજીરજાદી—શખુર, તેકાંઇ પાછો બોલેચ.

બેનજીર—હા, હવે માહારાથી દુખ ખમી વધારે વાર શેખાતું નથી, ને કશી શકતી રહી નથી કે હવે હું ખાવાનું લેઇ શકું. વાસ્તે હવે તો બેહેતર એજ છે કે ખાવા પીવાનું એકદમ તજીને આ જી-

જતી હાલતમાંથી છુટકારો પાંમું. પામું-પાંમું-એકદમનો છુટકારો પાંમું; સલામ, શલામ, દુવા, દુવા, ઓ માહરી વાહલી બદરેમુનીર-તું ને છેલી શલામ ને છેલી દુવા કરી લીએચ તારો બેનજીર.

વજીરજાદી-અરે ફીરોજશા જલદી કરો તો. બેનજીર તો મરવાની ને જીવ કાહાડવાની તજવીજ કરેચ વાસ્તે ચાલો ઉતાવલ કરો. એને કાહાડવાની જહડકૂથી કાંઇ તજવીજ કરો. અરે આપણે ઘણી ઠીક તકે આવી લાગાંચ. વાસ્તે હું તેને ઉપરથી બોબાણીંચ, તેટલાં તેને કાહાડનારને તમો બોલાવી લાવો તો.

ફીરોજશાહ—(જહડકૂમાં)હા, હું અતરઘડી આમ્મે પાસેની જગોમાંથી માહરા દેવજાદાઓને બોલાવી લાંઉચ કે તેવો આવીને એને સલામત બાહાર કાહાડશે, પણ તેટલાં તમે શંભાલજો હો.

વજીરજાદી—બેનજીર, બેનજીર, ઓ!
બેનજીર—શબર, શબર, ને કરજે શબર.
તું સાંભલેચ કે હમે કોણ છેઇએ,
હમે તારા છુટકારા કાજે આયાં છેઇએ.
તારૂં નવુ નશીબ ને નવું ટાલે લાયાં છેયે,
તારો સાદ સાંભલીને ધુંદતાં આયાં છેયે.

બેનજીર—એ કોણ, ને શું બોલેચ-અરે જાઇ તમો કોણ છેઓ.

વજીરજાદી-(મનમાં) હવે એને શું કેહું. બદરેમુનીર, બદરેમુનીર, તાહરી વાહલી દીલદાર બદરેમુનીર.

બેનજીર-અરે ખુદા આમ્મે સાધ કાંઇ બદરેમુનીર, બદરેમુનીર હેવો સંભલાએચ-પણ- બરી બદરેમુનીર યાંહાં કાંહાં આવતીતી, તે તો બીચારી કાંહાંની કાંહાં બેઠી હોશે, ને શું કરતી હોશે. પણ હવે હું સમજેઓ કે માહરા મગજમાં એટલોતો ફુરશાર થઇ ગયોચ કે રાત દાહડો હું બદરેમુનીરને યાદ કરૂંચ તેથી તેની દેવાનગીમાં મને ફોકટના હેવા સાધ સંભલાયચ-કાંઇ નહીં, ફોકટ, ફોકટ, સંધું ફોકટ.

વજીરજાદી-કેમ શાહાજાદા, કેમછે રે ઓ બેનજીર-તાહારી વાહલી બદરેમુનીરને પીછાનેચ કે નહીં.

બેનજીર-અરે આમ્મે શું; વલી બેનજીર ને બદરેમુનીરનાં બોલો શંભલાએચ. ખચીત, ખચીત, હું ઘણો બેફામ થાઇ ગયોચ.

વજીરજાદી-તું તારી બદરેમુનીરને ઓલખેચ કો તુને યાદ છેકે નહીં.

બેનજીર-અરે એનો વલી કોઇ બોલેચ;નહીં,નહીં, એ કાંઇ ફોકટનો બેખાલ ને ફોકટનો વેહેમ નથી; કોઇ ઉપરથી ખરેખર બોલેચ; ને વારેવાર તે બેનજીર તથા બદરેમુનીરનું નાંમ લેઆ કરેચ, હા! હવે હું શમજયો, કોઇ મારી મશકરી કરતું હોશે. અરે! માહરા આવા બતંગ વખતમાં અને બેહાલપણાંમા કોઇને હેવી મારી મશકરી કરવાનું શુજેચ, અરે અફશોશ. (મોટેથી) અરે તમે જાઓ, જાઓ, એમ નીરદોશીને સતાવામાં તમારૂં ભલું થનાર નથી, વાસ્તે જો ખોદાના તમો ખરા બંદા હોવો તો હયાંથી તમારે મારગે ચાલ્યા જાવો. દુખીને દુખ પર દાંમ દેવો તમોને શજાવાર નથી.

વજીરજાદી-અરે તું એ શું બોલેચ, હમોને તું કાહાં હંકેલી કાહાડેચ—તું શમજતો ને શાંભલતો નથી કે હમો તારા છુટકારાને સારૂં આયાંચ.

બેનજીર—હા; કોઇ ઓલખીતો શાધ છે ખરો, માહરા ધ્યાનમાં આવેચ કે આમ્મે શાધવાલાં આદમી સાથ મેં લાડની ને પીઆરની વાત કીધીચ ખરી. અરે તમો કોણ છેવો—કાંઇ તમારી પકી નીશાંની આપો.

વજીરજાદી—(હંસીને) વજીરજાદી, વ-

જીરજાદી, બદરેમુનીરની વજીરજાદી નજમુલનીશાને ઓલખ્ય કે?

બેનજીર—હા, વજીરજાદી નજમુલની હાગુગર! ગુગર! ખાખ ખુદાતાલાના ગુગર! ઓ નામવર ખુબી ભરેલી વજીરજાદી; તું યાંહાં કેમ આવી પુગી, અરે! માહરી દીલદાર, માહરી મોહરદાર, મારી પેઆરી, વાહાલી બદરેમુનીરખી છે કેઃ—

વજીરજાદી—જરા ધીરજ ધર, બધી ખુલાશે તુંને હમણાં મલશે—હવડાં આપણાં આદમીઓ તુંને બાહાર કાહાડવા આવી લાગશે.

બેનજીર—હા! અંતે ખોદાએ માહરી દાદ લીધી, મારી આજેજી સાંભલી.

(ફીરોજશાહ બે દેવને લેઈ આવછ.)

ફીરોજસાહા—નામના ઉઠાવનારા દેવો તમો શેતાબી કરી આ બંધ કુવામાં જે આદમી પડેલું છે તેને આસતેથી હીના ઈંચકા વનાં સેલામત બાહાર કાહાડી લાવો.

દેવો—ખુશરેશ.

(કુવા ઉઘાડી અંદર જાઍય, તવી બે હાથ પર બેનજીરને બાહાર લાવેય, બેનજીર તદન નાતવાન થઈ ગીઓય ને દમ લેવાતો નથી. બાહાર કાડતાજ ઉજરડું જોઈને બેનજીર આખ બંધ કરેય ને જરા બેસુધ થઈ જાએય.)

વજીરજાદી—(બેનજીરપર નજર કરી; હાથ ધરીને) અરે એ શું થયું; એનો દમ કાંહાં છે? અરે! એની નાર ક્યાંહાં ચાલેય? શાહાજાદા!

દેવો—તાજી હવા ફુરમાસ, સાહજાદા ભીકુનમ બેહોશ.

ફીરોજસાહ—અરે એતો બંધ હવામાં કેટલા મુદત સુધી પડેલો, તેથી એકદમ બાહારનો ઉજાસ જોઇ શકાતો નથી ને તાજી હવા દમમાં લેવાતી નથી; ચાલો એને પાસેના શેહરમાં ઉતારી બેદાર કરશું. એની તાંહા માવજત કરી એને હુશીઆર કરી, પછી આપણે જઇશું.

(સંધાતે જાઍછ.)

---

# બાલકોના મેલાવડામાં મુગા કાકા.*

I root the old woman from thy trembling heart —PERSIUS.

યુરોપ અને અમેરીકાની મારી લાંબી મુસાફરી પછી મુંબઇમાં મારે મન ભાવતું મુકાંમ સોધતાં મને ઘણીક અરચણો નડી હતી. પેહલ વેહલાં ગોલવાડની ગલીમા મેં મારી મરજેમુજબની હાજત મુજબ એક નાનો ઓરડો ભાડે રાખ્યો હતો, પણ આપણા લોકો જેને મલતાવડો અથવા બેશરાઉ સ્વભાવ કેહેછે તે સ્વભાવ મારી બહુ બોલી અને ઘણી ભોલી પેરવારીમાં એટલો તો હદ બાહેર વધી ગયો હતો કે તેવણ કોઈ પણ રીતે મારા એક માંદગી અને સાંત સ્વભાવની દરકાર કસ્યા વગર દરરોજ મને પુછવા આવતાં કે "બાવા શતે નવીતા-ઈમી ઉંગ આવીતી કે મરૂં?" આંતાર તલગ હું નહીં ધારતો હતો કે પેરવારાનું કાંમ દર ગામે પોતાનું ભાડું વસુલ કરવા ઉપરાંત કાંઇ પણ વધારે હોય; પણ નહીં, તેવણનાં વગર કારણનાં "મરૂં ધરૂં"થી હું સરૂઆતમાંજ એટલો કંટાલી ગયો કે મને તે ઘેર શેહેજ વખતમાં છોડી જવાની ફરજ પડી. ત્યાર પછી હું એક બીજાં આબરૂદાર કુટુંબ સાથ રેહેવા લાગો. અતરે એક આઠવાડયું મનભાવતી સાંતતી અને ગમાંયાંનીમાં પસાર કીધું, પણ તેટલામાં મારા નવા બુજરગ પેરવારાને કાંઇ એવોજ કાંનો આવ્યો કે તેવણે મારી ઉપરની દયાને ખાતર દરરોજ વગર બોલાવે મારી મુલાકાત લેવી. તેવણ ખરેખર ઘણાં અમરાઇ અને સાદા હતાં, અને ગાબાપથી જુદો તથા બચ્યાં કચ્યાં કે કોઇપણ દોસ્ત આશનાવ વગર મને મારી કુંવારી હાલતમાં જુંવતો જોઇ તેવણને એટલું તો

* જોશો બી સ્પેકટેટર નંબર ૧૨.

લાગી આવ્યું કે ફકત મને ચીજવવા અને મારો વખત મેહેલથી પસાર થાએ એટલા માટે ભલી મનશગી અને ભોળાં દીલથી તેવણ મારા દરરોજના શાથી થવા લાગા. પણ એતો જુનીજ પીડા નવા લેબાશમાં વધેલી અથવો એક બે દીવસમાંજ મારો એકમારગી સ્વભાવ આ રીતના કંટાળાથી ઉભરી આવ્યો હતો, પણ જ્યારે ત્રીજે દીવસે તેવણે જણાવ્યું કે "તમે ઘણાં ગમગીન અને બગડીએલ સ્વભાવના લાગો છો" ત્યારે મારી ખાતરી થઇ કે હવે વધારે એ પેરમાં પોષવું મલાંમતી ભરેલું નથી, અને તેજ રાતે એક નવું મુકામ સોધી કાહાડી રાતો રાત ત્યાં જઇને રહ્યો. આ બનાવને એક અઠવાડયું થયું નહીં તેટલામાં મારા ભોળા પેરવાલાએ મને "મુંબઇ સમાચાર" જેવા રોજીંદા છાપામાં ખીરાજવાનું માન આપ્યું. મેં તેમાં વાચ્યું કે "અમારેથી ખબર આપવાંમાં આવે છે કે ગયા બ્રેસપતવારની બપોરના એક કુંજરા કાકા મારૂં મુકાંમ છોડી ગયા છે અને તેવણ પાછેથી પરેલ તરફ જતા જણાયા હતાં; અગર કોઇ તેવણ બાબેની ખાતરી પુરવક ખબર નીચે શહી કરનાર ભોળાભાઇ બેમરાઉજીને તેવણનાં ભાઇવારનાં અર્કાનમાં લાવી આપશે તેને સારૂં ઇનાંમ આપવામાં આવશે."

આ ખબર વાંચી હું મારી સદાની નચીંતાઇથી તેની કશીપણ દરકાર કરવા વગર મારૂં કામ ચલાવા લાગો, અને ભોળાભાઇને મારૂં ખરૂં નાંમ બરોબર માલમ ન હોવાથી આજની ઘડી સુધી મારે માટે "ખાતરી પુરવક" ખબર કોઇએ પણ તેવણને આપી હોય એમ હું માંનતો નથી.

હાલ હું એક બુજરોગ વધોના વીધવા સાથે રહું છું, જેની ઘણાંક બચ્ચાં છોકરાં વાલી હોવા છતાં મારા એક મારગી સ્વભાવની વચ્ચે કોઇપણ રીતે આવતી નથી. હું મારા મારગસર વસું છું, અને તેવણ પોતાના મારગસર ચાલેછે. છેલાં પાંચ વરસ થવાં જોકે હું તેવણ સાથ વસું છું તોપણ તેવણ સાથ કોઇબી દીવસે મને કોઇપણ બાબદ ઉપર વાતચીત કરવી પડી હોય તેની મને યાદ નથી. મારો દર રોજનો નાશતો,ચાએ, રાત બપોરનું ખાણું અને સરવે કાંઇ હાજત જોગ ચીજો બરાબર વખતસર હાજર કરવામાં આવેછે. જો પીવાનું પાંણી થઇ ચુકેછે તો માતલાં તરફ ફકટ આંગલી બતાવતાં અને બતીને વખત દબ્બા તરફ નીશાંન કરતાં તરત માંટલું ભરવામાં અને બતી સળગાવવામાં આવેછે. શરીરનાં દરએક ચાલા અને ચીન્હ ઉપરથી મારી ગરીબ પેરધણીઆંણી મારી સરવે હાજતો વીશે પોતાંની મેલે પાંમી જાયછે. અને ફકટ દોઢું ધુનાવી જવાબ સવાલના કંતાલા વગર પોતાનું સુજીયું કરી લએછે. તેવણે પોતાનાં બચ્ચાં છોકરાંને પણ એવી સરસ તરબીયત આપી છે કે જો એકુવાત નાંહાંનું બાલક મારા દગલાને વધેગી વધારે ઓછી તકતક કરે છે તો તરત તેની મોટી બેહેન તેને પતાવી હરસે શીખાંમણ આપેછે કે "ચેરો છોકરો, એમ કોઇ કાકાજીને કંટારો આપે." પેહલ પેહલો જ્યારે હું આ ભલી વીધવા અને તેણીના બચરવાલ કુટુંબ સાથ રેહેવા લાગો ત્યારે એક વાતનો મને ઘણો કંતાલો ઉપજતો હતો અને તે એ હતી કે દીવસમાં જેટલીબી વખત હું ઘેરમાં દાખલ થતો કે નાંહાંનાથી તે મોટાં સુધી સરવે કોઇ દર વખતે પોતાની જગા ઉપરથી ઉઠી મને આવકાર દેતાં હતાં, પણ તે ઉપર બે ચાર વાર "છત છત" કરી કનતાલો બતાવા ઉપરથી આજે તે કનતાલો પણ દુર થયો છે અને હવે કુટુંબનાંજ એક જણ તરીકે એક ઓરદા મધેથી બીજા ઓરદા

માં અથવા કાંઇ કામ શર રાધણીમાં જાઊછુ નો તેવો શરવે નચીનતાઇથી પોત પોતાના કામ અથવા વાતચીતમા રોકાઇ રહેછે. અને તેથી મને પુશકલ શનતોશ ઊપજે છે. હવે તેવો મધેથી ઓછી શરમ અને ધાસ્તી શદનતર નીકની ગેઇ છે. અને મારી ઘેરવાલી પોતાના ઘેર સંશારનાં કાંમમાં એટલી તો બાહોશ છે કે મારા દેખતા બજાર હાતનો હીસાબ લેઇ માણશોની ખામી અથવા બેદરકારીનો ધુર કાઢવામાં હવે મારી હાજરીથી કસી પણ શરમાતી નથી. તેવો ગમે એવી છુપી વાત મારા દેખતા કરેછે. અને હું ઘેરની પાલેલી બોલારી અથવા મરઘા બતકા મુજબ તેવો વચ્ચે મુગે મોહોને આવજાવ કરૂં છું તેની તેવોને કશી અરચન નથી કેમ કે તેઓ જાણે છે કે મુગાકાકા હમેશના મુગાજ હોવાથી તેવણનાં ઘેરની કશી પણ બીનાં મારેથી બાહેર પડનાર નથી.

એવી રીતના મારી સાથના એખલાશનો શરવેથી વધારે લાભ ઘેરનાં બાલકો લે છે. મોહોલાની કેટલીક નાહાની ભુલકીબાઈ અને ભુલકાંજી વરશાદના દોવશોમાં મારે ત્યાંનાં બાલકો સાથ ભેગાં મલી વીચીત્ર જાતનો ભુત દાકનની વારતાઓ કહી શમજાવી એક જાતની ભયંકાર ધાશતોમાં રમુજ મેલવે છે. કોઈ વેલા બાહેરથી હું અચબુચ આવી લાગતો ત્યારે મોહોલાની કોઇ રાંક બાલકી પોતાની અશરકારક વારતામાં ખલલ પડી એમ શમજી અચકી જતો હતો પણ તરત મારી ઘેરવારીની .એકુવાત વારતાની તલપમાં પડેલી .છોકરી બોલી ઊઠતી કે "કાંઈ નહી, બેન એતો કાકાજી છે". ઘેરમાં સઊ કોઇ મને કાકાજીને નાંમે બોલખતું હતું. અને મારા જેવા કાકાજીમાં તેવો માટે ધાશતી કરવાનું કશું ન હોવાથી તેવો તરત પોતાની અધુરી મુકેલી વારતા ચાલુ કરતાં હતાં. હું એક બતી આગલ જઇ બેશતો અને હાથમા એક પુશતક પકડીને તેમાજ ગોયા અતવાઇ ગયો હોઉં એ મુજબનું દોલ ઘાલી તેવોની ભયંકાર વારતાઓ સમજતો. દોજખના દેવ, ભયંકાર રાખશ, કલપીત ખવીશ, તરાસદાયક દાકન, મરણ પામેલા માણસોના ભુત, ઇતીયાદીના એવાતો દાશતાનો ચાલતાં કે જાણે તે કહી સમજાવનાર દરેક બાલકને તેનો જાતી અનુભવ હોય યાને નજરો નજર તેમને તેઓએ દીઠા હોય. તેવો શરવે વારતાઓ વીશે કોઈપણ ખુવી વદાની શાહાદત તાકીઆ વગર રેહેતા ન હતાં. "અમીનાએ એમ કહ્યું, ગંગા એમ બોલી, મીથાવઊ દોશા અને માંકીઆઇએ મારી આગલ આએ વાત કીધી હતી" એ પ્રમાણે સૌ કોઇ પોતાની શાહાદત જણાંવતું.

જેમ જેમ તેવોની વારતા રશપર આવતી તેમ તેમ તેવો પોતાનાં હશિતાંન પાતલા ઇતીઆદી એકકની નજદીક લઇ જઇ વારંવાર પાછલ ફરી ધાશતીથી જોતાં કે રખે કોઇ ખવીશ અથવા દાકન ત્યાંજ એકાએક તેમને ગરીજાએ. મેં તેઓ વચે એક નાહાંનાં બાલકને જોયું હતું જે શરને વાત એટલાંતો ધ્યાનથી શમજતું હતું કે ત્યાર પછી આજે બાર માશ થયા તે પોતાની શાથ પોતાની વડી બેહેન અથવા દાશીને લીધાવગર કબીપણ સુવા જતું. નથી. તેવો પોતાની વારતાઓને ઘણી કફોદી અને અશંભવીક રીતે લંબાવતા હતાં, અને તેથી કરી તેવો શરવેનાં ભેજા એવાં તો ચશકી ગએલા લાગતાં કે પાછળથી કબી પણ તેમને ઠેકાણે લાવી શકાએ નહી. તેવોના આ રીતના વાદવીવાદ વચે એક ચંચલ છોકરીએ બારેદારે મારી તરફ જોઇ ઘણે ધીમે સાહાવે પોતાની બેહેનપનીઓને પુછીયું કે "આએ કાકા આશતે આશતે આગબના

ફરતા એટના ધીકકા કેમ જણાએ છે, શું તેઉણુંગી આપરી પખેન આ અએનગાર વારતાઓ શંભળી બીહીતા હશે"? આ ઉપરથી મેં ધાર્યું કે કદાચ તેઓ પોતે આ સવાલનો ઓનાશો પુછવા બચાના જેવા બીના દીલથી મારી પાશે આવશે, તે ઉપરથી હું મારો ચરાબ ઉઠાવી મારા સુવાના ઓરડામા ગયો, અને ત્યા જઇ એકબીજાને બીધરાવામા માણસ જાત મજાહ કેમ મેળવી શકે તે ઉપર વીચાર કરવા લાગો. હું જો એક પીતા હોશ તો મારા બાળકોના સંબંધમા પેહેલી સંભાળ એ લેઉં કે કલ્પનાં શક્તીની આ બએનકાર પીદાકારીના ખ્યાલથી તેઓને જેમ બને તેમ દુર રાખું, કેમકે કુમળા ભેજા ઉપર પડેલો બચપણનો એ છાપ ગમેએટલી લાંબી ઉમરે પણ નીકળી શકતો નથી, અને તેમને આખી જીંદગી તનગ વેહેમી અને હીચકારા બનાવે છે.

હું એક લડનારાઓને પીછાનું છું જેને મોટી મોટી લડાઇઓ મારી છે, તોપ અને બંદુકના સખત મારા વચ્ચે જે શનાગતી સાથ લડયો છે, જેણે મજબુત કીલ્લાઓ ઉપર ચડી જઇ તેમને શરન કીધા છે એટલું છતા બચપણમા કોઈ દાને મારેને સરેલા ભેજા મધેથી કાહાડેલા દરદી વિચારોથી ભરેલી ભુત ડાકણની કાહાણીઓ સમજવાની નીશાન હજી તેમા એટલી તો જનવાઇ રહી છે કે તે વારંવાર ફકત પોતાના ઓછાયાથી ચોંકી ઉઠે છે. અને એ રીતે ભુત ડાકણના વેહેમનો તે એટલો તો ભોગ થઇ પડયો છે કે એકથી વધુ વાર તોપોના સખત મારાની સામે હીંમતથી ધસી જનાર પેહેલવાન પોતાના ઓરડાના મેહેલ અંધારથી ધ્રુજવા મંડી જાય છે.

આવી રીતના દરદી વીચારો અને તેના જનમ શુદીના માઠા પરીનામોનો હું જેમ જેમ વધારે વીચાર કરૂં છું તેમ તેમ મારી ખાતરી થાય છે કે સ્વચ્છ અંતકરણ અને સારી સમજ શક્તિ સાથ તંદુરોસ્ત કલ્પના શક્તિપણ માણસજાતના ઉપર એક જાતનો આશીરવાદ છે. જેમ એક દરદી અંતકરણ તેને સુખે ઉંઘવા દેતું નથી અને જેમ એક અધુરી સમજ શક્તિ તેને ધાસ્તી ભરેલા મારગ ઉપર ઉતારી પાડે છે તેમજ એક દરદી કલ્પના શક્તિ તેને ઉપર મુજબના પાછલથી કદી પણ નહીં સુધારી શકાય એવા વેહેમો અને ખરાબીના ખાડામા હોમાવી દે છે.

બચપણમા પડેલા એ છાપ આજે હું ઘણાક ઉમરે પોહોચેલા મરદો અને કાઇ શુમાર વગરની સ્ત્રીઓમા પ્રગટ પડી આવતો જોઉં છું અને તે ઉપરથી એક અસલી કવિશ્વર "પારસીઅશ"ના બોલોમા તેમને પણ મારી અરજ છે કે તમારા ધરમ અને માણસ જાતને જે બુદ્ધિ તે કરીમેકારસાજ તરફથી એનાયત થઇ છે તેમની રૂએ "તમારા અંતકરણ મધેથા તે ધરડી દવાને જડમુળથી ઉખેડી નાખો." અને જ્યારે ખરૂં ખોટું પારખી શકવાની હાલતમા આપણે ન હતા તે વેળા જે સુર ખાઇએ આપણા દીલમા જડ ઘાલી હોય તેને પાછળથી કચડી નાંખવાની સમજુ ઇનશાન તરીકે આપણી ફરજ છે એમ હું ધારૂ છું.

આગલના જમાનાના કેટલાક ભલા અને માહાન પુરૂશોની મીશાલ અગર મારો કોઇ પણ વાંચનાર ભુત ડાકણની હસ્તી ખરેખર માનતો હોય તોપણ તેને મારી એટલી ખાત્રી ભલામણ છે કે તેને પોતાની હસ્તીનો સઘળો આધાર તમામ શક્તી પર હકુમત ચલાવનાર તે દાદાર દાવર ઉપર રાખવો, કેમકે તે ખાવંદની પરવાનગી અને હોકમ વગર તેની પોતાની વસ્તી વાડી ઉપર ગમે એવો દાજખનો ભુત કે ડાકણ ફાવી શકનાર નથી.

દોજખના ભુત દાકણની હસ્તી કરતાં જેવો અંશો અને પવીત્ર રૂહની હસ્તી ઉપર વધારે ભરોશો રાખેછે તેવો તરફ હું ઢલી જવાને વધારે લલચાણ છું. તેવો સાથ એક મત થઇ હું માંની શકું છું કે જયારે આપણે પોતાને આ દુનીઆમાં તદન એખલા સમજીએ છીએ ત્યારે આપણી ઉપર અશો માણસો અથવા બેહેસ્તના ફરેશતાઓનાં અનડીથ રૂહ નેઘેબાની કરેછે. અને એ વિચારથી કશીપણ ધારતી કરવાને બદલે આરાં તમાંમ કામ કાજ અનેદુન્યાદારીના વહીવટમાં સાંમખી મને ઉલટ મલેછે. તે કરીમે કારસાજની તમામ કરાંમત અને આસીરવાદનો ઉપકાર અને હેઆંન સાથ લાભ લેતી વેલા આવા પવિત્ર સાક્ષીઓની હાજરીથી સાંમખો મને સંતોષ અને ખુશાલી ઉપજેછે.

એક પુરાનો કવી "હેશીઅદ" આ અશો રૂહની હસ્તી કબુલ રાખે છે અને તેને ઇંગલાંડનો નાંમીયો કવિ "બેહેસ્ત ખોવુ" એવે નાંમની પોતાની અમરગ કવિતાના ચોથાં પુસ્તકમાં કેહવી રીતે સ્વીકારે છે તે જોવો:—

Nor think, though men were none,
That Heav'n would want spectators, God want praise;
Millions of spiritual creatures walk the earth
Unseen, both when we wake and when we sleep;
All these with ceaseless Praise his works behold
Both day and night.

---

પેહલ વેહલી જીંદગીનો વીમો ઉતારનારી કંપની શને ૧૭૦૬ માં "ધી એમીકેબલ" નાંમની નીકલી હતી. જુવાંન તેમજ બુઢા, તંદરોસ્ત તેમજ કાહેલી પુરૂશોની જીંદગીનો વરશ દાહડે સોએ પાંચ પાંઊડ લેઈ તેવીમો ઉતારતી. તેની દાખલ થવાની ફી સો પાંઉડ હતી. એ જયારે નીકલી ત્યારે લોકોની ખાતરી હતી કે તે વહનો વખત ચાલશે નહીં તથા એ કાંમને જોખમની સામુ જવા બરાબર લોકો સમજતાં હતા.

# કવિતા-વાણીની બક્ષેસ તું કર.

તે દાહડે હું બેઠોતો દરિયે કિનાર,
જોવાને કુદરતનો રંગીન ચિતાર,
ઉગી જયારે ઉગમથી ઝાંખી સહવાર,
જોડી દિલના ઉભરામાં ત્યારે મેં આ
નીચલી કવેત તે સાંભલ વચન.

નમન નમન તુંને મોહતા ખોદા!
તું જે હતો, છે, ને રેહસે સદા!
હુ તો છુ કમીનો, મીસ્કીન, ગદા,
નાથલી એક ઝુંફરીમા પડયો પેદા,
હું જરથોસ્તી પડયો છું ગુણ ઉપર,
કવિતા-વાણીની બક્ષેસ તું કર.

દુનિયા તો જુઠી ને છે બેમરવત,
આપેછ તે હર રીતે મહને વિપત,
ચામેરથી ફુંકેછે ઝેરી લપત,
લુટાયછે પાલે દિસ માહરી ઈજત,
લોક બાલી કરેછે જખમી જીગર,
કવિતા-વાણીની બક્ષેસ તું કર.

કવેતમાં ધપકતું કર આ મગજ,
કે રંગીન તે એલમની ઉંડી સમજ,
વિખરાતા વિચારો એકઠા કરી,
કાગજ પર સમાવે ઉડતા ધરી;
દુઃખના ઉપાયમાં શું એથી બેહતર?
કવિતા-વાણીની બક્ષેસ તું કર.

સમજયો જેને હું માહરો મિતર,
નિકલ્યું તેનું તો કોહેલું જીગર,
બેહેસ્ત હતું માહરૂં તે થયું કબર,
નિકલ્યો મગ્ન જે સમજયો અમર;
બુરાં એ સાંતકમાં હાથ માહરો ધર,
કવિતા-વાણીની બક્ષેસ તું કર.

ચાહ્યું કે ચાહીને હું પાછો ચહવાઉ,
પણ મેહેનત તે માહારી અકારત પડી,
ચાલે નહિ જે વગર મહને ઘડી,
તરછોડી ચાલ્યો તે મહને છોડી;
બુરા એ સાંતકમાં હાથ માહરો ધર,
કવિતા-વાણીની બક્ષેસ તું કર.

છાતીએ દાબી જે ચુમતો સદા,
સમજે તે હવે એક ખરી પીડા;
ચાલી ગઇ મરીબરો હું મારગ સર,
તો ખાખા ન ખીખીઓ બાંધે જીગર;
બેવફાઇનાં દુઃખની મતાડના અસર,
કવિતા-વાણીની બક્ષેસ તું કર.

જ. ન. પી.

# જનમ ચરીત્રો.

૩

## દાક્ટર સેમ્યુઅલ જોનસન.

(ભાગ પાંચમો.)

Many people had been surprised to see a man of his genius and learning stooping to every drudgery, and denying himself almost every comfort, for the purpose of supplying a silly, affected old woman with superfluities which she accepted with but little gratitude

MACAULAY.

આપણે આગલ જોઇ ગયા તે પ્રમાણે પોતાનો શબ્દકોશ રચવાનાં જંજાલા ભરેલાં વહીવટાં વચ્ચે આરામેશ અને ગમત ખાતર જોનશન બીજું મનપસંદ લખાંણો પણ ચલાવતો હતો, જે મધેનું મુખ્ય લખાંણ પુરાતન જમાંનાના રોમન કવિ જુવેનલની એક જાંણીતી કવિતાની ઢપ ઉપર જેમ આપણાં મી૦ વેશુવાલા કહેછે તેમ "માંણસ જાતની ઇચ્છા બરબાદ" એવે નાંમની એક સુંદર કવિતાને લગતું હતું. આ કવિતા ઉપર મેકોલે પોતા તરફથી નુકતેચીની કરતી વેલા જણાવેછે કે અશલી લાતીન કવિતા કરતાં તે ચઢતી હતી કે ઉતરતી તે કહી શકવું ઘણું મુશકેલ છે. તોપણ તે મધે જે જોશ ભરેલી અને એકજ રૂપની મધુર ભાશામાં જોનશન "કારદીનલ વુલશીની પડતી"નો ચીતાર આપેછે તે કરતાં "શોજેનશ"ની પડતીવેલા આખું રોમ તસે ઉપર થઇ રહ્યું હતું, સડકોને ઘેરેઘેર તોરણો બંધાઇ હતી, શરકારી મેહેલ તરફ દબદબા ભરેલી રીતે સફેદ ઘોડાને લઇ જવાનું સરઘશ નીકલ્યું હતું, માંહાન પુરશોની યાદગારીમાં ઉભાવેલાં પુતલાઓને ભાંજીતોડી બરબાદ કરવામાં આવ્યાં હતાં, તેના એક વેલાના ખુશાંમતીઆઓ તેને સાંકલથી બાંધી રસ્તેથી લઇ જતો જોવાને દોડાદોડી કરતા હતા, અને તેને તાઇબર નદીમાં ડુબાડી દેવામાં આવે તેની આગમજ તેને લાત લગાવાને તલપી રહ્યા હતા તે સરવેનો જુવેનલને હાથનો ચીતાર વધારે અશરકારક છે. બીજા હાથ ઉપર તેજ કવિતામાં "હેનીબેલ"નું જુવેનલે જે ચીત્ર આપ્યુંછે તે જોનશનને હાથનાં ઇંગલાડનાં રાજા "ચારલશ"ના ચીત્ર આગલ પોતાનું મુર નમાવે છે. "દીમોશથનીશ" અને "સીશરો"ની હાલત ઉપર જુવેનલે પોતાની કવિતામાં જે માહેતમ કીધી છે તે કરતાં વિદ્વાનોનાં કંગાલીઅતપણાં ઉપર છટાદાર અને અશરકારક રીતે જોનશનેજે દાશતાંન ચલાવ્યું છે તે કાંઇ પણ શક વગર વધારે સહપાતું છે. આ કવિતાનો હક મેલવવા ખાતર તેના મદદગાર પુસ્તકો વેચનાર તરફથી તેને નજદીક દોહોડશો રૂપીઆ મલ્યા હતા.

આ કવિતા પછી તેને પોતા સાથ અધુરી હાલતમા લાવેલા "ઇરીન" નાંમનો નાટક પુરો કીધો, અને તેને નાટકના તખ્તા ઉપર ભજી બતાવેલો જોવાને તે ઇંતેજારી બતાવા લાગો. આ વેલા તેનો આગલો ચેલો "દેવીડ ગેરીક" નાટકો ભજી બતાવનાર તરીકે લાયકા-વખતનો આશકાર થયલો હતો અને તેના હાથમાં "ડ્રુરીલેન" નાંમની પ્રખ્યાત નાટકશાલાનો તમામ કારભાર હતો. એક વેલાના ચેલા અને શીક્ષક વચેનો સંબંધ આ વેલા ઘણો અજાયબ તરેહનો હતો; તેવો એ બીજાને એક વેલા ધીક્કારતા હતા તે બીજી વેલા પોતા તરફ અજાયબ જેવી રીતે એંચતા હતા. ખુદરતે તેઓને તદન જુદીજ જાતની માટીના બનાવ્યા હતાં અને તેઓની જુદી જુદી હાલતે તેમન ખુદરતી સ્વભાવને પુરતી રીતે બાહેર આણ્યા હતા. એકાએક થઇ ગયલી મહદર્દ હાલતે ગેરીકનું ગાંયું ફેરવી નાંખ્યું હતું

અને ચાલુ મુશ્કેલીએ જોનશનના સ્વભાવને સગડાના જેવો ખાટખટ કરી નાખ્યો હતો. વધારે ડાહાપણવાળા વિદ્વાનોએ જેથી કાંઇ લખ્યું હતું તે ફક્ત તરેહવાર ઢોંગ અને ચાલાકીઓ સાથ ભજી બતાવાથી ગેરીકે હાશલ કીધેલી એક નાહાની બંગલી, સુના રૂપાંના વાસણો, ચોનઇ ઘર શીંગારનો સામન, પ્રશનશના ગાલીચા ઇત્યાદી ચીજો ઉપર કોઇ પણ વિદ્વાનને ન છાજે એવી રીતની અદેખાઈથી જોનશન જોતો હતો, બીજા હાથ ઉપર ગેરીકની પતરાજી ભરેલી લાગણીઓને એના વિચારથી હીનું લાગતુ હતું કે તેની ચાલાકીની જ્યારે સરવે કોઇ બબ્બા વખાણ કરતા ત્યારે બરીઅલ અને કરડા સ્વભાવનો એક વિદ્વાન,કે જેનુ મત કોઇથી કાગળપર વુઠકારી ચુકાએજ નહીં, તે પોતા તરફની સ્તુતીમા હર વેળા કાંઇપણ તુચકાર બતાવતો હતો. એટલું છતા ચેલો અને શીક્ષક એક વેળા એટલો નજદીકનો સબંધ ધરાવતા હતા કે તેવોને એક તરફની વાદરાના જેવી બેઅદબી અને બીજી તરફનું બાનાશીઠના જેવુ જ ગણી પણું એક બીજા તરફ વાગનાર ધુરકા ધુરકી કરવનું હતું તે છતા તેવો જીંદગીના છેડા સુધી એક બીજાના મિત્ર તરીકેજ રહ્યા હતા. આ મિત્ર ગેરીકે જોનશનના ઉપલા નાટકમા ઘટતો ફેરફાર કરી ભજી બતાવ્યો પણ તે પ્રજાને જાહાજો પસંદ પડ્યો નહીં. નવ રાત સુધી ભજી બતાવ્યા પછી તેને અટકાવાની ગરજ પડી. તે જેમ નાટક લખ્યાને માફક આવે એવો ન હતો તેમજ વાચણમા પણ જોનશનના હાથને જશ દીએ તેવો ન હતો, નાટકની ખાલ કવિતા જેને "બ્લેંક વરસ" કહેછે તેનો તેને જાહાનો માહાવરો ન હતો, તે છતા તમામ નાટક અનુપ્રાસ વગર લખેલો હોવાથી તેમા અને તેની આગલી કવિતામા એટલોજ ફરક હતો કે જો તેના નાટકની તમામ કવિતાના છેલા બોલો ફેરવી અનુપ્રાસ મેળવ્યા હોત તો તેવો બન્ને એક સરખીજ થાત. આ રીતની નીશફલતા છતા આ નાટકથી જોનશનને ત્રણ હજાર રૂપીઆ મળ્યા, જે તેના પોતાના વિચાર મુજબ વખત પ્રમાણે ઠીક હતા.

"ઇરીન" નામના ઉપલા નાટક પછી આશરે એક વરસે જોનશન સાહેબનું ધ્યાન નાહાના નાહાના નીબંધો લખવા ઉપર લાગ્યુ. "તેતલર" અને તે થકી વધારે પ્રખ્યાત "સ્પેકતેતર"ની ન ધારેલી ફતેહ ઉપરથી જોનશન કાકા પણ તેજ મારગ અખત્યાર કરવાને લલચાયા. નીતી મંડલીની રીતભાત, અને વિદ્યા સંબંધી નીબંધો લખવાનું તેવણે સરૂ કીધું. તેવણનીજ મીશાલ જગ આશકાર એદીશનના સ્પેકતેતરની નકલ કરનારાઓનો તે વેળા કશો ટોટો ન હતો. સ્પેકતેતરની ઢબ ઉપર "લે મોનેસતરી," "શેનશર," "ક્રીથીકર," "પ્લેન દીલર","શેમપીયન" અને તેવા બીજા અનેક પતરો ઉભાઈ જવા લાગ્યા પણ આજે અંગ્રેજી વાચણમા સ્પેકતેતરે જેવી સાતેબર જગ્યા લીધી છે તેવી જગ્યા મેળવવાને ઉપલા મધેનું એક પણ સામરથવાન થયુ નથી આજે તેમને જાહાજા વાચવામા આવતા નથી, અને તે વેળા પણ તેમની ફતેહ નામનીજ હતી. નામાંકીત એદીશનને પગલે ચાલનારા આગલા બધા લખનારાઓની નાશફલતા છતા જોનશને તેજ મારગ ઉપર પોતાનું નશીબ અજમાવાનો ઠરાવ કીધો અને બરાબર સ્પેકતેતરને બંધ પડયાને છત્રીસ વરસ થયા પછી જોનશનના "રૈમબલર" યાને ભટકનાર એવે નામના પતરનો પહેલ વેહેલો અંક બાહેર પડયો. જોનશનને એક નીબંધ કરતા તરીકે ઓળખીતો કરનાર આ પતર અઠવાડયાના દર મંગલ અને

શનીવારે બાહાર પડતું હતું. ૧૭૫૦ ના માર્ચ માશમાં શરૂ થયલાં આ પતરનો બે વરશમાં માને ૧૭૫૨ નાં માર્ચ માશમાં અંત આવ્યો હતો.

જેમ એડીશન "સ્પેકતેતર" યાને એક તમાશગીરને નામે ઓલખાતો હતો તેમ "રેમબલર" યાને એક ભટકનારને નામે શરૂ કીધેલાં આ પતરની શરૂઆતમાં કેટલાક નામીચા વિદ્વાંનો તરફથી તારીફ થવા લાગી. તે વેલાનો પ્રખ્યાત વારતા લખનાર રીચરદશન તેને એડીશનનાં સ્પેકતેતર સાથ શરખાવી તેકરતાં ચડયાતું નહી તો તેની બરોબરનું ગણવા લાગ્યો. "યંગ" અને હારવી જેવા પ્રખ્યાત નરો આલી રીતે તેની તારીફ કરવા લાગા. "લોબ દાદીંગતન" જે પોતાની ગમે એટલી ખાંમીઓ છતાં વિધ્યા, ઊનચી મનશકતી ને અશાધારન બુધીનો કદરદાંન હતો, તે આ નવા "ભતકનારને" નજરો નજર જોવાને તલપી રહયો હતો. આવેલા શાહાજાદા ફ્રેડરીકનો મુખ્ય મશયલતીઓ "લોબ દાદીંગતન" પોતે હતો અને જ્યારે ઉપલાં પતરની શાત નકલો તે શાહાજાદા સારે ખરીદવામાં આવી ત્યારે માનવાને કારણ મલેછે કે તે "દાદીંગતની" જોનશન તરફની સારી સુચનાંનું પરીણામ હોવું જોઇએ. પણ એ મેરબાંનીથી જોનશન ઉપર થોડીજ અશર થઇ. લોરદ "ચેશતરફીલ્ડને" દરવાજે ધકેલા ખાઇ શું સુખ જોયું કે ફરીથી મોહટાં માંણસોને દરવાજે ધકેલા ખાવાનું જોનશન જેવો સ્વતંત્ર ધણી પસંદ કરે ? તેને શાહાજાદા તરફની મેહરબાંનીની કશી દરકાર કીધી નહીં. તે ઉદર આગલની માફક હવાઇ આશાઓનો કીલો ઉઠાવાથી પણ તે પહેરેજ રહયો. જોનશન જેવા મુફલેશ નર કરતાં શેંકડો દરજ્જે સારી હાલતવાલા આપણાં વિદ્વાંનમાં ખપનાર જુવાંનીઆઓ મધેથી આવા સ્વતંત્ર અને ખીન સ્વારથી કેટલા મલી શકશે ? મુફલેશી ગુલાંમગીરીનો રસ્તો બતાવે તો તેમાં જાજી શરમીંદગી નથી પણ એક સ્વતંત્ર માંણશ ખાંનીપીની, મોજ મજાહો, અને તેવાજ બીજા તકલીદા લાભ ખાતર પોતાની કેલવણીને વીસારી મુકી, પોતાના ખાશ અને સ્વતંત્ર વિચારો જાણે કાંઇ હોયજ નહીં એવી રીતે "હાજી હા" નો રસ્તો પકડે તો તેમા તેની કેલવણીની, તેની હોરમતની, તેના સ્વતંતતાની, અને ગોયા તેની આખી જીંદગીની કેટલી વધારે હીનપસ્તી સમજવી જોઇએ ? પણ તેથી ઉલટીજ રીતે જ્યાં સ્વતંત્ર વિદ્વાનો બદેખાઓની બાહેધરી ઉપર લોભાઇ, પોતાના સ્વતંતતાનો આપઘાટ કરેછે ત્યારે જોનશન જેવો ભીખારી અને મુફલેશ હાલતનો વિદ્વાન એક શાહાજાદા તરફની મેહરબાનીની પણ દરકાર નહીં કરે એ તે નામદાર માટે કેટલું સ્તુતીપાત્ર છે.

વિદ્વાંનો તરફની વખાણ અને એક શાહાજાદા તરફની મેહરબાની છતાં પ્રજાએ જોનશનનાં આ નવાં લખાંણ "રેમબલર" યાને ભતકનારને સારો આવકાર દીધો નહીં. જેથી કરી તે મધેથી જોનશનને પેહલ પેહલાં કાંઇ જાહાજો લાભ થયો નહીં પણ જયારે પત્રના આકારમા નીકલતાં બે વરશનાં તે લખાંણને પાછલથી એકઠાં કરી એક પુસ્તકનાં આકારમાં છપાવામાં આવ્યા ત્યારેજ તેમની લાયક સ્તુતિ થવા લાગી, અને જોનશનની જીંદગીમાંજ તેની તેર હજાર નકલો ફક્ત ઇંગલાંડમાંજ પંથરાઇ ગેઇ. સ્કોહલંડ અને આયરલંડ ખાતે તેની નવી નવી આવૃતીઓ નીકલવા લાગી. આ પુસ્તક મધેનાં તેનાં લખાંણની બોલીનાં શુદપણાંની એટલી તો તારીફ થવા લાગી કે તેમને સુધારવાને ખાતર જોનશનથી પોતાથી એક

હરફ પણ ફેરવી શકાય નહીં એમ ઘણાક લોકો માનવા લાગા. બીજા કેટલાકોએ ઇંગ્રેજી ભાષાના સ્વચ્છ પણાંને બગાડી નાંખવાનો દોશ તેની ઉપર મુકયો. કેટલાક કાબેલ ટીકાકારોએ આ પુસ્તકની ભાષાને કંતાલા ભરેલી રીતે એકજ ઢપની, તાણી તોરીને ભપકાદાર બનાવેલી અને ઘણીક વેલા વાકયોને કઢંગી રીતે લંબાવેલા જણાવ્યા, એટલું છતાં બેઉ પક્ષવાલા ટીકાકારો નીતી અને માણસ જાતની ચાલ ચલણ સુમબંધી તેના અનુભવને ઇનસાફ આપવામાં પછાત પડયા ન હતા. કેટલાક અશરકારક ફકરાઓનું બુલંદ સુભાષીત પણું, અને તેની ભાષાનો વારવારનો અલંકાર તેવો એક અવાજે કબુલ કરતા હતા.

જોનશનના આ લખાંણના સંબંધમાં નજદીક એક સદીની વાત ઉપર પ્રખ્યાત એડીશન સાથ સરખાંમણી થતી હતી. અને અતીષ્રણી હોજાતોજી સાથ નીબંધ કરતા તરીકે કોઈ જોનશનને તો કોઇ એડીશનને ,ચઢીયાતો ગણતું હતું. પણ ટીકાકારોનાં સુનંદ શરદાર મેકોલેનાં જણાવા પ્રમાંણે તેમની પાછલના જમાંનાના પ્રજામને જે ચુકાદો કીધો છે તે ચુકાદાને ગમે એવી "અરજીઓ" છતાં કોઇ પણ ન્યાયાધીશથી ફેરવી શકાશે નહીં. જગ પ્રસીદ્ધ એડીશનનાં લખાંણો મધેથી "શર રોજર દી કાવરુલી"* તેનો ધરમગુરૂ અને તેનો નોકર, "વીલ વીંમબલ" અને "વીલ હનીકોમબ" † "મીરઝાંનો સ્વપનો," "એક રીતાયર થયલો શેહેરી,"‡ "હંમેશગીનું મંડલ," "હીલપા અને ગ્રેલમની મોહબત," "નાંનાં બજાર અને માહાંન પુરૂશોની છેલી આરામગાહની જગાની મુલાકાત" વીશે ઇંગ્રેજી ભાષાનો દરએક વાંચનાર માહેતગાર છે, પણ એથી ઉલટીજ રીતે ઘણાક વિદ્વાંન અને વાચણનો બેહોલો શોખ ધરાવનાર પુરૂશો પણ જોનશનના આ છેલાં પુસ્તકનાં લખાણથી બીનવાકેફ હોયછે. એડીશન અને જોનશનનાં નીબંધોમા આટલો ફરક છે. બેહોલી મનશકતી અને કાબેલયતપણાંમાં જોનશન એડીશનથી પાછીઓ જાય એવો નથી, પણ એડીશન પોતાના લખાણોથી શાધારણ માંણશોના જુશ્શા, લાગણીઓ અને અંતઃકરણ ઉપર જેવી અશર કરેછે તેવી જોનશનનાં લખાંણોથી કદાચજ થાય છે. અને એટલા માટે જયારે જોનશનનાં લખાણો જાહાજી લાગણી વીણાંનાં વિદ્વાનોને શેહેજ રમુજ ભેગું ગ્નાન આપે છે, ત્યારે ઘેરે ઘેર અને ઝુંપડીએ ઝુંપડી ધરમ પુસ્તકની માફક એડીશનનાં લખાનો લઇ આદમીઓને મોહ પમાડે છે. રમુજ સાથ ગ્નાનક આપવા ઉપરાંત એડીશન જેવી રીતે પોતાના વાંચનારાઓનાં મન ઉપર વિદ્યાના ગ્નાન સાથ નીતીનો છાપ મારેછે તેવું જોનશનથી જવલેજ બનેછે.

આપણે આગલ જોઇ ગયા, તે પ્રમાંણે પોતાના સબ્દકોશ રચવાના કંટાલા મધેથી મગજને રાહાત બખશવાખાતર જોનશનને જે જુદી જુદી બાબદો ઉપર ધ્યાંન આપવું પડતું હતું તે મધેની એક બાબદ આ છેલાં પુસ્તકને લગતી હતી, અને સબ્દકોશ શરૂ કરવા પછી લખવા માંડેલું આ કીમતી લખાણ ૧૭૫૨ માં યાને સબ્દકોશ પુરો થયો તેની ત્રણ વરશ આગમજ સમાપ્ત થયું હતું. આ પુસ્તકનો છેલો ભાગ જોનશનને ભારે શોકાતુર હાલતમાં લખવો પડયો હતો. આ વેલાએ તેની વાહાલી

* એડીશનના "શર રોજર"ના ઉપર તપકેનાં ચીતાર માટે જોવો ગયા સાલનાં વિદ્યા મિત્રને ૧૬૨ મે પાને "મારા સાથીઓ" વાલી બાબદની સરૂઆતમા શેઠ અસરાફજીનો હેવાલ.

† "વીલ હનીકોમબ"ને માટે પણ ઉપલીજ બાબદને ૧૬૫ મે પાને જોવો "મધમધતા મધપુડાજી"નો હેવાલ

‡ જોવો ચાલુ સાલનાં એપરેલ માશનાં વિદ્યા મિત્રને પાને ૮૯ મે "મુગા કાકાને મલેલો એક રીતાયર થયલા શેહેરીનો હેવાલ."

મોહોરદાર "તીતી"ની માંદગીએ એવું ભયંકાર રૂપ પકડયું હતું કે તેણીના જીવવા વિશેના આશા તબીબોને છોડવીપડી હતી. "રેમબલરનો" છેલો અંક બાહાર પડયા પછી ત્રીજે દીવસે તેણીએ પોતીકો જાન પોતાનાં પેદા કરનારને સ્વાધીન કીધો. જોનશનને મનશે આ એક સરવેથી વધારે કારી જખમ હતો. તેનું દીલ તુટી ગયું. તેનો ગંભીર સ્વભાવ વધારે સોકાતુર બન્યો. એક ચીઆપવલી, ઉછાછલી, અને બાહોગના બપકા ચપકા ઉપર મરી ફીતનારી ઘરડી સ્ત્રીને લાર લડાવા અને તરેહ કીશમનું ઘધઘ વહીતરું કરી, પુશકલ અગવડો સોસી, જોનશન જેવા કાબેલ અને બુદ્ધીવાંન મરદને તેણીને ખરેખરી હાજતો ઉપરાંત મોજ શોખની તરેહેવાર ચીજો પુરી પાડતો જોઇ લોકો અજબ થતા હતા. કેમકે પોતા ઉપર મરી ફીતનારા આવા કાબેલ ખાવંદ તરફની દરેદ સેવા તેણી કમાંપણ હેશાંન અથવા ઉપકાર વગર કબુલ રાખતી હતી. એટલું છતાં જોનશન તેણી ઉપર દેવાંનો બન્યો હતો. તેની તમાંમ મોહોબત તેણીમાંજ સમાયલી હતી. નહીં તેનો એક ભાઇ હતો કે નહીં એક બેહેન હતી; નહીં તેનો એક બેટા હતો કે નહી એક બેટી હતી. તમાંમ અબલાઓમાં તેની વાહાલી "તીતી" તેને મનસે એક "જુલીએત" નાં જેવી મનમોહોવન અને એક "પોરશીઆ"ના જેવી કાબેલ હતી. પોતાના લખાંણ સંબંધી તેણીનાં મતને તે ચોપાંન્યાંઓનાં તીકાકારો અને નાટકશાલાનાં તમાશગીરોનાં મત કરતાં વધારે વજન આપતો હતો. પોતાનો સબ્દકોશ રચતી વેલા જે ઉમંગ અને ખંતીપણાંથી તે કોઇના પણ આશરા અને ઉલટ વગર હેજગારી કરતો હતો તેમાં તેની મુખ્ય નેમ એજ હતી કે શબ્દકોશનાં બદલામાં નાંણાં સંબંધી જેખી કાંઇ લાભ હાંશલ કરી શકાય તે સરવે પોતાની વાહાલી "તીતી" ઉપર ખરચી તેણીને શુખી અને એક 'સબ્દકોશ રચનારની મોહરદાર તરીકે કીરતીમંદ બનાવવી. પણ અફશોસ! કમનશીબ "તીતી" ને નશીબે એવું સુખ અને એવી કીરતી ન હતી. સબ્દકોશ શબ્દકોશને ઠેકાંણે હતો તેટલાં તેણી હંમેશગીને સ્વાધીન થઇ ચુકી હતી. અને લંડનનાં ગલીચુંચીવાલાં એક ગીચ મકાંનમાં આંઠ લાખ માંણુશની વસ્તી વચ્ચે કમબખત જોનશન વાહાલી માશુકને શુખી કરવાની નાશીપાસેશીમાં દુઃખી તુટેલાં દીલનો, એખલો અને અતુલો પડયો હતો. જીંદગીનું મોટાંમાં મોટું સુખ તેને ગુમાવ્યું હતું. તેનાં ગમનો કશો પાર નહીં હતો, તોપણ પોતાના બોહલા મન અને કાબેલીઅતપણાંને છાજતી રીતે તે ગમ ભુલી જવા ખાતર બેવરી ઉલટ સાથ તે પોતાના આરંભેલાં માહાભારત કાંમ ઉપર મંડયો અને તેને ઉપલા જખમ પછી ત્રણ વરશની મુદતમાં સંપુરણ કીધું. જે વીશે આપણે ગયા અંકમાં લંબાણથી બોલી ગયા છઇએ.

---

# એક ફુલે ખવાડેલો ભુલાવો.

જો! પેવું ડાહલીપર બેઠેલું ફુલ;
કાલી ને ડાહલીપર આનરી રંગ—
માં લિપેટ કેવું તે નાધવું ને તંગ!
પેહલી નજરે મેં જાણ્યું પતંગ,
ને હીલવી મેં ડાહલી, કે ઉડીને તે
હવામાં દેખાડે કોમલ બદન;
પણ ચોંહતીને બેઠેલું ડાહલીપર તે,
નહિ જ્યારે ચોકીને ઉડયું મગન,
ને ફુલને પાછું પોતાની જગેજ,
હસી માહરી ભુલ ઉપર, ચુપકીદ થઇ,
ઉગ્યું જ્યારે અસલી હાલતની અંદર,
જાણ્યું મેં ત્યારે કે હતું ને ફુલ,
જોઇ ત્યારે મેં માહરી પોતાની ભુલ.

જ. ન. પી.

# અગર ઓન તોર્કે શીરાઝી.

(હાફેઝની છઠી ગઝલ.)

અગર પેલી શીરાઝની ખુબશુરત નાર,
બનાવે મુજને ખુદ હઈડાનો હાર,
તો સમરકંદ બોખારાના રાજનો નેશાર,
કરૂં હું તેના એક કાલા તલ કાજ.

આપી દે સાકી પેલો વધ્યો શરાબ,
કે બેહશત અંદર નહીં તું જોશે કદી,
રૂકનાબાદ ઝરાનું ખુશનુમા આબ,
યા મુસલ્લાના ગુલાબથી ગુલતા માડવ.

અફશોશ ! કે આ સઘલી શોખ ચશમ નાર,
ખુદ-મીઠાસથી ઉઠાવતી શેહરમા ગુલબાન,
દીલથી લુટી લેયછ એ રીતે શબર,
જેમ તુરકીઓ મારેછ આનાપર તરાપ.

મેહબુબ માહરીના ખુબશુરત ઝલકાટ—
ને જોઈતો નથી મુજનો અધકચરો પ્યાર,
ખુબશુરતી ધરાવનાર ચેહરો કદી,
નથી માંગતો પોતાને સંગારનાર રંગ.

દીન ઉગતે વધતી ખુબશુરતી જે,
ધરાવતોતો યુશુફ પોતા અંદર,
વધતોતો જેથી દીવસનો ઝલકાટ,
ને રાતનો કાલાશ જેથી નાહસ્તોતો દુર,

તે ઉપરથી લીધું મેં એવું માની,
કે એશક છે જાતે એક એવો ઈંગાર,
કે પાકદામાનીના પરદા પાછલ—
થી ખેંચી તે લાયો ઝુલઈખાને બાહાર.

ગાણાને શરાબની વાત તું ચલાવ,
ને દુન્યા વીશે બોલવાનું કમતર તું કર,
કારણ છે તે ઉખાનુ એક એવું સખત,
કે ફીલસુફી-નજર વટીક વાંચશે તે નહીં.

અરે ઓ જાન ! માહરી નશીહત સાંભલ,
કારણ ખુશ તાલેના ગબરૂ જવાન,
કરેછ ખુદ જાન કરતાં વધુ પસંદ,
ડાહ્યાઓનાં દાનાઈથી ભરેલાં પંદ.

બોલી મને બદ તું પણ ખુશાલ છું હું,
ખુદા તુંપર સંખાવે માફીનો હાથ !
શાકરને ચાવનારા લાલ જેવા હોઠ—
ને ઘટેછ બોલ્યરવા કવડા વચન.

ગઝલ તેં લખી જેમ વીંધ્યાં મોતી,
આવ હવે હાફેઝ ખુશ હલકથી ગા,
આશમાંન તાહરા કવેતાઈ સખુનો ઉપર,
સાથ સેતારી-ઝુમખાનો કરેછ નેશાર.

J.

# એક ચીનાઈ મુસાફરની ફીલસુફી.

પત્ર ૨૫ મો.

સખાવતનો એક સખી શત્રુ.

Every one that flatters thee,
Is no friend in misery
Words are easy like the wind ;
Faithful fr nds are hard to find.
Every man will be thy friend,
Whilst thou hast wherewith to spend ;
But if store of crowns be scant,
No man will supply thy want

SHAKESPEARE.

મારા મિત્રની ચલગતમાં કાંઇ ચીજ મારી મરજી ઉપરાંત મને શરૂ દીસ્યાથી, મને અતીશય અજાયબી ઉતપન થઇ, કે જે ખુબીઓ કેટલાકો નહીં ધરાવ્યા છતાં તે બતલાવવાના પછાડામાં પડે ત્યારે તેજ ખુબીઓ પોતે ધરાવ્યા છતાં તે છુપાવાની કોશેશ કરે એમાં મારા મિત્રની મતલબ શું હોવી જોઇએ? આવો એક માણસ કે જે જાથુક પોતાની હીલચાલો ઉપર જાપતો,રાખતો હતો અને જેની સખાવત માત્ર, તેની એક તબેહનું પરીણામ દીસતું હતું તે માણસની તવારીખ જાણવાની આહેશ હવે હું વધુ વખત દાબી શકયો નહીં.

કેટલીક વખત કાલાવાલા કીધા પછી તેણે આ મારી જીગ્નાસા તૃપ્ત કરવાને દરૂરત જોયું. તેણે કહ્યું "જો તમો જીવસતોસતની વારતાઓ શાંભલવાના શોખીન હોવો તો માહારી તવારીખ ખચીત તમોને રીઝવશે, કારણકે છેલ્લાં વીશ વરશ થયાં હું ભુખે મરવાની અણી ઉપર આવ્યોછું પણ હજીશુધી ભુખે મુવો નથી.

"માહરો બાપ જે એક સારા ખાનદાનનો નબીરો હતો તે પાદરીનો પેશો ચલાવતો હતો. તેની કેલવણી તેની દોલતની ઉપરાંત હતી અને તેની સખાવત

કરતાં વધુ હોશીઆર તેણે મને માની લીધો અને બીજું તો એકે ગણીતશાસ્ત્ર તરફ મારૂં ધ્યાંન મુદલજ હતું નહીં, કારણ કે એકની એકજ બાબદ ઉપર જાથુક વિચાર કર્યા કરવો તેનાં કરતાં જુદી જુદી બાબદોનું અવલોકણ કરવું એ મને વધુ પસંદ હતું. ખરેખર આથી કરી મારો શીક્ષક માહરી ઉપર રાજી તો નહીંજ હતો અને તે મને બોઠડ પણ ગણતો હતો તો પણ આટલુંતો તે કબુલ કરતો હતો કે હું ઘણો નેક ખસલતનો હતો અને માહરામાં કાંઇ પણ ખોટારૂં નહીં હતું.

"મેં શાત વરસ સુધી કોલેજમાં અભ્યાસ ચલાવ્યા બાદ માહરો બાપ ગુજરી ગયો અને વારસામાં મને ફકટ પોતાના આશીરવાદ આપી ગયો. આ પ્રમાણે લોકોનાં બદ-ખશલત સામે બંચવાને માટે સામા બદ-ખવાસ વગર, યા દુન્યામાં રસ્તો કાઢવા માટે કાંઇ પણ મોહોબ્ય યા ગુજરો કરવા માટે કાંઇ પણ નાણાં વિના, આ ખોહોલી દુન્યાના સાગરમાં, બાવીસ વરસની નાદાંન વયે, મેં જીંદગીની કીસ્તી ઝોંકાવી. જીંદગી ગુજારવાનાં એક સાધણ તરીકે મારા મિત્રોએ પાદરીનો ધંધો શીખવાની મને ભલાંમણ કીધી, કારણ કે લોકો જયારે આપણને ધીક્કારવા પડેછે ત્યારેજ તેઓ આપણને મહલ્લા આપવાનું સરૂ કરેછે.

"જયારે મને નાધલી તોગી પેહેરવાનો શોખ ત્યારે મને મોટી પેહેરવાની ફરજ પડે, યા તપકીરયા રંગનો દગલો પેહરવાની મરજી ત્યારે કાલા રંગનો પેહરવો પડે, એ માહરા છુટાપણાં ઉપર હું એટલો મોટો આંક્રોશ-સમજયો કે મારા મિત્રોની માંગણી મેં તરત રદ કીધી. ઇંગ્લાંદનો એક મોજમજાહ ભોગવનારો પાદરી એ ચીનના એક હવસ-મારૂ પાદરી કરતાં તદન જુદોજ છે. હમારી કોમમાં તો જે ધણી ધણી સરસ રીતે અપવાસ કરી શકે તે ધણી નહીં પણ જે ધણી સાથી સરસરીતે ખાઇ શકે તેને ધર્મનો ઉપાસ્યો ગણવામાં આવેછે. તોપણ આવી મોજમજાહ અને એશઆરામ ભોગવવાની જીંદગી મેં ના પાડી તે માત્ર ઉપર જણાંવેલા પેહરવાસના ખર્ચાં જેવા વાંધા માટેજ હતી. આથી માહરા મિત્રોની ખાત્રી થઇ કે હવે હું રવડી મરવાનો અને એક નેક ખસલતના અને કાંઇ પણ ખોટારૂં નહીં ધરાવનાર આદમીના આવા હાલ થાય એ ઉપર તેઓ બહુજ અફસોસ બતાવવા લાગ્યા.

"ગરીબાઇ કુદરતી રીતે આપણને બીજાને આસરે જવાની ફરજ પાડેછે અને તેટલા માટે એક મારતેમીયાંના ખુશામતીઆ દાખલની નોકરી મેં કબુલ રાખી. પેહલ વેહલાં તો મને અજાયબી લાગી કે એક મોટા માણસની તબલ ઉપરના ખુશામતીઆની ચાકરી એટલી ધીક્કારવામાં શા માટે આવતી હશે. જયારે શેઠ સાહેબ બોલે ત્યારે તે મુંગે મોહડે સાંભળવું અને જયારે ફરીને આપણી તરફ જોય ત્યારે હસીને વાહવાહજી કરવા એ કાંઇ ઘણી મેહનતનું કામ ન હોતું. નોકરીને ખાતર નહીં તો સારી રીતભાત અને સભ્યતાને ખાતર પણ મને તેમ કરવુંજ પડતે. ટુંક વખતમાં તોપણ મને માલમ પડયું કે માહરા શેઠ પોતે માહરા કરતાં વધુ બુબખ હતા અને તેજ વખતથી ખુશામત કરવાની માહરી સઘલી આપલુસીઓનો અંત આવ્યો. તેની સઘલી મૂર્ખાઇઓ તાબેદારીથી કબુલ કરવા કરતાં તે સુધારવાની મેં ધારણા રાખી. જેઓને આપણ ઓલખતા નહીં હોઇએ તેઓની ખુશામત કરવાનું કાંમ વધુ સેહેલ છે, પણ આપણી અતલગની ઓલખાંણવાલાઓ જેઓની સઘલી ખાંમીઓ હંમેશ આપણી નજર સામે ઉભીજ રેહછે તેઓને "ડાપડે ચઢાવવા" એ તો એક નહીં

મહને બમો પાઉંડની ગરજ હતી. મારા મિત્રે કહ્યું "તમોને આ સઘળી રકમ એકદમ જોઇએછે કે?" મેં કહ્યું "ખરે-ખર આ કરતા વધુ બારીક વખત માહરો કદી પણ આવ્યો ન હોતો." માહરા મિત્રે જણાવ્યું "હું અંતઃકરણથી દલગીર છું કે હું તમોને નાણું ધીરી શકતો નથી, કારણ કે જેઓ તંગીને વખત નાણું ઉછીનું લેવા આવેછે તેઓ તે પાછું વાળતી વેળાએ પ્રાજલ પાડી શકતા નથી."

"ઘણાજ ગુસ્સામાં આવા એક દોસ્તથી છુટો પડીને હું એક જુની દોસ્ત પાસે ગયો અને તેની આગળ પણ આવીજ અરજ મેં ગુજારી. તેણે કહ્યું "મી૦ શુકાજી હું ખચીત ધારતો હતો કે તમો આખરે આએ હાલતમાં આવી પડશો. તમો જાણોછો, સાહેબ, કે હું જે તમોને શીખામણ દેતો તે હમેશ તમારા ભલા-નેજ અર્થે દેતોછું. પણ અત્યાર સુધીની તમારી ચલગત તદન હસી કાઢવા જોગ હતી, અને ખરૂં પુછોતો તમારા કેટલાક ઓળખીતાઓ તમોને મૂર્ખ ગણતા હતા. વારૂં જોઇયે તમોને બસોજ પાઉંડ જોઇયે-છે કે?" મેં કહ્યું "ખરેખર મને જોઇયેછે તે રકમ તો ત્રણસોની છે, પણ માહરો એક બીજો મિત્ર છે તેની પાસે હું બાકીની રકમ લઇશ" પેલાએ જવાબ દીધો, "ત્યારે તો હું તમને સલાહ આપુંછું—અને તમો જાણોછો કે હમેશ તમારા ભલાને માટેજ હું સલાહ આપુંછું—કે આ સઘળી રકમ તમો તમારા તેજ મિત્ર પાસે ઉછીની લ્યો, કારણ કે ત્યારે એકજ ચીઠીમાં કામ પતશે, અને જુદા જુદી માથા કુટ્યણ કરવાની તમોને જરૂર રહેશે નહીં."

"ગરીબાઈ આસ્તે આસ્તે હવે માહરી ઉપર નવા ગલ્લો કરવા લાગી, અને જેમ હું ગરીબ થતો ગયો તેમ માહરું ન કરકસરથી ચાલવા બદલ હું વધુ અમાની અને મોજીલો બનતો ગયો. એક મારો મિત્ર પચાશ પાઉંડ માટે પકડાઇ ગયો. તેનો જામીન થવા સીવાય કોઇ પણ બીજી રીતે તેનો છુટકો કરી શકું એવી હાલતમા હું નહતો. મારો મિત્ર છુટો થતાજ કેથે પોબારા ભાગી ગયો, અને તેના માગનારાઓના હાથમાં હું સપડાઇ ગયો. છુટા રહીને જે દુઃખ હું ભોગવતો હતો તે કરતા બંદીખાનામા વધુ સુખ ભોગવવાની મેં આશા બાંધી. હું એવું ધારતો હતો કે ત્યા નરસા માણસો મારા જેવાજ ભોલા ભટ હશે, પણ મારી ચુક મને તરત માલમ પડી. તેઓતો કેથા દુન્યા અંદર વસનારા બીજા સઘળા આદમીઓ જેવાજ લુચ્ચા અને લફંગા હતા. જ્યા સુધી માહરી પાસે પૈસા હતા ત્યા સુધી તેઓએ તે સઘળા પડાવી લીધા. માહરા કોલસા તેઓ ઉછીના લેતા તથા પાછા આપવાના તદન અખાડા કરતા તથા પાના રમતી વેળાએ મહને ખુબ ધાબ-રતા હતા. આ સઘળું એટલા માટે ફુર-વાગા આવ્યું કે હું નેક ખસલતનો હતો અને માહરામા કાંઇ પણ ઓગરૂં ન હોતું.

"આ બંદીખાનું જેને કેટલાક ના-રીપારીનું ઘેર કહે છે તેમા દાખલ થતાજ માહરી લાગણીઓમા કાંઇ જાણવા જોગ ફેરફાર થયો નહીં. બંદીખાનાની બાહર અને અંદર વસનાર આદમીઓ વચ્ચે માત્ર એટલોજ ફરક હતો કે આગલાઓ બારણાની એક બાજુએ અને પાછલાઓ તેની બીજી બાજુએ હતા. પેહલ વેહલા તો ખરેખર મને જરાક બેચેની ઉપજી કે એક અઠવાડીયું ગુજર્યા બાદ આવતા અઠવાડીયામા હું શી રીતે મારો નીભાવ કરીશ? પણ થોડોક વખત ગયા બાદ, આવતા [illegible] કાલની ફીકર કરવાનું મેં છાંડી દીધું. જે કામ

કડો ખુરશો મળતો તે ઉપર હું શુકર કરતો. માહરી હાલત ફેર કદી હું હાય અફસોસ કરતો નહીં. એક હાથીઆંની કીમતના મુલા ઉપર ભોજન કરતો જોવાને કદી હું ઓહદા યા ધરેમતા બોલાવતો નહીં. ઉલટો મને એટલા સંતોષી જોઈને ગાહક શેઠાણીઓ એવું વિચારવા લાગ્યા કે ગોરત કરતાં શાલીદ મને વધુ પસંદ હતી. હું માહરાં મનને એવી ધીરજ આપતો હતો કે ઉભ્યા ત્યાં શુધી ઉંચી યા હલકી ગમે એવી રોટી ખાવી એક સરખું છે. જે દાહડા ગયા તે ખરા એમ સમજીને હું હરતો હતો, અને બીજી કોઈ શાગ્રી ચોપડી યા સોહબતની ગેરહાજરીમા હું "તસીતસ" વાચતો હતો.

"આ બંદીખાનામાં ખોદા માલમ હું કયાં શુધી શબ્યા કરતે. આગં ભાગ્યે માહરા જાણવામા આવ્યું કે મારો ઓલખાણવાલો એક જેને હું તદ્દન અણઘડ સમજતો હતો તેને સરકારી નોકરી મલી. મેં હવે જોયું કે જીંદગી શરૂ કરવાનો માર્ગ મેં ખોટો એખત્યાર કીધો હતો, અને હવે હું સમજવા લાગ્યો કે કોઈને મદદ કરી તેને છુટકારો બખશવો તે આગમચ આપણે પોતાને સ્વતંત્ર બનાવવા જોઈએ. તેટલા માટે પેહલી જોગવાઈએ હું બંદીખાનું છોડી ગયો અને માહરી ચાલ ચલણમાં તદ્દન શુધારો કરી નાખ્યો. એક તદ્દન પોહોચ વીનાના અને ભોલા આદમીને બદલે હાલમાં હું દાહપણવાલો અને કરકસરીઓ બન્યો. માહરી આખી જીંદગીમાં જો મેં કાંઈ પણ સારૂં કામ કીધું હોય (અને જે માટે આખી જીંદગી શુધી હું માહરી વખાણ ગાઈશ) તો તે આજે છે. એક વેળાએ માહરો એક જુનો મિત્ર માહરી કાડે અરધો ક્રૌન ઉછીનો લેવા આવ્યો, અને તે આપવાની માહરી શક્તિ છતાં મેં તેને ના પાડયું. શું ધાર્યું? હું કહું છું કે ખટ આટલા માટેજ આખી ઇંગ્રેજી પ્રજાએ મને વધાવી લીધો છે."

"ઉપર કહ્યા મુજબ હું તદ્દન કરકસરીઓ બન્યો અને તેથી બન્યું શું તે જુઓ. આપણે પોતાને ઘેર જમવાના અખાડા કરવા લાગ્યા કારણ કે વીશેક ઠેકાણેથી જમવાનાં તેડાં આવવા લાગ્યા. પૈસા સંઘરનાર તરીકે હવે માહરી તારીફ ફુંકાવા લાગી અને માહરી આબરૂ આરતે આરતે વધતી ચાલી. શેંકડો જણા પોતાની દીકરીઓનો ઉઠાવ કેમ કરવો તે માટે માહરી શલ્લા લેવા આવવા લાગ્યા, અને હંમેશ શલ્લા આપવાના આપણે બને એટલા અખાડા કરવા લાગ્યા. ખટ નીચલો એક વિચાર જણાવવા માટે મને એક કોટવાલ સંગાંતે ઓલખાણ થઇ. તે વિચાર એ હતો કે જો આપણે એક હજાર પાઉંડમાંથી એક ફારધીંગ લઇએ તો તે હજાર પાઉંડ કેહવાય નહીં. ગરીબીને હું ધીકારૂં છું એવું સમજી એક નાણાં વ્યાજે ફેરવનારે મને જમવા બોલાવ્યો અને હાલમાં હું એક તવંગર વીધવા સાથે પરણવાની તૈયારીમાં છું, માત્ર તેણીને એટલુંજ કેહવા માટે કે રોટીની કીંમત વધતી જાય છે. જો કદી મહને કાંઇ સવાલ કીધામાં આવે છે તો તેનો જવાબ જાણતો હોઉં યા નહીં તો પણ હું ઉભો રહી હસ્યા કરૂં છું અને દાહો હોવાનું ઢોલ ઘાલું છું. જો કોઈ સખાવતનું કામ આરંભવામાં આવેછે તો નાણું ભેગું કરવા માટે હું સઘલી કોશેશ કરૂં છું પણ એક દમડી આપવાના અખાડા. જો કોઇ કંગાલ માહરી દયા ઉપર દાવો કરેછે તો હું તેને કહું છું કે આ દુન્યા સઘલા ઠગારાઓથી ભરપૂર છે અને આ ઉપાયથી કોઇને પણ એક અડધી આપવાથી આપણે છટકી જઇએ

છીએ. ટુંકામાં કહું તો માન એકરામમા વધારો કરવાનો સાદો અને સુતરો તેમજ ફતેહમંદ માર્ગ એજ છે કે કોઇને એક અડધી પણ ખાવવી નહીં, કે જેથી લોકોને આપી શકયે એટલું પુશકલ નાણું આપણી સોડ ભેગું થાય". —એજ અરજ.

# ચુંટી કાહડેલાં લખાણો.*

We have read this book with the greatest pleasure, and it is difficult to speak too highly of the skill which has been shown in the selection and arrangement —MACAULAY

ઘણી લાંબી મુદતે શેઠ શોરાબજી શાપુરજી બંગાલીને હમારી શફમાં જોડાયલા જોઇ તેઓને મુબારકબાદી આપ્યા વીના હમોને ચાલતું નથી. જે બે દલદાર અને શોભઇતાં પુસ્તકો હમારી શોડે પડયાં છે અને જે હમોને ભેટ તરીકે બક્ષીને શેઠ શોરાબજીએ માન આપ્યું છે, તે પુસ્તકો હમોને ઊપલો વિચાર જણાવવાનું કારણ આપેછે. શેઠ શોરાબજી હમારી શફમાં આવ્યા એટલે અવખતાં કાંઇ તદનજ નવા લખનાર તરીકે નહીં એતો સર્વેને રોશન છે, પણ જુના વખતના એક હીંમતવાન અને માન પામેલા જાહેર લખનાર તરીકે મી૦શોરાબજીએ તદનજ નવા સેબાશમાં વાચનારી આલમ શામે જે દેખાવ દીધોછે તેથીજ ગોયા તેઓ આજના જાહેર લખનારાઓની શફમા આવી બેઠા છે. છુટાં છવાયાં લખાણોનો સંગ્રહ કરી તેઓને છપાવવાનો પારસી લખનારાઓમા, જો હમો ભુલતા નહીં હોઇએતો, આ બીજો દાખલો છે. મી૦મંચેરજી હોરમજી કામાએ ઘણુંક ઉપર પોતાનાં "જરથોસ્તી" ની શહીના ચરચા પત્રો "સુર્યોદય" માં એકઠા છપાવ્યા પછી જો કોઇએબી પોતાનાં લખાણો જાળવવાની નેમથી તેનો સંગ્રહ કીધો હોય તો તે મી૦ શોરાબજીછે. આ સંગ્રહ છપાવવાની તેઓની નેમ ઘણીજ શુભ અને ભાતેબર છે અને હમો ઇછીએ છીએ કે બીજા જાહેર લખનારાઓએ પણ મી૦ શોરાબજીનો દાખલો પકડવો, કારણકે એક જાણીતા શખ્શની કલમથી શું શું લખાણો થયાં છે તે જયાં શુધી પ્રજાને જાણવાની ટક મલે નહીં ત્યાં શુધી તે અંધકારમાંજ પડી રહે તેમાં કાંઇ નવાઇ નથી અને હમો હીંમતથી કહીજીએ છીએ કે જો મી૦ શોરાબજીનો આ સંગ્રહ બાહર પડતે નહીં તો તેઓના લખાણો છેક ૧૮૫૧-૫૨-૫૩ વગેરે દુરના શાલોના ચોપાનીયાં યા ન્યુસપેપરોની ફાઇલો ઝાલી વાંચવાને કોઇ પણ કોશેશ કરતે નહીં.

જયારે આજના શીખેલા જવાનીયાઓ હજીતો જનમવાના હતા તે આગમચ મી૦શોરાબજીએ એક જાહેર લખનાર તરીકે પોતાની કલમ વાપરવાનું શરૂ કીધું હતું અને જોકે કેલવણી, વિદ્યા અભ્યાસ અને શુધારાનો તે વખતે આજના જેટલો ફાહેલાવો ફેલાવો નહીં થયો હતો તો પણ તે વખતની પારસીઓની સ્થીતી તપાસતાં તેઓ એક ઘણાજ ફતેહમંદ જાહેર લખનારા નીવડયા હતા.

ફકટ દશ બાર લાઇનના એક ટુંક દીબાચામાં મી૦શોરાબજી જણાવેછે કેઃ— "આજ આશરે ૭૦ વરશ ઉપર" તેવણને હાથથી જે જે લખાણો થયાં હતાં તે પાછાં ઉથલાવી વાચી જોતાં તેનો એક સંગ્રહ છપાવવાની તેઓની ખાહેશ થઇ અને તેઓની તે શુભ ખાહેશનાં પરીણામ તરીકે તેઓના બે પુસ્તકો આજે

* ચુંટી કાહડેલા લખાણો, બનાવનાર શેઠ શોરાબજી શાપુરજી બંગાલી, છાપનાર આશાનંદ પરેસ, મુંબઈ.

આપણી સામે હસ્તી ધરાવે છે. પોતાનાં ચુંટી કાહાડેલાં લખાણોને મી૦ શોરાબજીએ ઘણુંજ સગવડ ભરેલાં મથાળાં તલે ગોઠવ્યાં છે. પેહલાં પુસ્તકમાં અશલી ઇરાન સબંધી શોધ ખોળને લગતી તેમજ જરથોસ્તી ધર્મ અને ધર્મને લગતા શુધારા વિષેની બાબદોનો સમાવ કર્યામાં આવ્યો છે. એ પુસ્તકના પેહલા ભાગમાં, "પુરાતન ઇરાનનાં બાંધકાંમ, કોતરકામ અને સીક્કા સબંધી" બાબદો ઘણુંજ ઉંડા અભ્યાસ અને એ બાબદો ઉપર અજવાલું પાડી શકે એવા તે વખતે મલી આવતા ગ્રંથોનો મુકાબલો કરી લખ્યામાં આવી હોય એવું સાફ દીશેછે; અને જોકે તે ભાગને છેક એક તાજે કલમના આકારમાં શેઠ શોરાબજી હાલની ઇરાન સંબંધી વધી ગયલી શોધ ખોળો માટે વાંચનારને યાદ દેવડાવી તેને તે બાબદ વાંચતી વેલાએ ઉપલી બીનાં ધ્યાનમાં રાખવા કહેછે તોપણ વીશ વરસ ઉપર લખાયલી તે બાબદ કોઇપણ રીતે જુની, યા. જ્ઞાન બખશવામાં કોઇપણ રીતે ઓવાહ હોય એવું નજર આવતું નથી.

બીજા ભાગમાં "પુરાતન ઇરાનની ભાષાઓમાં લખાયલાં પારશીઓનાં ધરમ પુસ્તકો" વિષેનાં વીશયોનો સમાવ કરવામાં આવ્યો છે અને એજ મથાલાં હેઠલ જરથોસ્તી ધર્મ-પુસ્તકો વિષેનાં મી૦ શોરાબજીનો ઘણીજ કાબેલીઅત અને જરથોસ્તી ધર્મ ઉપર અજવાલું નાખનાર બરનુફ, હોગ, અને સ્પીગલ જેવા ઉસ્તાદોનાં લખાણોના બારીક અભ્યાસથી લખાયલા ધનામના રેશાલાની જગા કરવામાં આવી છે. આજેથી અગર કોઇ જરથોસ્તીને પોતાનાં ધર્મનાં પુરાતનપણાં યા ઉતમપણાં માટે કશોબી ખ્યાલ જોઇતો હોય તો હમો તેને આ રેશાલો વાંચવાની મજબુત ભલામણ કરીએ છીએ. ત્રીજા તથા ચોથા ભાગમાં "પારસીઓની તવારીખ સબંધી" તથા "ધરમ સબંધી" છુટક બાબદોનો સમાવ કીધોછે અને તેમાં ધર્મને નાંમે પારસીઓમાં પેસી થઇ ગયલા કેટલાક વેહેમો અને દુરવંદી રશમો ઉપર શેઠ શોરાબજીએ છુટથી પોતાની કલમ ઘણીજ શાબાશી લાયક રીતે ચલાવી છે. હમો કબુલ કરીએ છીએ કે તેવી બાબદો વિષે આજે લખવાનું ઘણું શેહલ છે પણ જે વખતે એ બાબદો લખ્યામાં આવી હતી તે વખત જ્યારે આપણે તપાસીએ છીએ ત્યારે ખચીત મી૦ શોરાબજીની તે વખતની હીંમત માટે તેઓને વખાણ્યા વગર ચાલતું નથી. જે વખતે ધર્મના જનુનનો અંશ પારસીઓમાં અતીશે જયાદા હતો, જે વખતે કેલવણીના પરતાપથી બેનશીબ અજ્ઞાન લોકો બાપદાદેથી ઉતરી આવેલી દુરવંદી રશમોને જલોની માફક વલગી રેહતા હતા, જે વખતે એ મજકુર રશમો સામને બોલવું યા લખાણ કરવું એ ખારી બદએકીની ને કાફરીની નીશાન ગણાંતી હતી, તે વખતે આલમનાં ફોકટનાં ગુસ્સા યા તેની બદગુધ સામે કાંઇપણ દરકાર કરયા વિંના તેવી જડ ઘાલી બેઠેલી રશમો નાબુદ કરવાની કોશેશમાં છુટથી લખાંણ કરવું એ કાંઇ શેહલું કાંમ નહીં હતું. મી૦ શોરાબજીએ ભારે હીંમતથી તે કાંમ બજાવ્યું અને આજે તેઓને જોવાથી સંતોશ મલશે કે તેઓની તેમજ તેઓ જેવા બીજા સુધારકોની તે શુભ કોશેશ પારસી ટોલા ઉપર રદ ગઇ નથી. આવાં પંજર અને આતશ બેહરાંમને પોલી ચઢાવવાના, યા હીંદુઓના દેહડાં અને મુસલમાંનોની દરગાહોને માનતા ચઢાવવાના દાખલા આજે આપણ કવચીતજ સાભલીએ છીએ. દોરાસાં બાંધવાનો વેહેમ આસ્તે આસ્તે પગલતો જાયછે, તેમજ જુદદીનને હાથનું ખાંનું ખાવાની છીટ

તો તદનજ નાશ પામી છે. એ કાંઇ સુધારકોની થોડી ફતેહ નહી સમજવી. તારશી શુધારકોનાં નામઅને ત્રીશુલ (triumvirate)ની ભલી કોશેશોનો બદલો ખોદાતાલા એ તેઓના હેયાતીમાજ તેઓને બક્ષ-શયો એ થોડા સંતોષની વાત નથી

અહીઆ પેહલા પુસ્તકનો છેડો આવે છે. એ પુસ્તકમા જોડેલા ચીત્રોને આ જગે વીસરવા જોઇતા નથી. અશલી વખત સબંધી બાબદોનાં લખાણો વાંચનારના મન ઉપર શેહેલાઇથી ઠશે એવી મતલબથી તે બાબદોને લગતા ચીત્રો યા તખ્તીના નમુના જગેજગ આપવામા આવ્યા છે અને આખા પુસ્તકમા તેવાં ચીત્રોની શંખ્યા અધારની થાયછે.

બીજુ પુસ્તક હાથમા ધરતાજ પાંચમા ભાગમા "પારશીઓની સંસાર સંબંધી" બાબદો વિષેના લખાણો દીઠામા આવે છે. આગલા ઇરાનીઓમા સ્ત્રીઓને કેટલે દરજજે છુટાપણુ અને માન બક્ષવામા આવતુ હતુ તે બતાવીને લખનાર જરથોસ્તી સ્ત્રીઓને તેઓના વાજબી હકો બક્ષવા માટે પોતાની કલમ ચલાવેછે, અને તેઓની એ મેહનત માટે પણ તેઓને આજે જશ મલેલો જોઇ સંતોશ હાસલ કરવો જોઇએ. પારશીઓમાથી વેપારનો શોખ ઘટતો જાયછે એ સંતાપકારક બાબદ વિષે છેક ૧૮૫૯ માથીજ ચેતી જઇને મી૦ શોરાબજીએ લખાંણ ચલાવ્યુ છે, અને તે વેલાનાં તેઓના કીમતી વચનો આજે પણ પારશીઓને કેહવા આબાદ લાગુ પડેછે તે એ બાબદ ઉપરથી ઉતારી લીધેલા નીચલા ફકરા ઉપરથી ઝટ માલમ પડશે.—

" પારશીઓમાથી વેપાર કમ થઇ ગયો છે તેનુ અવલ કારણ એજ છે કે તેઓ-માથી ખરતબ મેહનત કરવાની ચાલ ઉઠી ગઇ છે. તેઓમા શોખ વધીઓ છે જેથી ખરચ પણ વધ્યો છે અને તેમજ આલ-શાઇનો વધારો થયો છે. એ કારણને લીધે બીજી મેહનતુ કોમવાલા લોકો તેઓ ઉપર ફાવી નીકલેછે અને પશ્ચીમ હીંદુસ્થાનનો વેપાર પોતાને હાથ કરી બેશેછે તેમાં નવાઇ નથી આજ આપણે પારશીઓના ખાન-દાનવાલા અને વગર ખાનદાનવાલા જેટલા પુરૂશોને રોજનો ઘણી યા જાહેર રીતે રોટા કરતા જોઇએ છીએ તેટલા પુ-રૂશોને ખરા વેપાર પછવાડે મેહનત કરતા આપણે જોતા નથી. એ ઉપરથી દેખાઇ આવેછે કે પારશીઓમા જેટલો શોખ થોડી મેહનતે 'અને ખરૂ' બોલીએ તો હરામખોરીથી પઇસો મેલવવાનો છે તેટલો શોખ અંગબલ કસીને તથા તડકે ફરીને પઇસો ભેગો કરવાનો નથી. ખોદાતાલાએ માણસને પસીનો ઉતારી પઇસો પેદા કર-વાનુ સરજેલુ છે તે કામ પસીનો ઉતારયા વગર બનવાનુ નથી. મેહનતુ ભાઠીઆ અને મેમણો બામદાદથી તે રાત શુધી મેહનત કરીને પોતાનો વેપાર ચલાવે છે તેઓ વાજબી રીતે દોલતવાલા થાય છે અને આલશુ અને ઇતરાજી વાલા પાર-શીઓ જેઓ મોજને વધારે પસંદ કરેછે તેઓએ વેપારમાં પોતાની સાહેબી ખોઇ છે એટલુંજ નહીં પણ બીજી કોમના લોકો તેઓ કરતા શરશ નીકલ્યા છે. હવી ધારતી ગબ્બરામા આવેછે કે જે પ્રમાણે પારશીઓ હમણા સુધી બીજી કોમના લોકોને ચાક-રીમા રાખતા આવીઆ છે તેજ રીતે હવે પછી બીજી કોમવાલા લોકો તેઓને પોતાની ચાકરીમા રાખશે "

માઠાં ભાગ્યે તે ધારતી આજે કેટલે દરજજે ખરી પડી છે તે વાચનારને ચેત-વવાનુ કંઇ કામ નથી.

ભાગ છઠ્ઠામા નામીચા પુરૂશોના જન્મ ચરીત્રોનો સમાવ કરવામા આવ્યોછે. મી૦ સોરાબજીએ પોતાના હેવાલ માટે ચુંટી

કાહાડેલા પુસ્તકો એવા છે કે જેઓએ દેશી કોમને માટે કાંઇ પણ વખાણવા લાયક બજાવ્યું હોય અને નામ મેળવી મેલી હોય, જેવાકે સર જમશેદજી, સર ચારલ્સ ફારબસ, શેઠ નવરોજી ફરદુનજી, મી૦ આનકુતીલ ડુપેરો, વગેરેગે.

ભાગ સાતમામા કેળવણી સંબંધી બાબતો દાખલ કીધી છે અને કેળવણીની ખામીઓ જે શેઠ સોરાબજીએ ૧૮૫૨ મા બતાવીછ તે આજે પણ જોઇને તેવીજ મોજુદ છે. દાખલા તરીકે હુનરની કેળવણીની ગેરહાજરી (જો કે આજનું સર જમશેદજી જીજીભાઇનું હુનર શીખવવાનું ખાતું "સ્કુલ ઓફ આર્ટ" આસ્તે આસ્તે ઉપયોગમાં આવેછે તો પણ દેશીઓની મોહની વસ્તી સાથ સરખાવતા તે ખાતું સઘળાઓને કેળવણી બક્ષવાને કેટલું અશક્ત છે) ધર્મ સંબંધી કેળવણીની ગેરહાજરી અને મનની સાથે તન કસવાની કેળવણીનું અધુરાપણું જે મી૦ સોરાબજીએ બતાવ્યું છે તે આજે પણ ઘણેક દરજ્જે જેવું ને તેવુંજ મોજુદ છે.

આઠમો ભાગ નાનો તોપણ વાચવા લાયક અને ઉપયોગી નીવડેલો બનેછે એ ભાગમા "હીંમત અને હીંચકારાપણું" ના મથાળા હેઠળ એક ઇંગ્રેજ તથા દેશી વચ્ચે થવી જોઇતી જાહેરીનો દાખલો આપતા મી૦ સોરાબજીએ દેશીઓની હીંમતની ગેરહાજરીને જે છુપા તાણા મારયા છે તે ખચીત ધ્યાન પુગાડવા જોગ છે. "વચલે પાયેની સ્થીતીનું સુખ," "વખતની કીંમત", "ખરી બહાદુરી શું" વગેરે સાદા અને સુતરા તો પણ ચાનક આપનારા નામવર જુવાનીઆઓને ખચીત અભ્યાસ કરવા લાયક છે.

નવમો ભાગ "સઘળા ઉપયોગી વારતાઓ" થી ભરેલો છે. એમા ઇસપની વારતા નાના નમુનાઓની નકલ થોડાક ચાનક આપનારી વારતાઓ સમાવી છે આ મથાળા હેઠળ "ગત ગોફતાર" મા આવેલા "ગુલે મકમ" ના બે ત્રણની જગ્યા કીધી છે. પારશી સુખાગનું બીજ રોપવા માટે આ પગલો તે પેતાએ ખચીત ઘણોજ કીંમતી થઇ પડેલા તેના જોઇએ. દલગીરી એટલીજ છે કે આ કીંમતી પગલો સં-ખ્યાગમા વધુ નથી તથા આની એક અગ-તની બાબદ ઉપર શેઠ સોરાબજીએ પોતાની કલમ લાંબે સુધી ચલાવી નથી. "માગ દોસ્તદારની બાપડી' દેખીતી રીતે ચોખી ગતના આરવીંગની "સ્કેચ બુક"માથી લી-ધેલી લાગેછે. મી૦ સોરાબજીએ આરવીં-ગને ઇનસાફ આપવા ખાતર તેનું નામ આ બાબદ સાથે આપવું હતું એવું હમારૂં મત છે.

"રાજદ્વારી બાબતો' સંબંધી લખાણો દશમા ભાગમા દીઠામા આવેછે, અને આ સઘળી બાબદોમા મી૦ સોરાબજીનો ઊંડો અભ્યાસ અને બોહળો અનુભવ તરત દેખાઇ આવેછે "આવણું જમી-નનું મેહસુલ" એ બાબદજ એવણને એક અર્થ શાસ્ત્રી ઠેરવેછે હીંદુસ્થાનમા જ-મીનનું મેહેસુલ ઉપજાવવાની કફોડી તથા એહુતને તન નુકસાનકારક રીત ઉપર કે જે એ પણ એકતા અર્થ શાસ્ત્રીઓની શાહદતો સુધાં અને વીગત તથા બારીકીથી તકરાર ચલાવી હોય તો તે મી૦ સોરાબજી છે. ૧૮૫૭ જેવા બળવાના અને આખી દેશી આલમ તરફ ઇંગરેજોની કરડી નજરના વખતમા મી૦ સોરાબજીના રાજદ્વારી લ-ખાણો ઘણાજ ડાહાપણ તથા દુરંદે-શીથી લખાયલા દેખાઇ આવેછે રાજદ્વારી બાબતો માટે મી૦ સોરાબજીનુ મત કેહેવું કીંમતી ગણાતું તે આએજ ઉપરથી આપણને ખાતરી પુરવક માલમ પડેછે કે મુંબઇની મ્યુનીશીપાલીટી ઉપરનો જસ્તીસ આફ ધી પીસનો ઓહદો કાહાડી નાખી

એક ખંદો જોશી—એક વેલાએ ફરાનશ દેશના રાજા અગીઆરમા લુઇ વીશે એક જોશીએ ઘણું આગળ ભવીશ વરતનાથી તે નામદાર તેની ઉપર એટલોનો ખફા થયો કે તેને પોતાની હજુરમા બોલાવી તેનો જાન લેવડાવાનો કરાર કીધો. જયારે તે રાજાની હજુરમા હાજર લાગો ત્યારે રાજાએ ઘણા ગુશાથી પુછયું કે "બોલ, જયારે તું એટલો બધો દાહયો છે અને બીજાઓનું ભવીશ વરતનાનો ફાંકો રાખેછે ત્યારે બોલ કે તારૂં પોતાનું ભવીશ શું છે, અને હવે તારી જીંદગીનો વખત કેટલો બાકી રહયો છે?" આ ઉપરથી પેલો જોશી પરથમ તો ગભરાવા લાગો, પણ તરત સમયસુચકતા જાણી તેને જવાબ દીધો કે "આ નામદાર હું મારૂં ભવીશ ઘણી સારી રેતે જાણું છુ, અને મારા નસીબમા તું નામદારના મરણની ત્રણ દીવસ આગમજ આ ફાની જાહાનને છેલી શલામ કરી અતરેથી મારો તમામ એશઆરામ ઉઠાવી જવાનું છે." આ ઉપરથી રાજાને પોતાનો આગલો વીચાર ફેરવવો પડયો એટલુંજ નહી પણ પોતાની શલામતી ખાતર તે નામદારે તેની તમામ બરદાસ્ત કરી આખી જીંદગી વેર તેને કશાની પણ હાજત ન પડે અને તેના જાનને અવલજ ન આવે એટલા માટે બંદોબસ્ત કરી આપીયો.

જાંહાં આગળકાર નેપોલીઅન બોનાપાર્ટને એવી ટેવ હતી કે સખત જંગ કરી ફતેહ મેલવ્યા પછી લડાઇના મેદાનમા તે જાતે ઘોડે બેસી ફરી જતો હતો, જેથી શું શું હાની થઇ તે પોતે જાણે, એજ પ્રમાણે દરેક આદમે તેની જીંદગીના દરમીઆનમા બનેલા બનાવોપર શાહુ ફરી જોઇ તપાસ કરવી ફાયદાકારક છે.

દાહયા માણસો અકલથી શીખેછે, કમઅકલ આદમીઓ અનુભવથી શીખે છે, ઘણાજ અજ્ઞાન લોકો ફરજના માર્યા શીખેછે, અને ઢોર જુલમથી શીખે છે.

---

## ઈનામનો સવાલ.

(સરેસતાઇ ઈનામ)

ત્રણ વેપારીએ ગરામા વેપાર કીધો જેમા તેઓને ૫૯૦ રૂપીઆનો નફો થયો. આ નફો વેહેંચી લેવાની એવી એક સરત હતી કે જે રીતે વેહેંચી લેતા પેહલાને ફાલે જે આવ્યું તેના કરતા બીજાને ૮૦ રૂપીઆ વધાર મલ્યા તથા બીજા કરતાં ત્રીજાને બેવડું મલ્યું, ત્યારે એ દરેકને કેટના રૂપીઆ મલશે, તથા તે દરેકની થાપણ કેટલી હશે ? તેમને જે નફો થયો તે સેંકડે ૧૨ાા ટકાનો હતો.

---

ગયા મારાના સવાલનો જવાબ.

$(૬—૬ \times \frac{૧}{૨})+(૭—૭\frac{૧}{૩}) +(૧૧—૧૧ \times \frac{૧}{૧૨})=૨૧ + (૬ \times \frac{૧}{૨}+૭ \times \frac{૧}{૩}+૧૧ \times \frac{૧}{૧૨}=૩$ આકરના$)=૨૪$ હવે નફાના પરમાણ પ્રમાણે વેહેંચતા —

૫ ૯૯૯: ૨૪=૨૦૮)= ઊાકરાને.
૬ ૯૯૯. ૨૪=૨૪૯ાાા છોકરીને.
૧૦ ૯૯૯ ૨૪=૪૧૬ા બાયડીને.
૩ ૯૯૯ ૨૪=૧૨૪ાાા= આકરને.

વળી એ વેહેંચણીથી આકરને જે મલ્યું છે, તે આખી દોલતના આઠમા ભાગની બરાબરજ છે

ઈનામ મેળવનાર—મી૦ દાઉદભાઈ શરીફભાઈ સ લેવણે મગાવી લેવુ

---

લખી મોકલનારઓને ખબર.

H Nowrosjee Varujogi તથા સોલ પુથી R. V D ઉપના જવાબથી તમારી ખાતરી કરજો.

વોર્ભીતનાવ—નબર ૮૭૨ વાલા ઘેરમા,
મુંબઈ વર્તમાન છાપાખાનામા મનચેરજી હોરમસજી જાગોસે છાપ્યું છે.



# વિદ્યામિત્ર.

પુસ્તક ૮ મું. જુલાઈ ૧૮૮૧. અંક ૭ મો.

## બેનજીર અને બદરેમુનીર.

### નાટક ચાર અંકી.

એકટ ચોથો—દેખાવ ચોથો.

શરનદીપ શેહેરની પાદર—મેદાન.

(ગેહેર નોબાગના પાદશાનો વજીર—(બુઢો થએલો) અને એક ગામડીઓ દાખલ થાએછે—હાકેલા લુગા જેવા ઉભી જાયછે)

વજીર—હું માહારા પાદશાહાની હજુરથી નીકલેઓ તેને મુદતપર મુદત ગુજરી ગઈ; (દાહાડીઓ હાથ દેખાડી) આ કાલાના ધોલા થઆ—આ મોહડામાંના દાંત સઘાઈ પીસાઈ ગીઆ (ગાલ બતલાવી) આ ચામડીનો કેરચલો વલી ગેઇ—આ કમર કમાનની મોસાલે વલી ગેઇ, ગુરા ગગરી ગીઆ—ને આએ બોચાગ ગામડીઆ બાઈબી બખરી ગીઆ, પણ અપમોમ એકુબાનૈ કશી પારી આવી નહીં. નહી આહાજાદો મલીઓ, કે નહી તેનું નામ નીશાન—હવે આટલી મુદત સુંધીમાં તે મલેઓ નથી તેપરથી હેવું માલમ પડેછે કે તેની હઇઆતી હઇઆત નહી હોશે—તારે હવે બોગરદો—કેહેવા કે કીએ માહડે, કીએ નાંખે આપણે પાદશાહા પામે પાછા જઇએ, તેનો વીચાર મને મુદલ શુજતો નથી—હું તો નથી ધારતો કે આપણો બુઝરેગ પાદશા જીતો રહ્યા હોએ.—

અમીર—રફીક વજીર, જારે આપણે ખુદાપર તોવકલ કરીનેજ નીકલેઆચ તો એમ હારી ખાવુ જોઇએ નહી—જારે આપણે આટલા બધા રખડેઆ, તારેતો આપણી જીંદગીના છેડા તુલીક પુરેપુરું રખડવું આપુણે રવાછે. બીરાદરો ખોદાની ખુદરત નેહારીજછે—એક પલકવારમાં કાંઇ ઓર તગહાનો ફેરફાર કરી નાખતા કસો વીલંબ લાગતો નથી.

ગામડીઓ—હં, તમો લોકો શું પાછા પેરભણી જવાનો વીચાર કરેલો કે શું? અરે તારેતો બહુજ સારું કારણ કે પેરે જઇ જરા સહુને મલીએ બેઠીએ, નહીતો રએને પેલા માહરા સોબતીના જેવા માહરાબી હાલ થાઇ જાય તો પછી માહગે લોકો પેરે વારજ જોપા કરે.—

અમીર—પણ ગામ ને ઘેર જઇશું તો ખરા, પણ પાદશાહા પોતાનો બેટો માંગશે તેને શું જવાબ આપશું.—

ગામડીઓ—એ હારે ભાઇ, ખરીજ વાતતો—(અંદર એકાએક નજર ગેઇ હોએ તેમ) અરે પણ શબુર, એ પેલું દુરથી કોણ આવતું દેખાએ—અરે એતો પેલો પેલો આપણા પાદછાનો—

વજીર—ચાલ થાઇ ચુકું—ગામડીઆ ભાઇની એટલામાંજ આગરી ખીસી ગેઇચ! અરે દેવાના આપણો પાદશાહા તુંને એટલા વારમાં દેખાવા લાગીઓ કે—

અમીર—અરે એ બીચારાની આંખે હવે અંધારાં આવાં લાગા તેથીજ એને ઘડીઘડીમાં જુદું જુદું નજરે પડેચ.

ગામડીઓ—અરે તમે નહી માનોતો જુવો પેલો પાદશાંનો લઉવો જાએ તે. (બુમ પાડેચ) એ લઉવા; ભાઇ લઉવા. અરે ઇધા જો—ઇધા જો—અરે જોની, એબો વલો ભારી થતો દેખુ, જોતોએ નથી—અરે જુવો—ઉડો, ઉડો, તેને બોલાવીએ, નહીતો પછી તમોજ પસ્તાસો.—

વજીર—અરે બુબખ, તું એ શું બકેચ—ને બુમ સાંની પાડેચ—ને એ કોણને બોલાવેચ; એ શું ધાગ માંડ્યાચ, મુગો મુગો બેશી રેહેની—લઉવો કાહાથી યાંહા આવવાનો.—

ગામડીઓ—હાય હાય—તમે બધાં માનતાજ નથી—પણ એ આપણો લઉવો નહી હોયતો હાથ કલમ કરી આપુ.

અમીર—અરે પણ વારૂં જોપેતો ખરા, એ એટલી હુજત કરેચ તે (સંધાઓ ઉભા થાએચ) અરે હા, લઉવા જેવાજ દેખાયચ—ને ચાલબી તેના જેવીજ છે.—

વજીર—અરે તેને આપુણે જોયા. એ આપણી તરફજ આવવાની વલાન પકડી.

ગામડીઓ—અરે તમેતો હેવાજ છેઓ— લેનો તમો કોઇ નહી જતા, પણ હું આંબો લેવા જાવું—

વજીર—અરે લઉવા તું કાંહાંથી આવી લાગો. તું કાહા નીકલીઓતો; કોણ કોણ સાથે આવયુંચ—બોલની પાદશાહાબી આ- ઓચકે—

ગામડીઓ—કેમ તમોતો માનતાતાજ નહી તે હવે કેમ. અરે ભાઇ લઉવા તારે ખાતરતો હું દેવાના બુબખમા ખપેલો— મેં કહયું કે આપણો લઉવોજ છે, તે કોઇ માને નહી—

લઉવો—અરે હારે યાર, તું વગર લઉવાજીનું પુછરૂં કોઇ તાને નહી—એતો એમજતો ભાઇ, લઉવાની કોણ દાદ લેવું તું—ભાઇ તું જોતો નથી કે લઉવાની લપલપીની મોહકાંને લઉવાના આએ કેહવા હાલ થઆચ તે.

અમીર—પણ લઉવા બાદશાહા તરફની કાંઇ ખબરતો હમોને કેહેશ, કે બશ એમ અમથું ઓરું તાહેલું કરીઆ કરશ.

લઉવો—અરે દારતો પાદશાહાની શું વાત કેહું; તેતો પોતાના બેટાનો જુદાઇએ મરેલો, દોવાનો બની રહયોચ; ને ઓદા તોબાહા! માણસોની સાથે કાંઇ ચીથરાંધારેચ તેની વાત નહી—જરા લઉવાની લેપ- લકી વાગી કે વજીર—અમોરો શાજાદાને શોધવા ગીઆ, તે હજુર તેને લાયા નહી, તો લાગલો મને કેહજે તુંજ નીકલ શો- . તેથો [illegible] ગે, પાહડે ને જંગલે, નતો [illegible] રતો, ખરતો, યાહાં

લઉવો—એ કાંએ ને બાંએ. જાણે એ વાતની માંએ—તેનો ભેદ આપુને શું શમજએ, પણ એ સંધું પાદશાહા મલે તારે નકી થાએ—

ગામડીઓ—અરે એ લઉવો તો એમ અમથો આપણી છાતી ધરકએ.—

લઉવો—એ અમથો—તો વારૂ પેટમાં તુટશે ચમતો—તારે મોલમ પડશે અમથો, કે જમતો.

વજીર—આપરેતો પાદશાહાનો અંદેશા કરતાતા કે તેની તરફ શું થતું હોશે.—ને પાદશા કેમ હોશે, તેની ખબર પડતો ગ્રાર.

અમીર—અરે આપણે કેહવી ઇનતેજારી રાખતાતા.

ગામડીઓ—તેને બદલે મોકાનનાં હાલાં ગાલાં નીકલેલાં.

લઉવો—અરે પણ તમે શાહાજાદાને હજુર મેલવેઓ નથી કે—

વજીર—અરે શું મેલવીએ; શોધતાં શોધતાં હાલ બેહાલ થાઇ ગીઆચ તે જોતો નથી.

લઉવો—પણ કાંઇ જરાબી પતો લાગોચ કે મુદલ નહી.

ગામડીઓ—કાંઇજ નહી—જેદારના નીકલેલા તેદારના રખડતા રઝરતા ફરીએ; ને વાઘની ને ભુતની ધારતીએ હુંતો અગ્રપી મરી રહેલો.

લઉવો—તારે તમોને કાંઇજ પતો મલેઓ નથી—હેવા અભાગીએ પગલેનાં તે કાંહાંથી મલે—જુવો તમો તરણ રહેઆ, તેથી તરણમાં વધન પડેઆ વનાં રહેજ નહી—પણ હવે હું અભાગીઓ આઓચ, તે ચાર થાયા; એટલે ચારની ચોકરી—ને વજન. કેહુંચ હેવી રોકડી—કે જો હવે શાહાજાદો મલેઆ વગર રહેતો લઉવાનું નામ નહી—પછી બીજુ કંઇ બોલવાનું કાંમ નહી. લ ચાલો ખુદાને કરો યાદ—કે તેજ લડાવે લાડ. ગાનો તેનો પાડ—કે પાડે આપુણે પાડ.

(બધાએ ચાલવા માંડેચ તેટલાં સાંબેલી-વજીરજાદી, શાહાજાદો ફીરોજશાહા, બેનજીરને હાથમો પકડીને, દેવો વગેરે દાખલ થાયચ, વજીરજાદી પેલાઓને જોઇને ઝંકેચ—એક દગડું પાછી હટી જાએચ.)

વજીરજાદી—અરે શુકુર; પેલાં શાંબે કોણ લોકછે—ગભાદા પેલી પરીને આપણી ખબર પડી હોએ કે બેનજીરને આપણે છોડવી લાવ્યાંચ—તેથી તેણીનાં આએ માણસો શોધવા નીકલેઆં તો નહી હોએ!

ફીરોજશો—મનેબી એમજ લાગેચ, પણ શુકુર.

દેવો—નહી, નહી, નથી—તેમાનું કોઇ નથી.

ફીરોજશા—પીઆરી નજમુલનીશા, એ લોકો પરીનાં માણસો હતેતો આએ માહરા દેવો ઓળખ્યા વગર રેહતે નહી—પણ કોઇ મુશાફર લોકો હોશે વાસ્તે લાવ હું તેવો આગલ જાઇને કાંઇ વાતચીત કરી પુછુંતો ખરો.

(આગલ જાએચ ને કુરજ અટકીને ઊભો રેહચ તેટલાં.)

લઉવો—આપુણેતો પેટમાં પડેચ શાર—કે બાપરે આએ શું ધાર—એ ખુદા તું પારજે પાર—કાંહાં થશે આપણો ચાર—જાણે હેવો આવેચ કાર—કે આએ લોકો ઉપર બધા લેઉં ખાર—કોણ જાણે પેલાએ આવીને દસે ગાર—(વજીરને) અરે એટલા બધા ધુનેચ કાંએ, તપાસોરે એની નાર—(અમીરને) અરે પણ બલાં માણસ તુંબી આંનો બોહેચ, આપરેબી છોડએ ચાર—(ગામડીઆને) કામ પડેતો તુંબી લાતમુકી મારે—હોય કદી તે જણ બાર—પણ તેના આપરી આગલ શું બાર—મારીએ તેવોને હેવો માર—ચમો પાડી આર—કરી મુકીએ રદ્દા શાર—તો શું કરવાના છે લાર—અરે એવોને હરાવતાં શો વાર—જેતો કાહાડ

લીધાચ હેવા સાર—કે હીમત રાખી પડશું બાહાર—તો કદી નથી થવાની આપણી હાર.

વજીર—અરે એ તું શું આતો બાજી નાંખેચ. કોઇ સારાં નરસા આદમી પીછાનેઆ વગર એ તું શું એકદમ મારફારની વાત કરેચ.

લઉવો—અરે તમો નહી સમજો; જંગલમાં રખડવું તે સાવધ રેહેવું જોઇએ. જોતા નથી કે પેલા આંગપર આવતોનો તે માહરી ચાપલુશીથીનો હાગો ઉભા રહોચ; વાસ્તે પેહલાંથીજ એમ દમ સમમો વાત કરવી જોઇએ.

અમીર—અરે તેં કીધી વાતચીત—મરી રેહેનો—કોણ જાણે તું શું દોહચાંન કરી ગલશે.

ગામડીઓ—એ ખોસો ખોસો, તમારૂં કોઇનું કામ નથી—મનેજ આગલ જવા દેવો.

વજીર—લેવો; વલી એ હુશીઆરનું પુછડું નીકલી આવ્યું તે.—

લઉવો—અરે તમો કોઇ સમજો નહી. મેં જે કહી તે વાતછે રાઇટ—એતો જાને નકરો દીસેચ મી૦ કાઇંટ—ને કાઇટ નહીતો હોએ મી૦ નાઇટ—તેથી એની સાથે તો રમવીજ પડશે ફાઇટ—વાસ્તે ચાલો તમે બધાં થાઇને રેવો ટાઇટ—તપાસજો આપરી બધી સાઇટ—ને સમાલજો આએ બધી લાઇટ—એનો પોશાક છે વાહીત—ને વાજબી છે બધી મારી પાઇનટ.

ફીરોજશા—( આગલ આવીને ) ઓ મુશાફર મરદો, અમોને આવતાં જોઇને તમો શીદોએ માંહોમાંહે શું ગરબર માંડીચ—તમો કાંહાં જવાનો ઇરાદો રાખોસ અને તેમાં તમારી શું મકશુદ છે.

લઉવો—( તાનમાં ) સાહેબ હમો બધું સમજીએચ—હમેબી જંગલે જંગલ રખડીએચ—ને કાહાંનાં કાંહાં ભટકીએચ—તે જે મુનમાં આવે તે ગબડીએચ. વાસ્તે તમે તમારે મારગે ચાલેઆ જાવો—સાહેબ ચુપચુપ ચાલી જજો; નહીતો કાંઇ વાંહાં બની જસે, તમે કાંઇ હમોને નબલા શબલા સમજતા ના હો.

ફીરોજશા—( મનમા ) આએ લોકો દેવાના છે કે શુ ? હું આટલી ભલમનસાઇથી વાત કરૂંચ તે છતાં તેવો એમ કેમ બોલેચ ! ( મોટેથી ). અરે ઓ ભલા મરદો હું તમોને ભલી ભલાઇએ પુછુંચ તેનો હેવો આરો જવાબ દેવોચ તેનું કારણ શું ?

ગામડીઓ—(વચમા જરા આગલ જઇને) તે ભલી ભલાઇએ નહી પુછતે તો શું થતે; ઇએ ઇએ જોજે હો—ચાલ જા સાંધો રસ્તો, બારૂં પાંણી ને પુથનો વા.

ફીરોજશા—( જરા ગુસ્સાથી ) અરે ઓ બુબઓ, તમો એટલા બધા બેઅંદાજે લાંબી ટુકી કેમ વાત કરોચ. તમારા ટુંડો ભરેલાં દેમાગમાં એવી તે શું ધુન ભરી મુકીચ કે એમ છનકો પડીને છાલકી વાત કરોચ.

અમીર—ભલા મરદ, એતો હેવોજ છે, હમે માતર દુઃખ ને હાદેસાના મારેઆ ફરતા મુસાફર છેઇએ, વાસ્તે તમો હમોને હમારે મારગે જવા દેવો.

લઉવો—અરે તમે શું; એમ બીહીને માંની વાત કરોચ.

ફીરોજશા—(જરા ગુસાથી) આએ કોણ મરદ છે—કોઇ ખરો બુબખ ને બેઅકલી છે; ઓ નાદાન તું તારા મનમાં શુ સમજેચ, ને શું ફાંકો રાખેચ.

વજીર—ઓ બેગાના મરદ, એતો હમારા શેહરે નોબાહરના નામવર પાદશાહનો બુગ મશકેરો છે તેથી એને હેવી ટેવ પડી ગેઇચ—વાસ્તે એનાં બોલવા સામું તારે કાંઇ જોવું નહી.

ફીરોજશા—તમો કોઇ પાદશાહના રસાલામાંનાં માણસો દેખાવછો.

(બેનજીર અને બારવેર દેવના હાથપર બેહાલ પડી રહયો હતો તે દશા વજીરને ઓલખો ઓલખેર

નોબહાર"ના પાદશાહનું નામ સાંભળી હેલા ફાડી જોએચ ને ધીમે આવાજે બોલેચ.)

બેનજીર—આગ્એ બુઢો આંવ કોંઇ મારો અનલગનોછે—ને એ વળી"શેહરે નોગાર" કરી બોલએો કે, જે મારૂં વતનછે—અરે એને માહરી નજદીક બોલાવોનો.

વજીરજાદી—બેહતર છે—ફીરોજશાહ આપણો બેનજીર આગ્એ બુઢા મરદને પોતાની નજદીક બોલાવેચ.

લઉવો—ધીંગ ધીગ, કાંઇ એમાં ધીંગછે; ખબરદાર કોઇએ જવું નહી; બેનજીર કાંહાં યાંહાં આવતો તો.

વજીર—અરે મજુર, મજુર, જોવા દેતો ખરો—(વજીર બેનજીર આગલ જોયચ)હા! બેનજીર! બેનજીર! માહારા વાહલા, માહરા પીઆરા; નામવર શાહાજાદા બેનજીર!

બેનજીર—ઓ બુજરોગ વજીર! તું કાંહાંથી આવી લાગો!!

વજીર—અરે! તું ખરો બેનજીરજ છે; અરે રફીક અમીર-લઉવા, અરે! ઓ ગામડીઆ ગમાર! આવો ને મલો તમારા શાહાજાદા બેનજીરને!!!

અમીર, લઉવો, ગામડીઓ—(દોરતા આગલ આવેચ) શું બેનજીર! એ ખરૂં કે બેનજીરજ છે કે!!

બેનજીર—આવો માહરા વતનીઓ, તમારૂ આવવું મને મુબારક છે!

અમીર—ઓ નામવર શાહાજાદા, બેનજીર બોલ કે એ શું બનાવછે—ને તું હેવી અવસ્થામાં કેમ આવી ગોઆચ; તેનો હમોને ખુલાસો કર.

વજીર—ઓ શાહાજાદા, તારી ઉપરથી રંજો બલા દુર થજો; તું નામવર હજુરની બાબગમાલીછે કે તારા કમતાલેના બાપના છેલા દીવસમાં ખુશી ઉજાવવાને તું સલામત મલેઆચ—તાહરો ઉપર જે આફત ગુજરીચ તેને વીસરી જઇ, હમારી સાથે એકદમ તારા બુજરોગ પેદરને મલવા શારૂ સેતાબીથી કુચ કરવી તુંને મુનાશબછે.

લઉવો—હા! હા! એગ બોલો—અરે શાહાજાદો છ કેહવો બોલો—બધો બરગ હવે તમો બોલો-ને તમાગ સંધાના દોલા ચોલો—કે હું મભાગીઓ આવી લાગોતો શાહાજાદો મલેઓ—વાસ્તે "શેહરભણી જવાનો ઇંગદો કરો.

વજીરજાદી—એ આગ્એ લોકો શું બોલેચ, કોણે મેહનત કીધી ને કોણ લુમકો ખાઇ જવા માગેચ— અરે એમ કાંઇ બનનારછે કે—જો હમે મેહનત નહી કરતે ને જીવપર નહી ખેડતે તો બેનજીર તમારા હાથમાં આવનાર હતો કે.

લઉવો—હોઆં કાંઇ, બની જવાનુંછે હો જોઇએ કે તે કોણ બેંચો જવાનું છે હો. મેં આગલથી નહી કહ્યું હતું કે આગ્એ લોકોથી સંભાલજો.

બેનજીર—શબુર લઉવા, જાણ્યું અનજાણ્યું છેકજ બેહેકચકે.

લઉવો—નારે શાણ—તું તો હમારો માબાપ—તું બી એમ ના આપ—મને તાહરી જુદાઇ—જોઇએનો મને હીઆંજ કાઓ કાન—પણ વાર જોએમ તારો બાપ. તેની આગલતો લેઇ જવા વગર નહી રેહવાએ—તારી જુદાઇનું દુખ હવે નહી ખમાએ. વાસ્તે ચાલ—આગ્એ પીઠની કરૂં ધાલ-મારો બોલ એટલો પાલ—મેં જોઇ છે હેવી ફાલ—કે આગ્એ મેહબુબ છે તાહરો માલ.

વજીરજાદી—આગ્એ કોઇ ખરો બોલીદરાજ છે, પણ હોનહાર એમ બનનાર નથી કે બદરેમુનીરને તાંહાં શાહાજાદો આવેઆ વગર કોઇબી જાઇ શકે—વાસ્તે ઓ ફીરોજશાહ આગ્એ લોકોને એની આ બધી ખીસાડ.—

વજીર—ઓ ખુબીવંતી નાર, ... ગા હેવાલથી તદન અનજાની છે, કે ... બુજરોગ પાદશાહ આગ્એ ... ખાતર પોતાનું રાજપાટ ... રાજ યાઇ બેઠા, અરે ...

પાથી તે એટલા તો નાતવાંન થાઇ ગોઆય કે હવે જો વધારે વખત લાગસે તો તે પોતાની જીંદગીથી હાથ ધોવાનો, વાસ્તે તે બુજરોગ પાદશાહને તેની છેલી ઘડીએ પોતાના આગ્ને ચેરાગના દીદાર દેખડાવા એને લઇ જવા દગ્મે; અને હમારીતરફ હમારા બુજરોગ પાદશાપર, તેના આગ્ને જવાન બેટાપર અને આખી હમારો ખાલકંત ઉપર તું ને જો ખરેખરી રેહેમ આવતી હોએ તો હવે એ શાહાજાદાને હમારે સ્વાધીન કર, કેમકે હું તેનો વજીર છેઉં, અને હમો વરશોનાં વરશ થયા હેને માટે રખડીએચ.

વજીરજાદી—ઓ દાનેશમંદ વજીર—તુંને માહરો હેવાલ સાભળીઆ આગમજ એ રવેસ બોલવુ સજાવાર નથી—તું દરીઆફ્ત કર કે મેં પણ માહારી વજીરાત છોડીને આગ્ને ફકીરી અખતેઆર કીધી તે કોણને ખાતર, વરસોના વરશ જંગલનો રંજ, અને તપતા શુરજના કકડતા તડકામા આ તાલેને તાફ્તાબેદું તે કોણને ખાતર! તે ફકત આ શાહાજાદાને ખાતર; અને એક નવજવાન છોકરો, કે જે એની જુદાઇએ જલીને ખાખ રાખ જેવી થાઇ હોસે તેનેજ ખાતર!

ગામડીઓ—હએ તું એને ચોગી ને ગેપ કરી લાવેલો, ને એમ તવલે માની.

વજીરજાદી—ચુપરે ઓ ગામડીઆ ગમાર, વગર જાણવે અમથો તકતકના કરવું તારો અંદાજો તારી પાસે રાખ.

બેનજીર—અરે તમો બેહુજણા એમ કાંએ લડોચ—તમારા બેહુનો વાંક નથી, ને બેહુ સાથે મુને આવવાની એકસરખી અગત અને જરૂરછે. ઓ મારા બુજરોગ વજીર-આગ્ને નેકજાદ ઓરતે માહરો મોહતમ થી છુટકારો કીધોચ ને એણીની તારીફ બાએક કોઇથયો હું શદાના કેદખાનામાથી છુટકારો પાંમીઓચ—બાકી તમો મને કદીબી જોવા પાંમતે નહી-વાસ્તે સેહલો ઉપાય એજ છે કે પેહલે એણીને મુકામે જાઇ, જે નાજનીન માહરી વાત જોતી બેઠીછે, તેણીને સાથે લેઇ, આપણ સંઘલા સાથે આપણે મુલક જાઇએ—વાસ્તે સઉ ચાલો, તેમાથી સારૂંજ થાશે.

લઉવો—(ચાલતા ચાલતા મનમાં) તાંહાં કાઇ દગો તો નહીં રમાએ—કાઇ મેથીપેથી તો નહી જમાએ—કે નહી તો કાઇ લઉવો દોલત કમાએ—કે સઉનો દેખતી આખમા જેહેર છંતાએ.

(સંધા જાયછે)

---

# જનમ ચરીત્રો.

## ૩

## દાકટર સેમ્યુઅલ જોનસન.

## (ભાગ છઠો.)

---

No desponding no repining !
Leisure must by toil be bought ;
Never yet was good accomplish'd
Without hand and thought

BARRY CORNWALL.

આપણે ગયા અંકમા "રેમબલર" યાને ભટકનાર એવે નામે લખેલા નીબંધોની તપાશ લેઇ ગયા, પણ નીબંધ કરતા તરીકે આપણે જોનશનનું "આઇડલર" યાને "પરવારતો" એવે નામનું પતર ભુલી જવું ન જોઇએ. ૧૭૫૮ ના શાલમા જોનશને આ પતર શરૂ કરી તેને બે વરશ સુધી ચલાવ્યું હતું. તે દર અઠવાડયે પ્રગટ થતું હતું; અને તેમાં "રેમબલર" નીજ માફક એકેક નીબંધ લખાતો હતો. તેની પુશકલ નકલો ખપતી હતી. લોકો તેને ઉલટથી વાચતા હતા, અને લકંગાઓ ગરીબ ભીચારા જોનશનની પરવાનગી

વગર તેની બીજી નકલો છાપી પુશકલ કમાંની કરતા હતા. આ નીબંધો આગલા કરતાં જોકે લખાંણ શકિતમાં ઉતરતા હતા તોપણ રમુજી અને શાધારન માનશોને પશન પડે તેવા હતા. "રેમબરલ" નીજ માંફક તેગણે શાંમતા પુસતકનાં આકારમાં બાહેર પાડયા ત્યારે તેનો ખપ અતીઘણો જાગયો હતો.

લનડનમાં આ રીતનાં વહીનરાંમાં જોનશન બીચારો પોતાંનો વખત જેમ તેમ કરી પશાર કરતો હતો ત્યારે તેને પોતાનાં જનમં વતન "લીચફીલ્ડ" તરફથી એક માહા શોકાતુર ખબર મલ્યું. તે ખબર પોતાંની બુજરોગ માદરનાં મોત વીશે હતી. નેવું વરશની પાકી ઉમરે જોનશનની માદર હક થવાથી હવે તે બાપ વનાનો, માં વનાંનો, અને પોતાંની વાહાલી બોહરદાર વણાંનો થઇ પડયો. ગરીબાઈ અને મુશ્કેલીનાં શંકતો ઉપર પોતાનાં વાહલામાં વાહાલાં શેશીઓનાં મરણથી જેવો તેવો વધારો થયો ન હતો. શાધારણ મનશકિતનાં કોઇપણ ઇનશાંનને કચડી નાંખવાને આટલીજ આફતો બશ હતી પણ જોનશન—મોહટાં મનનો અને શખત દીલનો જોનશન—દરેક તરાંહાંની આફતોની ઉપરવારો હતો. તેને પોતાંની માદરથી જુદો પડયાને ઘણો લાબો વખત પશાર થયો હતો તોપણ તે તેણીને સદા માંન શાથ યાદ કરતો હતો, અને પોતાંની થોડાગાં થોડી કમાઇમાંથી કાંઈ પણ બચાવી સદા તેણીને માટે મોકલી આપતો હતો. મરણની વેલા જેવો જોનશન તેવીજ તેની મા તદનજ કોરી વનાની હતી. તેણીનાં મોત લાકડાં માટે કશું ન હતું. તેણીની પાઅેદશનાં ખરચ જેટલું પણ જોનશન પાશ ન હતું. તો પણ માતા તરફનાં પ્રીત અને બેટા તરીકેની ફરજે જોનશનને ઉશકેરયો. તેને રાતો રાત બેશી એક બીઆલી પુશતક રચવા માંડયું. રાત અને દીશના અથાગ મેહેનત પછી એક અઠવાડયામાં તેને શમપુરણ કરી પોતાના સદાના મદદગાર ચોપડી વેચનાર પાશ તે લેઈ ગયો, અને શો પાંઊંદ યાને એક હજાર રૂપીએ તે વેચી તેને પોતાંની માદરની મરણ કીરીઆનો ખરચ કીધો. આ પુશતક એબીશીનીઆંના શાહાજાદા "રેશલશ"ના જગત પ્રસીદ્ધ હેવાલને લગતું હતું. તે મધે ઉનલો શાહાજાદો ખરાં સુખના શોધમાં કેહેવી રીતે મુશાફરી કરેછે તે ઘણીજ દબદબા ભરેલી ભાશામા દરશાવ્યું છે. આ પુશતક માટે પુસ્કલ ચકચાર ચાલવા માંડી. કેટલાકો તેને શકાર વગરનું જણાવા લાગા. કેમકે તેમાં કોઇ પણ રીતનો ચોકશ છેરો આવતો નથી. શાહાજાદો "રેશલશ" અને તેની બેહેન "નેકાયા" મોહબતની ફીલસુફી ભરેલી તકરારો છતાં જેવાં શરૂઆતમાં તેવાંજ પુશતકને છેરે નેકા વગર કુંમારીજ હાલતમાં રહેછે તો કેટલાકોને એક વારતાને છાજતું લાગું નહી. કેટલાકો આ પુશતકનાં બુલંદ વીચારોને જે હગડી યાને "જોનશોનીઅન" ભાશામાં દરશાવ્યા છે તે વીશે ફરયાદ કરવા લાગા કે જોનશન કાકા જયાં બે તરણ અંક્ષરના બોલાયા ચાલી શકે ત્યાં પણ પોતાનું ભભકો બતાવાના શોખને ખાતર આઠ દશ અક્ષરોના શબ્દો વાપરતા હતા. આ રીતની ફરયાદમાંજ જોનશનના બીજા હીમાંએતીઓ તેની વાજબી ખુબી શમજતા હતા. તેવો આ પુશતક મધેથી કેટલાક બુલંદ ભાશામાં દરશાવેલા ખરેખર ફીલશુફી ભરેલા ફકડાઓ તાલવી કાહાડી તેમણી બાબત તારીફ કરતા હતા. જે શખશે આ પુશતક એક વેલા પણ વાંચીયું હશે તે તેની શરૂઆતના પેહેલાજ વાકીયથી

છક થઇ ગયા વગર રહયો ન હશે પ્રીય વાચનારને જોનશનની લખાન શકતીનો કાઇક વીચાર આપવા ખાતર હમે તે વાકીય તાકી બતાવા લલચાઇએ છીએ.

Ye who listen with credulity to the whispers of fancy and pursue with eagerness the phantoms of hope who expect that age will perform the promises of youth, and that the deficiencies of the present day will be supplied by the morrow attend to the history of Rasselas prince of Abissinia

આ ફકરો જોનશનનેજ છાજેછે. એમા જોનશનનીજ ખુબીછે પણ જુવાન નીશાળીઆઓએ કદી પણ તેની નકલ કરવાની કોશેશ કરવી નહી અથવા બીજાના જે ઉપર જુવાનીઆઓ જોનશનની ભાશાની નકલ કરવામાં પોતનો કીમતી વખત ગુમાવેછે તેવો કદી પણ શારૂં ઇંગ્રેજી લખી શકતા નથી. ટીકાકારોનો શરદાર મેકોલે આ પુશતકની ખુબી અને ખામી બેઉ શનીકારી કહેછે કે જોનશનના આ પુશતકની મોટામા મોટી ખામી એ હતી કે ગોરા અને પોતાનો ભાઇબંધ "એડમન બરક" જેવા શીપશુફ હતા તેવા શાનશુરી ભરેલા તેને જંગલી એબીશીનીઅનોને ચીતારીઆછે. જેવો વાચી લખી ન જાણે, જેવો ઘણું કરીને કાચા ગોશ ઉપર પોતાનો ગુજરો ચલાવે અને જેવો જગલી ફુતરોની માફક ભટકતા ફરે તેમણે અઢારમી શદીના ઇંગ્રેજોની રીત ભાત લાગુ પાડવાની અને તેમના જેવા વીધવાન અને શુધરેલા ચીતારવાની જોનશને જે ભુલ કીધીછે તે જોનશન જેવા વીદવાનને ન છાજતીછે. ખાશુશ કરીને જયારે એંગ્લીજ કોશમની ભુલો માટે જોનશને પોતે શેક્શપીઅર જેવા માહા નીપુણને ઠકો આપીઓ છે ત્યારે તેને પોતે તો એવી ભુલથી જરૂર કરીને શંભાલ લેવી હતી. જનાનખાનાઓની ભુગી—જયા એકથી વધું બાએડીઓ કરવાનો અને તે પણ બાએડીના મોહો આગલથી જોયા વગર તેમને પરણવાનો રેવાજ જારીએજ હોએ ત્યા જોનશન કાકાએ ઇગ્રેજી છોકરીઓના ઉઠાવ અરથે જે ઇંગ્રેજ પદમના નાચ આપવામા આવેછે, અને ત્યા અરશપરશની અદબ અને ઉછાછળાપણા વચે લગનના વાતા નકી થાએછે તેની પોતાના વતનની શુધરેલી રીત ભાતો લાગુ પાડી છે. "અકશમાતથી અથવા કાઇક હીકમતથી એકુવાટ કુમારીકા કોઇ જુવાનીઆને મળી જાએછે, એક બીજા તરફ તેવો નજર કરેછે, એક બીજા તરફ તેવો શભીઅતા બતાવેછે, પોતપોતાને ઘેર જાએછે, અને એક બીજાને માટે શવપના જોએ છે. અને એવી રીતે ઘણું કરીને લગન નકી થાએછે." જોનશને એબીશીનીઆના શાહજાદાના મોહનામા મુકેલો ઉપરો વાકીય ઇંગ્રેજોની જીંદગીનો કેવો આબેહુબ ચીતાર આપેછે તે.વાચનાર પોતાની મેલ જોઇ લેશે, પણ તે ઉપર જનાના મુજબ બાએડીનું મોહોડું જોયા વગર પરણનાર જગલીઓ માટે તદન ભુલાવો બનાવનાર ઠરેછે.

૧૭૬૨ શુધી ગરીબ બીચારા જોનશનને આ રીતનું ધધધ વધતરૂ ચલાવવુ પડીયુ. પોતાના નશીબાથી મેલવેલી હલાલ મેહેનતની રોટી ઉપર તે શદા શનતોશી રેહેતો તેનો બદલો મેલવવાનો હવે તેને માટે વખત આયો. આપણે આગળ જોઇ ગયા તે પ્રમાણે તે પોતે હરહગનો "તોરી" યાને હાલની "કોનઝરવેતીવ" પક્ષનો હતો, પણ તે વેલા "વીગ" યાને હાલના "લીબરલો" ની હકુમત ચાલતી હતી, અને તેથી તે પોતાના વખતના ફુગાણને આગલા ગજા ચારલશ અને જેમશના જુલમાત કરતા વધારે જુલમાત ભરેલા

વીચારતો હતો. પણ જોનશનનાં શારાં ભાગ્ગે ત્રીજો જોરજ તખ્તે આવ્યો, અને તેણે પોતાના આગલા મીતરોને દુશમન બનાવી આગલા દુશમનો શાથ મીતરાઇ બાંધી. રાજની હકુમતમાં આથી માહાભારત ફેરફાર થઇ ગયો. "તોરી" ઓની શતા વધવા લાગી. આગલા ચારલશ અને જેમશ રાજાઓની હીમાએત કરનારૂં હરહંમેશનું જેકાબીન "ઓક્શફરદ" ત્રીજા જોરજ તરફ વફાદારી બતાવા લાગ્યુ. "વીગ" પક્ષના કુટુંબીઓ "કેવેનદીશ" અને "વેનતીંગ" બડબડવા લાગા. "તોરી" પક્ષના રાજદ્વારીઓ "શ્રુશબેરી" અને "બીનદહેમ" રાજનાં જોખમદાર ઓધાઓ લેવા શારૂ રાજાનાં હાથ ચુમવાની દોડાદોડીમાં પડીયા. તીજોરી ખાતાના વડા અને પ્રધાન મંડલના પ્રમુખ તરીકે "તોરીઓ"નો હીમાએતી "લોરદ બ્યુત" નેમાઓ. "બ્યુત" વિધવાનોનો કદરદાન હતો. તેને જોનશનનાં રાજદ્વારી વીચારોમાં કશું મતફેર ન હતું. ખરા લાએક વિધવાનોને વરતાવવામાં તે પોતાની ફરેજ્યાત શમજતો હતો. જોનશન કરતાં તેને વધારે લાએક વિધવાન મલવો મુશકેલ હતો. જોનસન પોતાની વિધવતાથી "બ્યુત"નાં આશરાને લાએક હતો એટલુજ નહી પણ તેને તેની ગરીબાઈની શખત જરૂરી મધદ પોહોચાડવાની વધારે અગત હતી. "બ્યુતે" મોટાં દીલથી તેને તરણ હજાર રૂપીઆનું વારશીક પેનશન બખ્શીયું અને તે તેને કેહેવી આનાંકાની શાથ કબુલ રાખ્યું તે આપણે આગલ જોઇ ગયા છઇએ. વીશ કરતાં વધારે વરશોની શખત મેહેનત, અથાગ રંજ, અને કડવી શબુરીનું અંતે તેને મીઠું ફલ મલ્યું. હલાલ મેહેનતનો ઘટતો બદલો મેલવવાને તે શામરથવાન થયો. અંતે તે સ્વતંત્ર થયો. તેની જીંદગીમાં વીચીત્ર ફેરફાર થવા લાગો. વીશ વરશની દલદેશરી પછી હવે તેને ખરેખરી આશાએશ લેવાનો વખત મલીયો. આવતી કાલની રોટી માટે ભડકી ઉઠવાની હવે કશી અગત રહી નહી. દલદેશરી, ચીંતા, અને વહીતરાની આખી જીંદગી પછી હવે તેને બપોરના બે વાગાવેર બીછાંના ઉપર પડી રેહેવાની પોતાને મન ભાવતી આશાએશ મલી શકી. છાપાખાનાંના ભુત અને શેઠીઆના અમલદારોના ધાશતો વગર હવે તેને પાછલી રાતનાં ચ્યાર વાગાવેર મીત્રોના મેલાવડામાં ગોશ્ટેગો ચલાવાની ફુરશદ મલી. હવે તે જેમ પોતાના જીવનો તેમજ પોતાના વખતનો અને પોતાની મરજીનો ધણી થયો. જોનશનનાં જનમચરીત્રનો આ બોધ મુખ્યછે. હલાલ મેહેનતનો બદલો કદી પણ મલીયા વગર રેહેતો નથી. શબુરી અને ધીરજ પ્રથમ કડવી જેહેર જેવી લાગેછે, પણ તેનાં ફલ કેહેતાં મધુર નીવડેછે તે પણ આપણે આ જનમચરીત્રથી જોયુંછે.

પણ આટલાંમાંજ આ અતી અગતની જીંદગીનુ શેવટ આવતું નથી. હજી જોનશનને માથે એક ફરજ લટકેછે. તેણે પોતા તરફના ઓલાશાઓ શાથ નાંમાંકીત શેકશપીઅરના નાટકો છપાવાની કબુલાત આપી હતી એટલુજ નહી પણ આગમજથી તેનાં ઘરાકો મેલવી તેની કીમતના નાંણાં પણ વશુલ કીધાં હતાં. આ નાંણાં ઉપર તેને કેટલુક શુખી પોતાનો ગુજારો કીધો હતો, પણ ચોપડી ચોપડીને ઠેકાણે હતી. તેના મીતરો તેને વારણવાર તે માટે યાદ આપતા, અને તેવણ તે માટે વારણવાર ઠેઆવ કરતા કે હવેતો કાંઇપણ કરી તે છપાવવી. પણ મીતરોની યાદ અને પોતાનો ઠેઆવ હવામાં ગુમ થઇ જતો,

અને માશ ઉપર માશ અને વરશ ઉપર વરશ પશાર થતાં. તે બુલંદ અવાજે પોતાની આલશાઈ દુર કરવાને પશ્ચાતના કરતો. પોતાની દર રોજની નોંધમાં વારણુ વાર લખતો કે "મારી આલશાઈ પાર વનાની થતી જાએછે, મારી ઉપર એવો એક પરદો ફરી વળીયોછે કે ગીયાં વરશનુ શું થયું તે હું કહી શકતો નથી." "મારો વખત કશા લાભ વગર પશાર થયોછે, અને તે મને એક સ્વપ્નના જેવો લાગેછે કે જે પોતાની પાછલ કશું મુકી જતો નથી. મોટી યાદદાશ શક્તી ગુચવાડા ભરેલી આ સેછે, અને દીવશો કેમ પશાર થાએછે તે હું જાણતો નથી." આલશાઈનો તલેશમ તોડવા માટેની આ રીતની ફરીઆદો અને મીતરો તરફની ઊશકેરણીથી કશું વળીયું નહી. પણ અંતે તે તલેશમ એક શતરથી તોડવામાં આવ્યો. તે વેલાએ "કોક લેન" નામના એક રશ્તા ઉપર આવેલાં એક ઘરમાં ભુતછે એમ લોકો માનતા હતા. આ ભુતે મોટો ધોધાત કરી મેલીયો હતો. લોકોનાં તોલેતોલાં તેને માટે જોશતેજો કરવાને ઉલટી પડતાં હતાં. જોનશનને પોતાને પણ ભુતની હસ્તી શીશે ઇતેબાર હોવાથી તેવણુ તેને નજરે નજર જોઇ પોતાની ખાતરી કરવા આતુર તે તરફ ચાલીયા. ઘેરમાં દાખલ થતાં તેવણે ભુતમાંમાંને તરેહવાર પ્રશ્ન કીધા પણ તેનો કશો ઉત્તર મલી શકીઓ નહી, અને પાછલથી શરવેની અવતએવા અને જોનશન જેવા વિધવાનની શરમીંદગી વચે માલમ પડીયું કે તે એક અગીઆર વરશની દીગી દુકતીનાં ચાલાં હતાં. આ ઉપરથી લોકોના માનીતા કલમકશ "ચરચીલ" નામના એક શખશને જોનશન ઉપર વેર લેવાને ઠીક તક મલી. તે પોતે "વીગ" ટોલીનો હતો અને "તોરી"વાલા કોઇ કાબેલ શખશનો રકાશ બનાવાને બહુ આતુર હતો. "જોનશન પોમપોશો" અને "જોનશન કાકાનો દમદમાત" એવે નામની તેણે "કોકલેનના" ઉપલા ભુત ઉપર એક કવિતા લખી અને તેમાં ખુલી રીતે જોનશન ઉપર ઠગાઈનું બોહોતાન મુકી પુછવામા આવ્યું કે "કાંછે પેલી તમારી કબુલેલી ચોપડી કે જેની કીમતના પઇશા તમો લામબો વખત થયો હજમ કરી ગયા છો?" આ ભયંકાર બોહોતાન જોનશનને ઉશકેરવાને બશ હતું. તેને આ દુનીઆમા હોરમત કરતાં વધારે વાહાલુ કંઇ ન હતું. તે પોતે નેક અને નીતીવાન હતો. તેણે હવે જોયું કે આપેલી કબુલાત પાલ્યા વગર છુટકોજ નથી. તરતજ તે તેની પાછલ મંડીયો. અને બરાબર નવ વરશની મુદત પછી ૧૭૬૫ ના અકટોબર માશમાં જગઆશકાર નાટક ગુરૂ શેકશપીઅરના નાટકોની કબુલેલી આવરતી બાહેર પાડી.

આનાક્રાંનીથી અને વગર દીલે કીધેલુ કોઈબી કામ શમપુરણ હોતું નથી. જોનશન આ પુશતક માટે કબુલાત આપી બંધાયો હતો પણ પાછલથી તેણે પોતાની ભુલ જોઇ હોએ એમ લાગેછે, કેમકે શેકશપીઅર જેવા વિધવાનનાં લખાનની હકીકાઇ શમજાવવી અને તે ઉપર પોતા તરફથી શરેહે ચલાવવી એ કામ કાંઈ શેહેલ ન હતું. જોનશન પોતે શેકશપીઅરના જમાનાના બીજા કાબેલ લખનારાઓથી તદન અનજાણ્યો હતો. શેકશપીઅરના જમાનાના નામીઆ નાટકકારો મશીનજર, ફોરદ, દેકર, વેબશતર, મારલો, બીમોનત, અને ફલેચરના ઉમદાં લખાનો મધેનું તે પોતે કાંઇ પણ જાણતો હોએ એવુ મેહોસિના માનવામાં આવતું નથી. શેકશપીઅર અને જોનશનના જમાનાની ભાશામાં મોટો ફરક પડી ગયો હતો. અને અતીઘણાં વાંચનનાં શોખ છતાં જે જમાંનાના નામીઆ ગ્રંથકારોનાં થોડાંક લખાનો

જે એક બે માસમાં તદન વનસાઈ શક્યાએ ને વીશેનાં ભાગમાં તુરત પણ માન વગર તેજ જમાનાના એની હગડા ગ્રંથકારનાં લખાંણોને ઓળખાણ થાય છપાની બાહાર પાડવાનું જે કાંમ જોનસને માથે લીધુ હતું તે તેને તદન નહી છાજતું હતું. આ ગ્રંથનો દીબાચો જોનસનના ચરેશતા પ્રમાણે ભાષાના દમદમાટમાં ઘણી નીકલેછે તોપણ તેમાં શંગીન માન જેવું, અથવા શેકશપીઅરને વધારે રોશનીમાં મુકવા જેવું જણાતુ નથી. માણસ જાતની ખાશીએતો વીશેના પોતાના લાંમબા અનુભવને લીધે શેકશપીઅરના નાટકોમા ચીતારેલાં માણસોની લાગણી જુદા અને તેમની ખાશીએતો વીશે જોનસન મનમાનતા ખોલાશાઓ આપી શકીયોછે પણ ભાષાની હગડાઇ શમજાવવાની તેની કોશેશ નીશફલતા નેવીછે. આ નીસફૂલતાથી તેના દુશમનોનુ ચહડી વાગુ. તેઓ તેને વગોવવા લાગા. અને તેના મીતરો પણ આ પુશતકના બાબમાં ઊંગાડી રીતે તેની તારીફ કરી શકીયા નહી. ગમે તેવી રીતે પણ તેણે પોતાની આપેલા કબુલાત પાલી, અને પછી તેના ઉપર આલશાઇનો તલેશમ ફરી વલીઓ. હવે તે શરકારી પેનશન અને પોતાની હાંશલ કીધેલા કીરતી ઉપર જીવવા લાગો. "ઓકશફર્ડ"ની "યુનીવરશીટીએ" તેને "ડૉકતરની" માનસુચક પદવીએ ચહડાવો. "પાહાદશાહી એકેડમી" એ તેને "પ્રોફેશર" બનાવો. રાજાએ ખુદ પોતે તેના મુકાંમ ઉપર જઈ તેની મુલાખાત લીધી અને તેને ભલાંમણ કીધી કે "તમો જેવા શરેથી કાબેલ લખનારે હજી વધુ લખાન કરવાથી અટકવુ ન જોઇએ." રાજાને મોહોનેની આ ભલામણે જોનસન ઉપર જાહાજી અશર કીધી નહી. તન મનની ગમત રંજ પછી બીજેથી આશાએશ પુરતી નચીનતાઇ શાથે ભોગવવાનો તેણે નીશ્ચય કીધો. ૧૭૬૫ થી ૧૭૭૫ શુધીનો છેલો એક દાએકો કશાં પણ દંમ જેવાં લખાન વગર જોનસને પશાર કીધો. ફલદેમસ્રી અને ગોલામગીરીનાં જેવાં વહીનતાંથી ભરેલી લાગણી જીંદગીનો કદાચ એજ ભાગ તેને ખરું સુખ અને નચીંતાઇમાં પશાર કીધો હશે.

---

## ૬૨૭ *

Parish discretion, when it interferes with duty.—HANNAH MORE.

---

સેમ્યુઅલ સ્માઇલસના નામથી કોણ અનજાણીયું છે? "પોતે પોતાને કેહેવી રીતે મદદ કરવી" "દુનીઆમાં આબરૂ દરકારથી કેહેવી રીતે ચાલવુ", અને ખરી "કરકશર કેહેવી રીતે થઇ શકે તેના અભીઆશ કરવા જોગ રશતા બતાવનાર જગ આશકાર ગ્રંથકાર મી૦ સ્મોઇલશે હાલ તમામ માણશજાતને પોતાની ફરજ શીખાડનારો એક નવો ગ્રંથ બાહેર પાડીઓ છે તેની એક નકલ એક મીતરની કરપાથી હમારી તેબલ ઉપર લાંબી વખત થયો આવીને પડીછે. ગુજરાતી વાંચનારાઓ શાંમે ધ્રસ્કીજી ગ્રંથની તપાશ લેવી એ પેહેલી નજરે હસુને પોતાને વાંચ્યા જેવું લાગેછે કેમકે જેઓ તે વાંચી શકે નહી તેમને તે વાંચવાની ભલામણ કરવી એ તેમની મનશકતીની મશકેરી કરવા ઉપરાંત નકાંમો તેમને બલાપો કરાવવા બરાબરછે. પણ જ્યારે આપણા પેરને આતર પુશતકો રચનારાઓને હલકે દરજ્જે

---

* ફરજ.—હીમત, ધીરજ અને મુશકેલીના દાખલાઓ સાથે—બનાવનાર, સેમ્યુઅલ સ્માઇલસ એલ. એલ. ડી., લંડન; જોન મરે, ૧૮૮૦.

ની કાહાણી કથા શીવાએ ઇંગ્રેજી ભણતર મધેથી તરજુમો કરવા જોગ બીજુ કાંઈ વધારે મોહોતેબાર જડતુ નથી ત્યારે હમો આવા કીમતી પુસ્તકો તરફ હમારા કદરદાન વાચનારાઓનુ ધ્યાન ખેંચી બતાવી આનંદ માગીએ છીએ કે તેજ ભણતરના ખજાનાની ખાણ કેહેવા કીમતી ગોહેરોથી ભરપુરછે.

મી૦ સ્માઇલસનુ એક એક પુસ્તક મોહોલા અભીઆસની સુવાસ આપેછે ને એક દીવસ અથવા એક અઠવાડીઆ પખવાડીઆના નહી પણ વરસોની અજમાએશ અને ખોળનું પરીનામછે. જાતી ઉદીયોગ, જાતી કેળવણી, જાતી ફવાએદ અને જાતી અખતીઆરથી માણસ દુનીઆની અંદર કેટલું વધી શકેછે તે બાબદ ઉપર પરથમ મી૦ સ્માઇલસે જુવાન પુરૂષોના એક મંડળ આગળ છુટા છવાયા ભાશનો કીધા હતા, જે તેના સમજનારાઓને બહુજ પસંદ પડયાથી તેમને સુધારી અને વધારી ૧૮૫૯ મા Self help ને નામે છપાવયા હતાં. મી૦ સમાઇલસ કહે છે કે આ પુસ્તકનુ જે પરીનામ નીપજ્યું તેની તેણે વકી રાખી નહતી. ઉપલા મંડળના જુવાન પુરૂષો જેમ જેમ દુનીયામા રહેતા સેતા ગયા તેમ તેમ વધારે વીરાસ અને જોખમના ઓધાઓ અતીઘણા ઉદીયોગથી ચલાવા લાગા અને તેવો મધેના કેટલાકો ખુલેખુલી રીતે કબુલ કરતા હતા કે તેમની જીનદગીની ફતેનો મુખ્ય આધાર મી૦ સ્માઇલસના ઉપલા પુસ્તક ઉપર હતો.

પ્રથમ "સેલ્ફ હેલ્પ" જેવા પુસ્તકને પણ બાહેર પાડતા અડચન નડી હતી એમ જાણી વાચનાર કદાચ અજબ થશે. મી૦ સ્માઇલસ તે વેળા બીલકુલ જાણીતો ન હતો. તે વેળા ગરીબા બાપની કરીમીખાન લડાઇ ઉપર લોકોનું ધ્યાન એટલું તો લાગેલું હતું કે તેવો ચોપડી ચોપાનીયા વાચવાની દરકાર કરતા ન હતા આવે હીસાબે ચોપડી છપાવનારાઓ એક નવા લખનારની ચોપડી પોતાનો જોખમે બાહેર પાડવામા આવશે એ તો તે સ્વભાવીક લાગેછે. અને એજ કારણસર મી૦ સ્માઇલસને આવા કીમતી પુસ્તક માટે ઉત્તકારસાથ ના પાડવામા આવ્યું. ત્યાર પછી જાહાન આશકાર ઇજનેર અને આગગાડીના શોધક "જયોરજ સ્ટીવનસન" ની જીન ગીના ગશીના હેવાલે મી૦ સ્માઇલસની કલમને આશકાર કીધી ત્યારેજ મી૦ મરે નામના જાણીતા પુસ્તક છપાવનારે "સેલ્ફ હેલ્પ"ને કબુલ રાખી. આ પુસ્તકની તારીફમા ટીકાકારોએ કશીપણ બખીલાઇ કીધી નહી. મી૦ સ્માઇલસ કહે છે કે તેવો મધેના ઘણાકોને હું પોતે તેરાજ તેવો મને બીલકુલ પીછાનતા ન હતા તે છતા તેવો તરફની તારીફ મારી પોતાની વકી કરતા વધારે હતી. તરતજ યુરોપની દરએક જુબાનમા "સેલ્ફ હેલ્પ"ના તરજુમા છપાયા અને જાપાનીસ ભાશામા તેનું ભાષાંતર કરવામા આવ્યું. હીંદુસ્તાનની કેટલીક ભાશામા તેના તરજુમા થયાછે એમ મી૦ સ્માઇલસ જણાવેછે પણ હમુને તેની હાલ તરત કશી ખબર નથી કદાચ તે બંગાલી, ઉરદુ અથવા હીંદુસ્થાની જુબાનમા હશે. ગુજરાતી લખનારાઓને અતીઆર સુધી તેવુ કંઇ સુજ્યું નથી. હમે તેનો સમપુરણ ગુજરાતી તરજુમો જોવાને અતીઘણા આરજુમંદ છઇએ હીંદુસ્તાનની મુફલેસી અને કંગાલપણું ટાલવાને ખાતર જેવો ભાગ્યુ ફકત પણ ગુજરાતી વાચી શકે તેઓના હાથમા એ પુસ્તક મુકવું ઘટેછે અંગરેજીમા આ પુસ્તકનો ફેલાવ કરતા પણ વધારે મોહોટો લાભ જણાયછે.

આ રીતની નામદારી ભરેલું પુશતક બાહેર પાડીયા પછી તેર વરશે મી૦ શ્માઇલશે તેવાજ અભીપ્રાય અને ખનતીપણાથી "કેરેકતરશ" નાંમની બીજી ચોપડી બાહેર પાડીહતી. જેમાં ચોકલાં મગજ અને નકલ કરવા જોગ ચાલચલનના પુરૂશો અને ઓરતોના હેવાલો શમાવીયાછે. પેલી જાણીતી કેહેવત મુજબ મી૦ શ્માઇલશ કહેછે કે "નીતીની શીખામણો આપવા કરતાં શારી ચાલચલનનાં ખુદ દાખલાઓ થી વધારે અશર થઇ શકશે એમ હું માનુછું." મી૦ શ્માઇલશનાં બીજાં શરવે પુશતકોની માફક આ પુશતકમાં માહાંન પુરૂશોની જીનદગીમાં બનેલા ઘણાક નાહાના નાહાના પણ અશરકારક તુચકાઓ શમાવેલાછે. જે તુચકાઓમાં ઘણીવેલા શરવેથી વધારે શીખવાનું હોયછે. પુરાતન જમાનાંનો જાણીતો જનમ ચરીત્રો લખનાંર "પલુતારક" કહેછે કે "માહાન પુરૂશોના શાંહાશ કરમો મધેથી નહી પણ નાહાના ચેનચાલા, નજીવી વાતચીત, અને શેહેજ મશકેરી મધેથી તેમની નીતી અથવા અનીતીની પરીકશા થઇ શકેછે." તેજ મતલબથી મી૦ શ્માઇલશે એવા તુચકાઓ એકઠા કરવા પાછલ પોતાની આખી જીંદગી રોકેલી જણાયછે.

"કેરેકતરશ" પછી પાંચ વરશની મુદતે "શેલ્ફહેલ્પ" યાને "કરકશર" શીખાડનારો ગ્રંથ બાહેર પાડીયો જેની અંદર મેહેનત અને ઉદીયોગનો પ્રતાભ ચીતારીઓછે. સ્વતનતતા દાખલ કરવા ખાતર માણશ જાતને પ્રથમ કરકશરની કેટલી જરૂરછે તે તેમા ખાતરી પુરવક રીતે બતાવ્યુંછે. આવતા વખતમાં શું શું આફતો આવી પડશે તેની શાંમે તઇઆર થઇ રેહેવા ખાતર કરકશર કેટલી અગતનીછે તે તેમાં શીખાડયું છે. છાકતપણાંની કંગાલ હાલત અને સ્વચ્છપણું તથા ખારી માણશાઇ હીમતના લાભો તેમાં બતાવ્યાછે. ગરીબાઇને દુર કરી શકાએ એવાં ગરાબાઇનાં ખરેખરાં કારણો તેમાં આપેલાછે. પરમનીતી, અને વાવેકના રચના ઉપર માંણશજાતને આગલ વધારનારૂ શીધાંતનો તેમાં શમાવેલાછે.

આવા કીમતી બાઇઓની શંખમાં મી૦ શ્માઇલશનાં એવી કીશમનાં ચોથાં ફરજંદ તરીકે બીજાં પાંચ વરશની મુદત પછી આજની ખીતાને લગતી "ડીયુતી" યાને ફરજ શીખાડનારી કેતાબ બાહેર પડી છે.

આ કેતાબમાં હીમત, ધીરજ અને ગંજ એ'ચી કેહેવી રીતે માણશ પોતાની ફરજ બજાવી શકેછે તે શોલ પ્રકરણમા તુલીતવીન રીતે દરશાવ્યુછે. અંતઃકરણ પ્રમાણે ચાલવુ અને દરએક કામમાં અંતકરણ રાજી રહે એ પેહેલી ફરજ ઉપર આ કીમતી પુસ્તકની શરૂવાત થાએછે. માંણશ પોતાને માટે જનમ્યો નથી. તે પોતા શાથ પારકાનાં કલ્યાન અર્થે જીવેછે અને તેટલા માટે શું ગરીબ કે તવંગર, દરએક ને પોતાનાં ભાઇબંધોને મદદ કરવાની ફરજ છે. દરએક માણશને માથે કાંઇપણ ફરજ લટકેછે. કોઇ પણ હાલતનું માણશ ફરજ થી મોકલુ નથી. શુખી અને તવંગર થવું યા ન થવું તે આપણી મરજી ઉપર આધાર રાખેછે પણ આશપાશનાઓ શાથ જે ભાઇચારાનાં નાતાંથી આપણ બંધાએલા છઇએ તેવો તરફની ફરજમાં પછાત પડવું મુનાશીબ નથી.

"પોમપીઆઇ" જયારે જવાલામુખી પર્વત નાં શાટમાંથી નાશપામયું ત્યારે ત્યાંના જે પોહોરેગીર શીપાઇએ નાહાશી ન જતાં પોતાનો પોહોરો શાચવવા ખાતર જાન આપયો હતો તેને આજે પોતાની ફરજ નીમખહલાલી શાથ બજાવા માટે જમાના

મેઓ થયા લેકો યાદ કરેછે. ગમે એવી ગરીબાઇ અથવા મુફલેશી માણશને પોતાની ફરજ બજાવવામા અડચન કરી શકતી નથી તેનો એક બીજો દાખલો મી૦ સ્માઇલ્સ આપેછે કે જ્યારે એક ગોલામને ખરીદતી વેલા એક ધણીએ તેને પુછયું કે "હું તુને ખરીદુ તો તું મારી નીમખ હલાલીથી ચાકરી કરશે?" તરતવેલા ગોલામે જબાબ દીધો કે "તમે મને ખરીદો યા ના ખરીદો તોપણ હું તો નીમખહલાલજ રહીશ." જે ગરીબો પોતાના કુટુંબ તરફ, પોતાના સગાઓ તરફ, પોતાના મીત્રો અને ભાઇબંધો તરફ, પોતાના શેઠ અને મુખીઓ તરફની ફરજ બજાવવી એ ગરીબાઇને લીધે નહી બની શકે એમ શમજતા હોય તેવોને માટે ઉપલો દાખલો બશ થશે. હાથમા લીધેલું કામ અંતકરણ શનતોશ પામે એવી રીતે પાર પાડવુ એ પણ પોતાની ફરજ બજાવા બરાબરછે. અને તેવી ફરજ ગરીબો કદી નહી બજાવી શકે તે હમે શમજી શકતા નથી. મી૦ સ્માઇલ્સ અંતકરણને લગતી ફરજ ઉપર બોલી કામકાજને લગતી ફરજ ઉપર આ વેછે પ્રથમ અંતકરણ પાશ ખરી ફરજ શું શું છે તે નીખના પછી જો ત્યાજ અટકવામા આવે તો તે નકામુછે. આપણા કામથી તે ફરજો અમલમા લાવી શકાએ છે—ફરજ બજાવેલી કહેવાએછે. અને જયા શુધી તે અમલમા લાવી ન શકાએ ત્યા શુધી અંતકરણને પુછેલું નકામુંછે. આવી રીતે શીધા રશતા ઉપર ઉતારી મી૦ સ્માઇલ્સ પ્રમાનીકપણુ અને શચાઇને લગતી વધારે બારીકી અને ખરી અગતની ફરજો ઉપર આપણને લેઇ જાએછે. શચાઇ અને પ્રમાણીકપણાનો કદર નશમજનાર માણશો ગમે એટલી દોલત અને લાગવગ આગલ કોઇને દાબ વેચઇ શકાતા નથી તે આપણને દાખલા દલીલોથી બતાવી આપી મી૦ સ્માઇલ્સ હીમત અને શકતી એંચવાથી કેહવી રીતે ફરજ બજાવીશકાએછે તેના એક કીમતી રસ્તા ઉપર આપણને ઉતારેછે. જેમા ઇતાલીના એક ધરમગુરૂ "શેવેનેરોલા"ની આફતોનુ કાહાણી રૂપી વરતાત ખરી ફરજના રશતા ઉપર ઉતરવાની હીચકાગમા હીચકારાના દીલમા હીમત ઊઠકેરેછે.

આગલ ચાલતા ખલાશીઓ અને લશકરના સીપાઇઓ તરીકે માહાન પુરૂશોએ કેહેવી રીતે પોતાની ફરજ બજાવીછે તે બતાવી આપી એકએક જણ પોતાના ધનધા ધાપા ઉપર પુરતુ દ્યાન આપી તેમા કુશલ થવાની ફરજથી કેવી રીતે બનધાએલોછે તે ઉપર લખાણથી શમજાવ્યુંછે એક બીજાના દુખમાં ભાગ લેવો એ તમામ માણશ જાતની અગતની ફરજછે અને તે ઉપર રેઇલુ આપ્યુ એક પ્રકરણ બતાવી આપેછે કે માણશ જાતની કેઇ કેઇ હાલતમાં અને કેહેવી કેહેવી રીતે દયાનો જરો નીરમલ રીતે વહી શકેછે. પરદુખ ભંજક ઘણાજ થોડાજ થઇ શકેછે. અને તે થવું મુશકેલછે તોપણ મનુશ્યની તમામ ફરજો મધેની તે પણ એક ફરજછે એટલે મી૦ સ્માઇલ્સે "સેનત વીનશેનત દી પોલ", "હાવરડ", "મીશશ ફરાય" "કપતાન પીલશબરી" "થોમશ રાઇત", અને "જોશફ લીઉમ" ના બરાબ નકલ કરવા જોગ દાખલાઓ આપી આ મુશકેલ ફરજને પણ ઘણી શેહેલથી બજાવી શકાએ એવી હાલતમાં આપણી શનમુખ ધરીછે. મીશનરીઓ પોતાના ધરમને લગતી ફરજ બજાવા ખાતર કેટલી રંજ એચેછે તે ઉપર મી૦ શમાઇલ્સે જે એક પ્રકરણ રોકીયુંછે તે ઉપર આપણા દેશી ધરમગુરૂઓનુ દ્યાન એંચાને હમો અ-

ગતનું વીચાર્‌એ છીએ. આ રીતે માણસજાત તરફની તમામ ફરજો પછી જનાવર તરફ ને કેહેવી ફરજોથી બંધાએલા છે તે મી. સ્માઈલસે ફકરાઓ, અને ઘોડાઓનાં સંબંધમાં ઘણી અસરકારક રીતે સમજાવ્યુંછે. ઉપલી સરવે ફરજો માટે માણસ પોતાના પેદા કરનારને કેટલો જવાબદારછે તે પણ બતાવાથી મી. સ્માઇલસ અટકીઓ નથી. ઉપલી સરવે ફરજોનો બોજો કેહેવી રીતે તેની ગરદન ઊપર લટકેલો રહેછે તે તેણે સારી રીતે બતાવ્યુંછે. છેલે આ દુનીઆને છેલી સલામ કરતી વખતે આલચુ અને લોભીઓની હાલત અને જેવોએ પોતાની તમામ ફરજો અદા કીધી હોએ તેમની હાલતમાં શી રીતનો ફરક પડેછે તે તેણે દાખલાઓથી બતાવ્યુંછે. પોતાની ફરજ બરાબર રીતે બજાવનાર કેવા સંતોષ અને શાંતપણે પોતાનો જાન પોતાના પેદા કરનારને હવાલે કરેછે તે આ પુસતકનો સરવેથી છેલો પણ કોઇબા રીતે ઓદ્દી અગતનો બોધ નથી. એક મરનતોલ જખમી થએલો શેનાપતી પોતાની સારવાર કરવાને આવેલા તબીબની મદદ ના પાડી કહેછે કે "નહી, નહી, તમે મને કશી મદદ કરી સકશો નહી, માટે જાઓ જે સીપાઇઓને તમારી ખરી હાજત હોએ તેવો પાસ જાઓ." મોતનાં મોઢાંમાં પણ આ રીતની ફરજ બજાવી સકાએછે. સર જોન મુરની સરવે ફતેઓ ઉપર ગોયા આ છેલી એક સરેહે છે. જે સરેહને ખાતર તે નામદાર પોતાની તમામ ફતેઓ કરતા વધારે વાખવાખી પાંમાપોછે. "શુકર ખોદા! મેં મારી ફરજ બજાવીછે, મેં મારી ફરજ બજાવીછે" આ એક બીજા ઇંગલાંડના દરીઆઇ પેહેલવાનના છેલા બોલછે. "મારા વાહાલા! તું ભલોથજે, નેક થજે, ધરમી થજે, નહી તો જયારે તું આ બીછાંના ઉપર સુશે ત્યારે કશાંથી પણ તુને પુરનો દીલાશો મલી સકશે નહી" એ એક ઇંગલાંડના બીજા વિદ્વાનની મરતી વખતની છેલી શીખાંમણ હતી. આ રીતે બ્રીફ વાચનાર જોઇ લેશે કે ફરજ બજાવાનો મોટામાં મોટો લાભ નચીનતાઇ ભરેલાં મોતમાંછે.

મી. સ્માઇલસને વાદગાર રાખવાને ઉપલી "ડીરીઝ" મધેનું એકજ પુસતક બસછે. તો પછી તેવાં ચ્યાર પુસતકોના રચનાર અને બીજાં તેવાંજ અભીઆસથી ભરેલાં લખાંનો ચલાવનાર ધણીને પોતાના ભાઇબંધો તરફની ફરજ બજાવા માટે જે સન તોસ ઉપજ્યો જોઇએ તેનો ખરો ખીઆલ આપણને આવવો મુસકેલછે. હમારો એક મીત્ર કહેછે તેમ મી. સ્માઇલસનાં પુસતકો મધેનો એકકો ભાકીય એકકી કેહેવત મીસાલછે. અને તે ઇંગલાંડના શેલ્ફ મેકનના વીચાર પ્રમાણે એક દમે ગળી જવાની નથી પણ બરાબર ચ.વીને હજમ કરવાનીછે. આતરે હમો ફરીથી સુચવવા માગીએ છીએ કે આ ચારે પુસતકોને ગુજરાતી ભાસામાં ઘણીજ નાહાની કીમતે ફેલાવી નાખવાની અતી ઘણી અગતછે, અને જે ધણી પરથમ તેવા મધેથી એકુ વાત પણ હાથ ધરી પાર પાડશે તે ગુજરાતી આલમ ઉપર જેવો તેવો ઉપકાર કરશે નહી. પેટને ખાતર લખનારાઓને આ પુસતકો બાહલા નીશફલ કરશે નહી, અને માનને ખાતર લખનારાઓને એમનાં કરતાં સરસ અને આઈતી તક જવલેજ મલશે.

---

જેમ દુષ્ટ અને દુરાચારી પડોશીની સંગત તદન નકામી અને અવગુણકારકછે, તેમ પતિ સિવાય અન્ય પુરૂષની એકાંત સંગત કરી વિદ્વાનની હોએ તોપણ (સ્ત્રીઓનુ) સિયલપણું સાચવવામાં ખચીત હરકત કરેછે.

• • •

## ગુજરેલા દન.

શું નહિ ફરસે પાછા તે ગરેલા દન,
બચપણમા કરતા જે મહને મગન?
બેહન જ્યારે માંહરી પ્યાલો પર હાથ
મલાવી માથનને આપતી જનમ,
ધીમે ધીમે હલાવી માવામા તન,
દિલ કરતી મધુર સ્વરથી ગરમ

શું નહિ ફરસે પાછા તે ગરેલા દન,
બચપણમા કરતા જે મહને મગન?
મા જ્યારે માહારી લઇ સીવવાનુ હાથ,
ઘડી ઘડી ફેરવતી મુજપર ચશમ,
બરા પ્યારને ફેંકતી તે માહારી તરફ,
લપેટતી કાટલાપર ધીમે રેશમ

શું નહિ ફરસે પાછા તે ગરેલા દન,
બચપણમા કરતા જે મને મગન?
આવતો જ્યારે ઈસકોલથી સાજને વખત,
લેતી મા માહરી એક હેતનુ ચુબન,
લુટી ગયો તેને જમાનો સખત,
સુખને ધસડી જઈને ફેંકી વિપત.

શું નહિ ફરસે પાછા તે ગરેલા દન,
બચપણમા કરતા જે મહને મગન?
જતો જ્યારે ફરવા હુ સાજની વેલા,
નાધથી એક ગાડીમા થઈને સવાર,
પાસે લબાયલા એક કિનારાપર,
ચુટી લેવા ફોરી ને ચળીઆખા

શું નહિ ફરસે પાછા તે ગરેલા દન,
બચપણમા કરતા જે મહને મગન?
હોસે જોતો વાર જ્યારે તેહવારોની,
બાવા સાથ જવાને વાડીવતર,
જોતો જ્યારે સ્વપ્નામા પતેતીને,
ને વાગતુ તે સહેવારનુ ખુશ વજતર

શું નહિ ફરસે પાછા તે ગરેલા દન,
બચપણમા કરતા જે મહને મગન?
પેઠરતો હુ કાગજની તેપી જ્હે વાર,
ને સેન્નેગે માછલીના વાસણ અદર,
તેરવતો જ્યારે હુ કાગજના વહાન,
પતરાના ખતાસી મુકી અદર

હા! નહિ ફરસે પાછા તે ગરેલા દન,
બચપણમા કરતા જે મહને મગન!
પણ યાદ તેની રેહસે હા છાતી મોજુદ,
નહિ આવસે વખતની તેનીપર ધુદ,
રેહસે તે મગજમા છાતી સદા,
જો તે રેહેસે છાતી તો સાનીછે ખુશ?

## બેહેશત અંદર કરેછે ફિરતાર તે રાજ!

(લા મારતીનની ફ્રેન્ચ કવિતા ઊપરથી.)

"બેહેશત અદર કરેછે ફિરતાર તે રાજ!
તો સાભલી તે શકશે મુજ બાલકનો સાહદ?"
"આ દુન્યાની ઊપર એ માહારા પુત!
ઉતરવુ કરેછે ચઝદાન તે પાક,
ને સાભળવા માટેના કાણ તેના
નજદીકછે તાહરી એ ખચીત તુ માન"

"બેહેશત અદર કરેછે ફિરતાર તે રાજ!
તો જોઈ શકશે માહરી તે નબલી હાલત,
આવશે જ્યારે મુજ ઉપર દુન્યામા દુખ?"
"હા માહરા પુત જોઈ શકવાનો તે.
દાહડાને રાત તાહરા પગલા પાછલ,
લાગીછ તેની ચશમો હમેશ તુલીક"

"બેહેશત અદર કરેછે ફિરતાર તે રાજ!
તો જાણી તે શકશે મુજની બદખ્યાલ,
જ્યુ જ્યારે ઓચરશ હુ દાબી સચ્ચાઈ?"
"હા માહરા પુત જે જુઠાણુ તુ
નાખલા તુજ મુખથી કાહડેછે બાહાર,
તે જુઠાણુ ચઢેછ તરત તેની પાસ."

"બેહેશત અદર કરેછે ફિરતાર તે રાજ!
તો ચાહશે તે મહને એક બાપની સમાન
ને કરશે મુજ શુખની કાઈ તે દરકાર?"
"ખાધાને પીધાનુ ભોગવછ જે તુ
ને દિવસ જે રોશની બક્ષેછ તુને
એછે સઘળા તે રબના જ પરતાપ"

"બેહેશત અદર કરેછે ફિરતાર તે રાજ!
તો જઈ શકશ હુ તેના તખતની પાસ
કરવા તેની ન્યામતના ઘટીત શોકર?"
"એટલામા નહી માહરા પ્યારા બાલક,
બક્ષીછ તુને ખોદાએ આ દુન્યે જગ,
તો ઘટેછ અહીંયોજ તેના કરવા શોકર"

"બેહેશત અદર કરેછે ફિરતાર તે રાજ!
તો મરવાની માહરી ઉઠ્યલી ઘડી,
આ ચશમોથી જોઈ હુ શકશ તેને?"
"હા માહરા પુત જો રેહશે તુ પાક,
ને ઘણો નમાનો તુ શુધો ને સાફ,
તો જોશે તુ તેને તે બેહશતની અદર"

# એક ચીનાઈ મુસાફરની ફીલસુફી.

પત્ર ૨૬ મો.

## લંડન શેહેરમાં કુમારી સ્ત્રીઓ ઉભાઈ જવાનાં ખરાં કારણ.

Not faster in the Summer's ray
The spring's frail beauty fades away,
Than anguish and decay consume
The smiling virgin's rosy bloom.
Some beauty's snatch'd each day, each hour;
For beauty is a fleeting flower;
Then how can wisdom e'er confide
In beauty's momentary pride.

ELPHINSTONE.

થોડુંક ઉપર કાળા પોશાકવાળો મા હરો દોસ્ત જેની વાતચીતથી મને રમુજ તથા શીખવાનું બંને મલેછે તેની સાથે વાત કરતાં આ (લંડન) શેહેરમાં જે શું ખ્યાબંધ કુમારાઓ અને કુમારીઓ ઊભાઇ જાયછે તે ઊપર માહરો વિચાર જણાવ્યા વિના માહારેથી રેહવાયું નહી. મેં કહ્યું, "ખચીત લગનને જોઇએ એટલુ ઉત્તેજન અત્રે આપવામાં આવતું નહી હશે, નહીતો મોતને કાંઠે આવેલા કુમારા મરદો અને સ્ત્રીઓને આપણે ક્રીકટની એશઆઇ અને ધતરાઇ કરતા જોતે નહી. એક બુઢા કુમારા મરદને હું ઘણોજ ધીક્કારૂંછું અને તેને લુટફાટ કરી જીવનારાં એક હેવાન સરીખો સમજુંછું કે જે બીજાઓનું સંગ્રહ કીધેલુ સઘલું ખાઇ જવા માગેછે પણ તેજ સંગ્રહમાં પોતાનો ભાગ આપતું નથી. ખચીત તે શીકાર કરવા લાયક એક હેવાનછે અને જે મીશાલે જંગલી ઇંડીઅનો એક તરફ યા એક ગેંડાને તેને માટે તૈયાર રાખેલી જાલમાં ફસાવેછે તેજ મીશાલે ધારાએ યુક્તિઓ વાપડીને અને ઘણુંક જોર મારી આવા શક્ષોને પરણવાની ફરજ પાડવી જોઇએછે. લોકોને આવા શક્ષોની પુઠે લાગવાની પુરતી છુટ મુકવી ઘટેછે, તેમજ છોકરાંઓને વગર ધાસ્તી અને ખીકે એવાઓનો હુર્યો બનાવવાની રજા મલવી જોઇએછે, દરેક આબરૂદાર મંડલીએ તેઓને હશી કાઢવા જોઇએછે, અને જ્યારે શાહકે વરસના એવા ડોસાજીઓ પરણવા નીકલવાની તૈયારી કરે ત્યારે તેઓની માશુકોએ તેઓનાં મોહ ઊપર થુકવું મુનાસબછે, યા તેઓને વધુ શાસન કરાવાની મરજી હોય તો તેઓની પરણવાની માંગણી કબુલ રાખવી ઘટેછે.

"બીજી બાજુથી તપાસીએ તો કુમારી સ્ત્રીઓ તરફ એટલી બધી સખતાઇ બતાવવાની કશી જરૂર નથી, કારણ કે કોઈપણ સ્ત્રી એવી નહી હશે કે જેણીને પરણવાની સારી જેવી માંગણી કરવામાં આવી હોય તો તે ના પાડે. કોઇ પણ સારી સમજ ધરાવનારી ઓરત એવી નહી હશે કે જેણી સરઅવસરે એક મોટાં બાઇ સાહેબ તરીકે ખપવાને નારાજી હોય, યા એક ભરથાર ઊપર હુકમ ચલાવવાનુ પડતું મેલી પોતાના ભોંજાઇની મેહેરબાનીની તલે રહેવાની કોશેશ કરે, યા પલંગ ઉપર બેઠાં બેઠાં ચાકર નફરો ઉપર હુકમ ચલાવાનું મેલી દઇ એક બબરચીની માફક રાંધણીમાં બગાઇ વહીતરૂં કરે. કોઇ પણ ઓરત પોતાને પરણવાની સારી ટક ઓહીને હાથે કરી કુમારાપણું ભોગવે એતો હું નહી બનવા સરખું સમજુછું. પરણ્યા વગરની એક બુઢી ખખ થઇ ગયલી ઓરતને હું ચીનની સરહદે આવેલાં શુંદર ગાંમડાંઓ સાથે સરખાવુંછું કે જે ગાંમડાંઓ વસ્તીની ગેરહાજરીને ... વેરાંન પડી રેહેછે. ખચીત આ બા આપણે તે ગાંમડાંઓનો મુલ્ક "

ડીશું નહી પણ ત્યાં પડોશમાં વશનારાં આદમીઓના અજ્ઞાનપણાંનેજ આપણુ દોષ લાગુ પાડીશું, કારણકે ત્યાં જઈ વશવાને તેઓને પુરની છુટ હોવા છતાં તેઓ તે ઉપર કશું ધ્યાંન પુંગાડતા નથી."

આ રીતના મારા વિચારો ધીરજથી સમજી લેઇ મારા શોખતીએ કહ્યું, "સાહેબ, ઈંગ્રેજી કુમારીકાઓનો તમોને જાહજો અનુભવ હોય એમ દીસતું નથી બાકી નહી તો તમો આવા વિચાર હરગેજ જણાવો નહી. અતરે મંખ્યાબંધ સ્ત્રીઓ પરણ્યા વગર પડી રેહેછે એ ખુદ તેઓના પોતાના વાંકથીજછે. હું હીમતથી કહું છું કે જો એઓમાંની કોઇ એકને પણ તમો પુછશો તો તમોને તરત જણાશે કે તેણીને પરણવાનાં માગાં તો એક કરતાં વધુ તરફથી થયાં હતાં પણ તે સઘલાં તેણીએ ગરૂરી યા લોભનાં માર્યાં રદ કીધાં હતાં. દરેક માંગણી કરનારને રંજીદા કરવો એમાં કાંઇ પણ શરમ સમજ્યાને બદલે ઉલટી તેણી એ બાબદમાં ગરૂરી લેશે. એક સેપાહ બચ્ચો લડાઇમાં પોતાને મલેલા જખમો સઘલા ગણીને જેટલી મગરૂરી લેશે તે કરતાં વધુ તેણી પોતે જખમી કીધેલા આશકોની ગણત્રી કરતી વેલાએ ધરાવશે; અને જો બાગજોગે પોતાની ચશમોમાંથી એશકનાં દીલ વીંધી નાખનારાં બાણો ફેંકવાની એજમતી શકિત તેણી ધરાતી હોયતો પછે જખમી દીલના આશકોનો કાંઇ શુમારજ નહી જાણવો. તેણી પોતાનાં શાંભલનારાઓને પોતાના આશકોની કેટલીક રમુજી વારતાઓથી રીઝવશે. એક ઘોડેસ્વાર આશકની વાત કરતાં તેણી કેહવે કે તેની માંગણી રદ કરતાં તે મરીજ જવા શુનો પણ વલી પોતાની ચાકરી ઉપર કાંઇ પ્યાર પાડવાથી તે તેણી શાથે પરણ્યો અને આ પ્રમાણે મોતમાંથી પોતાને છોડવ્યો! અથવા એક બીજા ધણી વિશે કેહશે કે જેને ના પાડતાં તરતજ તે બારી આગલ ધશી જઇ આપઘાટ કરવા દોડયો પણ બારી ઊંધાડા નાંખે કુદી પડવાને બદલે પોતાની "આરમ—ચેર" મા પોઢી ગયો. એક પાદરીની કાહણી શંભલાવતાં તેણી કેહેશે કે તેના પ્યાર ઊપર તેણીએ કાંઇ પણ મચક નહી આપતાં તે લાગલોજ અફીણ દોહીને પી ગયો અને આ પ્રમાણે એશકના જખ્મો તેણે ખુદ નીંદમાં રૂજાવ્યા. આ અને આના જેવીજ બીજી વારતાઓ કરતાં તેણી બહુજ રમુજ લેતી દીશશે અને જેમ કોઇક વેપારી પોતાની નાદારીના દાખલા ગણાવતાં મગરૂરી લેય તેમ તેણી પોતાની આ વાખાણી ઉપર મથન છગન થઇ જશે.

" આ કારણોને લીધે જયારે હું કોઇ બુઢી કુમારી સ્ત્રીને જોઉછું ત્યારે હું મનમાં સમજુંછું કે તેણીનું કુમારાપણું મગરૂરી, લોભ, મરદાત, અને ઇટરાતનું પરીણાંમ હશે. મીસ જેની લીનદરનોજ દાખલો લેઓ. હું જાણુંછું કે તેણી એક વખત ખુબશુરત અને પૈસાવાલી કુમારીકા હતી. નશીબના જોરે તેણીની વડી બેહન કોઇ ઊંચાં ખાનદાનમાં પરણવા પ્રતેહ પાંમી અને તેથી આપણી જેની બાઇએ પણ એવાજ કોઇ ખાંનદાનમાં પરણવાનો ઠેરાવ કીધો. પોતાના કુટુંબની એક સ્ત્રી મોહટે ખાંચરે ગઇ એટલે પોતે પણ તેવેજ કોઇ ઠેકાણે જવું જોઇએ એમ ધારી તેણીએ એક આબરૂદાર વેપારી સાથે પરણવાની ના પાડી. આ પ્રમાણે તેણીએ એક તરફથી પોતા સરખા આબરૂદાર મરદો શાથે પરણવાનું નાપાડવું જારીજ રાખ્યું અને બીજી તરફથી પોતા કરતાં ચહતા આદમીઓના ધીક્કાર તર્ફ તેણી આવતી ગઇ. આવા ફોકટના ઇટરાટ અને ઠાલી મરદાતનું શું પરી-

ણાંમ નીવજ્યું તે તમોને માલમછે ? હાલમાં તેણી પોતાની વડી બેહનનાં છોકરાં-ઓના શીક્ષક તરીકે કામ કરેછે અને ત્રણ નોકરો જેટલું વહીતરૂં કરતાં તેણીને એક નોકરના જેટલો પણ દરમાયો મલતો નથી.

"એક બીજો દાખલો લ્યો. મીસ સ્કવીઅ એક નાંણાં ધીરનારની છોકરી હતી. તેણીના બાપે બચપણથીજ તેણીને સમજાવ્યું હતું કે પઇસા જેવી બીજી એકે ચીજ નથી. મરતી વેલાએ તે બાપ તેણીને પોતાની નાખલી સરખી પુંજી સોંપી ગયો. તેણીએ ઠેરાવ કીધો કે કોઇ પણ આશામી તેણીના જેટલીજ દોલત ધરાવતો નહી હોય તો તેવા શાથે કદી પરેણવુ નહી. આ ઉપરથી તેણીએ કેટલાકોની માંગણીઓ ના પાડી કે જેઓ ગરીબ તોપણ આબરૂદાર શખ્શો હતા તથા જેઓ તેણીની દોલત વડે પોતાની હાલત શુધારવાની ઇચ્છા ધરાવતા હતા. આ પ્રમાણે તેણી પોતાની ઉમરમાં અને ચીરડાઉપણાંમાં વધતીજ ચાલી પણ પોતાનો અશલ ઠેરાવ એક લેશભાર પણ ફેરવ્યો નહી. માહરા વિચાર પ્રમાણે તેણીએ આવો કઠણ ઠેરાવ કરવો નહી હતો કારણ કે તેણીનો ચેહેરો બેડોલ અને શહીયડનાં ચાઠાંથી ભરાયલો હતો.

" આથી તદન ઉલટો વલી એક બીજો દાખલોછે. લેડી બેતી તેમપેસ્ત, સારાં ખાંનદાનની તેમજ દોલત અને ખુબશુરતી ધરાવનાર એક કુમારીકા હતી, પણ ઘણા સરખા આશકો ઉપર ફતેહ મેલવવાના અભખરામાં તેણી માંગરી પુરે માંગણી રદ કરતીજ ચાલી. વારતાઓ અને કાહાણી કીસ્સાઓમાં તેણીએ વાંચ્યું હતું કે એક શાદી સમજ ધરાવનાર આદમી એક મુરખાની બરોબર હતો. એટલા માટે તેણીએ આવા ધણીઓના હાથ ના પાડયા અને મોજીલા, રંગીલા, દાગદીલ વિચારના અને આગલું પાછલું નહી સમજતાર, એવાઓની શોદ શોધવા લાગી. જેવો તેણી ઉપર આશક હતા અને ખરે ખર જેઓની કરવા ચાહતા હતા તેવા શેંકડોને છોડી દેતાં આશ જેઓ તેણીને ધીક્કારતા હતા તેવા શેંકડોની પુઠ પકડતાં આખર તેણીને માલમ પડયું કે તેણી બંને તરફથી રખડતી થઇ. હાલમાં તેણી પોતાની કાકીઓ અને પીત્રાઇઓની શોબતમાં ફરેછે પણ જયાં જાયછે ત્યાં બીચારીને કોઇ મચક આપતું નથી. ટુંકામાં કહુંતો દરેક ઠેકાણેથી તેણી ઉપર મુગો ધીક્કાર વરશેછે અને જેમ અમુલી વખતના કાંઇક સામનને કોઇ છેરુ ખુણે દાદ ફરયાદ વિના નાખી મેલવામા આવે તેવી તેણીની સ્થીતી થઇ પડી.

" પણ ડાહી અને ભણેલી સોફ્રોન્યાને વિષે હું તમુને શું કહું ? બચગીથીજ તેણીને ચોક ભાશા ઉપર ચાહ રાખવાને અને અધલા મરદોને ધીક્કારની નજરથી જોવાને શીખાડવામાં આવ્યું હતું. તેણીએ કેટલાક અહરયોની માંગણીઓ રદ કીધી કારણકે તેઓ વિદ્વાન નહી હતા અને કેટલા વિદ્વાનોની માંગણીઓ રદ કાધી કારણકે તેઓ અહરય નહી હતા. પોતાની ચાલાક ઝેહનથી તેણી પોતાના આશકોમાંના દરેકમાં કાંઇ નહીને કાંઇ પણ ખામી શોધી કાદતી હતી અને ઇનશાફને ખાતર કોઇની પણ ખામી માફ કરવાને તેણી ચાહતી હતી નહી. આ પ્રમાણે તેણીએ કેટલાંક માગા ના પાડયાં અને આખર બુઢાપાની કરચલી તેણીના ચેહરા ઉપર ફરી વલી, અને હાલમાં પોતાના મોહ ઉપર ખુબશુરતીની કાંઇ પણ નીશાન ધરાવ્યા વિના તેણી મનની ખુબીઓ વિષે વાતો ચલાવેછે."—એજ્યુકેશ્નલ.

---

# શેઠ શાલેશાઇજીની પરોણાગત તલે મુગાકાત.*

Here plenty's liberal horn shall pour
Of fruits for thee a copious show'r,
Rich honours of the quiet plain.
HORACE.

વલશાડવાલા મારા અશરાફ મીત્ર શેઠ શાલેશાઇજી તરફથી અતીઘણી મીનતજારી શાથ વારણવાર તેશં ઉપર તેશં આવવાથી અંતે એક વેલા મારા તે ભલા મીત્રને રાજી રાખવાના વીચારથી હું તેવણ શાથ તેવણનાં વલશાડનાં શાદાં પણ શુખાકારી ભરેલાં મકાંન ઉપર એક માશ ગુજારવાને ગયો છું. મારા મીત્ર મારી એક મારગી ખાશીએતથી શારી કાંની વાકેફ હોવાને લીધે, તેવણ મને મારી મરજી માફક ગમે તે વખતે શુતેલો ઉઠવાની તેમજ રાતે શુવા જવાની છુટ મુકેછે. મારી મરજી માંફક કોઇ વેલા હું તેવણ શાથ એક તેખલ તો કોઈ વેલાએ મારા ઓરડામાં એખલો જમુછુ તો તેમાં પણ તેવણ કશી અરચન લેતા નથી. તેવણની હજુરમાં જયારેબી હું ચુપકીદા બેશી રહુંછું ત્યારે તેવણ મને કાંઇ પણ બોલવાનો અથવા ખુશ મીજાજી થવાની ફરજ પાડતા નથી. જયારે તેવણના કોઇ ગાંમડીયા મીતરો તેવણની મુલાખાતે આવેછે ત્યારે હમેશ દુરથી ચુપચુપ રીતે તેવણ તેંઓ શાથ મારી પીછાંન કરાવેછે. જયારે હું બાગમાં અવારનવાર ફરવા નીકલુંછું ત્યારે તેમને જાહાડીઓનો પાછળથી છાંનાંમાંના મારી તરફ નજર કરતા હું જોઉંછું એટલુંજ નહી પણ એ રીતે મારી તરફ તીકી તીકીને જોનારાઓને હું ધીકારછું તે વીશે તેમને ધીમે શાધે શમજાવતો ગં મારા મીત્રને એક વેલા શમજીઓ હતો.

શેઠ શાલેશાઇજીનાં કુટુંબમાં મને પેર વત જેવુ લાગેછે, કેમકે તેવણને ત્યાંનાં શરવે માણશો ઘણાં શાવધ અને શમજુ છે. મારા મીત્ર દુન્યામાં શરવેથી વધારે શખી અને દયાલું શેઠ હોવાથી તેવણ પોતાના નોકરોને વારણવાર બદલતા નથી. તેવણના નોકર નફરો તેમને એટલાતો ચાહેછે કે તેવો કબી પણ તેમને છોડી જતા નથી. એથી કરી જેમ જેમ મારા મીત્ર ઉમરમાં વધેછે તેમ તેમ તેવણની શાથે તેમનાં માણશો પણ તેવણને ત્યાંજ ઘરડાં થાયછે. તેવણનાં વડા કારભારીને જો કદાચ તમે જોવો તો તેવણના ભાઇ તરીકે તેને ડાકી બેશાડવાની ભુલ કરીઆ વગર રેહેવો નહી. તેવણના વડા બબરચીના બાલ તમાંમ પાકી ગયાછે. તેવણનાં ઘેડા વરશના જેવો ગંભીર દેખાવનો પુરશ મે કદાચજ દીઠો હશે. તેવણના કોચમીનનો દેખાવ આપણી ધારા બાંધનારી કાંઊનશીલના બુજરોગ પણ દેકાં ડીલવનારા શભાશદોને તકર મારે એવોછે. શેઠના શખી દીલગુરદાની ગુવાઇ પેરના ઘરડા કુતરાંમાં પણ માલમ પડી આવેછે. તબેલા મુંધેનું એક ઘરડું ટટ્ટુ જોકે લાંમબો વખત થયો તદન નકામું થઇ પડીયુછે તોપણ તેની આગલી નોકરીના બદલામાં હાલ તેની જે બરદાશત થાએછે તે પણ તેનાં ઘણાં મોટાં દીલની ગુવાઇ આપેછે.

મારા મીત્ર જે વેલાએ મુંબઇથી પોતાનાં વલશાડનાં મુગામમાં પધારેછે તે વેલાની તેમના નોકર નફરોની ખુશાલી ઉપર જેમં જેમ હું અવલોકન કરછું તેમ તેમ મારી પોતાની ખુશાલીની કશી હદ રેહેતી નથી. કેટલાકો પોતાના ઘરડા શેઠને જોતાનાં વારમાં ખુશાલીનાં આશુ વરશાવેછે. કોઇ શેઠની દગલી ઉતારવા, કોઇ પંખડી પકડવા, કોઇ લાકડી લેવા દોડા દોડી કરે છે અને જેને માટે કશું કાંમ બાકી રેહેતું

* જોજો ધી સ્પેક્ટેટર નાં૦ ૧૦૬.

નથી તે પોતાને ખરો કમનશીબ વીચારે છે. નોકરો તરફની આવી ઉલટ ભરેલી નોકરીનો બંગ મારા મીત્ર એક કુટુંબમાં ધણી અને પીતા તરીકે તેમની પેર આશીપેત પુછો વાલી આપેછે. તેવણુને માટે મુંબઇથી તરેવાર ભેત શોગાતની ચોજો લાવી વેહેંચી આપેછે. કલોરાડાઇન, કોલનવાતર, પેનકીલર અને બગીનડી બીતરની શીશીઓ પોતા પાશ રાખી તરત કામ પડે પોતાને હાથે તે મધેથી કાઢીને દુખ દરદની વેલા તેવણુ જાતે પોતાનાં માણશોની બરદાશત કરેછે. આવા શખી અને દયાલુ દીલગુરદા તરફ શરવે કોમ ખેંચાએ છે અને જ્યારે મારા મીત્ર લેહેરમાં ઉતરે છે ત્યારે આખાં કુટુંબની ખુશાલી પાર વીનાની થઇ પડેછે. ખશુશ કરીને જેનાથી તેવણુને ગમત મલેછે તેની પોતાની ખુશાલી પાર વીનાની હોએછે. એથી ઉલટીજ રીતે જ્યારે શેહેજ માંદગીથી મારા બુજરોગ મીત્ર જરાક ઠાંશેછે અથવા કાંશેછે ત્યારે તેમના નોકર નફરોની ચીંતા તેમના ચેહેરા ઉપર તરત પ્રગટ પડી આવેછે.

તેવણે મારી બરદાશત માટે પોતાનો એક માનીતો નોકર મારે સવાધીન કીધો છે, જે ધણો 'શમજુ હોવાથી બીજા શરવે નોકરોની માફક બનતાં શુધી મને રાજી રાખવાની કોશેશ કરેછે. મારા મીત્ર મને પોતાના "ખાશ મીત્ર" દાખલ ગણેછે અને તે ઉપરથી મને બધી રીતે રાજી રાખવામાં શરવે નોકરો પોતાના મુરબીને રાજી રાખવા બરાબર ગણેછે.

મારા મીત્રને હાથમાં એક દાગ લેઇ જંગલો અને ખેતરોમાં ફરવા હરવાનો પુશકલ શોખછે, અને જ્યારે તેવણુ તે તર્ફ ઉતરી પડેછે ત્યારે તેવણુના હંમેશનો એક આબરૂદાર શાથી મારો જોડીઓ થઇ પડેછે. તે શાથી શેઠ પહેરેજગારજી નામનો એક અશો અને ખરોજ પહેરેજગારછે. તેવણુ શેઠ શાલેશાઇજીને ત્યાં પરેલા પાંચરેલાજ રહેછે. તરીશ વરશ થયા તેવણુ મારા મીત્રને ત્યાંનુ પનથક ચલાવેછે. તેવણુ પોતાનાં ધરમનાં ગ્નાન શાથ. ઇંગ્રેજી પણ શારૂં શમજેછે. તેવણુને વાંચવા લખવાનો બહુ શોખછે. તેમનાં વીચારો પણ પાકા અને ડાહાપણ ભરેલા છે. તેવણુ એટલા તો બીન શવારથીછે કે કોઇનીબી ઉપર ઉપકાર કરવાની કશી તક જવા દેતા નથી. અને જ્યારેબી તેવણુને ઉપકાર કરવાની કાંઇક તક મલેછે ત્યારે કશા પણ ઢોલ વગર શામા ધણીને તે ઉપકારનો કશો બોજો માલમ નહી પડે એવી રીતે કરેછે. તેવણુ ઉપકાર કરીઆ પછી તેના બદલાની કશી પણ આશા રાખતા નથી. તેવણુ મારા મીત્રને દીલો જાનથી ચાહેછે. મારા મીત્ર તેવણુ તરફ અતીઘણુ માન ધરાવેછે તે પણ તેવણુ શમજેછે, અને તે ઉપરથી મારા મીત્રને આશરે પડેલા એક નોકર કરતાં તેવણુના કુટુંબના એક બેશી તરીકે તેવણુને ત્યાં વશતા હોય એમ લાગેછે.

મારા મીત્ર શેહેજ મશકેરાછે અને જ્યારે તેવણુ લાહાટ ઉપર ઉતરેછે ત્યારે તેવણુની અશાધારણ નેકી, શાદાઇ અને શદગુનો શાથ કાંઇક એવી ખામીઓ બાહેર પડેછે કે શાધારણ માણશોમાં જવલેજ જણાએછે. તેવણુનાં વીચારોના નીરદોશ પણાને લીધે તેવણુ શાથની વાતચીત શદા મનપશંદ થઇ પડેછે. તેવણુનાજ જેથી શારી શમજ અને નેકીવાલાં કોઇ શાધારણ માણશની વાતચીત કરતાં તેવણુ શાથની ગોફતેગોમાં અજબ તરાહનો રશ મલી શકેછે. એક વેલા ખુશનુમાં ચંદનીમાં હું તેવણુ શાથ લનાર લેતો હતો તે વેલા એ તેવણે મને પોતાના ઉપલા ભલા પંચકી વીશે પુછીયું કે તે શખાશ મને કેહેવો લાગેછે, પશંદ પડેછે કે નહી. અશતો હું

જવાબ આપું તેની આગમજ તેનણજ બોલી ઉઠ્યા કે "એ તે બવા માણશે ફંદ, પાખંદ, અને પેહેલની તાજનોથી ત મુને કટાલો આવયો હોએ. કોઇ પણ માણશ માગ ખાનાની તેબલ ઉપર. એવી ગીતના બીજનથી મને અપમાન ન આપે એવા વીચારથી મે મારા એક મીત્રને ભલામણ કીધી હતી કે તેવણે મને એક એવો મોબેદ મેલવી આવો કે જે ઘણી વિદ્યા કરતા ઘણું દાહારણ ધરાવતો હોય જેનો દેખાવ તનદરોશત અને જેનો શાધ ઓછલો હોય, જે મલતાવડા અને ખુશ-રાઉ શવભાનનો હોય, અને જો બની શકે તો તેને શેતરંજ રમતા આવડતું હોય. આ રીતનો જે મોબેદ મારા મીતરે મેળવી આપયો તે મારો તરીશ વરશનો શાથી પહરૈજગારજીછે. જેજે ગુણ મને જોઇતા હતા તે શરવે ઘગવા ઉપરાંત લોકો કહેછે કે તેવણ ઘણા પુરહીજછે, જે પુરવીણના તેવણુ વગર કારણે કોઇને પણ બતાવતા નથી. મે તેવણને મારી અગીઆરીના મુખતારી બનાવ્યાછે. અને તેવણની લાએકીની કીમત પીછાનીને મેં તેવણને શારી રકમનુ શાલીઆનું બાંધી આપયું છે. તેવણને માટે હું કેટલું માન ધરાઉછુ તેનો ખરો વીચાર તેવણને મારા મરણ પછીજ આવી સકશે. તેવણ તરીશ વરશ થયા મારી શાથે વશેછે. અને તેટલા અરશામા મે તેવણને તપાશીઆછે કે તેવણે એકબી વેલા પોતાના લાભને ખાતર મારી આગલ એક પણ માગણી રજુ કીધી નથી. માગ ભાકુતોના લાભને અરથે ત વશુ દર રોજ મારી પાશ કાઇ નહી ને કાઇપણ અરજ કરતા આવેછે, અને તેવણની એ રીતની ખીન શવાગથી કોઇપણની દું ખારીફાની નોધ લેઉછું તેની તેવણને ખીલકુલ ખબર પણ નથી. જે દીવશથી તેણુ મારી શાથ વશેછે, તે દીવશથી તે આજ તલગ માગ ભાકુનો ગયેથી કોઇને પણ શરફારી અદાલતનો આશરો લેવો પડીયો નથી. જયારે પણ માગ ભાકુતોમા કાઇ પેરશમજુતી થાએછે ત્યારે તેવા માગ એ અદીલ પંથકીનો આશરો પકડે છે અને તેવણ તરફના ફડચાથી બેહુ પક્ષવાલા રાજી થઇ પોતાને મકાને પધારેછે. તરીશ વરશના અરશામાં ફકત એક બે વખત એનણના ચુકાદાથી નારાજી થએલા મારા ભાકુતને પોતાના કજીઆની "અપીલ" મારી આગલ લાવવી પડી હતી. શેઠ પહરેજગારજીને મે મારાં અશલી દફતરો શોપતા કીધાંછે, જેનાં હાથની જામાશપી, દશાતીર, શદદર કેતાબ અને અશલી નામાએ મુખ્ય હતા. અશલી દશતુરાન દશતુરો નશીઆશંગ, રાદશર, ફીરોજજી, અને બીજા કેટલાકોને હાથની વાએજીઆના બેયાલો તે તેવણને આપ્યાછે જે તેવણે વારણવાર વાચીને એવીતો રીતે મગજમા ઠશાવ્યાછે કે તેવણે હારબંધ એકકની પાછલ પોપતની મીશાલ બોલી જવા જેટલી શોહેલાઇથી મોહોને કીધાછે.

આ રીતે મારા મીત્ર પોતાના પારશી પંથકીનો હેવાલ કહી શંભળાવતા હતા તેટલામા તેવણજ પોતે એકાએક આવી લાગયાથી તેવણને મારા મીત્રે કહીયુ કે આવતી કાલે વાએજી કરવાનો કોણનો વારો છે. પ્રોય વાચનારે ધ્યાનમા રખવુ જોઇએ કે આ વાત ફરવરદીન રોજે થઇ હતી અને બીજે દીને બેહેરામ રોજનો હમકાર પડનાર હતો. અને તે દીને પરહેજગારજીના જણાવા મુજબ નશીઆશંગ મહ્યારે અને ફીરોજજી શાહાજે વાએજી કરનાર હતા. અને નશીઆશંગ બેઉ આગલા જમાનાના ધરમગુરૂઓ હતા અને તેઓ આવતી કાલે કેમ વાએજી કરી શ-

કશી તેના ગુપ્તવાડામાં હું હતો તેટલાં મારી આગળ આખાં વરસ વેરની વાએજીઓનું લીલ ધરવામાં આવ્યું જે પ્રાચીનકાલમાં નાંમીચા દસ્તુર દાવરોની વાએજીઓ એકકના પાછલ ગોઠવેલી હતી અને તે શરવે વાંચી સમજાવનારતો એવણ પરહેજગારજી પોતેજ હતા.

હું બીજે દીને તેવણની વાએજી સાંભળવા ગયો હતો. અને ત્યાં એક વાએજી કરનારના ખાસ ગુન તરીકે મારા મિત્રે સારા દેખાવ અને બુલંદ અવાજ તરફ પરચમથીજ જે પસંદગી બતાવી હતી તેની ખરી ખુબી નજરોનજર જોવાને અને કાંનેકાંન સમજવાને શામરથવાન થયો હતો. તેવણનો બનામેઈઝદ જેવો ચેહેરો મધુર પણ ગંભીરાઈ ભરેલા બાગેબુલંદ અવાજ બોલવાની છટા અને હાથના ચાલા, અને ખુદ વાએજીમાં દરશાવેલી કાબેલીઅત ભરેલી ફીલસુફી, એ શરવેથી હું એટલોતો છક થઇ ગયો કે મારા ધારવા પ્રમાણે મુંબાઇમાં પણ એટલાં શંતોષ સાથ મેં મારો વખત ગુજારીઓ નથી.

હું અંતકરણથી ઇચ્છુક કે અતરે પણ આપણા મોબેદો અને દસ્તુરો ઉપલા પરહેજગારજીના દાખલાની નકલ કરે, અને પોતા તરફનાં દમવગરનાં તાએસો જેવાં બીજનો લખવા પાછલ પોતાનો કીમતી વખત ગુમાંવાને બદલે વાએજી કરવાને લાએકના શુભાશીતપણાંની પાછવાડે લાગી પોતા કરતાં વધારે ભણેલા અને કાબેલ પુરૂશોનાં લખાંણોને ફકત અચરકારક રીતે અમલમાં લાવવાની તજવીજ કરે. એક નામાકીત કવેસરની શુંદર કવિતા એક કહ્વાએલા નાટકીનાં મોઢામાં જેવી રીતે બીગડી નીકલેછે તેવીજ રીતે આ મુજબેની અપાએલી વાએજીઓ શોભી રહયા વગર રેહેતી નથી. દસ્તુરોને પોતાને માટે એ કાંમ ઘણું શેહેલછે એટલુંજ નહી પણ સમજનારાઓને માટે આજની વાએજીઓની રોતાઇનાં જમાનામાં અતીશે લાભકારીછે. આઇતા લુમકા લીવેલી થોડી ઘણી મેહેનતે સાધારણ મનશકતીથી કોઈ પણ અથોરનાન થોડા વખતની અંદર આ રચનો અખતીઆર કરવાથી શેઠ પરહેજગારજીની મીશાલ પંકાઇ જયા વગર રેહેશે નહી.

---

## બાલ ગાયણો.*

બાલ ગાયણો નાંમનું બાર પાંનાનું એક નાહનું ચોપાંનું તેના પ્રગટ કરનાર તરફથી હમોને મલ્યું છે, જેની પોંહચ અતરેથી કબુલ રાખીએ છીએ. તાઇટલ પેજ અને ખુલાશો બાદ કરતાં ગાયણોએ માત્ર સાત સફા રોકયા છે. બંદગી, છોકરીઓની ફરજ, સ્વચ્છાઇ, સાદાઇ, ઘર ધંધા વીગરે કુમલાં મગજના બાલકોને લાયકની બાર બાબદો પર એ ગાયણો જુદી જુદી રાગ રાગણીઓપર જોડેલાં છે. વીચારો સારા ને ભાશા શેહેલ વાપરી છે પણ કેટલેક ઠેકાંણે અનુપ્રાશ તાણી તોડીને લાવેલા દીશે છે. એનાં કદ તરફ જોતાં એની રોહડ આંનાની કીંમત વણ ઘણી છે.

---

**સ્પેનસરની પરીઆંઓની રાંણી—** જયારે ઇંગલાંડનાં પ્રખ્યાત કવેશ્વર સ્પેનસરે "પરીઆંઓની રાંણી" એવે નાંમની પોતાનું નાંમ આ દુન્યામાં અમરગ કરનારી કવિતા સંમપુરણ કીધી ત્યારે તે વેલાના કવેશ્વર અને વિદ્વાંનોનાં મુરબી "આઉધેમતનનાં અરલ" પાસે તે વંચાવાને ગયો હતો. આ ઉમરાવે શરવાતથી

* બાલ ગાયણો બનાવનારની પરવાંનગી સહીત પોતાની નિશાલના બાલકો માટે છપાવી પ્રગટ કરનાર બે૦ દો૦ ભરુ. વરતમાંન પરેસ મુંબઈ.

તેનાં છોકરાંએ પાંનાં વાંચી પોતાના નોકરને હોકમ કીધો કે પેલા કવેશ્વરને પોતાનાં ખજાનાં મધેથી બશો રૂપીઆ આપે. થોડુંક વધારે આગલ વાંચતાં બીજા બશો આપવાનો ફરીથી હોકમ કીધો. એ પ્રમાંણે જેમ તે આગલ વાચવા લાગો તેમ તેમ તે નાંમદારને તે એટલી તો પસંદ પડવા લાગી કે ઉપર મુજબ ચાર વખત બશો બંશોની બખશેસ કરી અંતે તે બોલી ઉઠયો કે, "કાહાડ એને માહરાં મકાંન પરથી કાહાડ, નહીં તો જેમ જેમ હું વધારે વાંચતો જવસ તેમ તેમ મારૂં પોતાનું નખોદ વલતું જશે.

મનુષ્ય પોતાનું મન પોતે વશ નહીં રાખે ત્યારે માણસ શાંનો? જેમ સર્પને દુધ પાવા છતાં પણ તે ડંખ્યા વગર રહેનાર નથી, તેમ વ્યભીચારના પાપી કર્મો તમને ઊંડા ખાડામાં નાખ્યા સિવાય કદી રેહનાર નથી.

---

## ઈનાંમનો સવાલ.

(સરેસતાનું ઈનાંમ.)

૨૪૦ રૂપીઆમાંથી સોહરાબ અને બરજોરને એવી રીતે વેહેંચી આપો કે સોહરાબના હીશાનો ½ બરજોરનાં હીશાના ⅙ માં ઉમેરી કુલે ૩૬ રૂપીઆ ફરાંમરોજને આપો, તથા બતાવો કે એ તરણે છોકરાઓને કેટલું અને કેટલામો ભાગ મલશે. (રીત અને ખુલાશા સાથે.)

---

### ગયા માસના સવાલનો જવાબ.

૫૯૦–૮૦ બીજાને વતા મલે તે)—(૧૬૦, કેમકે બીજા કરતાં ત્રીજાને બેવડા મલે છે.=૩૫૦; પેહલાને ૧ ભાગ + બીજાને ૧ ભાગ + ત્રીજાને બેવડું એટલે ૨ ભાગ=૪

૪··૧ :: ૩૫૦=૮૭½ પેહલાને મલશે.
૪··૧::૩૫૦=૮૭½ + ૮૦=૧૬૭½ બીજાને
૪··૧::૩૫૦=૧૭૫ + ૧૬૦=૩૩૫ ત્રીજાને.

થાપણ.

૧૨½ ·· ૧૦૦ :: ૮૭½= ૭૦૦ પેહલાની
૧૨½ ·· ૧૦૦ ::૧૬૭½=૧૩૪૦ બીજાની
૧૨½ ·· ૧૦૦ ::૩૩૫= ૨૬૮૦ ત્રીજાની.

૪૭૨૦

ઈનાંમ મેલવનાર—મી૦ જ૦ પે૦ મી૦, તે તેવણે મંગાવી લેવું.

---

### ખરા જવાબ મોકલનારાઓના નાંમ.

મી૦ જ૦ પે૦ મી૦
મી૦ એદલજી રૂસ્તમજી કામા.
મી૦ હોમી.
મી૦ દાઉદભાઈ સરીફભાઈ.
Mr N. B. Mehta.
મી૦ મે૦ કુ૦ બીલીમોરીઆ.
મી૦ હોમી બાપુજી મોદી.
મી૦ પી૦ એસ૦ પાઘડીવાલા.
મી૦ શરીફભાઈ મનજી (કલકતાથી).
Mr. Pestonjee Cowasjee Sethna.
મી૦ અલાદીન માવજીભાઈ (કલકતાથી).

---

### લખી મોકલનારાઓને ખબર.

એક પારસી અબલા.—તમારૂં પતર પોહોંચું છે. તેમાની રૂડી સુચના અને ખરા સુધરેલા વીચારો જાણી જો કે હમો રાજી છઈએ તોપણ જ્યારે તમો એમ લખો છો કે "ગેઈ તા૦ ૨૧ મીએ હમે એક નવજી કવિતા લખી હુતી તે એટલા માટેજ કે એ કવિતાનો ધીકાર મલશે કેમકે સ્ત્રીઓને પુરૂષોની બનાવત ભાવતી નથી," ત્યારે તમારા એ શાંકડા વીચાર સાથ હમો એક મતના થઈ શકતા નથી. સ્ત્રીઓ પોતાની કુરસદનો વખત વાંચવા લખવામાં ગુજારે તેમાં "ધીકાર" નહીં પણ સાંબી સોભા છે. મેહરબાની કરી ફરીથી કાંઈ લખી મોકલો તે વેલા અધીપતીની ખાતરી માટે તમારી પુરતી ઓલખ આપવાની તશદી લેજો.

અલાદીન માવજીભાઈ.—તમુંને હમારો નાટક "ઘણી રા ભરૈસો" સારો છે તે જાંણી હમે ખુશી છઈએ. પણ દલગીર છઈએ કે તમારી સુચના મુજબ ચોપાનીઆનાં નાહંના કદને લીધે હમે તેને અહીંજો ઈનસાફ આપી શકતા નથી. તમોએ તાંજી બનાવેલી બીજી બાબતોની અગત સાથ સરખાવતા નાટકને જે જગા મલેછે તે પુરતી ગણાવી જોઈએ. છેક કલકતે વેરથી તમો ચોપાંનીઆ માટે જે ઉંલટ બતાવો છો તે માટે તમારો ઉપકાર માંનીએ છીએ.

ધોબીતલાવ—નંબર ૮૭૨ વાલાં પેરમાં,
મુંબઈ વર્તમાન છાપખાનામાં મનચેરજી હોસંગજી જાગોસે છાપ્યું છે.



# વિદ્યામિત્ર.

પુસ્તક ૮ મું. આગષ્ટ ૧૮૮૧. અંક ૮ મો.

## બેનજીર અને બદ્દરેમુનીર.

### નાટક ચાર અંકી.

#### અંકટ ચોથો—દેખાવ પાંચમો.

#### બદ્દરેમુનીરનો મેહેલ.

(બદ્દરેમુનીર એક શોફા કોચપર અરેતાએલીછે, ને આજુ બાજુએ બે સાહેલીઓ ઉભીચ—બદ્દરેમુનીર ઉઠવા જાએછે તે ભમર ચકર આવીઆથી પાછી બેસી જાએછે; સાહેલીઓ આગલ જાએચ ને હુશીઆર કરેછે.)

બદ્દરેમુનીર—ખીસો, ખીસો, તમો મુહરી આગલથી ખીસો; મને હવે મુદલ ચેંન પડતું નથી, માહરી બેચેની ઘણીજ વધી ગેઇચ—અને માહરૂ જીવતું ફોકટછે.

૧ લી સાહેલી—તું નામવર ખાનુંના જીવને આરામ મલવાને કાજે તું ચાહે તેની ખીદમત હમો બજા લાવીએ—અગર તું નામવરનો હુકમ હોએ તો તાહરી બેચેની અને ગમ તોરવાને કીજે હમો હમાગ શુંદર હળકથી ગાયણ ગાઈ શુંભલાવીએ.

બદ્દરેમુનીર—અરે ગુમ થાવો તમારાં ગાયણ! અને અલગી જાવો તમારા અરોદ; તમો જાવો આંહાંથી, બસ જાવો; મને કાંઇ જ જોઈતું નથી; નીકળો; જાવો.

૨ જી સાહેલી—(બાજુએ આવીને પેહલીને) બેહેન, આપણી સાહેબજાદી ટાકાં એટલીતો બગડી ગેઇચ કે નહી તેના બોલવાનું કાંઇ ઠેકાણું મલે, ને વલી ઉપરથી આપુણે જંજેરી નાંખેચ, તેથી તું માનતી હોએ તો માનજે કે જાંહાં છે તાહાં એ દેવાની થાઇ ગેઇચ!

૧ લી શાહેલી—નહી,નહી, તુંને કશી ખબર નથી—ગામતે એવું બરકેલાર અને વગર વીચારનું બોલવું તુને સજાવાર નથી.

૨ જી સાહેલી—હું કાંઇ તેણીને માટે ભુંડું બોલતી નથી કે તું મને એમ ઠપકો આપેચ; હું તો તેનામાં એકદમ નાખુશ ફેરફાર થઇ ગીએલો તેને શારૂ બોલુંચ.

૧ લી સાહેલી—હા, તું બોલેચ તે વાજબીછે, પણ તેમ થવાનો શબબ તું શમજતી નથી. દુનીઆનો કુદરતી શરેસતો જછે કે જેનારર ન ધારેલું દુઃખ આવી પડે—મોહબતના મીઠાશમાં જુદાઇના કટિલ જેહરનું ભેલાવું થાએતો તેના વીલાપથી ગમેહેલું હુશીઆર ને પકું આદમી હોએ તે-એમજ બેશામ ને બાવરૂં બનેચ; ને તેમજ તું જાણતી નથી કે આપણી સાજાદી બદ્દરેમુનીરે પોતાને માટે શોધી કાહાડેલા દીલદારનો હાલ હેવાલ શું બનેઓચ; ને આજ બાબુદલ થાઇ, નથી તેનો પતો મલતો, કે નથી તેને ધુંડી કાહાડવા ગીએલી આપણી નામવર પરીઝાદી પાછી ફરી; ને વલી દુખપર ડાહમ જેવો નવો બનાવ બીજો બનેઓચ તેથી એ વધારે દુખી થાઇ ગેઇચ.

૨ જી સાહેલી—વળી તે નવો બનાવ શું બનેલોય તે તો મને જણાવ.

૧ લી સાહેલી—જો સાંભલ, આપણી બદરેમુનીરના પેદરે કોઇ બીજા શખશ શાથ તેણીના કદખુદાઇ કરવાની તેની મરજી પુછી, તારે તે નામવર શાહા પોતાની બેટીના હાલ હેવાલથી વાકેફ થયો કે એતો પોતાના મેહલમા આ રીતની ગીરફતારીમો પડી, ગનો દીન જારી કરેચ, તેથી તે નામવર શાહે પોતાની બેટીને કેટલીક નશીઅત અને ઠપકાના શબ્દનો કેહવાડીને બીજી એક અનગમતી વાત કેહવાડીચ, તેથી નો તે વધારે ગમમો ગીરફતાર થાઇચ.

૨ જી સાહેલી—તે હેવી તે શું નાખુશ વાત આપણી શાહાજાદીના પેદરે કેહવાડીચ કે જેથી એનીના ગમમો બેવરો વધારો થએોચ.

૧ લી સાહેલી—નામવર શાહે હેવો પેગામ કેહવાડીઓચ કે આપણી શાહાજાદીનો પેહલો દીલદાર કો ગુમ થાઓચ તો તેનો વીચાર દુર કરી શાજાદીએ તેને વીસારી મેલવો—અને શાહા કોઇ બીજા લાએક દીલદાર શાથ એણીના નેકા કરવા ચાહેચ.

૨ જી સાહેલી—અરે, આએતો મોટી ખુશીની વાતછે, ને તું એને ગમભરેલી કેહેચ ? વળી અજબછે કે આપણી શાહજાદીને એ વાત ગમતી નથી-અરે એમ થાએ તારે તો ઘણુંજ શારૂં કે રોજની આ મેહલમાની દલગીરીનો એકદમ છુટકો થાય, શાજાદી બગાસા જુગપાસાથી છુટે—અને સંગી વાતે ખુશખુશાલી ને રંગ રાગ થાએ—વારતે એના જેવી બીજી શારી વાત શું તોએ, તેની મને સમજ પડતી નથી.

૧ લી સાહેલી—(હંસીને)હ; તું ખરે નાદાન ને બેસમજછે, તેથીજ તું એમ બોલેચ—બાકી તું દુરઅંદેશ હોએ તો એવા વીચાર કરે નહી.

૨ જી સાહેલી—તે કેમ વારૂ ?

૧ લી સાહેલી—ખરી વફાદાર ઓરતોનો તો એજ ધરમછે કે જેને એકવાર દીલ આપીયું, અનેજેની શાથ એકવાર કોલ બાંધીઓ તેને શેવટ શુધી વલગી રેહેવું. તેને પડતો મેલી બીજાને કબુલ કરવો એ ઇનશાનગીરી નહી પણ ખરેખર હેવાનગીરીછે.

૨ જી સાહેલી—અરે,હા, તેતો ખરૂં; પણ તુંજ જોકે તે પેહલો દીલદાર આટલી મુદત થાઇ મલતો નથી—તો હવે એમ કરવાને શું અડચણછે.

૧ લી સાહેલી—અરે બેવકુફ;જેમજેમ તે નથી મલતો, તેમ તેમ તો તેની શોધ ખોલ કરી તેનીજ શાથે ખરૂં શુખ ભોગવવાને વધારે ઇનતેજારી રાખવી જોઇએ; અને દુનીઆમા નામ કરી ગયલી પરીઝાત બાનુંઓની પેઠે શાહે તેવા સંકટ, દુઃખો અને વીતો તથા આબદાઓ ખમીને જે ઓરતો પોતાના ખરા હકદારને પાછો મેલવે તેજ ઓરતો દુનીઆમી તારીફને લાએક ઠરેચ !

૨ જી સાહેલી—અરે,પણ મગુર, વળી આપણી શાજાદીનું દીલ દુખવવાને નામદાર શાહાની દાશી અતરે આવેચ- અને તે વળી કોણજાને શી રીતની વાત કરશે.

(દાસી દાખલ થાયછ)

દાસી—ઓ ખુશરખસારે શાહેલીઓ તમારી નામવર શાહજાદી બદરેમુનીર કેમ, ને કાહાંછે.

૨ જી સાહેલી—બાઇ, ને નામવર બાનું હતાંજ થોડો વખત થઓ જાગ ખાબગા પડીચ, અને તે પોતાના દુખથી કંટાલાને જાગ થઇને આરામ લેતી નથી; તેથી જો એવડી તેને આમાજ રેહવા દમે

તો બેહતરછે; નહી તો તેણીની તંદરોસ્તીમાં વધારે ખલલ થશે.

દાસી—ગમે તે થાવો, પણ મારેતો નામદાર શાહાનો તાકીદનો પેગામ કેહવોચ, અને તે ફરમાન મને તુરત બજા લાવવું જોઇએ, માટે તેને સેતાબ બોલાવો.

( સાહેલીઓ બદરેમુનીરને ઉઠાડી આગલ લાવેચ )

દાસી—કેમ નામવર બાનું, તારા જીવને ચેન અને શુખ તો છેની.

બદરેમુનીર—બોલ ના દાશી—હું મુઈ, મારૂં જીવતર ખવેરી—હવે થઈ ચુકું—બસ સંધું થાઇ ચુકું.

દાસી—તું એમ સાને માટે જારી કરેચ—તારો પેદરતો તાહરી ઉપર હજુરબી રેહમ કરીને તુંને શુખી કરવા માગેચ—બાકી તુંએ તો હેવું કામ કીધુંચ કે ઓરત જાતને તેં એબ લગાડીચ, તેથી જો કોઇ બીજો નીરદય બાપ હોતે તો હું નહી ધારતી કે તે કેવી શખત સજાએ તુંને પોચાડતે.

બદરેમુનીર—એ ઠીઆંની દાશી—શાંમટે હેવા તાનાજાનીના શબ્દો તું મને શોચરેચ. મેં કશું અનઘટતું કીધું નથી, કે અબલાજાતીને એબ લાગે—પોતાને પસંદ પડતો લાએક ને ખાનદાની દીલદાર ચુંટી કાહાડવામાં શું તું અનઘટતું શમજેચ.

દાસી—અલબતાં; તેં તારા પેદરની હરસે અને તેની રજાવંદી વગર કીધુંચ તેથી એમજ કેહેવાય; પણ હવે તારો નામદાર પેદર કેહ્ય તે શમજીને તેને હવે વીસારી મેલી; બીજો લાએક ખાવીંદ તારો પેદર તુંને શોધે તેને તારો હાથ ખુશીથી આપજે; નહી તો કે તે નામદાર કેડાવ કીવોચ કે તારી એ હુજત તોડવાને તે શકત ઉપાએ લેશે, અને જબરદસ્તીથી તેનું ફરમાન તારી પાસ કબુલ કરાવશે.

બદરેમુનીર—હું તેને મારા પેદર તરીકેનું ઘટતું શઘલું માન ને મરતબો આપવાને, અને તેના શખુનોને ગરોઅશગથી શવીકારવાને એક તેની ફરમીના બેઠી તરીકે બધાએલી છેઉં. પણ જાહારે તે મુજબર એવી જબરી ગુજારવા ચાહેચ તો હું તેની જુલમી માંગણીને તાબેદાર તાબે થનાર નથી. બસ, તું એજ જવાબ જઇને કેહે; મારાથી હવે વધારે બોલાતું નથી.

દાસી—ઠીકછે, હું તો જાઉંચ—પણ તારા પેદરના કેડાવની ખુબ યાદ રાખજે.

(જાએછે.)

બદરેમુનીર—હા! ખુદા, આએ શું ગજબ ગુજરેચ—આ બરગસ્તે શીતારા તું એકદમ માહરી ઉપર કેમ રૂઠીઓચ—હવે હું શું ઉપાએ કરૂં—શું આએ વીપત ને આપદામાથી ટલવાને જીવપર કરૂં ? અરે ! પણ આપઘાત કરવો, એ ખુદાતાલા હજુર એક અજીમ ગુનાહ ગણાએચ અને તેથીજ જે ઓરતો કવીચારે ઉતાવલમાં હેવું કામ કરેચ તેમનો કોઇબી દુનીઆમાં ઠાર થતો નથી—અને તેથી હેવું કામતો માહારાથી હરગેજ થાએ નહી.—પણ તારે હું શું કરૂં—એકગમથી પાઆરા દીલદારની આરજુમંદ; બીજી ગમથી માહરા દુખનો શરીક વજીરજાદીની ગેરહાજરી; ને વલી ઉપરથી, મેં એકવાર કબુલેલા પ્યારા દીલદારને રદ કરી, બીજાને જબરીથી કબુલ કરાવાનો મારા પેદરનો જુલમ; એ સરવે માહરાં મગજને ગુચવારામાં નાખેચ—પણ સબુરી; સબુરી એખતેઆર કરવી, કે જેથી શંધું સારૂં થાશે.

શબુરીના શગનછે મઠથી મગ,
શબુરીના ફાએદા ઘણા ગુનગાગ.
શબુરીથી વીતી જાએચ દુખના બારા,
શબુરીથી સંઘા શંકટ ટલશે મારાં.
વાસતે શબુરી તે માહેણાપર ધરી બેઠું,
તો માગેલી મુરાદ તેણીથી તુરત પાંમશું.

હા! શું પરવરદેગાર હેવો બેનેઆજ આનીંદ નથી કે હાવી વખતે માહરી અ-રજ શુણીને એજગબી માહરી દાદ લીએ! (અંદરથી એક સાહેલી ખુશી થતી આવેચ)

૧ લી શાહેલી—ખુશ, થા, ખુશ, ઓ નામદાર શાહજાદી! આપણી વજીરજાદી નજમુલનીસા આવી લાગીચ!

બદરેમુનીર—નજમુલનીશા! આપણી વજીરજાદી! શેતાબ તેણીને બોલાવ. (શાહેલી જાએચ)

હા! ઓ ખાવીંદ, શુગરછે શુગર,
તું દાદગરના હજારો હજાર શુગર.
કેહેવો તું ખાવોદ બેનેઆજ,
એજગબી દુખીઓનો લેનાર દાદ.
આહેવો ખડીએજ ખુશીનો ગંજ,
વાલી આપી શઘલી જશે ને રંજ
કેમ પાર માનીએ રે ઓ વાલી,
તેથીતો માણુની જાતજ ખાલી,
લીવી દાદ ને કીવી ખુશાલ,
જેથી થાઇછુ, હું બેહદ નેહાલ.
તેમજ રે સરવેની લેઇ સંભાલ,
ખુશી રાખજે કાલો ચંદરોકાલ.
(વજીરજાદી દાખલ થાયચ)

બદરેમુનીર—હા! હરખથી માહરી છાતી ઉથલઇ જાયચ. (વજીરજાદીને બેટીને) અરે તું આવી તો કેહવી એ નની ખડીએ આવીચ, પણ વારં તું આવી, તે કાઇ ખુશીની ખબર લાવી!

વજીરજાદી—
હા,હા, ખુશી,ખુની, ને ખુશીનો પાર નહી,
હરખ, હરખ, ને હરખનો શુમારજ નહી.
પાયો તારો દીનદાર, મલેઓ સુલામત,
લાવી ગામની પાદરે ઉતારેઓચ અનામત.
શેતાબીથી આન, તેરી મુલાકાત લેવા,
ખુનીથી જો તાહરા વાહલાના દીદા.
ગમ ને ગમી, દલગીરી ને અફસોસ,
એકેદમ વીસરીજાઇ, બતલાવ ખુશીનોજોસ.
ટલેઆ ઝંધા વગન, જોયા સાગ સગન,
હાલતો એટલી વાત શમજી, થા તું મગન.

બદરેમુનીર—પણ મબુર—
પેદર મારો થાઓચ કશો,
પાડવા માગેચ નવી જશો.

વજીરજાદી—
મેં સંધું સાભલેવુંચ મેહલમાથી,
વાકેફ થાઇચ તારા સઘલા હેવાલથી.
પણ હાલ સેતાબ જાઇ, મુલાકાત લેઇએ,
પછે સઘો વીચાર આસ્તેથી કરીએ.

બદરેમુનીર—
પણ જો જાઇશું એમ—તો પાદશાનુ કરવુ કેમ.

વજીરજાદી—
બેનજીર સાથ મલી, એનો ઉપાએ કરશું,
તે શાજાદાનું પાદશાહપર માચું મોકલશું.

બદરેમુનીર—
પણ બેનજીરને એટલો દુર શામાટે રાખી આવી,
મારી આઓ ઠેડવવાને હા કાય નહી લાવી.

વજીરજાદી—
શું કેહવુ, તુંને એ બનાવતી વાત,
તેની શાથે મલેઓ છે જબરો સાત.
તુંને છોડવતા દુખી આવી જંજાલમા,
તારી સાથે સડાઇ હુંબી સનસારમાં.
તારો દીનદાર શોધતા,મને મલેઓ ખીજો,
તેતો હવે છોડતો નહીં મારોજ પીછો.

બદરેમુનીર—
થીક, થીક, એક કામમા બે કાજ,
થાએ, એ જેવી બીજી ખુશી શું આજ.

વજીરજાદી—
ચાલ તારે આપણે બધે કરશું ગવનનારાજ.
(સેહકો કરતા બેઉ જણા જાએછે)

---

# એક ચીનાઈ મુસાફરની ફીલસુફી.

પત્ર ૨૭ મો.

## ગ્રંથકર્તાઓનાં એક મંડલનું વર્ણન.

The stream of literature has swollen into a torrent-augmented into a river--expanded into a sea. A few centuries since, five or six hundred manuscripts constituted a great library; but what would you say to libraries such as actually exist, containing three or four hundred thousand volumes; legions of authors at the same time busy, and the press going on with fearfully increasing activity, to double and quadruple the number?

WASHINGTON IRVING.

ઈંગ્રેજોના વિદ્યા અભ્યાસનું માપ જો તેઓ વચ્ચે દરરોજ પ્રગટ થતી ચોપડીઓ ઉપરથી કરવામાં આવેતો, હું કહુંછું કે દુન્યામાં કોઈપણ એવું દેશ નહિ હશે— આપણું માહભારત ચીન વટીક નહિ— કે જે આ બાબદમાં એઓની બરાબરી કરી શકે. એક દાહડામાં ઓછામાં ઓછી મેં ૨૩ નવી ચોપડીઓ પ્રગટ થયલી ગણીછે, જેની સામટી ગણત્રી લેતાં વરસ દાહડે ૮૩૯૫ની રાસ આવેછે. આમાંની ઘણી ખરી કેતાબો કાંઈ એકજ ચોકશ બાબદ ઉપર લખાયલી નજર આવતી નથી. પણ ઘણી બાબદોનો સાંમટો સંગ્રહ તેમાં દીઠામાં આવેછે. આપણાં બાલકોને સુળાક્ષરો શિખવવાની જે ચોપડી આવેછે તેવાંજ કદની એક ચોપડીમાં મેં તવારીખ, રાજદ્વારી બાબદો, કવિતા, ગણીતશાસ્ત્ર, ફીલસુફી વગેરે બાબદો ઉપર લખાણ થયલાં દીઠાંછે. ત્યારે જો આપણે એમ ધારીએ કે ઇંગલંડનાં ભણેલાં આદમીઓ, તેઓનાં દેશમાં પ્રગટ થતી ચોપડીઓનો માત્ર આઠમોજ ભાગ વાંચે, તો આ રીતે દરેક વિદ્વાન શક્ષે એક વર્ષમાં ઓછામાં ઓછી ૧૦૦૦ ચોપડીઓ વાંચવી જોઇએ. આ ગણત્રી ઉપરથી તમો કહી શકશો કે જે માણસ દર દિવસ ત્રણ નવી ચોપડીઓ વાંચે, અને તેબી વલી સર્વથો સરસરીતે લખાયલી ત્રણ ચોપડીઓ, તો તે માણસનાં મગજમાં વિદ્યાનો કેટલો અખુટ ખજાનો ભરેલો હોવો જોઇએ.

અને તોપણ હું કહી નથી શકતો કે શા કારણથી, પણ ઇંગ્રેજો આ હિસાબ ઉપરથી દીસેછે એવા ભણેલા નથી. વિદ્યાની સઘલી શાખાઓનો પક્કો અભ્યાસ કીધો હોય એવા શક્ષો આપણને ઘણાજ થોડા મલશે. તેનું કારણ કદાચ આ હોય કે એવા શક્ષોનાં મગજ સઘલી બાબદો સમાવવાને નાંધલાં હોય યાતો જે ચોપડીઓ મારફતે તેઓ સાન મેલવવા માંગેછે તે ચોપડીઓના કર્તા શિક્ષકનાં કામને નાલાયક હોય. ચીનમાતો જે ધણીઓ ગ્રંથકર્તા હોવાનો દાવો કરેછે તેવા સઘલા ભણેલા શક્ષોની શાહનશાહ તપાસ લેયછે; પણ ઇંગલંડમાં તેમ નથી. ત્યાંતો જે ધણી જરા લગાર જાણતો હોય તો તે એક ગ્રંથકર્તા બની શકેછે, કારણકે ત્યાંના ધારાઓ તેને ગમે તે બોલવાની છુટ મુકીછે એટલુંજ નહિ પણ વલી બીજી તરફથી કોઇ માણશ ગમે એવું સુસ્ત રેહતા માગે તો તેને માટે ધારાઓ કાંઇપણ બંદી મેલી નથી.

ગઇ કાલે કાલા પોશાકવાલા મારા સોબતી આગલ મને જણાવ્યા વિના ચાલ્યું નહિ કે દરરોજ જે ચોપડીઓ જુહુરાબંધ બાહેર પડેછે તે સઘલી ચોપડીઓ માટે કર્તા ક્યાંથી મલી આવતા હશે. પેહલાં તો મેં વિચાર્યું કે દેશનાં વિદ્વાનો દુન્યાને શિખવવાનો આ માર્ગ પોતે એખત્યાર

કરતા હશે, પણ આ વાંધો દુર કરવાને મારા મિત્રે જણાવ્યું કે કોલેજોના શિક્ષકો કદી પણ લખાણ કરતા નથી, એટલુંજ નહિ, પણ વલી, તેઓમાંના કેટલાકો તો પોતાનું વાંચેલું પણ ભુલી ગયાછે! "પણ" તે બોલ્યો "જો તમોને ગ્રંથકર્ત્તાઓનું એક મંડલ જોવાની ખાહેશ હોય તો આજ શાંજે હું તમોને આઁચલીંગટન આગલ "ધી પ્રુમ" નામનાં તાવરનમાં લઇ જઇશ, જ્યાં એ મંડલી દર શનીવારે શાંજે સાત કલાકે મલેછે. તેનું કામ ગુજસ્તે અઠવાડીયાંનાં કામકાજ ઉપર વાત કરવાનું અને આવતાં અઠવાડીયાંનું કામ નક્કી કરવાનુંછે." મેં આ માંગણી ઝટ કબુલ કીધી. હમોએ શાથે ચાલવા માંડયું અને મંડલી મલવાના વખત આગમચ હમો ઘરમાં દાખલ થયા.

મારા મિત્રે આ તકે મંડલીના કેટલાક મુખ્ય સભાસદોની ચલગત વિષે મને થોડુંક કહી શંભલાવ્યું અને તેમાં ઘરધણી વિષે પણ કેહવાને તે ચુકયો નહિ, કે જે ધણી આગલ પોતે પણ એક ગ્રંથકર્ત્તા હતો, પણ તેની આગલી કીમતી નોકરીઓ સ્થાનમાં લઇને એક ચોપડી વેચનારે તેને આ જગો આપી હતી.

"હમારી મંડલીનો મુખ્ય શક્ષ," તેણે કહ્યું કે, "ડાકતર નહિ—નામ—નહિ—કામ નામનો એક ફીલશુફછે. ઘણા લોકો તેને એક જબરો વિદ્વાન ગણેછે, પણ આ તેઓનો વિચાર ખરોછે કે નહિ તે હું કહિ શકતો નથી કારણકે તે કદાચજ બોલેછે. તે સઘડી આગલ લાંબો થઇ પડેછે, પોતાની બીડી ચુંસ્યાજ કરેછે, થોડું ખાઇછે અને ઘણું પીએછે. આ ઉપરથી તેને એક શરશમાં શરશ શોખતો ગણવામાં આવે છે. મને ખબર મલ્યા મુજબ ચોપડીઓની અનુક્રમણિકા તે ઘણીજ શરશ રીતે લખી જાણેછે; મુંડઇ અને પદ્દી શી રવેગ્ગ જંન્મ પામી તે ઉપર તે નીબંધો લખેછે, કોઇપણ બાબદ ઉપર તે ફીલશુફી શોધ બોલ ચલાવેછે અને જો ચોવીશ કલાક આગમચથી ખબર આપી હોય તો કોઇપણ કે તાબનો ઉત્તર તે તુરત લખી કાઢેછે. મંડલીના બીજા સભાસદોમાંથી તમો તેને તેની શફેદ બાલની લાંબી તોપી ઉપરથી અને તેની ગરદન ઉપર વીંટાલેલા બહુ રૂમાલ ઉપરથી ઝટ ઓલખી કાઢશો.

"માન અને કાબેલીઅતમાં તેનેથી ઉતરતો શક્ષ મી૦ ચગદોલજીછે. તે ઘણો હસમુખોછે. આ જમાનાના ગ્રંથકર્ત્તાઓમાં કોઇ કોઇ વેલા તે એક તારા મીસાલ પ્રકાશી નીકલેછે. એક રમુજે ફરસુદ, એક ઉખાનું, યા એક ઇશ્વરભક્તિ લખવામાં તે એક સરખો હુશીઆરછે. તમો તેને તેના ઘેલા ચેડા દેખાવ ઉપરથી તથા તેનાં મેલાં પેહરણ અને ફાટેલાં રેશમી મોજાં ઉપરથી તરત ઓલખી શકશો.

"તેની પછી મી૦ શુંઠના ગાંઠીયાજી આવેછે જે મંડલીનો ઘણો ઉપયોગી શક્ષ ગણાયછે. હડખાં કુતરાંના કરડવાના એલાજ માટે તે એક નુસખો લખી જાણેછે અને પુર્વ ભણીના રેવાજોને અનુસરતી વાર્તાઓ ઘણીજ અચ્છી રીતે જોડી શકેછે. એક ગ્રંથકર્ત્તાનું કામ તેના જેવી શરશ રીતે બીજું કોઇજ શમજી શકતું હશે, કારણકે કોઈપણ ચોપડી વેચનાર તેને ઠગી શકતો નથી. તમો તેને તેના ઓલ્યા ગપાટ શરીખા દેખાવ પરથી અને જાડાં ખદ્દર દગલા ઉપરથી ઓલખી શકશો. તેનો દગલો જોકે ઘણોજ ખરવસતર છે તોપણ તેના કેહવા મુજબ તેણે તે પૈસા આપી ખરીદયોછે.

"લાહેર ચુંમાજી, એઓ મંડલીના રાજદુવારી આદમીછે. પારલાગેંટને માટે તે ભાપાણો તૈયાર કરેછે, પ્રજાના લોકો માટે માનપતો અને અમીર ઉમરાવો ઉપર

કાગળો લખેછે. દરેક નવા નાટકની કુતરંતી તે સમજાવેછે અને દરેક કારણને અનુસરતા વિચારો તેની સાંઠે હંમેશ તૈયાર રહેછે." મારો મિત્ર આ વર્ણન ચલાવતો હતો એવામાં ઘેરધણી દોડતો આવ્યો અને ધાસ્તી ભર્યે ચેહરે કેહવા લાગ્યોકે બાગણાં આગલ "ખેલીફ્રો" ની ધાડ આવીછે. મારા સોબતીએ મનેકહ્યું કે "જો એમજછે તો આજેતો આપણ અહિંથી રૂખસત લઇએ, આજે મંડલીનો એક પણ સભાસદ જોવાની આશા રાખવી તદન મિથ્યાછે." આ ઉપરથી નાહીંપાશ થઇ હમો બંધે ઘેર તરફ પાછા ફર્યા; માહરો મિત્ર પોતાના સ્વભાવ પ્રમાણે એકાંતમાં વિચાર કરવાને પોતાને ઘેર ગયો અને હું હંમેશ માફક દિવસની બીનાઓ તમોને લખી જણાવવાને મારે મુકામે આવી પોહોંચ્યો. એજ અરજ.

---

## પાહડની બાજુ ઉપર ઉગેલાં એક ફુલને વિષે.

કાંટાઓ ને ઝેરી પાલાઓની માહે
નથી તાહરૂં કામ; છોડી આ વન
તું આવ માહરી સાથ, કે તાહરૂં બદન,
રંગીન જે ઝાંકડાપર ઊગેલું છે,
તે ઝાંકડાની સાથે હું માહરે ચમન,
રંગીત બીજાં ફુલોના ક્યારાની માહે,
[illegible] ખુબસુરતીથી બમણું સોભાઉં.
એખલું અટુલું તું પાહડની કડણ,
જોહખા ધુમસો ને ફુકતા પવન—
માં ગુમાવી દેય તાહરી બેમુલ સુગંધ,
તું થાને બેહતર કે તું માહરી સાથ,
આવીને સોભાવે માહરો ચમન.

જ. ના. પી.

## ફરેશતો અને બાલક.

(ફ્રેંચ ઉપરથી).

લાલ અને સુરખરૂ ચેહરાનો એક
ફરેસ્તો ઉતરીને બેઠો આવી,
એક બાલકનાં પાલણાંની કિનારી પર.
જેમ વેહતા એક ઝહરાના બીલોરી આબ—
માં નીહાલે તે પોતાની મોનાઈ સુરત,
તેમ ધ્યાનથી તે લાગો જોવા તેનું મુખ,
ને એચર્યો નીકલા ખુદ મુખથી વચન:—
"ઓ માહરી સુરતના [illegible] બાલક!
આવ! અરે આવ! તું માહરી સંગાડ;
ચાલ આપણ રહીએ સુખમાં જોડઈ,
ને ગુજારયે દિવસો મોજમાં મિલઈ.
દુન્યા આ નીચલી ઠગારીને બદ,
છે અદ્દીત રેહઠાણ એક તાહરે માટે,
પણ ઉપરની પેલી હંમેશાગીની જેહાન—
માં ભોગવીશું આપણ અમર એક સુખ.
મોનાઈ તે જગ જ્યારે હંમેશ ખુશી
પંકરાયથી હોયછ, ત્યારે નીચલી આ જગ,
ખુશી પુઠે આપેછ માતમ—જનમ,
ને મોજ અને મજાહની પાછલ ખચીત,
ઉભાં આવી રહેછે હાય ને અફસોસ.
આવતી કાલનો દિવસ શાંત અને ખુશ,
કોઈ ભયંકાર તુફાનના આચકા વગર
ગુજરશે એવું કેમકરી મનાય?
ધાસ્તી અને બીક શામાટે ત્યારે,
ખુશબખ્તી ભરી આ ચેહરા ઉપર,
મારવા જોઈએ પોતાનો બદસુરત છાપ?
ને નાખવી આ બહુ ચરાનોની માહે,
કેહના આંસુઓના કડવાશ કારણ
શા માટે પડે જોહખો કાલાશ?
નહિ, અરે નહિ, એમ બને તે કેમ?
દુન્યા આસમાન વચની બેહલી આ જગ—
માં આવ અને ઉડ તું માહરી સંગાડ.
જે દિવસે ઉડશે તું અહિંથી સેતાબ,
તે દિવસે પાક તે પરવરદેગાર
કરશે ત્યાં તુ પર એક મોટો ઉપકાર.
ત્યા તાહરા રેહઠાણમાં વસનારો શસ,
ઓઢવશે નહિ દોસ ઉપર સોગનાં કફન.
જેવાં તાહરા જનમની વેલાએ અહિ,
ખુશીની ભરાતાં બેરીઓ તુંજ,
તેજ નિસાલે દેખશે તાહરા કેલાક વેલા,
આવનાર દેરો ત્યા તુને આદમીઓ પાક.
નહિ જોશો ત્યા ચેહરાપર તું ફીકરનું નામ,
યા ખોટનું કામ કેઇ જણાશે નહિ,
કારણ ત્યાંછે સઘલું તુંજ સરખું પાક.
[illegible] તાહરો મોજ છે સઉથી બેહતર."
બોલ આટલા બોલ્યા બાદ ફરેસ્તાએ તે
ફફડાવી પોતાની સુફેદી પાખ,
ને હંમેશાગીનાં મકાન પગ ધરી ખુદ રાહ.
રોનવંતી, નાજુક, ઓ ગરીબ માદર!
હક થઈને પડ્યુંછ અહિ તાહરૂં બાલક.

# મુગાકાકાને મલેલો "બેદોલ-કલબનો" હેવાલ.*

A visage rough
Deform d unfeatured —JUVANAL

" આપણા શરીરનો આકાર ઘડવાનું આપણા હાથમા નથી ત્યારે જો આપણા નશીબમા બેદોલ અને કદ્રુપા અવતારમા પેદા પડવાનું શરજેલુ હોએ તો તેની પેલાએ હીમત રાખી તે ઉપર શુગરાના કરવા શીવાએ બુજીકોજ નથી. આપણા શરીરની ખામી અને બેદોલપણામા આપણો કાઇ ગુનાહ અથવા તકશીર નથી, અને જયારે તેને દુર કરી શકાએ એવી આપણા પાશ કાઇ તદબીર નથી ત્યારે એવી ખુદરતની ખામી માટે ફોકટનું લજવાવુ ભુલ ભરેલું છે. નાચ રંગ અને શરાબખાજીમા મોડી મોડી રાત શુધી ઉજાગરા કરી જે બેવકુફ જુવાનીઆંઓ પોતાના ચેહેરાને દરદી અને બદ શીકલ બનાવેછે તેઓની હું હીમાએત કરવા માગતો નથી. મારી મુલ મતલબ એજછે કે ખુદરતની કાઇક ખામીથી આપણા શરીરના બાંધામા કાઇક અશાધારન દેખાવ નજર પડે તો તે ઉપર નાશબર થઈ નાહેકનો વીલાપ કરવો લાજમ નથી શાધારણ માણશોને પારકાની ખામી ખામી ઉપર જયારે હું રમુજ કરતા જોઉંછું ત્યારે મને તે બેદોલ માણશની શરીરની ખામી કરતા તે મશ્કેરા શખશના બેદોલ મીજા ઉપર વધારે ધીકાર છુટેછે જયારે કોઇ ખુંધે નીકળી આવેલો શખશ અથવા કુતરા કોહોનાના જેવ બાહેર નીકલી આવેના લબુઆ મોહનાલો ધણી નજર પડે છે કે કેટલાક બેવકુફ ખુબજ ઢોંગને ખાતર તેની રીતે ખુંધ કાહાડી અથવા ગો-



હોના ચાલા પાડી તેનું ગેરવવાની તજવીજ કરેછે આ વેલાએ પેના કમનશીબ બેદોલ શખશને માટે મારી શહેલા એટલીજછે કે પોતે વધારે ખુશ મીજાજી થઇ પોતાના બેદોલપણામા મગરૂબી લેઇ તેવા બેદોલપણાની મારફતેજ બીજાઓને રીજવવાની તજવીજ કરી પારકાઓએ બેદોલ શખશની મશ્કેરી કરવામા જગલી પણુછે. જે ચીજનો કશો ચારો નહી, અને જેને માટે જેવા તકશીરવાર નહી તેનેજ માટે તેમને ઠીનવા અથવા તેમની ઠેકડી કરવી એ માણશ જાતનુ કામ નથી તેમા હૈવાનીઅતપણુછે પણ તેવી ખામીવાલો માણશ પોતેજ જો ખુશમીજાજી થાએ અને પોતાના બેદોલપણા ઉપર પોતેજ જો બે ઘડી ખુશ મજાખ ચલાવે તો તે તેના મોટા મનની ઇધાની તરીકે ખુશ લાગીઆ વગર રહે નહી.

જેમ દર એક બાબદમા નામદારી મેલવનાર પેહેલવાનો હોએછે તેમ બેદોલ માણશોની નામદારીનો પણ કાઇ ટોટો નથી મેદમ મેનતીનોન નામની એક વખનાએલી સ્ત્રીનો ખાવંદ બેદોલપણાનો એક ઊશતાદ હતો. તે બેદોલાનો બેદોલ હતો, અને તેથી કરીને તે બેદોલાનો શરદાર અથવા પેહેલવાન તરીકે ગણાતો હતો. તે જનમથીજ બેદોલ હતો. શતાવીશમે વરશે તેણે પોતાના હાથ પગનો તમામ વપરાશ ખોઇ દીધો હતો અને ૧૬૫૧ મા જયારે તે એકતાલીશ વરશનો થયો ત્યારે શોલ વરશની ઉમરની ઉપલી સ્ત્રી શાથ પરણ્યો હતો. તેણી પચીશ વરશની થઇ ત્યા શુધી માને પોતાના ખાનદની ડેલી ઘડાવેર તેની બગલશમા રહી હતી આ ધણી પોતાના બેદોલપણાથી પોતાના જો।।ગઆોને અનેક પ્રકારા।। રમુજ આપતો હતો. તે પોતા।। થ

શીરનાં આકારને ઈંગ્રેજી બારાખડીના છેલા હરફ Z શાથે શરખાવતો હતો. જોવા આવનારાં લોકો આગલ તે પોતાની પીઠ કરતો અને કેહેતો કે "તમુને મારાં ઊંડા ખાચાવાલાં પેટ કરતા આ ઊપથી આ-વેલી પીઠ મારૂં નામ અને ઊમર લખવાને ઠીક પડશે."

આ રીતે પોતાનાં શરીરની ખાંમીને તરેહેવાર જાતની ખુબી તરીકે ઠોકી બે-શાડવાના બીજા પણ રમુજી દાખલાઓ મલી આવેછે. પારકાઓની મશકેરી કરી તેમને દુખદેનારાઓને ફજેત કરવાનો અને તેમની મશકેરીનું કારણ આ રીતે લુલુ કરી નાખવાનો આનાં કરતાં શરશ મારગ બીજો કોઇ નથી. નામાકીત નાટક ગુરૂ શેકસપીઅરે શાહાજાદા હેનરી અને ફોલસતાફના ચીતાર એવીજ મકશદથી આપેલા લાગેછે. શાહાજાદો હેનરી પોતે પતલો અને દુબલોછે તેથી તે કાંઇ ચાર-દાનો નથી, તેમાં તો તે પોતાનાં શરીરની ખુબી જોએછે અને કુંબા જેવા ફોલસ-તાફનાં શરીરની ઠેકાર કરેછે. એવીજ રીતે ફોલસતાફ પોતાનાં કુંબા જેવાં કદને માટે મગરૂબી બતાવી શાહાજાદાની નબલા-ઇના ઠઠા કરેછે. જ્યારે શાહાજાદો ફોલ-સતાફને "ઊનનો કોથરો," "કુંગનુ," અને "માખણનાં ડુંગર" ઈલકાબ આપે છે, ત્યારે ફોલસતાફ શાહાદાને "સુકે મરનું જાનવર" "હાડપનજર," અને એવાં બીજાં વીશેશનોથી બોલાવેછે અને આ રીતની ખુશ મશકરીઓ બેઉ મજાહ મેલવેછે. એ રૂપેથી એકનો પણ મીજાજ જતો નથી અથવા તેમને પોતાની ખામી વીશે કશું પણ દુખ લાગતું નથી.

શરીરની આ રીતની ખામીઓ માટે આતુર રેહેવું અને તેને માટે મનમાં બબાપો કરવો એ માણશની પોતા ઊપરની પ્રીતીના શબંધમાં એક મોહોટી નબલાઇ છે. અને એ નબલાઇથી પરથમ હું પોતે પણ દુર ન હતો. મારો ચેહેરો જેટલો લાંબો છે તેટલો પોહોલો નથી એવા માલમ કે હું જાહાજો પરવાશ કરતો નથી તેને લીધે તે હશે કે કાંઇ બીજાંજ કારણોને લીધે હશે. ગમે તે કારણથી હોય પણ મારા ચેહેરાની આ ખામી દુર કરવાને મે પેંબા વધારવા માંગીઆ પણ તેબી વધતા નથી. દાહાડી ગખવાનો મે ઠેરાવ કીધો પણ પાછલથી મને માલમ પડીયું કે તેથી કરી ચેહેરાની ખુબશુરતી વધવાને બદલે પતલા અને લમબુચા મુખડા ઊપર દાહાડી વધારવાથી શામણો તે વધારે બેડોલ થઇ પડશે. પણ હવે હું ઇછુંચ કે મારો લમબુશ ચેહેરો હજી પણ વધારે લમબુશ હતે તો ઠીક પડતે, કેમકે માગ એક મીતરે નીચે મુજબનો એક "રમુજી કલબ"નો જે રમુજી હેવાલ મારી ઊપર મોકલી આપીઓ કે તેમા એટલી ખામીને લીધે કદાચ હું શેહેલાઇથી દાખલ થઇ શકતે. મજાખ મશકેરીના ખુશનુમાં મથક નવશારીથી મને તે હેવાલ મલીઓછે, અને તે જગાની તાડી અને ઊખરીઆની લેહે-રમાં લખાએલો રમુજી હેવાલ મારી તર-ફના કશાપણ ફેરફાર વગર બોલેબોલ પ્રીય વાચનારની શામે ધરવાની હું રજા લઉછું.

શાહાદાની શેઠ મુગા કાકા,

માણશ જાતનું ભલું ચાહી તેમનાં અ-નેક પ્રકારનાં ભલા અરથે ચલાવેલાં તમારા નેક અને રમુજી પતરો વારણવાર વાચીયા પછી આજે હું તમો શાહેબને એક ચોકશ "કલબ"નો હેવાલ લખી જણાવા માગું છું, જેને વીશે તમે કવચીતજ શમજીયું હશે. છેલ્લ વેરાંમાં તમો શાહેબ હેમાંથી ચુપચુપ રીતે મુલાખાત લેઈ ગયા પછી અ-તરે "કલબો" ઊભી કરવાનું એક જાતનું ઘેલાપણું લાગુંછે. જેમાં "તાડ અને ઊ-ખરીઆં કલબ" "પરવારતા કલબ,"

"ગાગરીઆ કલબ," "નશાકગ કલબ," અને "ખુબશુરતી કલબ" મુખ્ય છે. ઉપલી કલબો મધેની શઉવેથી છેલી કલબની હજી કાઇમ હાલ અતરે "બેદોન કલબ" ઉભી થઇછે આ અભાગયા નામની કલબના બાર શભાશદો અને એક પ્રમુખછે આ કલબમાં દાખલ થવાને માટે કશી પણ ફીખવા અથવા લાએકોનો ગરજ નથી. જેવા "બેદાનપણાના કાએદા"નો કલમો પ્રમાણે લાએક જણાએ તેમને આ કલબમા દાખલ થવાનો પુરતો હકછે. અને જો કે "બેદોનપણાનો કાએદો" ઘણો લંબાન અને અતીઘણી વિગતાથી ઘડેલો છે તોપણ હાલતરત હુ આશા રાખુછુ કે તે મધેની નાચલી બે ત્રણ કલમોથી તમારા દાનેશમદ વાચનારાઓ શતોશ પામશે.

૧ લું—જેની શખશના શરીરના બાંધામા અથવા ચેહેરાના દેખાવમા કશી ખામી અને બેદોનપણુ ન હોએ તેનીથી આ કલબમા દાખલ થવાશે નહી જે ઘણીએ આ કલબમા દાખલ થવું હોએ તે ઘણીની ઉપલી બાબદમા પ્રથમ કલબના શભાશદો તપાશ લેશે અને તેમા એક શરખા મત પડવાથી શદરનશીન શાહેબ પોતા તરફથી એક વધુ મત આપી તેનો વાજબી ફડચો કરશે.

૨ જું—જે ઘણી શભાશદ થવા માગશે તે ઘણીના હુંબાજેના કફોડી રીતે આરા અતારા થઇ ગએના, અજબ જેવી રીતે ખુંધ નીકલેલા અને એવી કીશમના બેદોલ શરીર ઉપર ખાશ ધયાન આપવામા આવશે.

૩ જું—જેનુ નાક શરેશતા કરતા વધારે લાંબું અથવા પોહોલુ હશે તે શેહેલાઇથી દાખલ થઇ શકશે

છેલે વગાલે જયારે એકજ જગાને માટે બે ઉમેદવાર આવશે તો જે ઘણી રાઘોર અને શખત ચામડી શાથ વધારે બેદોન હશે તેને પેહેલી હક મલશે.

એક નવા શભાશદે કલબમા પોતાની જગા લેતી વેલા પોતાના ગાઢના ખરચે શભાશદોને કાલુ માછલીની ફકત એક જ વાણીની જયાફત આપવી અને તે જયાફત વેના શઉવેથી કદરૂપા દેખાવના જગ આશ કાર વારતાઓ લખનાર "ઇશપ"ની રૂબરૂ તીમા એક બાશાન ફરીશમજાવવુ

મોટા ફરીઆના એક જાણીતા તાડીખાનામા હમોએ એક ઓરડો પોતાની કલબને શારૂ અનાએદો રાખ્યોછે અને હાલતરત આ કદરૂપા દેખાવના ઉપલા પ્રખ્યાત શખશ "ઇશપ" ની એક શુદર (ખરેખર બોકુ તો બદશીકલ) તશવીર લટકાવીછે. જેમ જેમ કલબની નાણા સંબંધી હાલત શુધરતી જશે તેમ તેમ અરવાચીન અને પ્રાચીન કાલના પ્રખ્યાત થએલા બદશીકલીઆઓનો તશવીરો, પુતળાઓ અને તરેહે કીશમના ચીતારો ભેગા કરવાનો આ કલબે ઠેરાવ કીધોછે. બેદોલપણાના યુરોપના જાણીતા ઉશતાદો જેવા કે "દનશ સ્કોતશ," હોમરની કવિતા મધેનો પ્રખ્યાત "થરશીતશ" અને બુતલરનો નામીચો "હુદીબ્રાસ" એ તેણ શખશોની મોટી તશવીરો ઇંગલંડથી ખાશ મંગાવીછે.

આ કલબનો દરેક શભાશદ સ્ત્રીઓ તરફ પુરતું માન ધરાવેછે અને તેમને પણ પોતાની "કલબ" અને તેના કાએદાઓનો લાભ આપવાને તે ખુશીછે હજી શુધી અતરે કોઇ સ્ત્રી ઉમેદવાર જણાઇ નથી, પણ જો તેવા તરફથી કલબમા દાખલ થવાની મરજી બતાવામા આવશે તો તેવાનો મલાજો જલવાએ એવી રોતી તેમને માટે ખાશ ગોઠવણ કરવામા આવશે.

હમારો લાએકીવાલો શદરનશીન સ્ત્રીઓને આ કલબમા દાખલ કરવાની શખત હીમાએત કરેછે, અને તેણે મને આ કલબના એક શભાશદે જોડેલી બે શુદર કવિતાઓ વંચાવી હતી જેં મધેની પેહલી *

કવિતામાં અતરેની "કુમલી ગોરાંની" નાં આગલા બે દાંત પડી જવા વીશે તેણીને મુબારકબાદી આપી હતી, અને બીજીમાં "શાકર પરીની" દાહાડી મુંબ ઉપર જનમ-જ તારીફ કીધી હતી. "ચુંચી આંદન" એક વેલા શરૂઅેર આયા પછી એવીનો કદરબીઆંમની થઇ પડીછે કે દરવેલા હમારી કલબમાં તેણીની તરફેથી પ્રથમ શલાંમતી લેવામાં આવેછે.

હમારા શરનશીનને મોહોને બે "નાહાની વહુ" નાં જેવી સ્તુતી કોઇ કાલે પણ શમજી નથી. "નાહાંની વહુ" હમારી કલબને લગતી ખાંનો પીનીની તમાંમ ગોઠવણ કરેછે. ગરમાગરમ ખાનું પકાવેછે, કલબનાં દીવાનખાનાંને દીવા જેવું શોભતું રાખેછે, અને વખતશર હાજર થઇ દીવાખતીની તરવે ગોઠવણ કરી રાખેછે, નાહાનીવહુ" હમારા શરનશીનનાં બોલોમાં "ખુદરતનો એક અજાએબ જેવો નમુનોજછે," ચેહેરાની ખુબશુરતી અને શરવે રીતનો શમતોલ દેખાવ હમારા શરનશીન શાહેબને મનુષી શાધારનછે અને તેમાં જાહાજું પશંદ કરવા અથવા વખાંનવા જોગ કાંઇ નથી. બેદાલ શખશનાં ચેહેરાનાં બદશીકલ ચાલાઓમાં તેમની તમાંમ ખુશાલી શમાએલીછે અને તેવી રોતના ચાલા કરનારા ખુદરતી ચકડોલો જયારેથી તેવણને નજર પડેછે કે તરત તેમનાં નાંમ નીશાંનનું એક લીશ બનાવી પોતાની પાશ રાખી મુકેછે, તેમાં વારણવાર નવાં નવાં નામો ઉમેરવામાં આવેછે; અને છેલે શરવાલે પુરતી મગરૂબી શાથ પોતાના જેવા પોતાના શાથીઓનાં આ કીમતી લીશને પોતાના દોશ આશનાઓમાં ફેરવેછે. આ લીશને મથાલે તેવણ પોતે બીરાજે છે. અને છેડે બીરાજવાનું માન તમારા શેવકને મલ્યુંછે.

લા० તમારો અતાબણો આભારી શેવક,

કુમલો કદરૂપો, તે

"બેદાલ કલબ"નો એક શભાશદ.

# જનમ ચરીત્રો.

## ૩

## ડાકટર સૈમ્યુઅલ જોનસન.

(ભાગ શાતમો.)

---

Even the peculiarities which seemed to unfit him for civilised society, his gesticulations, his rollings, his puffings, his mutterings, the strange way in which he put on his clothes, the ravenous eagerness with which he devoured his dinner, his fits of melancholy, his fits of anger, his frequent rudeness, his occasional ferocity, increased the interest which his new associates took in him.—MACAULAY.

આપણે ગયા અંકમાં જોઇ ગયા તેમ હવે જોનશનની મેહેનતનું કલમને વીશાંમો આપવાનો વખત આવ્યો. પણ તેની કલમનાં વીશામાનો બદલો તેની તેજ જુબાંનથી વલી રેહેતો હતો. વાતચીત કરવાની તેની શકતી હદ વનાની હતી. તેની વાતચીતનું બલ તેના મીતરો ઉપર ફાવી નીકલતું એટલુંજ નહી પણ તે વેલાના વિદ્વાનોના આખાં મંડલ ઉપર તેનો કાબુ ચાલતો હતો. તે પાકી બુધી ધરાવતો હતો. શાંમા ધણીના વીચારો શેહેજવારમાં પાંમી જવાની તેનામાં ખાશ ખુબી હતી. વીદ્યા અભીઆશ અને માણશ જાતની તમામ ખાશીએતોથી તે વાકિફગાર હતો. જેમ સખત ટીકા કરવામાં તેમજ રમુજી મશકેરી કરવામાં તે કુશલ હતો, અને અનેક માણશોને લગતી નાહાની નાહાની વારતાઓનાં તેના પેતમાં કુવા હતા. તેની બોલવાની ભાશા તેનાં લખાનોનાંજ જેવી શુધ અને સ્વચ્છ હતી, જો કે તે પાછલી કરતાં વધારે શાદી અને અશરકારક હતી. તે એવાતો બુલંદ અવાજ અને શુબાશીતપણાંથી બોલતો હતો કે, ગમે એવા આંગતાં કડુડા ચાલા, અને અચ-

ખુરશી ખાની તથા બગાશાથી પણ તેની અશર ઓછી થતી ન હતી. ગોળા ઉપર ભાર મેલી ઉતાવળે રીતે બોલતા જતા વા રનવાર તેનો દમ ભરાઈ આવતો અને તે વેનાએ મોહો મવેથી ફુશારા મારી આગળ જવાને બલે પોતાનો વાદવીવાદ આગળ ચલાવતો તે ખરેજ ઘણું રમુજી લાગતું હતું. વિદ્વાનો વધારે લોકોના શોખ અ- તકરણનો કાબુ, હતીઆદી બાબતો ઉપર એવીતો વિકતા ભરેલી રીતે તે તકરાર ચલાવતો કે તેમને શુમારીને છપાવવા માટે તે મધેથી એક હરફ પણ ફેરવી શકાએ એવો ન હતો તે વાતચીત માટે વારણનાર અચીરો પડતો. ખુરશી ઉપર પલાંઠો મારી બેશીઆ પછી પોતાના પેટ મધેના કુવા- ઓ ખાલી કરવામા તેની મોટામા મોટી મોજ શમાએલી હતી જો કે પોતાના મીત્ર મંડલમા તેની વાતચીત બહુ ખીલી ની કળતી તોપણ કોઈ પણ પારકાને પોતા તરફ થી માન આપવામા તે તદન બખીલાઈ કરતો ન હતો ખાનાની તેબલ ઉપર અ થવા ભારેની ગાડીમા કોઈ પણ શખશે પરથમ કાંઈ વાત છેરી જોઈએ અને પછી જોનશન કાકા માટે કાઈ પુછવુજ ન નડે એવના એખનાવથી તેનશુ પરો તાઈ જતા અને પોતા માટે શોલેજ વારંવાર ઉચુ મત મેળવતા હતા તેમની વાત ચીતનુ ખરૂ તેજ પોતાના મીત્ર મંડળમા પ્રગટ પડી આવતુ હતુ

૧૭૬૪ મા જોનશનના કેટલાક મીત્રો એ એક "કલબ" ઉભી કીધી હતી, અને તેમા પ્રમુખની જગા જોનશનને આપી તે કલબનુ નામ "જોનશનસ કલબ" રાખ્યુ હતુ. આ કલબ પાછળથી બહુ વગવાળી થઈ પડી હતી તે વિદ્વાનોની કલબને નામે પંકાતી હતી તેનો કાબુ એ ટલેપેર વધી ગયો હતો કે નવા પુસ્તકો ને બાહેર પડતા તેમની કીર્તિનો આધાર આ કલબ ઉપર રહેતો હતો. જે પુસ્તક તરફ આ કલબ પોતાની પશંદગી જણા વતી તેની નવી નવી આવૃતીઓ રોજ વારમા ખપી જતી હતી, અને જે પુસ્ત કો તેમના થપકા તલે આવતા તેમને છેલ્લે શરનાલે તમાકુ અને કેક મકરૂમના પડીકાં બધાવાના કામમા આવવું પડતુ હતુ આટલો કાબુ ધરાવતા કલબના શભાશદો પણ કાઈ જેવા તેવા ન હતા જેમ જોનશન જેવા પ્રમુખથી કલબ ને જેબ મલતી હતી તેમજ પ્રમુખ શાહે બને શોભા મલે એવા કાબેલ પુરૂષોથીજ તે કલબ બનેલી હતી કવીતા અને શા ધારણ માણશોને માટે વાચવા લાએક રોહેલ પણ શુંદર લખાણોના વકીલ તરીકે નામાકીત ગોલડશમીથ આ કલબમા ખી ગજતો હતો નામીચો ચીતારો રેનલડશ હુનરના, અને પ્રખ્યાત બારક—એડમન બરક—રાજદ્વારી શીનશુરી અને શુભાખીત પણાના પ્રતીનીધી તરીકે આ કલબને જેબ દેતા હતા એજ કલબમા વળી તે વેલાનો શરવેથી નામીચો તવારીખ નવેશ 'ગીબન' અને શરવેથી નામીચો જુબાન શદાંવી 'શર વીલીઅમ જોનશ પોતાની હાજરી આપતા હતા નાટકો ભજવતા નાગરો નો નામીચો ઉશતાદ "ગેરીક" નાટક તખ્તાના કીમતી અનુભવ અને કોઈથી નકલ ન થઈ શકાએ એવા ચાલા તથા ધીંગ શોરથી એજ કલબના શભાશદોને વારણવાર રમુજ આપતો હતો "બેનેત લેંગતન" અને તોપહેંમ બોકલારક ના મના બે ઉચા ખાનદાનના શભાશદો આ કલબમા પોતાની ચાલુ હાજરી માટે પ્ર ખ્યાત હતા "લેંગતન" શાહેબ યુનાની ભાશાના તમામ બાબતમા પ્રવીન હતા અને તેવણ અશલી ધપારો વીચારો તથા પોતાની પરેજગારી માટે પ્રખ્યાત હતા. "બોકલારક" વિદ્યા મિત્ર મંડળના મગરૂ

ડાક્ટરને એક કોરે બેસાડે એવા પ્રેમપ્રીય હતા. સ્ત્રીઓની મોહબત અને પ્રીતીમાં તેવણનું બેહેશત હતું. મોજ મહજા, ખાંની પીની અને નાચ રંગનાં તેવણ ઉસ્તાદ હતા. સુંદર પોશાગથી તરંગ તરાક બનવાનો તેમને શોખ હતો. અને તોસ તપપા ચલાવાનો તેવણનો ધંધો હતો. આવાં એક મંડળને માથે પ્રમુખપણું ચલાવવું એ જોનશનને માટે શેહેલ કાંમ ન હતું. "એદમન બરક" કોઇને પણ તાબે થાએ અથવા કોઇનાં પણ આંકોશ તલે રહે એવો ન હતો. "બરક" જોનશનનાં જ જેવો બહુ બોલો હતો. અને જે ઘણુંકરીને કોઇનું પણ બોલેલું ધીરજથી શમજી શકતો ન હતો, તેજ બરક આ કલબમાં પોતાને જોનશનથી ઉતરતો ગણતો હતો. આ કલબમાં તેની જગા બીજી હતી. આટલા બધા નામીચા નરોની આ "કલબ"ને આજે પણ "જોનશનની કલબ" તરીકે જણાવામાં આવેછે. ખુદ ઇશતાકીન અને ચમચા કાંતામાં ઇંગ્રેજોની નકલ કરનાર આપણા કેલવાએલા જુવાંનીઆઓને શુધરેલા પાયા ઉપર વિદ્યાભીઆશના વધારા અને મીત્રાચારીનાં મજબુત નાંતાને ખાતર આવાં કલબો સ્થાપવાનુ હજી શુધી શુજનું નથી એ કેટલી દલગીરીની બીનાછે.

"જોનશનશ કલબ" નાં શભાશદોમાં બીજો એક એવો શખશ હતોકે જેને માટે શભાશદોને જોકે ઊંચુ મત ન હતું અને જેણે શભામાં દાખલ થવાને આતી ઘણી મેહેનત પડી હતી તોપણ તે કલબ પોતાની વાખવાખી માટે આજે તેજ શભાશદને આભારીછે. તે એક શારી મીલકત અને આબરૂદાર ખાનદાંનનો વારશ, અને સ્કોતલાંડ દેશનો જુવાન કાએદા આશજી "જેમસ બોઝવેલ" હતો. જેવો તેને શારી કાંની પીછાનતા હતા તેઓમાં તે એક કનતાલા ભરેલ, નાતવાન, ઇતર, ઘરપપીઓ ગડબડીઓ, અને મુરખ હોવા છતાં વિદ્યાનું દોલ ઘાલનાર તરીકે ગારીકાંની જાંણીતો હતો. મેકોલેનાં જણાવા પ્રમાણે તેનાં લખાંન ઉપરથી માલમ પડેછે કે તેનાંમાં વીચાર કરવાની, દાહાપણું વાપરવાની, અને શુભાખીત રીતે રમુજી લખાન કરવાની ખી બકુલ શકતી ન હતી, અને તોનણ જયાં જયાં ઇંગ્રેજી ભાશા બોલાએછે અને વનચાએછે ત્યાં ત્યાં "બોઝવેલ" નાં લખાંનો બહુ હરખ શાથ વનચાએછે અને જયાં શુધી ઇંગ્રેજી ભાશા કાએમ રેહેશે ત્યાં શુધી તે લખાંનો હાલનીજ માફક પુગતી ઊલત અને હરખ શાથ વનચાશે. જો કે "બોઝવેલ" ઉપર ચલાવેલા મેકોલેના ટીકા પોતા તરફની શહરાઘાતથી ભરપુરછે તો પણ તેમા થોડી ઘણીખી શચાઇ હોવાને લીધે હમુને તે વગર દેહેશતે ઉતારી લેવા પડેછે. મેકોલે કહેછે કે "ખુદરતે" બોઝવેલને એક ગોલાંમ અને મુરતીપુજક બનાવ્યો હતો. તેનું મગજ એક જાતનાં વેલાને મલતું હતું. જે વેલાને જોહાડ પાણની વિદીયા જાણનારાઓ Parasites યાને ખુશાંમતીઆને નામે પીછાનેછે, અને જે વેલા બીજાં મજબુત જોહાડોનાં થડની આશપાશ વીતરાઇ તેમનો કશ ચુશીને પોતાનું પોશન કરેછે. કોઇ પણ મજબુત શખશની આશપાશ વીતરાવાનુંજ તેને માટે બશ હતું. "વીલકીશ" જેવા રાજદ્વારી છુતાપણાની હીલચાલ કરનાર શખશના આશપાશ જો તેને વીતલાવાની તક-મલી હતે તો તે લોકો એક ઘણોજ જહનુની હીમાએતી થ પડતે. જો તે ધરમનાં કોઇ પણ પંથ આગેવાનની આશપાશ વીતલાઇ શકતે તે તે પંથનો જબરો મદદગાર થઇ પડતે શારા શનજોગે તેને જોનશન જેવા વિ વાનની આશપાશ વીતલાવાની તક મલી પેહેલી નજરે આ જોડી ઘણી કઘંગી લાં

નશનને અસલથી "બોઝવેલ"ની જમુમીનો તીરશકાર હતો. જોનશનનાં કાછી શભાવ અને મજબુત મનશકતી આગળ "બોઝવેલ" ની ખુશામત અને મુરખાઇ ભરેલી આપવડાઇ મધમાખનાં ચાલુ ધમધમાતની મીશાલ કનતાલા ભરેલી થઇ પડતી જોઇએ. જોનશન પોતાથી પુછાએલા શવાલો માટે શદા કનતાલો બતાવતો હતો, અને "બોઝવેલ" તરેહવાર બાબદો ઉપર જાને તેની પરીક્ષા લેતો હોએ એવી રીતે શવાલો ઉપર શવાલો કરતો હતો. એટલુંજ નહી પણ કેટલીક વેલા તેને ગાંદા વેલા શવાલ કરવાથી પણ તે બજવાતો ન હતો. તે તેને પુછતો કે, "શાહેબ અગરજો તમુને તરતનાં જનમેલાં એક બચાં શાથ એક મજબુત બંધીખાંનામાં કેદ કીધા હોએ તો તમે શું કરો?" જોનશન શાહેબ આપણાં "તી તોતલરો" ની માફક ખુદરતના નીરમલ આબ ઉપર શનતોશ પામતા હતા ત્યારે "બોઝવેલ" કાકા શરાબ ઢીંચવામાં બાહાદર હતા, અને કોઇ વેલા તો જમીન માપવાની હધ વેર આવતા હતા. આવા બે શનેહીઓ વચે શદા એકશંપ રેહેવો મુશકેલ હતો. ખરેખર કેટલીક વેલા મોતા શાહેબ ગુશાના ગલબામાં એવાતો ઉતરી પડતા કે નાહાનાં શાહેબને બરદે પાણી ઉતરતું હતું. અને તોપણ તે ગુશો થોડાજ વખતનો હતો, અને બંને શેહેજવારમાં પાછાજેવાને તેવાજ મલી જતા હતા. વીશ વરશવેર આ મુજબ ચેલાજી પોતાના નામીચા શીક્ષકની પુંજા કરતા હતા, અને વીશ વરસવેર નામીચો શીક્ષક પોતાનાં ચેલા ઉપર ઠપકાનો વરશાદ વરશાવી, તેનો તુચકાર કરી, વારંવાર તેનીઉપર પ્રીત બતાવતો હતો. ઊપલા બેહુ માણસો એકેકથી ઘણા દુર વશતા હતા. "બોઝવેલ" સ્કોતલાંડનાં પાએ તખત શેહેર "એડીનબરગમાં" પોતાનો ધંધો ચલાવતો હતો અને વારણવાર જોનશન કાકાની મુલાક તે લનડનમાં આવી જતો હતો. જયારે પણ તે જોનશનની મુલાકાતે આવતો ત્યારે તે વીધવાન પુરશ ઉપર એક પોહરેગીરનાં જેવી નજર રાખતો. તેની રીતભાત અને ખાશીએતો ઉપર અવલોકન કરતો, અને એવી એવી બાબદો ઉપર તેની શાથ વાત ચલાવતો કે જોનશનના મગજ મધેથી કાંઇ પણ અજાએબ જેવા વીચારો નીકલી પડતા. પાછલથી તેજ વીચારોને પોતાની "નોત બુક" માં તપકાવી લેઇ પોથાઓના પોથાઓ ભરી નાખતો હતો. અને એ પ્રમાણે તપકાવેલી નોધને આધારે "બોઝવેલ" શુધરેલી દુનીઆની શનમુખ "જોનશન" કાકાનું જે શમપુરણ જનમ ચરીત્ર ધરીધું છે તેની બરોબરી કરી શકે એવું જનમ ચરીત્ર આજ શુધી બીજું કોઇને પણ હાતે લખાયું નથી.

"જોનશનશ કલબ" ઉભી થઇ અને "બોઝવેલ" શાથ મીત્રાચારીનું નાતું બંધાયા પછી જોનશન શાહેબને એક બીજો મીત્ર મલીઓ. આ મીત્ર જોનશનની હોરૂમત વધારવા કરતાં તેને શુખી કરવાને વધારે કામનો હતો. "હેનરી થરેલ" તે વેલાએ એક શારી હાલતનો માતબર દારૂ ગાલનારહતો. તે ઘણો આબરૂદાર, શખી દીલનો, નેક, અને ઊંચી મનશકતી વાલો કેલવાએલો પુરશ હતો. તેને એક હુશીઆર, દઆલું દીલની અને મલતાવડા શવભાવવાલી અબલા શાથે નેકા કીધા હતા. આ સ્ત્રી ઘણી જુવાન અને ચબરાક હતી અને તેણીની ખામીમાં ખામી એટલીજ હતી, કે જે ચીજની તેણીને કશી આવર નહી તેમાં પણ માથું મારી શરવે ચીજમાં તેણી પોતાની હુશીઆરી બતાવા જતી હતી. તેણી ઘણાં કામ એવાં કરતી અને ઘણી વખત એવું બોલતી કે જે વાજબી ન હતું. તોપણ તેણીના મસ-

તાવડા સ્વભાવ, જુવાંની અને ચળગ્રાઝીને લીધે તે સઘે બોલેલુ' અને કહેલું' સઘે કોઇને મનપસંદ લાગતું. ૧૭૬૫ માં આ મોટી બઇઅેરનાં જોડાંને જોનસન સાથ પીછાંન પડી. અને થોડા વારમાં તે પીછાંને મજબુત મીત્રાચારીનું રૂપ પકડીયું. જોનસનની વાત ચીતનાં ચલકાત આગલ તો તેઓ છક થઇ તાજુબી બતાવાં લાગાં. આવા જગ આશકાર નરને લન્ડનની સઘે જગાઓ પડતી નાંખી પોતાને ત્યાં વારેણ વાર ખીરાજતો જોઇ તેઓ મગરૂબી બતાવા લાગાં. પોતાનાં આંગનાં કફોડા ચાલા, લપેરાપર લપેરા ખાવાની આદત, દોલતા હાથીની માફક ચાલવાની રીત, મોધાનાં ફુંફારા, નકાંમો પતપતારો, કઢંગી રીતે કપડાં પેહેરવાની બેદરકારી ભરેલી આદત, ફાદીખાનાંરાં જનાવરોનાં જેવી ખાતી વેલાની જહડપ, બુલાપા અને ગમગીનીનાં હુલેદરનાં જેવા ચાલુ' ગલબા, ગોસાનું ઉભરી આવવું, વારણવારનું જંગલીપણું, ઇત્યાદી ખાસીઅેતોને લીધેજ જોનસન બીચારો સુધરેલી મંડલીને લાએક ન હતો. તે છતાં મોટી બઇઅેરનું ઉમદુ' જોડું ઉપલી કફોડી ખાસીઅેતોને લીધેજ તેની તરફ દયા બતાવી વધારે ને વધારે તેની તરફ ખેંચાતુ' હતું. તેઓ સમજતાં હતાં કે ઉપલી ખાસીઅેતો દરદ અને દલીદરતા સામેની લાંમબા વખતરેની સખત લડાઇની રહી ગએલી ઘાતકી નીશાંનીઓ હતી. કોઇ ચીડીઆ લખાનારની અંદર એ ખાસીઅેતો તીરસ્કાર ઉપજાવી સકતે. પણ એક બુધીવાંન, કાબેલ અને નેક પુરૂસની અંદર આવી ખાસીઅેતોથી માન અને અજાઓબી સાથ દયાનો વધારો થાએછે. તેનાં બનેદો લકી આપણ અજબ થઇએ છીએ, તેની કાબેલીઅેત માટે આપણ તેણે માન આપીએ છીએ અને તેની ઉપલી કઢંગી ખાસીઅેતો આપણાં દીલ અંદર દયાના જહરાને પેદા કરેછે. જયારે જમાનાઓ વીતા પછી આપણને આટલું લાગે છે ત્યારે તે સઘે નજરે જોનાર ઉપલાં જોડાંને કેટલુ' લાગું હશે? તેઓએ પોતાનાં દારૂ ગારવાનાં મથકમાં એક કુશાદે ઓરડો આરાસતે કરી જોનસનને સવાધીન કીધો અને પોતાનાં રેહેવાનાં મકાંન ઉપર પણ તેવીજ રીતની સગવદ તે નામદારને કરી આપી. તે દર વરસનો મોટો ભાગ આ મુકામો ઉપર ગુજારવા લાગો. તે મુકાંમો મેકોલે કહેછે કે તેની આખી જીંદગી સુધીનાં બાગાંનુતાં અને ગલાચ ઓપતાં આગલ ખરેખરા મેહેલ જેવાં તેને લાગાં હશે. પણ મુકાંમ કરતાં તેનાં માલેક તરફની મમતા અને પ્રીતમાં જોનસનનું મોટાંમાં મોટું સુખ હતું. તેની મા અને મોહોરદારનાં મરણ પછી જોનસનને નસીબે "મીસીસ થરેલ" ઉપલાં બંધેની ગરજ સારે એવી એક બાનુ' મલી હતી. કોમલ સ્ત્રીઓ તરફની મમતા ભરેલી મીત્રાઇ નીઆમતીજ હોએછે, દુખ અને દરદ વગર દવાએ ફકટ તેઓ તરફની કોમલ બરદાસ અને નાજુક હાથનાં એકજ વેલાનાં પસવારવા ઊપરથી અરધાં કમી થઇ જાએછે. "મીસીસ થરેલ" જોનસનને રીજવવામાં બાહોસ હતી. તે તેની સાથ ગમત કરતી, તેને દીલાસો દેતી, તેને ગોક ગોક કરતી, અને કોઇ વેલા પોતાનાં પતપતારાથી તેને ગુસે કરતી તો તેની તરફનો સખતમાં સખત ચપકો એક પરીના જેવા સાંનત અને મીઠાસ ભરીઆ સવભાવથી બરદાસત કરી તે ગુસાનો ખુ'ગ વાલી આપતી હતી. જયારેબી તે તન અથવા મનની પાદાકારી વેઠતો ત્યારે કોમલમાં કોમલ દાસી તરીકે મીસીસ થરેલ તેની માવજત કરતી. પઇસાથી ખરીદી સકાએ એવી કોઈબી સગવદ અને બાહોસ અબ-

લાનાં મગજ મધ્યેથી નીકલી શકે એવી કોઇબી કરામત જોનથનની માંદગીના બીછાનાં આગલ હાજર કરવામા તેણી કદી પણ પછાત પડતી ન હતી. આટલી મમતા, આટલી કાલજી, અને આટલી બધી બરદાશતનો બદલો ગરીબ બીચારો જોનથન એક પોતાના જેવા પવીતર પીઆરથી વાલી આપતો હતો. જોનથનની જીંદગીના છેલાં શોલ વરશ મધ્યેનો નજીક અરધો ભાગ તેને ઉપર મુજબ મી૦ થરેલનાં મકાંનમાં ગુજારીઓ હતો. મી૦ થરેલનાં કુટુંબ શાથ તે એટલો તો પરોતાઇ ગયો હતો કે તેમના શાથી તર્ફીકે તે તેવો શાથ એક વેલા પેરીશ, એક વેલા વેશલ, અને વારણવાર બાથ અને બગાંઇતન ખાતે તનદરોશતીનાં શુધારા માટે જઇ આયો હતો. આ રીતે તે પોતાનો ઘણોખરો વખત મી૦ થરેલના કુટુંબમાં ગુજારતો હતો પણ તે કાંઇ શમરદબર તેમને માથે પડીઓ ન હતો. તેને "ફલીત સ્ટ્રીટ" નાં મના રશતા આગલ એક ઘેર ભાડે રાખ્યું હતું.જેનાં કાતરીઆમા જમા કરેલાં અરધાં ખવાઈ ગએલાં અને પુરાણાં પુશતકો પડેલાં હતાં. એકુવાતમાં કોઇકદાચ તે પોતાનાં એકુવાત મીત્રને ચોખાનું પુદીન અને હલવાનનાં ગોશત ઇત્યાદી વાનીઓની શાદી જયાફત આપતો હતો. પણ તે ઘેર જોનથનની ગેરહાજરીમાં કોઇબી વેલા ખાલી પડતું ન હતું. એ ઘેરમાં જોનથનનાં ઉદાર અને શખી દીલે અજાણ તગંહાંનાં આદમીઓને ભેગાં કીધાં હતા. "વીલીઅમશ" નામની એક ઘરડી સ્ત્રીને જોનથને આ ઘરની મુખ્ય રખેવાલ બનાવી હતી. તેણીની મુફલેશી અને અનધાપો એજ તેણી તરફની દયા ઉપ્તકેરનારી મોટાંમાં મોટી ભલામન હતી. "મીશઇશ દેશમોલીનશ" નામની બીજી સ્ત્રી પણ મુફલીસની ઓરી મુફલેશ અને નાચાર હતી. અને ઉપલી સ્ત્રી તરફની ઘણીજ આનાકાની છતાં જોનથને આ બીજી સ્ત્રીને પણ પોતાનાં મકાંન ઉપર આશરો આપ્યો હતો. "મીશઇશ દેશમોલીનશ" ની એક દીકરી અને "મીશ કારમીચ્યલ" નામની બીજી એક અમલા માટે પણ તેજ મકાંનમાં જગા કીધી હતી. આ રીતનાં પરોનાઓમાં દાકતર લેવેત નામનો એક ઘરડો નીમહકીમ હતો, જે રશતાનાં હેલકરીઓ, કચરાપતીઓ અને ભારતી ગારી વાગઓની દવા કરી તેમણે અવારનવાર શંઘરા મુકી પોતાની મેહેનતનાં બદલામાં તેવો પાશેથી વધીઆ શંધીઆ પાઉંના કોર કાંચા, ગોશનાં તુકડા, જીન દારૂનું એકુ ગલાશ, અને કોઇ કદાચ એકુવાત તાંબાંનો શીકો વશુલ કરતો હતો. આ શરવે પરોનાવો ખરેખરા કજીઆના કાલબુદ હતાં. તેવો પોતાપોતામાં દેર રોજ મરાઇ મરતાં એટલુંજ નહી પણ જોનથને એક "ફરેન્ક" નામના શીદીને પોતાની નોકરીમાં રાખ્યો હતો તેની શાથ પણ તેવો બીખાતા હતાં, કેટલીક વેલા તેવો નોકર ઉપરથી શેઠ ઉપર ઉતરી પડતાં અને ફરીયાદ કરતાં કે મુવો હમુને ભુખે મારેછે, અને ખાધાના વાખા પાડેછે ઇત્યાદી, પણ ઘણી વેલા જોનથન બીચારો તેમની હાલત ઉપર દયા કરી તેમનાં ગુલબાંન વચેથી ચુપચુપ વતી જતો હતો. તેને તેવોની ખરેખરી દયા લાગતી હતી. તે તેવોને માથેની ગાર અને અપમાનો એક બકરીની મીશાલે બરદાશત કરતો હતો. "લારડ ચેશટરફીલડ" નો તુચકાર કરનાર અને "ઓશમોરન" નામનાં ચોપડી વેચનારને શેહેજ અપમાન ખાતર ગધી ઉડાવનાર જોનથન પોતાને માથે પડેલાં આ કમઅકલ અને કંગાલ ભીંદમાઓ તરફનાં તમાંમ ધપકા, તાનાંઓની અને અપમાનો મુગે મોહોડે

ખમી જતો હતો. છેલ્લા વારમાં ઉશ્કેરાઇ આવનારો તેનો સ્વભાવ ઉપલાં હુલડ, જંગલી અને કજીઆખોર આદમીઓની પેરશાનકારી અને ફનતાલા છતાં જેવાનેતેવો શાંત રહી શકતો હતો, અને તે સબબે તેમની દરદી અને દુખી હાલત તરફની જોનમનની મમતા ને મેહેરબાંની ને લીધેજ હતું. દર વરસે તેવો વધારે ને વધારે શોખ થઇ જોનમન ઉપર પોતાનો ગુજરાંનનો તમામ આધાર હોવા છતાં તેને નહી તાંબોશ થઇ શકે એવી પીડાકારી આપતાં હતાં તોપણ તે સબબે સખી દીલ અને ઉદાર મનનો જોનસન ધીરજ અને શાંતીથી સાંખી જતો હતો.

---

## કેહવત મુલ.*

Writers of great talents, who employ their parts in propagating immorality, and seasoning vicious sentiments with wit and humour are to be looked upon as the pests of society and the enemies of mankind.—ADDISON.

ઉપલાં નામની બનાવનારનાં કાંઈ પણ નામે ઠાંમ વિનાની એક કંગાલ ચોપડી હમોએ દીઠીછે. આજને કાલ જાહેર બનાવનારાઓના પુરતા અંકોશની ગેરહાજરીમાં ગુજરાતી ભાષામાં એવી કેટલીક કંગાલ ચોપડીઓ નીકલેછે કે જે કુમલી વયનાં વાંચનારાઓ સાંમે મુકવી તદન ભય ભરેલુંછે. આ વર્ગની એક ચોપડી તે ઉપલી કેહવત મુલછે અને એક ટુંક વિવેચનમાં હમો વાંચનારને બતાવી આપવા માંગે છીએ કે તે તેના આસરાને કેટલે દરજજે લાયકછે.

એક ચોપડી બનાવનારને પોતાની ચોપડી પોતેજ વખાણવાનો કાંઇપણ હક હમો પીછાણી શકતા નથી અને તોપણ તેનો બનાવનાર દીબાચામાં જણાવાની હિમત કરે કે તેની ચોપડી "તેની જાતમાં પેહલી અને સૌથી સરસ છે," અને તે "હમેશ સુધી યાદગાર રહીજાય" એવીછે; એ હમો કહીએ છીએ કે પાકું ભેહદછે. તે કેટલે દરજજે "સૌથી સરસછે" તે આગલ ચાલતાં માલમ પડશે; અને તેને "યાદગાર" રહીજવા દેવી કે નહિ તે વાંચનારોઆલમના હાથમાંછે.

ચોપડી બનાવનારની મકસદ ગુજરાતી ભાષામાં ચાલુ વપરાતી કેહવતો કીયાં મુળ ઉપરથી નીકલીછે તે બતાવવાની દીસેછે પણ તેમાં તે રતી ભારખી ફતેહ પામ્યો હોય એ હમોને શકભરેલું દીસેછે. થોડીક ગણતીની કેહવતો લઇ તે દરેકનાં મથાલાં હેથલ એકક વાર્તા આપવામાં આવીછે અને હમોને ઘણાજ ગુસ્સા સાથે જણાવવું પડેછ કે તે વાર્તાઓમાંની ઘણી ખરી દરેક વાર્તામાં, કુકર્મો, વ્યભીચાર ને જાતરકર્મ તો ગોયા દગલે ને પગલે રમી રહ્યાંછે. દલગીરી એટલા માટે લાગેછે કે ચોપડીનો બનાવનાર પોતાનો કીમતીવખત આવાં કંગાલ અને બીભીસ્ત લખાણ ઉપર કાહડે, અને ગુસ્સો એટલા માટે કે તેવાં નીચ લખાણો વાંચનારી આલમ ઉપર ફેંકવાની તે શોખઈ કરે. ચોપડીમાં ફીધેલા ૭૭ વાતના સંગ્રહમાં—વાંચનાર માનશે?—હમો દશ વાર્તા એવી નહિ જોતા કે જે વાંચવાની હમો તેને ભલામણ કરી શકીએ.

શાણી, નીતીથી ભરપુર અને ચાનાક આપનારી વાર્તાઓ ઉપરથી કેહવતનું મુલ શોધવાને કર્તાને કાંઇ ખાસ ધીક્કાર હોય એવું સાફ તેનાં લખાણ ઉપરથી દીસેછે. ચોપડીનો નજદીક પોણો ભાગ

* કેહવત મુલ યાને ગુજરાતીમાં ચાલુ વપરાતી કેહવતોનો સંગ્રહ, સુધારા તથા વધારા સાથે આવૃતી બીજી. મુંબઈ, ફોર્ટ પ્રીંટીંગ પરેસ. સને ૧૮૮૧.

તાંહેલાઓથી ભર્યોછે કે જેમાં વ્યભીચાર અને જારકર્મ એકલાજ રાજ ચલાવેછે. જાણે કેહવતનાં મુલ બદફેલી અને કુકર્મો ઉપરથીજ નીકલ્યા હોય તેમ ચોપડીને પાને પાને તેવા વિચારો નજર પડેછે. કોઇ વાર્તામા ઓરતને ધીલી નીતીની ચિતારીછે તો બીજીમાં મરદને ઓરતનું પતીવ્રતાપણું લુટતો બતાવ્યોછે. કોઇ ઠેકાણે શશરાને પોતાની વહુ શાથે બીગડતાં ચિતારવાનું હલકાપણું વાપર્યુંછે તો બીજે ઠેકાણે બાપને પોતાની બેટી શાથે લંપટમાં પડેલો દેખાડવાનું નીચપણું બતાવવામાં આવ્યુંછે. હમારા વિચારના ટેકામા હમો વાંચનારને ચોપડીમાથી ફકરા ઉતારી ખાત-રી કરી આપતે પણ તેવા નજીસ અને ગંધીલાં લખાણથી હમારી કઠારો હમો આલુદે કરવા માગતા નથી.

હમો જે તપાશ લઇએ છીએ તે આ ચોપડીની ત્રીજી આવૃત્તિની છે અને શરૂઆતમાં કેહવા મુજબ જોકે ત્રીજી આ-વૃત્તિ છપાવનારનું નાંમ ચોપડી ઉપર જ-ણાતું નથી તોપણ દીબાચામાં જણાવ્યા મુજબ તેની પેહલી અને બાકી આવૃત્તિ પ્રગટાવનાર કોઇ મોબેદ છે. પોતાના ફેર-કાના લોકોને, કોઇપણ મોબેદ, નીતીના ઉંચા સબકો આપી શુધારવાને બદલે, ઉ-પલી કીસમની વાર્તાઓ જોડી ઉધરતાં અને કુમલાં મગજો ઉપર બદનીતીનો-છાપ બેસાડવા જેવાં લખાંણ બાહેર પાડે એ ઘણીજ અફસોસકારક વાત છે, અને એક મોબેદ પોતાની ખરી અને પા-કીજગી ભરેલી ફરજો બજાવવાનું કોરે મુકી આવાં આવાં લખાંણોથી પૈસા કુટી ખાવાના લોભમાં પડે એ બેશક તેને શોભા લગાડનારૂં તો નથીજ. હમો અજબ છીએ કે આવી કીસમની વાર્તાઓ જોડ-વાની તેની હીંમતજ કેમ ચાલી હશે? અને તેના અંતઃકરણે તેને તેમ કરવાની ઘણી રજા આપી હશે?

અને હમો વધુ અજબ એમ છિએ કે વાચનારી આલમે આવાં એક કંગાલ ચો-પડાંને તેની ત્રીજી આવૃતિ શુધી પોહચવાની ધીલી દોરી કેમ મેલી હશે? આવી બીભીત્સ વાર્તાઓનો સંગ્રહ જેને તેના પેહલાજ દેખા-વમાં બલતાને સ્વાધીન કરવો જોઇએ તે સંગ્રહને હેતથી ઉછેરી તેની એક નહિ, પણ ત્રણ આવૃત્તિ શુધી તેને પોહોચાડવો એ ગુજરાતી વાચનારી આલમના બગડેલા શોખની એક મજબુત ગવાહીછે. જ્યારે સારાં અને વાચવા લાયક, તવારીખ, નીતિ-યા વિદ્યાભ્યાસના બીજાં પુસ્તકો, જેઓને ખરીદી તેઓનાં બનાવનારાઓને ઉત્તેજન આપી પોતા શોડે જાલવી રાખવાં જોઇએ તેવા પુસ્તકોને રીબતાં રાખી આવાં એક એહા અને નીચ વાર્તાઓથી ભરપુર પુસ્ત-કને ઉત્તેજન આપવામાં આવે ત્યારે તે પુસ્તક વાચનારાઓના મનની વલાણ કઈ તરફ ઢલેછે તે શાફ જણાઇ આવેછે. અ-ફસોસ શાથે કહ્યા વિના ચાલતું નથી કે પારશીઓનો હાલમાં વાંચણનો શોખ ત-દન જુદીજ બાબદ ઉપર ધશી ગયેછે. કાહણી અને કીસ્સાઓ, એશકબાજી અને નીચ હવસોને ઉશ્કેરી આપનારાં પુસ્તકો જોશો તો એક સેહજમાં ઊંચકઇ જશે, પણ બીજા હાથ ઊપર મનને સંગીન અને મજબુત બનાવે એવો ખોરાક ધરાવનારાં પુસ્તકો બીચારાં હાડમાર થઇ ઠેકાણે લા-ગશે. પેહલી કિસમના પુસ્તકો કદાચ ઉમરે પુગેલા અને દુન્યાદારીમાં ઘડાયલાં આદ-મીઓ ઉપર કાંઇ પણ ખરાબ અસર ઊ-ત્તપન કરવાને નીશફલ જતાં હોય, પણ કુમલાં અને બીન અનુભવી મગજો તથા ઉછરતા લોહીઓ ઉપર તેઓ કેટલી બાને ખરાબી કરનારી અસરો કરેછે તે વાચવા કરતા વિચારવુ બેહેતરછે. આવાં આવાં પુસ્તકો બીન દરેશતે આપણ વચે જાએજ થાએ એમા નીરૂ તરફથી હમો જાહેર

લખનારાઓનો વાંક જોઇએ છીએ. લખાણોના પ્રજાસ્તાક રાજયના, જાહેર લખનારાઓ ગોયા પ્રધાનછે, અને તે પ્રધાનોએ શાહુચેતીની નજરથી તપાશ રાખવી ઘટેછે કે પોતાનાં પ્રજાસ્તાકમાં કોઇ પણ કાલું મેંઢું થાને નહિ વાંચવા લાયક પુસ્તક પેશી જવાને ફતેહ પામે નહિ, અથવા જો તેમ બન્યું તો તેઓએ કાંઇ પણ ઢીલ વગર તેવાં પુસ્તકની ખરી મકશદ અને તેને ફેલાવો પામવા દીધાથી તેમાંથી ઉતપન થતા ગેરફાયદા બતલાવી આપી વાંચનારી આલમને સાહુચેત રાખવાની અતીશય જરૂરછે. આપણા જાહેર લખનારાઓ એવું ધ્યાન કવચીતજ આપતા દીશેછે અને તેઓની બેપરવાહીને લીધે બનેછે એમ કે તપાશ નહિ આપેલાં પુસ્તક મિસાલનાં ખાજાં ચીકડાંઓ બેધડક પોતાનો રસ્તો ભોલા અને અંજાણ્યા વાંચનારાઓ વચે કાપ્યાં જાયછે અને તેઓને ગુમરાહ મગજોથી ટેકો મલેછે કારણકે તેવાં પુસ્તકોના ફેલાવા થામે યા તેવા વાંચનારાઓના ગુમરાહ શોખ થામે લખનારાઓ અને નુકતેચીનીઓ પોતાની કલમ વાપરવાની અતીશય આલશાઇ કરેછે.

ચોપડીનો તપાસ તરફ પાછું ફરતાં હમોએ ઉપર જણાવ્યા મુજબ તેમાં શમાયલી વાર્તાઓનાં હલકાપણાં વિષે એશારો કર્યો ઉપરાંત તેવી વાર્તાઓમાંથી ફકરા યા તેઓની મતલબ હમો આપી શકતા નથી. પણ તેવી બીભીસ્ત વાર્તાઓ બાદ કરતાં જે બાકી રહેછે તેમાંથી કેટલી હસવા જેવી મુર્ખાઇઓ પંઠરાયલીછે તે હમો વાંચનારને બતાવશું. દાખલા તરીકે "આલશુનો પાદશાહ" એ મથાલાં હેઠલની વાર્તામાં એક પાદશાહ વિષે જણાવેછે કે તેણે આલશુઓ માટે પોતે બંધાવેલાં આશ્રમખાનાને આગ લગાડવાનો હોકમ કીધો, એવી મતલબથી કે જે ખરા આલશુઓ હોય તેઓ ઢગારા આલશુઓથી ઓલખાઇ આવે. આગ લગાડયા પછી તે ઘરમાંથી, જેઓ ઢગાઇ કરીને પોતાને આલશુ લેખાવતા હતા તેઓ બેધડક નાહશી ગયા પણ જેઓ ખરેખર આલશુ હતા તેઓતો આગમાં બલી જવાની કાંઇ પણ ધાસ્તી વગર ત્યાંજ પડી રહ્યા. કોઇ પણ માણસ પછે તે આલશુઓના પાદશાહનો શરદાર પણ કાં નહિ હોય પણ તેને પોતાનો જીવ બંચાવવાની કાલજી નહિ હોય એ માનવું કેવલ અશકયછે. એક માણશની આલશાઇ પછે તે બીજી બીજી બાબદોમા તેની આડે કાં નહિ આવતી હોય પણ જીવ બંચાવવાની આડે કદીજ નહિ આવી શકે તે ચોકશછે કારણકે જીવ જેવી વાહલી બીજી એકે ચીજ નથી; અને જયારે કંગાલમાં કંગાલ એક ભીખારીને પણ તે પ્યારોછે તો અમન ચમનમાં દાહડા કાઢનાર આલશુ પાડાઓ પોતાનો કાજગરો જીવ બંચાવવાની પેતરણ કેમ નહિ કરી શકે? પણ વલી એથી વધુ અજબ જેવું શુંછે? પાદશાહની જયારે ખાત્રી થઇ કે પેલાઓ ખરેખરાજ આલશુછે અને આગથી પણ બીહતા નથી અને પોતાનો જીવ બંચાવા માટે ઉઠીને નાહાશી જવાની પણ આલશાઇ કરેછે ત્યારે તેણે તે આગ બુજવી નાખવાનો હોકમ આપ્યો અને જેવો તેનાં મોહમાંથી તે હોકમ નીકલ્યો કે તરત તેનાં આદમીઓએ પેલાઓનાં બીછાંનાં શુધી આવી પોહચેલી આગ ઠોલંની નાંખી! શું શરશ આગ બુજાઉઓ હશે! જાણે કે એક મજબુત ફેલાયલી આગ બુજવી દેવી એબી માર પલનુંજ કામ હોયની તેમ જેવો પાદશાહનો હોકમ થયો કે આગ બુજવાઇ ગઇ! મુંબઇના ફાયર બ્રીગેડનાં આદમીઓએ ખચીત ધ્યાન • આપવા લાયક

આ વાતછે. તેઓએ થોડુંક શુધી ઉપલાં આદમીઓ શાડે જરૂર તાલીમ લેવા ઘટે છે. કારણ કે વિદ્યાની છેલી શોધ મુજબનાં પગલો ધરાવ્યા છતાં તેઓ એક ફુલાપલી આગને તુરત બેશાડી શકતા નથી. *

બીજી એક વાતમાં ઉતલી જેવીજ કાંઇ હસવા જોગ બાબદ આવીછે. બે શાહુ ચોરો એક પાદશાહના મેહલમાં દીવાલ મારફતે ચઢીને તેના ઓરડામાં ચોરી કરવાની મતલબથી દાખલ થયા, અને તેને જાગૃત જોઇને તેનાં બીછાનાં હેહલ ભરાયા. પાદશાહ ખાબમાં ગાફેલ થવા બાદ એક ચોરે તેનો (પાદશાહનો) પોષાક પોતે પેહર્યો અને બીજાએ તેની રાણીનો લેબાશ પેહરવાની પેતરણ ચલાવી પણ નબોદ ગીપા ચેહરા ઉપરના તેના બાલોએ તેને એક ખરી રાણી બનતાં અટકાવ્યો. હવે કરવું કેમ ? તુરત તેણે એક બાટલી ભાંગીનાખી (અને તેબી પેલા તરતના શુતેલા પાદશાહને જગાડયા વગર) અને તે ભાંગેલી બાટલીના કાચનો એક ટુકડો લઇ તેણે પોતાના બાલો ઘણીજ શફાઇથી તુરત બોડી નાખ્યા ! અભાગ્યા આપણા હજામો ! બોદા માલમ તેઓને આવો શાદો અને શુતરો ઓલાજ બાલ બોડવાનો શા માટે શુજતો નહિ હશે ? જ્યારે એક દોહોડયાંની બાતલીના કાચમાંથી તેઓ ચાહે એટલા અચતરા બનાવી શકે ત્યારે અરધો રૂપો ખરચી એક પેલાની અશતરો લેવાનાં તેઓ શા માટે ફાંફાં મારતા હશે ? કદાચ આપણા હજામો , અજ્ઞાન પડયા તેથી તેઓને ઉપલો રસ્તો સુજ્તો નહિ હશે માટે જો આ વાર્તા રચનાર લાલબુજરોગ થોડો થોડો વખત તેઓને કાંઇ લેશન આપેતો અલબત તે કાંઇ વ્યર્થ જાય નહિ.

આવા આવા દાખલાઓ વધુ લંબાવાને હમારી ટુંક જગ્યા હમોને અટકાવેછે. ઉપલા ઉપરથીજ વાંચનારની ખાત્રી થઇ હશે કે ચોપડી કેવી કેવી ખુબીઓ ધરાવે છે. નીતિને અનુશરતું તો નહિજ પણ માણશની શાદી અકલને અનુશરતું લખવાનીબી જ્યારે રચનારમાં શકિત જણાતી નથી તો પછી તે પોતાના જેવાજ વાંચનારા સિવાય બીજા કોણના આશરાની આશા રાખેછ ? ચોપડીનું નામ "કેહવત મુલ" છતાં તેમાં કેટલીક વાર્તાઓ એવી ધુશાડીછે કે તે કઇ કેહવતનાં મુલ માટે લખવામાં આવી હશે તે કદાચ લખનાર પોતે પણ જાણતો નહિ હશે. હમો તેને પુછવા માગીએ છીએ કે નીચલાં મથાળાં તેની પોતાની ફલકુપ કલ્પનામાંજ કેહવત તરીકે વપરાયછ કે કોઇ બીજે ઠેકાણેબી ? "બાવીંદને મુઓલો સમજી તેની પીઠ ઉપર ઉભી રહી પૈવા બાનારી હીંદવાની", "બાશડાંની કબર ઉપર પાદશાહે રાખેલું એફીન," "બબીલાઇનો મેલવેલો હડો," "મોહબતની લંપતમાં ચાર જાનની ખુવારી," "જાતરાના સંગમાં શામેલ થયલો ગોમંઇ બાવો," "ચાર શલોકના ચાર સારની ખુંપી," "પાંચ અશરફીથી મલેલી પાદશાહીની વારતા" વગેરે દિબાચામાં બડાઇ પોકાર્યા પ્રમાણે જે "વધારા અને શુધારા" શાથે ચોપડી બાહર પાડવાનું બાકુંફુકવામાં આવ્યુંછે તે વધારો હમો ધાર્યેછિએ કે આ લેભાગુ વાર્તાઓથી પુરો કીધોછે, અને તેટલા ઉપરથી ચોપડી બાહેર પાડી પ્રજાને કાંઇપણ ફાયદો કર્યાબદલે તેમાંથી પૈસા કુટી કાડવાની બનાવનારની નેમ વધુ સ્પષ્ટ જણાઇ આવેછે. હમો 'હમારી તરફથી

* આ બાબદ તાઇપમાં ગોઠવાયા બાદ હમારા વાંચવામાં આવ્યુ છે કે એક ફેલાયલી આગને તુરત બુજવી નાખવા માટે પેરીસ શેહરમાં એક અખતરો કનેહમંદી શોધ કરી બનાવવામાં આવ્યોછે. પણ ચમતકારીક શોધોની આ ઓગણીસમી સદીની ફતેહ એવી આલમોને પાસનારો મહુ ગાલમોને જાહીતી હોય એ માનવુ જ તદન હસવા સરીખુ છે, અને તેહમા માટે હમારી ઉપલી ટીકા જેમની તેમ અનાવ ઉભી રેહછ.

પુરતા ધીક્કાર સાથે જણાવેછે કે આ ચોપડી આથરો આપનાતો શું પણ હાથમાં ધરવા લાયકબી નથી; અને જેઓએ અ જાનપણામાં અતાર અગાઉ તે ખરીદી પોતાના કબીલામાં દાખલ કીધી હોય તેઓને હમારી ભલામણછે કે તે દાખી નાખવા માટે તેઓએ એક પલની પણ ઢીલ કરવી .નહિ.

ઉપલી ટુંક ટીકા હમોએ ગુજરાતી વાંચનારાઓના ફાયદા સારૂ કીધીછે. હમોએ પકો ઠેરાવ કીધોછે કે ગુજરાતીમાં પ્રગટ થતાં શબ્દલાં પુસ્તકો ઉપર બારીકીથી નજર રાખી તેઓ કેહવી ખુબી યા ખામીઓ ધરાવેછે તે વાંચનારને બતાવવું, અને કચરા જેવાં ચોપડીઓ ખરીદી પોલા અને અંજાણ્યા શકેલા ઠગાય નહિ તે માટે તેઓને ચેતાવી ખાહુચેત રાખવા.

---

# વખતની ગતીમાં ઇશ્વરની સ્તુતી.

ઉગ્ર આંધલી ’ને મુંગી સીહા કરતુકી રાત !
પરાચીમી ઘેરમાં તન તારૂં દાત.
દેખાવાદે હસ્તી ને ખીલતી બામદાદ,
અને તેની મહોબતમાં દેલ મારૂં સાદ.

રંગીલી બામદાદ સુભ ચેહેર તારૂં
બોલાવ તારા બેટા ખુરશીદને બાહાર,
દીપ જેનાં નુરે કુલ ખુદરતનો રંગ,
નીહાલવા તે નુર મંદને ફુટે ઉમંગ.;

અયા નુરે નુરમંદ—ખુરશીદ નીકળતા !
ગગનની બુલંદીએ દીપાવ તું તખ્ત!
તે શક્તિ ને કીરતીની દીપક ને તાપ
યાદ કરતાં દુર થાય મનનો સંતાપ.

નમાર અય ખુરશીદ બુલંદ તારૂં સર!
પરાચીમના પેટમાં હુકે તારૂં ઘર,
કે નમતો જોઈ તુંને, હું નમન કરૂં,
તે નુરીની યાદમાં સ્મરણ કરૂં.

આવ અય આરામ ’ને સાનતીની રાત!
થયોછે તુંથી રોશન રોજ મહાત;
સરખામની મોહોત અને નીંદની દેખાડ
ગંભીર તે વિચાર સાથ આપ તેની યાદ.

નરગેશ

---

# ખુદરતના બાહારમાં ખુદાઈ વિચાર.

ક્યાંની લોહીનાં જરથોસ્તી બાલ !
ખુદાઈ ભજન ગાઈ બનો ખુસાલ.
નીહાલી ખુદરતનો ખીલતો બાહાર,
અહુરની શક્તિનો કરો વિચાર.

તલિસ્માને જમશીદના બુલંદ મીનાર !
પુરાતન હોનરના અમર ચીતાર !
જે હાથોએ તને બાંધ્યો હશે,
તેને સરજનાર કેવો હશે ! ;

સેતારાની ચાંદી માહાતાબ રોશન !
ખીલવ તુંજ આકાશી બોહોલો ચમન;
બાહાર કહાડ સેતારાની સેના તમામ,
દીપાવ તે બલવંતનો શેહેનશાહી દમામ.

અય નરમ છાતીના ધુજતા દરયાવ !
તછદે હવે એ સુરદાસ દેખાવ.
ભરતીનાં જોરા સાથે ગગન ગજાવ,
ગેબી તે શાહેબની શક્તિ દરસાવ.

અય સંગીન બાંધાના પાહાડો બુલંદ !
આકાશનાં પેટમાં પોહોચી અખંડ,
તે પરવરની સેવામાં રહો ઓસ્તવાર,
છે જેની મરજીપર સઉનો આધાર.

ખીણોનાં પતાલ પોહોંચેલાં તલ !
તમોબી હુંડો તે ઇશ્વર માહાબલ.
ઉનડાંનથી તેની ખુદરતનો ભેદ,
પામવાને રાખો હર પલ ઉમેદ.

તમો ઓ તિરતી ને જંગલ વેરાંન !
ધરો સદા તમ રબ ઉપર ધ્યાન,
દુન્યાંનાં ખાલી ઘોઘાટથી દુર
રહી, ’ને રહો તેની યાદમાં ચકચુર.

વસ્તીથી ભરપુર મુલકો આબાદ !
વગાડો તમ તેની કીરતિના નાદ,
કે તમો સાથ ઇનસાનો ધરી ઉમંગ,
દીપાવે તેની મહીમાનો રંગ.

દરાજ-દસ્ત દરખત ’ને રોપા નાજુક !
તમોબી ચાહોતા હોવ મેલવવા સુખ.
તો, તમારી ડાલીઓ ફેંકી ચોપાસ,
રાતો દીન સોધો તે ખાલેસ પરકાસ.

રંગીલાં, રસીલાં, શીરીન ફેલો !
સોભીતાં, નાજુક, ખીલતાં ફુલો !
કરોનાખો હેવાને ખુશબુથી તર,
કે ફેલાઈ તે ચોપાસ સોધે પરવર.

ઓ નાથવી ને મોટી દરીઆની માહી
માપો તમો તેના રાજની મોટાઈ.
ડુબી દરયાવના પેટ અંદર,
આકાશોના છાયામાં સોધો પરવર.

કોમળ કંઠનાં આ પંખી તમામ !
તમોબી લેઓ તે સાહેબનું નામ.
કે સાંભળી તે બન્દીના શીરીન અવાજ,
સુની, ’ને લાગે અધરમીને લાજ.

કબરસ્થાન, મસાન, 'ને દુખમાનાં ઠામ,
ગુજરેલાના તનના આખર મુકામ !
ગમગીર તમ દેખાવથી થતી અસર,
હમેશાગીના દુર તરફ ખેંચેછ નજર.

મોહોતના ફીરેસ્તાની પાખનો ફફરાત
સંભલાતાજ દીલમા લાગે ધભરાત
માથા તછ કાયાને કરતા સરન,
જતો જીવ માગેછ તેથીજ રક્ષન.

જનુનથી ફુકતા તુફાની પવન !
તે ગેબીને સોધવા બાહાર આવ તુ પણ,
પલીદીને વીખરી, 'ને નાબુદ કરી,
સોધ તે અસીઓને ઊમગ ધરી

વરસાદની કમાન બતાવ મરોર !
કે નાચતા થાય તુને જોઈ રગીલા મોર
જે કારીગરે તને રગી સુદર,
તેની દરઘાહમા સઊ ફેંકે નજર.

વીજલીના ચમકાત સાથ ગાજતા મેગરાજ,
ગવીચ્ચી 'ને બદી ધોઈ કર તારાજ,
કે બાહારાનના બાહારમા કરી જરાન,
કુદરત તેની ખીલતી જોઈ થઈએ મધન,

અય શીરાજી સરાબના સીસા રંગીન !
બનાવ તું દુન્યાને બેહેસ્તને બરીન,
કે યજદાની યાદમાં નોશ કરતા જામ,
ગમગીન દીલનેબી મલે આરામ.

ફેરવ અય હોમી તું ચશમે નરગીશ !
તે નુરની સોધમા હમીશે હમીશ;
સ્થીર તારી જીભબીને તેછ બનાવ,
મધુર સૌની મોહોબતના રાગો બનાવ.

નરગેશ.

---

# વાસ વગરનાં એક ફુલને વિષે.

ધારન તું એ કીધુછ સોહામણું બદન,
પણ ધરાવતુ નથી તું તેમાં સુગંધ;
કીધોછે તે ખાલી ભપકો ને ઠાઠ,
પણ જોઈતો જે ગુણ તેમા છે તું પછાત:
સુગંધ છે ફુલોનો મોહનો સંગાર,
તે વગર તું માહરો બેએ ન પ્યાર.

આ તોહરી પાસેનું ઉગેલુ ગુલ,
છે દેખાવે સાદુ ને રગોથી ફુર;
નથી તેનો જોકે કંઈ ઘાટ કે ઘટમ,
પણ ભરેલોછે તેમાં એવો સુગધ,
કે ખેંચેછે તે માહરું ધડ અને તન

જ. ન. પી.

# દાનાવોની દાનાઈ.

( મી૦ નગીનદાસ ફકીરભાઈના સી સંસાર ઊપી ઓગી રત્ન ઊપરથી. )

---

સત્ય વચન—નિરમલ પાણીની બરાબર કે જે સર્વને શુદ્ધ કરે,—પણ તેને કોઇ શુદ્ધ કરતુંજ નથી; તેવા સત્ય ભાષણને મુકી દઇને અસત્યને વલગી રેહેવુ—એ કેવી ધીક્કારની વાત ? ભુલ ચુકે પણ અસત્ય કદી બોલવુંજ નહી. "કરીયાતુ" દેખાવમાં સલીયાં જેવું, અને સ્વાદમાં કડવુ છે—પણ જવરનું હમેશાં નીકંદન કરેછે; તેમ સત્યપણુ હમેશાં સર્વ દુખનું નીકંદન કરેછે.

સંગત એ શમશેર સમાનછે;—કે જે શમશેરથી માંણસોનાં પ્રાંણ જાએછે, અને તેજ શમશેરથી માણસોના પ્રાંણ બચેછે; પણ જેમ વગર કવાએદથી વાપરેલી શમશેર પોતાનીજ દુશમન થઇ પડેછે, તેમ વગર પરીક્ષાએ કીધેલી સંગત કેવું ફલ આપશે તેની ખબર પડતી નથી.

સ્ત્રીઓને મુખ્ય સંગત જેમ પોતાના પતીનીજ રાખવાનીછે, તેમજ નીતીના પુસ્તકોની અને સુનીચારી સહીયેરોની પણ કરવાની છે. દુખની વેલા અને મનની મુઝવણ વેલા નીતીનાં પુસ્તકો અને સત સંગત જેવાં ઉપયોગી થઇ પડેછે તેવાં આ સંસારમાં બીજાં કોઇ પણ ઉપીયોગી થઇ પડતાં નથી.

ઘટીત અથવા અઘટીત સરવ વાતોનો ખોલાશો ખરી સંગતથી મલી શકેછે,—માટે સંગત કરવી તે વિદ્વાન અને સદગુણીનીજ કરવી.

જગતમા જેટલા અંધકારો, જેટલા કીરતીવંતો, અને જેટલા કુનરીઓ થઇ ગયાછે અને થાયછે—તે સરવે કરખાતની અને વીશેષ નિશાને સંગ દાખલ ગણેછે;

માટે નીધ્રાને પોતાને સ્વાધીન રાખતાં દરેક મનુષ્યોએ નીદ્રાને સ્વાધીન કદી થવું ન હી. નીગ માણુશને અત્યંત દ્રવ્ય મલવા છતાં તે પોતાના જાતી સ્વભાવ ઉપર ગયા વીના રહેતો નથી,–તેમ વીશેષ નીદ્રાવાલો માણુશ જોઇએ એવો શુખી હોય તોપણ તે પાછો દુખી થયા વીના રહેતો નથી.

જે સ્ત્રી સાસરામાં કે પીયેરમાં કોઇ પણ માણુશ સાથે વગર વીચારે બોલેછે અને વરતેછે, તે શામાં માણસની શાહેતા અને દયા પોતે કદી મેળવી શકતી નથી. કઠોર અને અવીચારપણે બોલવાથી જેટલુ દુખ, જેટલું અપમાન, અને જેટલુ પરાધીનપણું ભોગવવું પડેછે, તેટલું દુખ આ સંસારમાં બીજી કોઈ પણ સ્ત્રીને ભોગવવું પડતું નથી. વીચાર કરીને સુંદર અને મધુર બોલવાથી જેમ તારા મંડલમાં "ચંદ્ર" દીપી નીકલેછે તેમ તે માણુશ દીપી નીકલશે.

જો તહમને પીયેર તરફનુ, સાશરાં તરફનું, લોક તરફનું, વેરી તરફનું અને વાહાલા તરફનું, જોઇએ તે તરફનું દુખ હોય, તોપણ તે સમયે તહમારે ધીરજ અને હીમત રાખ્યા શીવાએ બીજો છુટકો નથી. સીદ્ધાંત કરી માનજો કે દુખનો છેડો શુખ અને શુખનો છેડો દુખછે.

જેમ શુરવીર માણુશ સતરૂના અતીબલને કોઇ પ્રકારે ગણકારતો નથી, તેમ ખરો હીમતવાળુ માણુશ વીક્રાલ સમાન વીપતીને કોઇ રીતે ગણકારતો નથી.

હે બાઇઓ! ઇશ્વરે અને તહમારા માતા પીતાએ નીરમાણ કરી આપેલો તહમારો પતી જોઇએ એવો અભણ હોય, જોઇએ એવો અપંગ હોય, જોઇએ એવો દુર્બુદ્ધીનો હોય; જોઇએ એવો કુલક્ષણી હોય, જોઇએ એવો વ્યભીચારી હોય, જોઇએ એવો ક્રોધમાઉ હોય અને જો ઇએ એવો કુરૂપ હોય, તોપણ તેજ તહમારો મુગટ, તેજ તહમારો શીણગાર, તેજ તમારી દોલત, તેજ તમારી સ્વરૂપ, તેજ તમારૂં સુખ અને તેજ તહમારૂં તન મન અને ધન તહમારે ખાત્રી પુરવક સમજવું.

જેને સ્વામીએ માંની તેને ઘેર માંની, ઘેરે માંની તેને લોકે માની, અને લોકે માંની તેને પરલોકે માની.

પતી પોતાની પત્નીની સલામતી માટે કેવાં કરજો, કેવા ખરચો, અને કેવાં શંકટો ભોગવેછે? ત્યારે જે સ્ત્રી પોતાના પતીની મરજી ઉપરાંત કાંમ કરેછે, પતીને પજવે છે, અને પતીની આગ્નાથી વીરૂધ રહેછે, તે સ્ત્રીને શું થોડો ધીટકાર? ખરેખર, તે સ્ત્રીનો ઇશ્વરને ત્યાં કોઇ પણ ભવે છુટકો થાએ એમ કદી પણ સમજવુંજ નહી.

જેમ લોહચુંબક લોખંડને વલગી રહેછે, તેમ દરેક સ્ત્રીઓએ પોતાના પતી તરફ આગ્નામાં, રીઝવવામાં અને શેવામાં વલગી રહેવું જોઇએ

આ સંસાર ત્યાગ કરી થઈ ગએલા સાધુજનો, સહેંકડો અને હજારો વરસ સુધી તપ કરી થઇ ગએલા તપસી લોકો, નવા નવા પંથો ઉભા કરીને હજારો માણુસ ઉપર સત્તા ભોગવેછે તે લોકો, ઇત્યાદી માહાત્માનીઓ અને માહા ભાગ્યશાલીઓ સર્વત્ર જેટલી સત્તા ભોગવી ગયાછે અને ભોગવેછે, તે કરતાં પણ પતીવરતા સ્ત્રી વીશેષ ભાગ્ય ભોગવેછે.

ઘરનાં કાંમનો અનુભવ લઇ રાખવો એ તો સ્ત્રીઓનો ધરમછે.

જેમ કોઇ પણ રાજાનાં રાજ્યમાં અગ્નાની પ્રધાન પ્રજાને અડચણ આપેછે, તેમ મુરખ સ્ત્રી ગેહેલા ગરભ સમયે સંભાલ ન રાખે તો પોતાની થનારી પ્રજાને પોતેજ અડચણ આપેછે. પછી તે પ્રજા દુરબલ, રોગીસ્ત, અને કદ્રુપી થાય તેમાં નવાઇ તે શું?

જેમ વગર ન્હાયેલાં માણુશનાં શરીર

ઉપર મેલ વધતો જાએછે, જેમ પડી રહેલાં લોખંડ ઉપર કાટ ચધતો જાએછે, તેમ જે માણશ આલશું થઇને પડી રહે છે તેનાં ઉપર વીપતીનો કાટ ચધતો જાએછે. એવા આલશું માણસની જગયાએ પથર પેદા થઓ હોત તો ધોબીઓને ધોવાને તે કેવો ઉપયોગી થઇ પડત ?

૦ જગતમાં સાહાસ ભરેલાં કામો થતાં અટકેછે તે આલશથીજ અટકેછે.

શાશરાંમાં સાસુ સસરા, દીયેર જેઠ, દેરાણી જેઠાની વીગેરે પોતાની અથવા તહમારી અસાતાને લીધે તહમને અથવા તહમારા માતા પીતાને ગાલોદે, ખાવા પીવા તરફથી અને વલી વસ્ત્રઅલંકાર વીગેરે તરફથી તહમને હેગનગતીઓ ભોગવાવે, તો પણ તે શમયે તહમારે અતીઅંત ગંભીરતા વાપરીને જેમ, પ્રાન જતી વખતે "ઓલીયું" અનહદ દુખ સહન કરેછે તેમ તહમારે શહન કરવુ, અને એ પ્રમાણે જો તમો સહન કરીને સરીરમાં આલશ ન રાખતાં કડવી જુબાંન નહિ રાખશો—તો તહમો ખાતરી પુરતક માણજો કે જે તહમને દુખ દેનારા તેજ તહમારી આધીનતામાં થઇ રહેશે.

---

## ઈનાંમનો સવાલ.

(સરેસતાઉ ઈનાંમ.)

(લખી મોકલનાર ભરૂચથી અ. દી. ઘાંધી.)

હું બાગ મધેનાં ઝાડ પરનું એક ફલ છું, મારો દેખાવ કઢંગો વાંકાચુકા પાશાલાલોછે, ને બાગ ઉપરનું ડીચકું મને ઝાડ પરથી તોડી લાવ્યા બાદ તમારા કામમાં આવતાં સુધી ઘણી વાર કાયમ રહેછે, પણ હવે મારી ઓળખ સાંભળો:—

હું મેવામાં ખપુછુ—હું સરદીમાં ગણાઉછું,
હું ગરમીમાં કામ આવું છું—હું કાપીને ખવાઉછું.
પણ કરડીને ખવાતું નથી.
હું નથી પપેનસ કે નથી કમલો,
હું નથી નારંગી કે નથી સનતરો.
હું નથી અનેનસ કે નથી પપાંઉ,
પણ ફ્રુટને મલતુંજ ફળ કહેવાઊં.
એ સાપ મારી ચામડીને ઠલીઆ છે એવા,
કે તે મનુશ્યને આપેચ એક કીમતી દવા.

---

### ગયા માસના સવાલનો જવાબ.

ધારો કે સોહરાબને એ=મહપો, ત્યારે ખરજોરને ૨૪૦—એ મલશે. હવે એ ÷૪ સોહરાબના હીશાનો ભાગ અને ૨૪૦ એ÷૧૦ ખરજોરનો ભાગ, અને એ બેઉ ઉમેરતાં ફરાંમરોજના ૩૬ રૂપીઆ થાય. હવે એ ÷૪ + ૨૪૦ એ ÷૧૦=૩૬; ૨)૪/૨, ૪૦/૨=૨૦; ૫ એ +૪૮૦—૨ એ=૭૨૦; ૫ એ—૨ એ=૩ એ, ૩ એ=૨૪૦ તો ૧ એ બરાબર ૮૦, ૨૪૦—૮૦ =૧૬૦, માટે સોહરાબના ૮૦ ને ખરજોરના ૧૬૦

સોહરાબનો ૮૦—૮૦÷૪=૬૦
ખરજોરને ૧૬૦—૧૬૦÷૧૦=૧૪૪
ફરામરોજને સોહરાબનામાંથી
૨૦ + ખરજોરનામાંથી ૧૬=૩૬

ઈનામ મેલવનાર મીο શરીફભાઈ મનજી તેનેવહી ટીકીટ મોકલી મંગાવી લેવું.

---

### ખરા જવાબ મોકલનારાઓના નાંમ.

મીο એમ. એચ. જાગીરજી.
મીο દીનશા સોરાબજી દલાલ.
મીο હાજી રામજી.
મીο કરમાલી મહમદ.
મીο હોમી.
મીο શરીફભાઈ મનજી (કલકતાથી.)

---

### લખી મોકલનારાઓને ખબર.

P. C Cama—તમારી રમુજે કુરસદ હમો જુવતા નહી હોઇએ તો ૧૮૯૯—૧૦ માં સૌ બોધ ચોપાન્યામાં આવી ગઇછે, માટે દાખલ કરી શકતા નથી.

અ દી ગાધી—(ભરૂચથી) તમારું લખાણ મલ્યુ છે, તે ઉપર ધ્યાન આપશું.

---

ધોબીતલાવ—નંબર ૮૭૨ વાલાં પેરમાં,
મુંબઈ'વર્તમાન'છાપખાનામાં મનચેરજી હોરમસજી જાગોસે છાપ્યું છે.



# વિદ્યામિત્ર.

પુસ્તક ૮ મું. સપ્ટેમ્બર ૧૮૮૧. અંક ૯ મો.

## ખંડાલાના ઘાટ પરથી જોયેલો દેખાવ.

કુદરતનો દેખાવ કેવો અતી આનંદ પમાડેછે? જ્યાં ઇશ્વરી લીલા વ્યાપી રહીછે ત્યાં શોકાતુર પુરૂષનું મન કેવું થંભેછે? એવા દેખાવો જ્ઞાનીને કેટલા બધા પસંદ છે? હરીયાલા ડુંગરા કે લીલોતરીવાલી તલેટીઓ આપણી આંખને કેવી ઠંડક આપેછે? ઝાડોપરના શોરબકોર કરતાં પ-ક્ષીઓ એવી એકાંત ને શાંત જગામાં કેવા એક મિત્રની ગરજ સારેછે? જેમ જડી બુટીના ઓષધો રોગીષ્ટ શરીરના ઉપાયછે તેમ આવી સુંદર ઇશ્વરી લીલા કેવી મનની વેદના વિસરાવેછે? કુદરતના રમણીય દેખાવો જ્ઞાનીને મોહડે કેવી વાહવા પોકરાવેછે? કુદરતનો દરેક દેખાવ માણસ જાતને કેટલો બધો બોધ આપેછે? ઉંચા ડુંગરાપરથી પડતો દરેક ધોધનો કે ખી-ણમાંથી વેહેતો દરેક પ્રવાહ આપણી જીં-દગીને માટે કેવો અસરકારક બોધ કરેછે? હા! એવો આનંદકારક શાંત દેખાવ એક નાસ્તિકને પણ ઇશ્વરના માર્ગપર લાવવાને કેવા ધર્મી બનાવવાને કેવો પુરતો છે? કુદ-રતનો કેવો અખુટ ખજાણો જંગલો ને પાહાડોમાં ભરેલોછે? અને એવી ખુબસુ-રત જગામાં જે પુરૂષ ઇશ્વરી લીલાનો અ-ભ્યાસ કરતો નથી કીંવા ઇશ્વરને તેના ઉત્તમ કૃત્યો જોઇને સંભારતો નથી, તે પુરૂષને કૃતઘ્નની ઉપમા કેવી બંધ બેસતી આવેછે.

એક સહવારે મારા મિત્રો સાથે ફરતાં ફરતાં ખંડાલા ઘાટની એક ઉંચી ટોંચપર હું ચઢયો. હા કેવો રમણિય દેખાવ? આ કેવો ઇશ્વરનો પ્રસાદ! કોઇ દોઢચતુરો કહેછે કે કુદરત ખાલી જવા આવીછે પણ તેઓને આ ટોંચપર ઉભા રાખો ને પછી તેઓ શું કહેછે તે સાંભળો. અરે કેવી નાના પ્રકારની આકૃતીઓ! કેવા તરેહ તરેહના રંગો! અને તેમનો કેવો સ્વભાવીક મેલ! હા! એ સુંદર દેખાવથી મારી આંખો ઠરી રહીછે; સ્વચ્છ તથા શક્તિદાયક હવાથી મારા મનને વિશ્રાંતી વલીછે, અને જ્યાં જોઉ ત્યાં લીલાછમ ડુંગરા ને રમ-ણિય ખીણો તથા રૂપેરી વાદળાં ને હવથી ચકચકીત વૃક્ષો નજરે પડેછે. દ્રષ્ટીમર્યાદા પર ડુંગરાઓની કેવી હાર બંધાઇછે? જેની કઠણમાંથી સૂર્યનારાયણ હલવે હલવે પો-તાનો રથ ચલાવતા નિકલેછે. સહવારનાં સૂર્યના મનોહર કિરણો દરેક દેખાવને કેવા ચકચકીત બનાવેછે! તથા તેના રંગ રૂપ-માં કેવો ફેરફાર કરી દેખાડેછે?

એક દૂરની ધુમ્મસવાલી ખીણ જ્યાં સૂર્યોદય પેહેલાં કશું દેખાતું નહિ ત્યાંથી

હવે વાદલાના ગોટા એક પછી એક આકાશ તરફ જતા માલમ પડેછે. સૂર્યના તડકામા તેમનો દેખાવ સમુદ્રના રૂપેરી મોજા સરખો લાગેછે. હા! તે આખી ખીણ તે વા રૂપેરી ગોટાનાજ પ્રવાહથી જાણે ભરાઈ ગઇછે જેના મોજા કશા અટકાવ વિના એક પછી એક ગમડતાજ જાયછે. જેમ સૂર્યના પ્રકાશે તેમને રૂપેરી બનાવ્યાછે તેમજ મનુષ્યોના સદાચરણ સામાન્ય કૃત્યોને સીંગારેછે. પણ મારી સામણે શું જોવુંછઉં? એક ડુંગરો જેની ટોચ એક ગરડતી ચાચ જેવી વાકી છે ને જેની આકૃતી કોઇ કોઇ મનુષ્યની વાસ લેવાની ઇંદ્રિને મળતી આવે છે તેનું નામ 'ડ્યુક્સ નોઝ'' Duke's Nose છે. તે મોહા શૂરવીર ડ્યુક આફ વેલીંગટન ના નાકને તેમજ નામને અમર કરેછે. પ્રાક્રમી પુરૂષોનુ સ્મરણ તરેહવાર આકારોમા કીધામા આવે છે. તેમની યાદ જંગલો ને પાહાડોમા રેહી જાયછે. જેમ દેવતાઓના ચોકમ્ અન્યોને પુંજ્ય ગણ્યાછે તેમ આ પ્રખ્યાત જોધાના નામનું સ્મરણ રહી જવાનું. બુધનો પ્રખ્યાત દાત તો થોડાજ કાળ સચવાઇ રેહેશે પરંતુ "ડ્યુક્સ નોઝ" તો જ્યાં સુધી તે ડુંગર અચળ છે ત્યા સુધી અમર રેહશે મનુષ્ય માત્ર મરણાધીનછે પરંતુ પરાક્રમ તેને અમર કરેછે.

તે ડુંગરીની તથા મારી વચ્ચે એક પલટુપ ખીણ નજરે પડેછે તે ખીણમા એક નાનું ગામડું છે જેનો દેખાવ એક સુંદર ચિત્ર સરખો લાગેછે. તેની નાની ઝુંડીઓ નાના નાના વૃક્ષો તથા ઢોર વગેરે પ્રાણીઓ એટલી બધી ઊચાઇથી માત્ર એક સુંદર ચિત્ર જોતા રમકડાં એના અનનુમા દેખાયછે. હા! એ દેખાવ જાણે ઉડીને આખે વળગેછે? જેમ ઉંડુ તેમ દેખાવ વધારે સુંદર એ કુદરતનો નિયમજછે. આ જોઇને મને એક ઇંગ્રેજ કવિના નિચલા શબ્દો સાભરી આવેછે "It is distance that lends enchantment to the view."

"દૂરથી ડુંગરા રળીયામણા" એ ખરી કેહેવતછે. જેમ એ કેહેવત કુદરતી દેખાવોમા ખરી પડેછે તેમ તે મનુષ્યોના મંડલમાં પણ બરાબર લાગુ પડેછે. સઘલા મનુષ્યો દૂરથી સારાં માલમ પડેછે પણ જે મજેમ સંબંધ નિકટ થતો જાયછે તેમ તેમ નવી નવી ખોડ ખાપણો વગેરે જણાઇ આવેછે.

પણ જો કે તેથી સઘલો દેખાવ નાનો લાગતો હતો, તો પણ ઢોરોના ગળામા બાધેલા ઘંટનો સાદ જેવોને તેવોજ આવતો. વળી કોઇ ગામડયો પ્રભાતીયું ગાતો તેનો મિઠો સ્વર મારા કાનને રીઝવતો. તેનો શબ્દ દરેક સ્પષ્ટ સંભળાતો વલી એક ખુણામાથી કુતરાના ભોંસવાનો સાદ સંભળાતો, જો કે તે કુતરો મને તદન દેખાતો નહિ. કોઇ વેલા એવા અવાજો ભેળમેલ કાને પડતા પણ તે કઠોર લાગવાને બદલે વધારે આનંદ પમાડતા. આ વેલા કવિ ગોલ્ડસ્મીથની નિચલી લીટીઓ મને યાદ આવી.

Sweet was the sound when oft at evening's close,
Up yonder hill the village murmur rose.

ખરે એવા ભેળમેલ અવાજો કાનને બહુ મધુર લાગેછે. હા! પેલું શું દેખાવ છે? દૂરના ડુંગરાઓમા આગ્નીરથ માટે કોરેલા બુગડાઓછે. મનુષ્યની કળા પાહાડોના પેટા પણ ફોડી શકેછે! જેમ એક સરપ ઝડપમાં પેટે ચાલીને પોતાના દરમા ભરાઈ જાયછે તેમ તે આગ્નીરથ વેગે વહીને બુગડામા પેશી જાય છે. એ પણ આ વખતનો ચમત્કારછે. પણતે ડુંગરાઓ, વચ્ચની ખીણ ઉપર કેવા ઊંચા ને સાકડા સેત બાંધ્યામા આવ્યા છે? તેની ઉપરથી

તે આગગીરથ કેવી લપગી જાયછે ? જાણે ફુગનમાં વર્ણવેલો અલસીગતનો પૂલ ઊંડા માંહડાં નર્કકુંદનાં મથાલાંપર આવી રહે લોછે. અરે આ કાલની બલીહારી છે ! પણ જે ખીણપર તે પૂલ નાખેલોછે તે દૂરથી કેટલી ભયંકર દેખાયછે ? કેટલાં દરામણા કોનરો તેને ટલીએ કુદ્રતથીજ દોગયલાં હશે ? કેટલાં ફાડી ખાનારા વિકરાલ પંશુઓ દીવસે પોતાનું રેહેઠાણ કરી તેમાં પડેલાં હશે. ને ભયાનક ખીણ, જાને ભુકંપના કોરથી ધરતી માતા મ્હો વકાસીને પડી હોય એવી લાગેછે. તે સાંકડી ને અંધારીખીણને એક નાકે એક નિચો ડુંગરો આવી રેહયોછે તે જાણે એક શંકુને અધવચે સપાટ કાપી નાખ્યો હોય એવો દેખાયછે, કીંવા કુદ્રતે ડુંગરાઓની વચે ખાનપાનની એક વિશાલ મેજ ઉભી કીધી હોય એવો જણાય છે.

કેવા રમણિય દેખાવો ! તાજાપાકથી શોભતી લીલી કુંજાર જેવી ખીણો, સૂર્ય કિરણોમાં સ્નાન કરતા ડુંગરાઓની ચકચકીત ટોંચો, પ્રવાહી રૂપાંના સર્પાકાર નાલાં, નિર્મલ પાણીના ગર્જનાક ધોધવા, છેટેથી દેખાતાં પરમસુંદર ગાંમડાં ને જંગલો તયાં રૂપેરી વાદલાંના આકાશ ભણી જતા ગોટા ના ગોટાઓ કોઇ પણ પુરૂષને કવિ કે ચિતારો બનાવવાને પુરતાં છે. ડુંઘામાં, જેમ ભવીષ્યની મોજ તથા સુખના તુરંગો આપણી મન-કલ્પનાને રીઝવે છે તેમ આ વિશાલ ને લલીત દેખાવ ગમે એવી કંટાલેલી આંખોને આનંદમય કરે છે.

---

## જુદાઈ.

(શેખ સાઅદી ઉપરથી).

જુદાઈ જે આપે સલેહની નમઈ,
ને બેહતરછે ફગતાંને પેલી ગમઈ.
જે ઊઠાવે દિલનો ને કીનો લડઈ.

જ. ન. પી.

## માહરી માશુક.

---

અંધારી રાતે હું જાગ્રી ઉઠું છ,
વિચાર તાહરો કરવા ઓ માશુક માહરી !
પવન જયારે ધીમેથી બારીની માહે
સરકતો હોયછ, ને તારાઓ બાહાર,
ગુલમોહરનાં ઝાડોમાં ધ્રુજતા દિસેછ.

મલસકું થતાં હું આશાની માહે,
મેલાપ તાહરો કરવા ઓ માશુક માહરી !
બારીથી સામેનાં ઝાડોમાં જોઊંછ,
કે તેઓની ડાહલીમાં તાહરો આકાર,
ઘાસોમાં સરકતો આવેછ કે નહિ.

બપોરે સુરજ મધ્યાનમાં આવી,
પેવસ થતી ગરમીથી ધરતીનું દિલ
બલતું કરેછ; પણ બલતુ જે અહિં,
અનદીઠ આગે જીગરમાં ઝમકતુંછે,
બલતાછે તે આગસ ધરનીના રદ.

ખબા તાહરાં નાગાંપરં જુહમાતા બાલ—
ની કિંમત નથી; તુંજ પોહલા કપાલ—
પર મોતી ને માણુકના કિંમતી જડાવ—
ની શી છે અગત ? શીંગાર વગર,
તું શોભેછ એવી કે શીગારછે રદ.

દરેક તાહરા બાલોના શોભીતા વલ—
માં મોતીઓ પાઉં, પણ મોતી વગર
શોભા આપે તે, તેવી શોભા અમુલ
તે આપવાના નહિ, તે શોનેરી તાર—
પર રુચિ રમે, એજ મોહતો સમાર.

વાવું તાહરી કાંડીપર સુન્નેરી વીંટ ?
અબધડી નિકલ એ ઘાટકી વિચાર !
શું આંદેખું સુન્દ ને સોહામણો બાગ
ઢોકીને માહરેથી તેનો શોભા
અનદીઠ કરે ?—ના નહિ બને.

તે દાહડે તું ગાતીતી ઘાસોમાં ગીત;
સરોવરની છાતીપર થઈ તે પસાર
આવ્યું માહરે કાણ; તે મિઠો હલક
ધ્રુજેછ માહરા કાણોમાં અત્યાર તલક;
છે કાણોને તે જેવું સુબાનને મધ.

પવિત્ર છે થયલું આ સામેનું ઘાસ,
કારણ તાહરા નાજુક ને સોહામણા પગ
પડયાછે ત્યાંહ; ફુલમાં ગરક
સુખી થઈને ઊભીછ તે ગુલમોહરી ડાહલ,
જે સાથે કાલે તું અથડીને ગઈ.

જ. ન.

# ધી નેશનલ ઇનદીઅન એસોશીએશન.



હિંદુસ્તાનનાં કલ્યાણ અર્થે પરમારથી બાનુ મીશ કારપેનતરે લાંમબો વખત થયો જે મંડલ ઊભું કીધુંછે તેને વખત જતાં વધારે મજબુતી સાથ જડયાલી અનેક પ્રકારનાં લાભકારી ફલો આપતુ જોઇ હમુને ઘણી ખુશાલી ઉપજેછે. હમો લાંમબો વખત થયો એ અગતનાં ખાતાં માટે હમારી તરફથી કાંઇક નોંદેશ શુચના કરનાર હતા પણ જમાની કોતાઇને લીધે અત્યાર વલગ હમુને ચોબવાની ફરજ પડીછે. હાલ એ ખાતાંના અતરેના ઘુનઘી સેક્રેતરી મી૦ કાવશજી મેરવાંનજી શરાફની કૃપાથી હમુને ૧૮૮૦ નાં શાલનો એ ખાતાંનો રીપોર્ત મલ્યો છે અને એ ઉપરથી જણાવાને ખુશાલી ઉપજેછે કે જે મતલબથી એ ખાતુ ઉભું કરવામા આવ્યુંછે તે મતલબો ઘણીખરી અર્વે પાર પડતી જાયછે.

એ ખાતાંનો મુલ હેતુ આ પ્રમાણે છે ;—હિંદુસ્તાનને લગતું ખરૂં જ્ઞાન ઇંગલંડમાં દાખલ કરવું અને તેથી કરી હિંદી પ્રજાનાં કલ્યાંણમાં ઇંગ્રેજો ભાગ લીએ એમ કરવું, હિંદી પ્રજાની કેલવણી અને તેમના શનશારી શુધારામાં મદદ કરવી, અને ઇંગલંડ તથા હિંદુસ્તાન વચેનાં ભલાઇ અને મિત્રાઇનાં નાતાંને મજબુત કરવું. આ રીતનાં પ્રથમ હેતુને અમલમાં લાવવાનાં ઉપાવ તરીકે ૧ લું એ ઠરાવવામાં આવ્યુંછે કે જેબી દશીઓ ઇંગલાંડ જાએ તેમણે ત્યાંનાં નામીચા ઇંગ્રેજો સાથ મેલવવા, શારે શારે ઠેકાંણે તેમની ઓલખાંણ કરાવવી, જાહેર ખાતાંઓમાં તેમણે ફરવવા અને તેમણાં અભ્યાશને લગતી ખબર અંતરથી તેમને વાકેફ કરવા. ૨ જું—ઇંગ્રેજો અને દશીઓ પાશ હિંદુસ્તાનને લગતી બાબદો ઉપર ભાષણો અપાવવાં. ૩ જું—હિંદુસ્તાનથી જેવો શિક્ષકનું કાંમ શિખવાને ઇંગલાંડ જાએ તેવા ઉપર દેખરેખ રાખવી અને હિંદુસ્તાનને માટે આબરૂદાર શિક્ષકો ચુંટી કાઢવા. ૪ થું—સ્ત્રી કેલવણીને આગલ વધારવા ખાતર 'સ્કોલરશીપ' આપતી કરવી. અને હિંદુસ્તાનની કેલવણી તથા પ્રમારથી ખાતાંઓને નાણાંની, પુશતક શાલાઓને ચોપડીની, અને નિશાલોને ઇનામો આપવાની મદદ કરવી. ૫ મું—દર માશે હિંદુસ્તાનનાં શનશારી શુધારાને લગતી દશીઓ અને ઇંગ્રેજોને હાથે લખાયલી બાબદોનું એક ચોપાંન્યું ચલાવવું. ૬ થું—દર વર્ષમાં લણવાર શભાશદોનો સનશારી મેલાવડો કરવો.

છેલા રીપોર્ત ઉપરથી આ મુખ્લો હેતુ ઘણો ખરો અમલમાં આવેલો લાગેછે. ગયા શાલનાં બે માશમાં મી૦ પ્રાતે એજ ખાતાં તરફથી "હિંદુસ્તાનનાં કેલવાએલા દશીઓ વેનાર અને જાતી ઉદ્યોગને બદલે શરકારી નોકરી ઉપર શા કારણશર તલપી રહેછે" તે ઉપર એક નીબંધ વાંચ્યો હતો. મી૦ શઇઅદ હુશને "હિંદુસ્તાનની મુશલમીન અબલાઓની શનશારી સ્થીતિ" ઉપર જુલાઇ માશમાં પોતાનાં વિચારો વાંચી શમજાવ્યા હતા. આપણાં માજી હાકમ મર રીચર્દ તેમપલે "હિંદુસ્તાનનાં દશીઓ ઉપર પશ્ચિમ તરફની કેલવણીની અસર" ઉપર પોતાના વિચારો કહી શમજાવ્યા હતા. અને એ રીતે જો કે હિંદુશતાનની બાબદો ઉપર ત્રણ ભાષણો અપાયાં હતાં પણ તે હમારા ધારવા પ્રમાણે પુરતાં નહિ હતાં.

ઉપર જણાવ્યા મુજબ ગયા વર્ષમાં ૧૪ મી જાનેવારી, ૨૭ મી એપ્રીલ, અને ૨૫ મી નવેમબરે ત્રણ વખતશારી મેલાવડા કરવામાં આવ્યા હતા અને તે વેલાએ શારી શંખ્યા ભેગી મલી હતી એમ જાણી હમે ખુશી છિએ પણ એટલા ઉપર હમો શંતોષ પાંમી શકતા નથી. હિંદુસ્તાનનાં વિદ્યાર્થીઓને ગએ શાલ "વીંટશર" "ઇ-સ્ટર" અને સેંતપોલના દેવલ તરફ ઇંગ્રે-જો ભેગા ફરવી લાવવામાં આવ્યા હતા તે એક શરવેથી વધારે અગતનું કામ હમે ધારએ છિએ કેમકે આ રીતની લામબી મુશાફરી અને આખા દિવસનાં અરશામાં દેશીઓને ઇંગ્રેજો શાથ મેલાવાની ઘણી શારી તક મલી હશે.

સ્ત્રી કેલવણીનાં કાંમને મદદ કરવાના હેતુથી આપતી કાયિલી "સ્કોલરશીપો" ચાલુ રહેલી જોઇ હમુને ખુશાલી ઉપજે છે. મેરી કારપેનતરની પાંચ "શકોલરશીપ" માટે મુંબઇની મરાથી અને ગુજરાતી નીશાલો મધેથી ૮૧ છોકરીઓ પરી-ક્ષા આપવાને હાજર થઇ હતી અને તે મધેથી ત્રણ ગુજરાતી નીશાલની છોકરીઓ ફતેહમંદ નીવડી હતી. કમીતીને જણાવ્યા-ની ખુશાલી ઉપજેછે કે ચાલુ શાલની એ સ્કોલરશીપનો ખરચ મુંબઇનો શાખા પુરો પાડી શકશે.

ગએ વરશ હીંદુશતાનની ઘણીક જ-ગાઓ ઊપર આપેલાં પુસ્તક ખાનાંઓને એ ખાતાં તરફથી પુસ્તકો અને બીજી વરેહવાર શોગાતો થએલી રીપોર્તમાં જ-ણાવીછે પણ તે બશ નથી. પ્રજાની જા-ણને માટે તે શરવે શોગાતો વીગતવાર રીતે જણાવી હતે તો એ અગતનાં ઉપી-યોગીપણાંનો શારો ખ્યાલ આવી શકતે. એક દેશી ચોવાન્યાંને પીકચરો શારૂં કાંઇ ગોઠવણ કરી આપેલી જાણી હમે દેશી છાપાને,કલા કોશલમાં આગલ વધ-તો જોવાને ઇનતેજાર હોવાથી ખુશી બતાવીએ છિએ, પણ તે ભાયગશાલી ચોપાંન્યાંનું નામ અને તેને થએલી મદદ ખોલી રીતે જણાવવી હતી. અમુને ભય છે કે તે મદદ ભરતાંમાં ભરવા જેવી રીતે અપાઇ હશે. હમુને ઉમેદ છે કે આ કિસ-મની મદદ દર શાલ ચાલુ રહેશે અને તે પુરતી જોશનેજો અને તપાશ પછીજ લાયક ઠેકાંણે કરવામાં આવશે.

આ મુજબ આ ખાતાંને લગતા ઇંગ-લંડ ખાતેના હેવાલ પછી, મધરાજ, બેં-ગોલ અને મુંબઇ ખાતેની શાખાઓને લગતું કામકાજ ટુંકમાં બતાવ્યુંછે. જે મધે મુંબઇને લગતું એટલુંજ છે કે આપ-ણા હાલનાં હાકેમ શર જેમ્સ ફરગુશન અતરેનો શાખાના મુરબ્બી થયાછે. ઉપર જણાવ્યા મુજબ આ શાલ એ શાખા છોક-રીઓની સ્કોલરશીપનો ખરચ પોતાને માથે રાખ્યોછે જે આગલ ઇંગલંડથી મ-લતો હતો. મર મંગલદાશ નથુભાઇને ત્યાં એક વખતશારી મેલાવડો થયો હતો અને એ શાખાનાં ધુંમી સેક્રેટરી મી૦ કા૦ મે૦ શરાફ એ ખાતાનાં શંબંધમાં અતીઘણી મેહેનત કરેછે અને હિંદુસ્તાં-નનાં કોઈ પણ ભાગ કરતાં મુંબઇમાં એ ખાતાંના શભાશદોની શંખ્યા અતી ઘણી વધારેછે.

મધરાજ અને બેંગોલ તરફ નજર પુ-ગાડવાની હાલ હમારી પાશ જગા નથી માટે ટુંકમાં એટલુંજ જણાવ્યે છિએ કે ત્યાં પણ ઉપર મુજબની કોશેશો ચાલુજ છે અને તેમનાં ચાલુ લાભ દર વેલા વધ્યા જશે એવી હમુને વકીછે. હમે એ શરવે કાંમ પશંદ રાખ્યે છીએ, અને હમારા દાનેશમંદ વાંચનારાઓને આ ભલી ભલાઇનાં કાંમ તરફ ખરી દીલશોજીથી મદદ કરવાની ભલાંમણ કરીએ છિએ. પણ છેલે આપણા ધુંપી સેક્રેટરી મી૦

શરાફની મારફતે એ ખાતાંનાં લાગતા વળગતાઓનાં ધ્યાંન ઉપર એટલી બીનાં લાવવા માંગીએ છીએ કે જેમ બને તેમ ઇંગલંડનીજ માફક અતરે પણ દેશીઓ રાજ કરતી કોમ સાથ સનસારી મેળાવડામા વધારે અને વધારે ભેળાએ એવી તજવીજ કરવી. હમે જો ભુલતા ન હોઇએ તો મીસ મેરી કારપેનતરનો આ ખાતું સ્થાપવાનો મુળ હેતુ એટલાં-માંજ આવી રેહેલો જોઇએ. આજે આપણ સ્ત્રી કેળવણીની કદર પીછાણવાને પુરતા સામર્થવાંન થયા છિએ અને તેથી કદાચ એ ખાતાં તરફની થોડી-ઘણી મદદ બંધ પડશે તોપણ સ્ત્રી કેળ-વણીનું કાંમ કાંઇ અતકી પડનાર નથી. પણ જો એ ખાતું એકાએક બંધ પડીશું તો દેશીઓનો ઇંગ્રેજો સાથનો સંબંધ જરૂર કરીને હાલના જેટલો પણ રહી શકશે નહિ. માટે હમારી મુળ ભલામણ એછે કે જેમ બને તેમ બેઉ તરફ વાળાઓને એકઠા મેળાવાની નવી નવી તક ઉતપણ કરવી. અને તે કારણસર બનતી સગવડ કરી આપવી. વર્ષમાં એક બે વાર નહિ પણ સરવે ઇલાકાઓમાં. દર અઠવાડીએ અને પખવાડીએ એવી કિસમના ભેગા મેળાવડાઓ કરવા ઘટેછે. અને તેમ કુતે મંદી સાથ કરવા માટે દર એક ઇલાકાની શાખાઓ માટે દરએક કોમ તરફનો એકેકો માનસુચક સેક્રેટરી નેમાવો જોઇએ જેને પોતાની કોમમાં વગ લગાડી પુરતા સભા-સદો મેળવી આવવા જોઇએ. હાલ આપણી શાખા માટે એક પારસી અને એક હિંદુ સેક્રેટરીછે પણ તે હમારા વિચાર પ્રમાણે બસ નથી, તેમધે એક મુસલમીન અને એક ઇંગ્રેજની હાજરી વગર મુળ હેતુ કદી પણ પાર પડનાર નથી. ઉપલા બેઉ સેક્રેટરીઓ મેહેનતુ અને ચાલાકછે. તેઓએ પુરતી કેળવણી લીધીછે, તેમણે પોતાના કાંમ પાછળ મંડવાની ઉલટ અને ઉમંગછે. એમ સરવે ખરૂં હોવા છતાં ઇં-ગ્રેજોમાં તેવો જેવો જોઇએ તેવો વગ ચલાવી શકે તેવા નથી. તેવોએ પોતાની સંઘમાં કોઇ વગ વાળા ઇંગ્રેજને લેવો ઘટેછે. ત્યારેજ તેવો મંડળીનો મુળ હેતુ પાર પાડવાને એટલા ફતેમંદ થઇ પડશે કે કદાચ દેશીઓ ઇંગ્રેજોની વોલન-ચ્યર પલતનમાં દાખલ થઇ શકશે, કદાચ તેવો સામે એખલપેટા ઇંગ્રેજોનાં જીમખાનાનાં અને તેમણા સ્વીમીંગ બાથના દરવાજા ખોલા થશે—અને તે સર્વેને માટે આપણે ધી નેશનલ ઇનડીઅન એસો-શીએશન અને તેના પરમારથી કારોબા-રીઓના ઉપકારી થઇ પડશું. કેળવાએલા દેશીઓ એવા અભ્લાશને માટે તલસી રહેલાછે અને સમજુ ઇંગ્રેજોનો પણ આપણામાં કાંઇ તોતો હોએ એમ હમે માનતા નથી. જુદાં જુદાં કાંમો ઉપર વેહેચાઇ જવાને બદલે ફકત રાજ કરતી કોમ સાથ દેશીઓને જોડી નાખવાનું એકજ કાંમ એટલું મોતેબર અને મુશ્કેલછે કે તે ઉપરજ દરએક કારોબારીનું સદનતર ધ્યાંન રોકાઇ રેહેવું ઘટેછે. અને એવાં કાંમમાં મેળવેલી ફતેહને હમો પાણીપતની ફતેહ કરતાં વધારે મોતેબર ધારીએ છિએ. જાતીભેદ અને અરસપરસની બેદિ-લીને જડમુળથી ઉખેડી નાંખવાનું એનાં જેવું મુસતકીમ અને સેહેલ કાંમ બીજું કોઇજ હશે. ઇંગ્રેજી સેહેનશાહાતની ખરી મજબુતી, આવી કીસમના અરસપરસનાં એક સંપમાં રેહેલી ઘટેછે. અને જો ખાતું એવા એકસંપ વધારવામાં ફાવી શકશે તો સેહેનશાહતને માથે એક આશી-ર્વાદ થઇ પડશે.

# "વિદ્યા મિત્ર મંડલ" માટે એક ઉમેદવાર.

"Love not to talk, love not to boast,
Grief comes to him who brags the most."

---

મેહેરબાંન શેઠ મુગાકાકા,

તમારાં અતી ઘણાં વખાણાયલાં "વિદ્યા મિત્ર મંડલ" નો હેવાલ વાંચી શેવકની અધીરાઈ પાર વિનાની થઈ પડી છે. જેમ આપણાં કીચાંની પાદશાહો પોતાની ગરીબ પ્રજા ઉપર કાંઇ દુખ આવી પડતું અથવા પોતાને માથે કોઇ જબરદસ્ત દુશમન ચહડી આવતો તે વેલાએ તેમનો નીકાલ લાવવા ખાતર ઊંગ અને ભુખ તજી દેવાના કશમ લેતા તે પ્રમાણે જે દિવસથી મેં તમારા મંડલનો હેવાલ વાંચ્યોછે તે દિવસથી, તે મધે દાખલ થવાની ઇનતેજારીમાં મુજની તમાંમ ભુખ અને ઊંગ આકાશવાશી થઇ પડીછે.

તમારાં "મંડલના" નામીઆ શભાશદો નો હેવાલ જેમ તમે દર્શાવ્યો છે તેમ હું મારો હેવાલ લખી મોકલવાની રજા લેઉ છું જે ઉપરથી તમુને બે લાભ થશે, એક તો એ કે તમુને મારી તમામ લાયકી અને પરમારથપણાની પુરતી માહેતગારી મલશે, અને બીજું એ કે પાછલથી તમારા દાનેશમંદ વાંચનારાઓ માટે મારો હેવાલ લખવાની અગત રેહેશે નહિ.

હું શરશતી શ્રી મુંબઇનો પચાશ વર્ષની ઉમરનો તમારાજ જેવો વગર પરણેલો, દુન્યાઇ ડાહાપણમાં પુરવીણ અને બહુ ઓલખાણ પાલખાણ વાલો પ્રખ્યાત પારસી રેહેવાશી નામે ચકરગાહ ચકોલજી છું. અશલ હું એક ઘણા દયાલુ અને વાહાલા પીતાને હાથ બાદમાં ઉછરેલો હોવાથી અને તેવણે મારામાં કશી પણ ખાંમી જોવાને બદલે હર વેલા મારી ખુબીઓની બાબજ તારીફ કીધાથી આજે હું મને પોતાને નિશકલંક યાને કોઇબી બાબદમાં કશી પણ ખાંમી વિનાનો વિચારું છું, તોપણ લોકો મારે વિશે તેથી ઉલટુંજ માનેછે. હું શારીકાંનો શમજુછું કે આપવડાઇ શ્રસ્થપણાને છાજતી નથી, તો પણ તમુને મારા હેવાલમા કાંઇક તેવું જણાય તો તે ખાશીએત મારી પોતાની નહિ, પણ "મારા મેહેરબાન બાવા" તરફથી ઉતરેલી જાણી તમારા હંમેશના મોટા દિલથી દરગુજર કરજોજી.

મથાલે મુકેલી કેહેવત પ્રમાણે જે ધણી આપવડાઇ કરેછે તે પાછલથી પશતાય છે એ હું શારીકાની શમજુછું, પણ શું કરૂં ફકત એજ બાબદમા હું નાચારછું. અગરજો આપવડાઇ પોતાનીજ તારીફમા અતકતી હોએ તો હાલ મને જે પશ્ચાતાપ થાયછે તેથી અરધો પણ થતે નહી. પણ એ દુષ્ટ અવગુણની હદ પારકાની નીનદા શુધી વધી જાયછે. પોતાને આ દુન્યામાં ચહડતો બતાવાના શરવેથી શેહેજ બે રશતાછે. પારકાને ઊતારી પાડવાથી અથવાતો પોતાને મોહોડે પોતાને ચહડાવી મુકવાથી સરસાઇ મેલવાએછે. પણ તે સરસાઇ નાંમનીજછે—નકામી છે કશી પણ બીશાદ વગરનીછે—એ શરવે હું શમજુંછું પણ અભાગ મારાં પોતાનાં કે શરશાઇ મેલવવાના લોભમાં પડેતી, રૂશવાઇ, અને કેટલીક વેલા કુતરાનાં ચાબકને આધીન થવું પડેછે.

તવંગરમાં તવંગર શેઠયાઓ શાધુ મહને પીછાંણેછે. નામીચી મોહોટી પેહેડીઓમા મારો વગ છે. જનણીતા ધંધેજો શાથ મહને મિત્રાચારીછે. અને શરવે ઠેકાણેથી દેખાઇતી રીતે મહને હોરમત મલેછે

તોણુ લોકો કહેછેકે પાછલથી તે શરવેની ટેકડીનું હું એક શરશ હથ્યાર થઇ પડું છુ. માણશ જાતની પીછાણ વધારવી એ મારો મોટામા મોટો લાભછે અને જેને ખાતર જાડુ મેલીવડાની કોઇબી તક હું ચુકતો નથી. શહેજ ઓળખાણ પીછાણ ઉપરથી ઓટલે ઉઠવાને હું જાણુંછું. ખા ના પીનાની ઘણીક "કનપો" નો હું શ ભાશિદ છુ. અને જમનનાગમા ફકત પીછાણ વધારવાના વિચારથીજ જ્યારે હું વારનવાર ઉતરી પડું છું ત્યારે લોકો મારા "ખાપાના અભખરા" ને તે લાગુ પાડે છે. બદહજમી અને નબળી હોજરીને ખાતર મોટા ખાના ઉપર જતી વખતે જ્યારે હુ આગમચેતીના ઇનાનો લેઉછું ત્યારે લોકો એધીરાણાની ફર્યાદ કરેછે ખરીવાત છે કે, જ્યારે હુ રાતના ખાના ઉપર જનાર હોઉછું ત્યારે આગમજથી બપોરનાં ખાનું લતો નથી અને બીજે દીને બપોરે પણ તેમ કરવાનુ માડી વાલુંછું તે છતા ભાગ ચોમડીએ પાછલથી બે ચાર પેત આવી જાયછે (જેમ ઘણું કરીને હમેશા બનવુંજ આવ્યુ છે) ત્યારે તો પરનાગતાઓના બક બકાટ માટે પુછવુંજ ન પડે "કલોરોદાયન' ના બે ચાર ટીપાથી પેનતો તરત બંધ પડેછે પણ પેના બે ફ્રક્ષ મશકેગઓની જેહરી જબાનો અટકાવાનો મારી પાશ કરો ઇનાજ નથી. વધારે અફશોશક એછે કે તેઓ આગન રહી ખાતી પેના મારી મેનોજ કરવાનું દોષ ઘાલી હરેાી જ્યાત ખાનાની મને ફરજ સાડેછે, અને એમેરી બનાવાવામા તેઓ ગમત મેનવે છે, માર પાતુ વારવાર ભરી નાજેછે, ને રામતી વંગ્રીઓની જામજ તારીફ કરી તેમને ઇનશાફ આપવાને બનચાવેછે, અને પાનથી જ્યારે "પરડી છરેછે" ત્યારે મિત તરીકે માગ દુખામા ભાગ લેવાને બદલે શામી કડો આવી શિખામણ આપવાનુ દોલધાલી પુરે પુરા બાર વજાડેછે. ભટછે એમના દોસ્તો ઉપર!

તમારા "વિદ્યા મિત્ર મંડલ" મા હું કેટલો ઉપયોગી થઇ પડશ તે ઉપર હવે હું બે બોલ બોલવા માગુંછું. વિધ્યાનો મહને અશનથી શોખ્છે અશલ મેં ઇનામ ના રશ લામ્યા અને કીમતી નીબંધી ગુજરાતી ભાષામા લખેલાછે. છાનાખાનાના ભુત શાથ એક વેલા મહને શારી પીછાણ પડી છે રાજદુવારી, શંશારી, કે ધર્મ શબંધી દરએક બાબદમા હું પૂર્વીણ છુ. હિશાબ કેતાબમા હું એટલો બાહોશછું કે જે ખાતાનો ફડચો થતો હોય તે ખાતાના ગરીબ મેહેતા મુનશીની ચાકરી ખાતર વર્ષો શુધી ફડચાનું કામ લબાવી શકુછું. હિશાબના કામમા જેહડપ જો કે અગતનીછે તોપણ કેટલીક વેલા "દામા દોલી" અને "ઘીન ધાલ" મા વધારે લાભ શમાયલો હોયછે. અને કશીપણ આચકી વગર કબુલ કરતા હુ શરમાતો નથી કે આગલી કરતા પાછ્લી બાબદમા હું વધારે માહીતગારછું. કવિતાને હું ધીકારુંછું કાહાની કથા ઉપરું મહને જાહેજો શોખ નથી. નામદાર લાર્ડ બીકનસ્ફીલ્ડની શિખામણને આધારે કાવા દાવાનો જો કે હું ખાશ અભ્યાશ કરૂંછું તોપણ દલગીરી શાથ કબુલ કરુંછું કે મારા સ્વભાવમા ભોલાપણાને ખાતર તેમા હું ફાવી શકતો નથી. કોઇને ઊગાડો પાડવા જતા મારી પોતાનીજ એખ નિકલી આવેછે જે વેના કાન ચીમતી પેલી જાણીતી કેહેવત યાદ કરૂ છું કે "કાચના ઘેરમા વશનારએ પારકાના ઘેર ઉ૨ પથર ફેંકવા ન જોઇએ." ગમે તેટ્લા કાન ચોમતના ઇતા ખગ્ગોઇની બુરી આદત અતરે રણ મહને નડેછે. કોઇને જુઠો ઠેરવા જતા, તરત હું પોતેજ જુઠો શાબેત થાઉંછું. પારકાઓ ઉર મેહરી અને ઘાટકીપણ

ના ઓહોતાન મુકવા જતાં અભાગ મારી ઓલાદનાં કે હુંજ બેવકુફ અને ઘાટકી પુરવાર થાઉંછું. આવી વેળા શાંમાં ઘણી ને ફરીથી મોહો દેખાડવા ગમતું નથી, પણ શું કરૂં મોટું દિલ રાખી શઉ કોઇને દરગુજર કરૂંછું ત્યારે લોકો મને પુરે પુરો નફ્ત વિચારેછે. એવી રીતની દર રોજ ની રૂશવાઇ અને ફજેતી ખાતર ઘેરબાર છોડી પારકે મુલક નાહાશી જતાં કાંઇ પરવડે? બાયડી છોકરાં હોયતો તેમણી કરૂં, પણ મારા સ્વભાવ મુજબ આટલા બધા દોસ્ત આશનાયોને છોડી જતાં કાંઇ પાસ વે નહિ. એમનો હું બીજેજ દીવશ જુદુ-રીને મરણ પામુ.

મારી ઉમર પચાશ વરસની છે અને આજે પંચીશ વરશ થયાં એક પારસી શેઠીઆને ત્યાં “ખાનગી મુનીમ” યાને “ પ્રાઇવેત સેક્રેટરી ” તરીકે દર માશે પંચાશ રૂપયાનો પગાર પામુંછું. આસ-પાશથી જે ચરવાનું મલેછે તે તો “મુની-મોની હકશાઇ” તરીકે ગાંમમાં જાણીતું છે. બજારના મારથા લોકો ગમે.ત્યે બોલે પણ તેથી શું કાગજ, સ્તીલ પેનનાં ખાકશો, શાહીની બાતલીઓ, બલોતીન પેપર અને કોરાંપાંનાંની ચોપડીઓ ઘેર લેઇ જવાનો હક મુકી દેવાતો હશે? આખા દિવસ શમુદ્રમાં તરીએ અને ઘેરને શારૂં માછલી શું બજારમાં વેચાતી લેવા જઇએ? “ખાનગી મુનીમ” નાં કેટલાક ખાશ “છુપા હક” હોયછે અને તેની રૂએ કેટલીક જાતની છુપી શગવડ શાચવી હોય તો તેમાં ખોટું શું છે? બજાર મધે બજાર, અનાજ મધેથી અનાજ, કાપડ મધેથી કાપડ, અને એ પ્રમાણે શેઠને ત્યાંનાં મધેથી વાણોતરને ત્યાંનું સૌ કાંઇ થતુંજ આવ્યું છે. એમાં જાની હુશયારી ચાલાકી અને બુદ્ધિની અગતછે. સૌ કોઇથીજ એટલો લાભ લેવાતો નથી. અને જેનાથી એવું ન બને તે પાછલથી ખબડવા નિકલે તો તે સ્વભાવીક છે.

તમારાં “વિદ્યા મિત્ર મંડલને” હું કેવી રીતે લાભકારી થઇ પડશ તે હવે ટુંકમાં જણાવી હું મારો હેવાલ ખતમ કરશ, અને ઘણી ઘણી આતુરતા શાથ તમારા જવાબની રાહ જોતો બેશશ. પરથમ તમારાં મંડલમાં દાખલ થતાં ને વુર મુનીમ થવાનું કશું પણ દોલ ઘાલવા વગર સૌ કોઇને ઉપયોગી થઇ પડવાની કોશિશ કરશ. ગમે એટલું હલકું કાંમ કરવાની મહને શરમ નથી. ઘણા જણાઓ ને હમાલ મશાલ પાશ બગબગ કામ લેતાં આવડતું નથી. એટલા માટે તમારા મંડલના નોકર નફરો ઉપર બરાબર હકુમત ચલાવી શકશ અને તે એટલે વેર કે મંડળનું દીવાનખાનું દીવાની જોત જેવું શરીઆનું રખાવા ઉપરાંત જો તેવો કાલ-લનું પડશે તો મારે ઘેરનું પણ કામકાજ કરશે, કેચરો કાહાડશે, પોલીઆ પાડશે, શીમન શાફ શુફ કરશે, અને દીવાબત્તી તઇયાર કરશે. તમારા કોઇક શભાશદનાં અક્ષર ખરાબ હશે તો તેમની પાશ “કાપા પલેત” ઉપરથી નકલ કરાવી થોડા વખતમાં મારા જેવા યાને ‘મોતીના દાના’ જેવા અક્ષર લખતા શિખવશ, જેથી મોટો લાભ તમુને એ થશે કે તમારાં ચોપાન્યાં માટે તેમણે હાથની લખેલી બાબદો છાપા ખાંનાનો બીબાં ગોઠવનાર શેહેલાઇથી વાંચી શકશે. પણ આ કામ મારીથી મંડલનાં દીવાનખાનાંમાં બજાવી શકાશે નહિ. શિખનાર ઘણીને શાંજ શહવાર મારે ઘેર આવવું પડશે. જેમ બને, તેમ ઘણું. લખવાથી હાથ શુધરેછે માટે તેઓને મારે ઘેરનું બજાર, ઘાંચીનાં કપડાં, કલઇગરનાં વાશણ અને છુપી હકશાઇના હિસાબ માટે ચોપડા રાખવા પડશે. મંડલને માટે તમામ “સ્તેશનરી” પુરી પાડવાને

હું આગમચથીજ બંધાઊછું. ઘણા હોંગજી સાથ મને પીછાણ છે, જેવો મારી મારફતે ગામ કરતા ઓછે ભાવે જેટલો જોઇએ એટલો માલ પુરો પાડશે. તેમજ મંડળને લગતી છપાઇનું કામ પણ હુંજ બજાવી આપશ. મંડળના વાશનકુશણ ને કલાઇ કરાવવી હશે તો મારોજ કલાઇગર તૈયારછે. પીવાના પાણીનો લવાજમ જો મને મલશે તો મારે ત્યાંનુંજ માણસ તે ભરી જશે. કોઇ પણ શભાશદને હજામ, મોચી, અથવા ધોબીનો અગત પડતા તત્ત તેમણે પુગ પાડવામા આવશે. જો કે મારી પોતાની કાઇ મોહોટી હાશીશ નથી તોપણ ઘણી જુજ હકશાઇથી ઉપલી કિસમના ઘણાક કામો હું અછી રીતે બજાવી શકશ. ગામની સ્વીકારેલી હકશાઇ હું તેવો પાશેથીજ વશુલ કરશ. મંડલને માથે કશો બોજો પડશે નહિ. દર વેવાની બેઠકોનો હેવાલ પણ હું મોતીના દાના જેવા અક્ષરો પેર આગલથી લખી લાવશ. પણ તેટલા માટે મંડળે રાતના પેર આગલ બોલવા શારૂં પુરતી મીનબતી આપવી પડશે. એ ઉપરાત બીજું જેવી કામકાજ મારે લાયકનું હશે તે હું મોટી ઊલટ અને ભારે જેહેમત એંચી મનમાનતી રીતે બજાવી શકશ. હાલ એજ અરજ.

લા૦ તમારા મંડળમા દાખલ થવા ને અતી ઘણો ઇંતેજાર ઉમેદવાર,

ચકરમશાહ ચકદોલજી.

તાજે કલમ—આ પત્ર શાથ મારી સરતીફીકેટની નકલો મોકલી છે તે ઉપર મેહેરબાની કરી ધ્યાન આપજોજી.

લા૦ ચ. ચ

** શેઠ ચકરમશાહા ચકદોલજીની ઉપલી અરજી વિદ્યા મિત્ર મંડળમા પેહેલી જોગવાઇએ રજુ કરવામા આવી ત્યા નગ તેવણને પેહેલાના હાજર કરવામા આવેછે. શેઠ ચકરમશાહાની અરજી કરતાં તેમણી કુંડીબંધ શરતીફીકેતો તપાસવાનું કામ વધારે મુશકેલ અને જોખમ ભરેલું હોવાથી તે ઉપર ઘટતો વખત લેઇ ચુકાદો આપવામા આવશે.

લા૦ મુગાકાકા.

---

# એક માતાનો વિલાપ.

(વર્ડસ્વર્થ ઉપરથી.)

કાહ ગયો ઓ મોહરા વાહલા પુતર !
મુઆઓને બદતર ઓ ગયોછ તુ કાહ ?
હોય જો જીવતો તુ આબાદીથી પુર,
યા ગરીબી, કમાલ્યતમાં લોટતો તુ હોય,
તો આવીને મલ ! યા નહિતો કે તે
જો કીધો હોય ઊંડી એક ઘોર અંદર વાશો,
તો અજાણ મને તેથી તુ રાખ્યા બદલ,
ચેતાવીદે ઝડપથી કે ફપકો ને ગમ,
નહિ રેહુ ફીકટ તુજ નામની પાછલ

સાત વરસ અફશોશ ! એક એક પુરાબેટાની
નહિ મલે ખબર એ કેહવો ગજબ !
આશા, નિરાશી, એ બનેની વચ્ચ,
લાબો તે વખત કેહવી ટીગાઈ હુ રહીછ !
મલવાની ઊમેદો જો જોરાબર આવેછ
એક પલે, તો બીજે પલ ધાસ્છે તે ગુમ-
અરે ! કીયો અંધકાર હશે એથી બદતર ?

ખીલતી જુવાનીના બાહારની અંદર,
હતો તેનો દેખાવ ખુબસુરતીથી પુર,
શારા ખાનદાનનો ને શારી શમજ—
નો મોકલ્યો તેને મે અંતરેથી બાહાર-
બન્યા કાઈ બનાવો એવા અચીત,
હતા જો કે કઢગા તો પણ તે આહે
નહિ હતુ ચેહરાને શરમાવાનુ કામ.

નથી જાણતુ નાધનુ ને કુમળુ બાલક,
કે નાજુકને નિરદોષ મુખ તેનાથી બાહાર,
હાસેછ જ્યારે ચીચારી ને મધુરા બોલ,
ત્યારે તેની હેતવતી માદરનુ દિલ
ધડકાવછ કેહવુ તે દુખથી પુર
નિરદોર તે બાલકને નથી માલમ,
કે જખના વરસની જ જલસીઓ
દુખવછે કેહવુ તે માદરનુ દિલ
વખના વરસ સાથ જો વધેછે દુખ,
તો વધેછ શુ તેની કાઈ તેણીનો પાર ?

હશે મને શું તે ગયો ભુલી?
નાખ કાહડી અજબડી વિચાર એ બદ!
હતી હું એવી દોલતવતી માદર,
થઈ હશે જેવી કોઈ ધોડાકજેની.
ટપકતા દવ મિસાલ આંશુની ધાર
વહીછ આ ચશમોથી, જે વખતે કોઈ
હતું નહિ નજદીક તે જોવા દેખાવ.

બેટા માહરા! હોય તું ગરીબ યા શોકરતે હાલ,
ઓહદુ હોય માન તેં યા પઈસા પુછ,
તો શા માટે દરી તું પડી રેહછ દુર?
મલશે તુંને આવકાર તુંજ માતને દવાર,
લઈ જતો નો મુજ વિષે ગુમાન તું બદ;
ચશમો માહરી હવે તદન બદલઈ,
ધીક્કારેછ દુન્યાની ખોટી બડાઈ,
ને તુચ્છકારેછ દોલત ને માન ને મોહટાઈ.

અફસોસ! કે ધરાવે પરંદાઓ પાંખ,
ને પવનની લેહરોની ભલી મદદ—
થી નિકલી તેઓ લંબાણ એક સફર ઉપર,
રખડીને આવે અસલ ખુદ ઠામ.
પણ દરિયા ને જમીનની જંજીર શીકડી,
રાખેછ મને આ જગે મજબુત ધરી;
ફોકટની આશાજછે માહરે નસીબ.

શું ધાટકી માણસોના હાથની ઉપર,
મરાયલો ફુંદાયલો તું બંદમાં હશે?
ને કાલા કોઈ ગાર અંદર શોક ભરયે દિલ,
હાય ને અફસોસ તું કરતો હશે?
યા કોઈ બીયાબાનમાં ભુલો પડી,
થયો હશે વનરાજને પંજે શીકાર?
યા ઊંડા કોઈ સાગરના તલીયાં હેઠલ,
પડયો કરતો હશે હમેશાજીનો ખાબ?

જોઊ છું હું ઘણી કોઈ રહોની રાહ,
પણ એકબી મુજ તરફ નહિ આવતું ધસી;
ખોટું છે આ કે છવતાંઓની સાથ,
ધરાવેછ મુઆંના રહે સંબંધ;
કારણ કે નહિતો મુજ બેટાનું રહે,
જોઈ મને પુર તેનાં ગમમાં ચકચુર,
આવી મલતે પચાર અને મોહબતથી પુર.

રહયું નથી આ જગે બીજું કાંઈ સુખ,
યા નથી મુજ મુસીબતનો કાંઈ પણ એલાજ.
મુજ રદનની દયા લોક ધરેછ માહરી,
પણ નથી તેઓને મુજ ખોટનો કાંઈ ગમ.
આવ ત્યારે બેટા! તું આવીને મલ,
યા નહિતો મોકલ કાંઈ સુખી પગામ,
કે આવે જેથી માહરી જંજાલનો અંત,
કારણ નથી માહરૂં આ જગ અંદર કોઈ.

J.

# એક અમુલ રતન.

ચાલતોનો હું જંદગીના રસતા અંદર,
દીઠું મેં તેમાં એક અમુલ રતન,
હતો તેપર માતીનો મેલો પરદો,
જે ખાતર નહિ બુજતું કોઈ તેની કદર,
મેં તેને જોઈ બાંધ્યુ દિલ તેની પર,
ઊંચકી તેને રાખ્યું મેં પોતાની પાશ;
દનપર દન ખુલ્યો પ્રકાશ તેનો બહાર,
તે મારતું બહુ ભજુકથી ચોમેર દીપક;
દીપક તેનો થયો એવોતો આશકાર,
કે દીપ્યું તેથી માહરૂં છુપાએલું નામ.
તે રતનથી છઉં આજે હું તવંગર,
તવંગર તો એવો કે દુન્યાના શાહ
અગર કરે જમાવ પોતાના તાજ,
ને આંકે તે જમાવની મોહતી કીમત
તોપન માહરાં રતનનો શોભીતો ભાગ
તે કીમતથી નહિ થઈ શકે વશુલ.
અગર લુતારાઓ કરી એક સમપ
માગે માહરી પાશથી એ લુતવા રતન
પન ફતેહ થઈ ઊઘાવે એ કામથી હાથ.
લોખંડી સનદુકની નથી ગરજ
એ અમુલ્યાં રતનને સાંતવાને કાજ,
ખરી તેની પેતીછે માહરૂં ઉગર
જાંહથી તે કદી નહિ નિકલશે. બાહાર.
એ રતનછે, દોસ્ત માહરા! દોસ્તની તાહરી,
જે ખાતર હું ચાહુંછું આએ દુખી જંદગી.

શી. કા. ખંબાતા.

# પાદશાહો વિષે.

(શેલી ઉપરથી.)

રાજાઓછે જેવા તારાઓ તેજ,
ઉગેછે જેઓ ને પામેછે અસ્ત;
દુનિયાની પુંજીછે તેઓને હાથ,
પણ આસાએશ તેઓને તેની નથી.

જ. ન. પી.

# બદગોઈ.

(શેકસપીઅર ઉપરથી.)

બરફ જેવો હશે તું ચોખો ને પાક,
આઇસ જેવો હશે તું નરો ને સાફ,
પણ બદગોઈના હુમલાથી બચનાર નથી,
કોઈ બહાને એ આફત તલનાર નથી.

જ. ન. પં

# એક ચીનાઈ મુસાફરની ફીલસુફી.

પત્ર ૨૯ મો.

## ગ્રંથકર્તાઓનાં મંડલની એક બેઠકનાં કામકાજનો હેવાલ.

Bow to no patron's insolence, rely
On no frail hopes in freedom live and die
F. Lewis

મોસ્કોથી છેલ્લી ખબર મલ્યા મુજબ મને માલમ પડેછે કે ચીન ખાતેથી વણજાર હજી ઉપડી નથી. તમોને કાગળ લખનાનું હું હજી જારી રાખુંછું તે એવી આશા રાખીને કે મારા ઘણા સરખા પત્રો તમને એકદમ મલે. એ પત્રોમા તમોને ઇંગ્રેજોની રીતભાત અને ચાલ ચલણના એક સાધારણ ચિત્રને બદલે તેઓની બારીક ખાસીઅતોનો એક વીસ્તિર્ણ હેવાલ માલમ પડશે. અગરજો સઘલા મુસાફરો એક પ્રજાની ખાસીઅત સાધારણ બોલીમા સમાવી દેવા કરતા તે પ્રજાના ગુણ દોષોનો બારીક અભ્યાસ કરી પછે પોતાનો અભીપ્રાય આપે તો કુદલે માણસ જાત માટે તે ઘણુંજ ભાગ્યશાલી થઇ પડે. એક દેશના લોકોની મનશક્તિની તપાસ એક જાતની ચોકસ પુછપરછથીજ થવી જોઇએછે, કે જેથી કરી પરજાઓ માટેના આપણા વિચારો ચોકસ અને દરોબસ્ત નીવડે, અને મુસાફરોથી થતી ભૂલો વેહવારમા પડી શકાય.

ગયા કાગળમા તમોને લખ્યા બાદ, મેં અને મારા મિત્રે ગ્રંથકર્તાઓની મંડલીની એકવાર ફરી મુલાકાત લીધી. હમોએ દાખલ થતાજ સઘલા સભાસદોને ભેગા મલેલા અને મોટે સાદે ચાલતી એક તકરારમાં ભાગ લેતા દીઠા.

હાલહવાલ પોશાકમા એક કવિ, પોતે એક દાહડો આગમચ જોડેલી કવિતા હાથમા લઇ ભેગી મલેલી મીજલસને તે સાંભલવા માટે બહુજ આતુરતાથી મીનતગુજારી કરતો હતો, પણ સઘલા સભાસદો તેને સાંભલવા સામે મજબુત હઠ લઇ બેઠા હતા. મંડલીના કોઈ પણ સભાસદને આ રીતે પોતાનું લખાણ વાંચવા દેવું એ માટે કાંઇ પણ ખાસ કારણ હતું નહી, કારણકે જ્યારે બીજા સભાસદોએ પુસ્તકો ઉપર પુસ્તક રચ્યા હતા ત્યારે તે જોવાને વટીક કોઇએ તસદી લીધી હતી નહિ. સભાસદો બજીદ થયા કે એક જણને મંડલીમા પોતાનું લખાણ વાંચવા દેવાની આગમચ તે માટે જે ધારો હતો તે ધારો પુરતી રીતે અમલમાં આણવો જોઇએ. પેલા કવિએ પોતાની કવિતાની ખાસ ખુબીઓ વર્ણવી, પણ તે સઘલી ફોકટ. તે એક એવી સભા આગલ બોલતો હતો કે જે સભાએ તેનું કાંઇ પણ સાંભલવા સામે કાન બંધ કીધા હતા. આખરે મંડલીના મંત્રીએ ધારાની ચોપડી ઉઘાડી નીચે મુજબ વાચ્યું—

"કે કોઈ પણ કવિ, ભાષણકર્ત્તા, નુકતેચીની, યા તારીખ લખનાર જો પોતાનું લખાણ વાંચી મંડલીનો વખત રોકવા માગતો હોય, તો તેણે તે લખાણ ઉઘાડ્યા આગમચ ચાર આના મુકવા, અને જ્યા સુધી વાચનાનું જારી રાખે ત્યા સુધી દર કલાકે તેણે આઠ આના આપ્યા કરવા, અને મજકુર પૈસા મંડલીના સભાસદો વચ્ચે તેઓએ લીધેલી મેહનતના બદલામા, વેહેંચી આપવા."

આ ધારો સાંભલતાજ આપણા કવિ સાહેબના તો હાંજાજ ગગડી ગયા, એને પોતાની કવિતા સામા પૈસા આપી વાચી

સંભવાતી કે તે ગજવામાં મુકી મુગામુગા બેસી જવું તેના વિચારમાં તેઓ ઉભા, પણ પોતાની આસપાસ નજર ફેરવતાં બે પારકા શખ્સો જણાયાથી, કીર્તિ ખાટી જવાનો લોભ તેનામાં ઉશ્કેરાયો, અને ધારા એ મુકરર કીધેલી રકમ મુકીને, તેણે પોતાનું ભાષણ સાંભળવાની શખ્સોને અરજ કીધી. શખ્સો મુસાફરી પડેગયા બાદ તેણે પોતાની મતલબ સમજાવવાનું શરૂ કીધું. તેણે કહ્યું, "ગ્રહસ્થો, જે કવિતા હાલ તમારી આગળ વાચી સંભળાવવામાં આવશે તે કવિતા કાંઈ ઉનાળાના દિવસોમાં આસમાન ઉપર ચગાતાં જે પતંગો ઉડાઈ જાયછે તે મિસાલે ઉડાઈ જતી રેંજી પેંજી કવિતામાની નથી. તેમાં કાંઈ તમારા બેનજીર અને બદરેમુનીર, યા લયલી અને મજનુનનો કીસ્સો દીઠામાં આવશે નહિ. એ કવિતામાં તો બોહલી કુદરતનું એક રસીલું વર્ણન છે. હું તમોને અરજ કરૂં છું કે તમોએ તમારી લાગણીઓ મારા જેવીજ બનાવવી અને જેવી ખુશાલીથી મેં તે લખીછે તેવીજ ખુશાલીથી તમોએ તે સાંભળવી. કવિતાની શરૂઆતમાં એક ગ્રંથકર્ત્તાના સુવાના ઓરડાનું વર્ણન આપ્યું છે. એ ચિત્ર મેં ખુદ મારાજ ઓરડાનું દોર્યું છે, કારણ કે, ગ્રહસ્થો, તમોએ જાણવું જોઈએ કે મારી કવિતાનો નાયક હું પોતેજ છું." આટલું બોલ્યા બાદ તે એક ભાગ ભાષણકર્ત્તા મિસાલ દમામમાં જ ઉભો, અને બુલંદ અવાજે તથા ચેનચાળાઓ સાથ પોતાની કવિતા વાચી શરૂ કીધી:—

લાનતિહની નીશાન વાળુ પેડું પીકું,
જે કરછે શરગસની મોહડું ભીડું,
શરગન તનો બે બાવછ એવા મરદ,
લાગુ હોયછ જેના દાંતને દરદ,
હોયછ જેના ગજવામાં ફાટેલું નાણું,
નથી પહેંચુ પડતું તેને તેમાં કાણું.

તે પીઠાના એકાંત એક ઓરડા અંદર,
બેનીફની કાંઈપણ ધાસ્તી વગર,
લાંબા થઈ પડવાતા લુખ્ખા એક દારા,
કીધાતો 'રમ' હેઠળ જેઓએ વાસ
બારીએ દીધેલું કાગજ-ડીગડુ,
આપતું ઉજાસ જેવું, માછની ભીગડું,
ઓરડાની ભીંત ઊપર પાડરી રેતી,
પગ હેઠળ વાગતી જેમ રાગની પેટી
ભીનસાવાળી દેવાર પર જે હતી સબી,
નહિ જોશો કોઈ તેની જોડી કબી!
પ્રીન્સ ચી રમતું હતું ત્યાં ચિતરેલું મુખ,
જોઈને જે શીહા, થઈ આવતું દુખ
હતા ત્યાં ચિતરેલા ઋતુઓના ચાર,
થઈ હતી જેઓની હાલત બીમાર
પડવા આવી હવે ઠંડી પાછલી રાત,
પણ સગડીમાં નહિ હતી આતશની જાત
પીધો તેણે બીર ઠંડી ભગાડવા કાજ,
રાખી ભાગ્યો પગાવાએ પીઠાની લાજ
હતો તેના સર ઊપર તોપીનો બોજ,
જે રાતે બનતી તોપી, તે મોજા આખો રોજ

આ છેલ્લી લીટીથી તે એટલો તો મગન થઈ ગયો કે તેનેથી આગળ વધાયુંજ નહિ, તે બોલી ઉઠયો, "જુઓ! ગ્રહસ્થો, આવું ખુશ વર્ણન તમોએ તમારા જનમમાં પણ સાંભળ્યું હતું? લેલીનો બાબગાહ આની આગળ વતાવમાં જાયછે. "રાતે એક તોપી અને દિવસે મોજું" એ છ બોલોમાં કેવી સચાઈ અને કેવો મોટોલો અર્થ સમાયલો છે તેનો વિચાર કરવાનું હું તમોનેજ સોંપું છું."

પોતાની વખાણ ગાવામાં આ પ્રમાણે મશગુલ હોવાથી તેની કવિતાએ મંડલીના મન ઉપર કેહવી અસર કીધી તે જોવાનું તો તેનાથી બન્યુંજ નહિ. સઘળા સભાસદોએ ડોકાં હલાવીને, એકકને આંખ મારીને, ખભા મચકોડીને, હસવાનું દાબીને અને ટુંકમાં દરેક જુદીજુદી રીતે, પોતાનો છુપો તીરસ્કાર જાહેર કીધો. પેના કવિએ વાગફુરતી એંવલાઓ તરફ ફરીને તેઓનું મત પુછ્યું અને સઘળાઓએ તેના મોંહ ઉપર તેની વખાણ ગાઈ એકે સોગંદ લઈ કહ્યું કે "એની જોડીજ મળી મુશ્કેલ છે." બીજાએ કહ્યું,

"એથી સરસ બીજી હોયજ નહિ. અને ત્રીજો તો પુર હરખમાં લલકારી ઉઠયો "શાબાશ! ભાઇ શાબાશ! જીતે રેહ! જીતે રેહ!" છેલે સરનશીન તરફ ફરીને પેલા કવિએ પુછયું, "મી. ચુંચાજી આ કવિતા માટે તમારૂં મત કેહવું?" સરનશીને પેલી કવિતા પોતાના હાથમાં ધરીને કહ્યું, "મારૂં મત! સાહેબ મારૂં મત એવું છે કે આના જેવી સરસ કવિતા કદી મારા દીઠામાં આવી નથી; જો હું જુઠું બોલતો હોઉં તો મારા હાથમાનું આ દારૂનું ગલાસ મને ગુંગલાવી મારી નાખજો! અને, હું ધારૂં છું." તેણે પેલી કવિતાની બેવડ વાળીને અને પેલા કવિના ગજવામાં આસ્તે રહીને મેલીને બોલવું જારી રાખ્યું, "કે જ્યારે ની એ કવિતા બાહર પડશે ત્યારે તમને મોટી ઇજત મલ્યા વિના રેહશે નહિ, અને એટલા માટે એ તમારાં ગજવાંમાં મેલવાની હું રજા માગું છું. એ કવિતા આગલ વાંચી સંભલાવવાની તમોને તસદી આપવી દરકાર દીસતું નથી. હમો પુરતી રીતે સંતોષ પામ્યા છિએ." પેલા કવિએ પોતાની કવિતા બેવાર ગજવાંમાંથી બાહર કાઢવાની કોશેશ કીધી અને સરનશીને તેને તેટલીજ વખત તેમ કરતાં અટકાવ્યો. આ પ્રમાણે પોતે પૈસા આપીને જે વાંચ્યું હતું તેટલાજ ઉપર સંતોષ પકડીને પોતાની મરજી વિરૂદ્ધ બેસી જવાની તેને ફરજ પડી.

કવિતા અને તેની ઉપર ગુજરેલું તુફાન જ્યારે આ પ્રમાણે ઉતરી ગયું ત્યારે મંડલીમાના એકે પોતાની અજાયબી જાહેર કીધી કે હાલમાં જ્યારે ગદ્ય લખાણ માટે પુરતા પૈસા મલતા નથી ત્યારે પદ્ય લખાણ કરવાની કોઇએ પણ હિમ્મત શા માટે કરવી જોઇએ? ને આયો, "તમો માનશો, સાહેબો? ગયે અઠવાડીએ મેં સોલ ખંડણીઓ, બાર રમુજી ટુચકાઓ, અને ત્રણ વાઅજો લખી, અને તે દરેકને માટે મને ધમ દઇને ચાર આના મલ્યા. અને વધુ અજબ જેવું એછે કે આ પ્રમાણે મારૂં લખાણ ઓછી કિંમતે ખરીદ કરતાં પણ બીચારા ચોપડી પ્રગટ કરનારાઓને પાલવ્યું નહિ. જે વાઅજો મેં લખીછે તે જો કોઈ સારા વખતમાં હું લખતે તો ફકટ તેટલાજ માટે મને એક ધર્મ-ગુરૂનો ઓહદો મલ્યા વિના રેહતે નહિ. પણ અફશોશ! કે આપણ વચ્ચે હાલમાં નહિ મલે પહરેજગારી, નહિ મલે સારા 'તેરત'. ખચીત જો આ પ્રમાણેની મંદ સ્થિતી ચાલુ રહી અને પ્રધાનોએ કાંઇ ભૂલા કરી તેઓ ઉપર ઉતરી પડવાનું આપણને કારણ નહિ આપ્યું તો હું તો લખવાનો ધંધો છોડી દેઇ, છાપખાનાની મારી આગલી ચાકરીએ પાછો જઇશ."

આખી મંડલીએ ભેગા અવાજે કબુલ કીધું કે ખચીત આના જેવો ખરાબ વખત કોઇ કદાચજ આવ્યો હશે. એક ચેહરએ તો મુખ્ય કરી પોતાનો વિચાર જણાવ્યો કે, "શેઠીઆઓ પણ કંજુસ બની ગયા છે, કારણકે ચોપડીઓનાં લીસ્તમાં તેઓ એક પણ નકલ ભરતા નથી. હું જાણતો નથી કે શા માટે, પણ એક આખું અઠવાડીયું તેઓની પુઠ પકડતાં એક પણ નકલ હું ભરાવી શકયો નથી. મધરાતે જેવા સરહદ ઉપરના કિલ્લા, તેવા હાલ શેઠીઆઓનાં ઘરના થઇ પડયા છે, કારણકે ત્યાં કોઇથી પેસી શકાતું નથી. જો તેઓમાના કોઇનાં ઘેરનું બારણું જરા અડધુંખી ઉઘડયું તો તેટલી જગામાં એક દરવાન ઉભેલાજ છે. ગઇ કાલે શેઠ ધરરજી આગલ એક ઉઘરાંણાની ટીપ હું લઇ ગયો હતો. છેક સહવારથી હું તેના દરવાજા આગલ ઉભો રહ્યો, અને જેવો તે ગાડીમાં બેશવા જતો

હતો કે તરત મેં તે ટીપ જે એક, કાગળના આકારમાં બીડી હતી તે તેના હાથમાં સેરવી દીધી. તેણે સરનામું જોયું પણ દસ્કત પોતાના કોઇ ઓળખીતાના નહિ લાગ્યાથી તરત તે પોતાના નોકરના હાથમાં મેલ્યું, જેણે વળી પોતાના શેઠનીજ માફક લાગલું તે દરબાનના હાથમાં મેલ્યું. દરબાને ઘણોજ ચીકડાઉ દેખાવે તે હાથમાં ધર્યું, અને થોડોક વખત શુધી મને પગથી તે માથાં શુધી ટીકી ટીકીને જોયા બાદ, તેણે તે કાગલ જેવુંને તેવુંજ બીડેલું મારા હાથમાં પાછું મેલ્યું."

આ ઉપરથી એક ઠીંગણો માણશ ઘણોજ અજબ જેવો શાહેર કાહડી બોલ્યો, "જાહનમમાં જાઓ એ શેઠીઆઓ! તેઓએ થોડુંક ઉપર માહરી શાથે બહુજ નઠારી ચાલ ચલાવીછે થોડુંકની વાત ઊપર ઠહરયો, એક ચોકશ દ્યુક બાહેર દેશાવર કર્યા બાદ પાછો ઇંગ્લંડ આવ્યો. આ તકનો લાભ લઇ મેં એક ઘણીજ રશીલી કવિતા તેને મુબારકબાદી આપવા માટે જોડી અને તેમાં તેને એટલો તો અશકો લગાડયો કે રૂપ્યાની ગાંસડીઓ ઘેર બેઠી ચાલી આવવાની મેં પકી આશા બાંધી. કવિતામાં મેં જાણે આખી પ્રજા તેને મુબારકબાદી આપતી હોય એમ બતાવ્યું અને ફ્રાન્સ અને ઇતલીનાં લોકો જેઓ વચ્ચે તે વશી આવ્યો હતો તેઓ પણ તેના જવાથી કેવાં દલગીર થયા હશે તે પણ ચિતારયું. આ ઉપરથી કાંઇ નહિ તો એક બેંક ઉપરના એક ચેકની આશા મેં ખચીત બાંધી. મેં મારી કવિતા એક શોનેરી કાગજમાં લપેટી, એક શાશ દેખાવના નોકર શાડે અડધો ક્રાઉન આપી મોકલી. તે અડધો ક્રાઉન મારાં ગજવાંમાં છેલ્લોજ હતો. હો! મારું કાગજ દ્યુક સાહેબને પુગાડવામાં તો આવ્યું પણ તેનો ઉત્તર મળતાં બાવા ચાર કલાક લાગ્યા, કે જે ચાર કલાક પસાર કરતાં મારો દમ તો ઉતર આવ્યો. આખરે પેલો નોકર ખુદ માહરાં કાગલ કરતાં ચાર ઘણો મોટો જવાબ લઇ આવ્યો. કાગજની અંદર માહરું ધારેલું ઇનામ હશે એમ સમજી મને જે ખુશાલી ઉપજી તેનો વિચાર તમોજ કરી લ્યો. ઘણીજ આતુરતાથી તે કાગજ મેં હાથમાં ધર્યું અને તેમાં બીડેલો દલ્લો મેળવવા માટે હું હરખથી ખુલવા લાગ્યો. થોડોક વખત શુધી તો કાગજ મને મુદલ ઉઘેડવા ગમ્યુંજ નહિ, પણ મારા શામે તે મુકીને તેમાં કેટલી રકમ હશે તે વિષે હું તર્ક કરવા લાગ્યો. આ રતે રહી આખરે મેં તે ખોલ્યું, પણ અરે! આ શું? અંદર તો ચેકબી નહિ ને નોટબી નહિ. પરબીડાંમાં તો કેડી છ કવિતાઓની નકલ બીડેલી, જે કવિતાઓ વળી માહરી કરતાં વધું લાંબી અને જે તેનો ઉપર મુબારકબાદી માટે મારીજ માફક કોઇ ભુખરીબારશીઓએ જોડી મોકલેલી."

એક શભાસદ જે આટલો વખત શુધી ચુપ બેઠો હતો તે બોલી ઉઠયો, "એક ઉમરાવ એ ગોપા આપણો જમછે. ઠહરયો હું તમારી આગલ હાલ એક કહણી કહી સંભલાઉછું જે માહરી ઉપર ખરેખરી વીટેલીછે. જયારે મેં માહરું પેહલું પુસ્તક બાહાર પાડ્યું, ત્યારે કાંઇક કપડાં માટે એક દરજીનું માહરી ઉપર લેહણું હશે. હવે એક દરજી કોઇ શોડે પૈસા માંગે એતો એક સાધારણ વાતછે, પણ તેમાંથી નીપજ્યું શું તે તમો જુઓ. દરજીએ જેવું શાંભલ્યું કે મેં એક ચોપડી બાહર પાડી અને શઘલે તેની વાહવાહી થઇ રહીછે, ત્યારે તેણે તરત પોતાનાં નાણાંની ઉઘરાણી કીધી. તે વખતે જોકે ચોપડીને લીધે માહરી કીર્તિ શઘલે પંકાઇ ગઇ હતી તોપણ ગજવામાં એક કુટી

બદામની પણ જાત નહિ હતી અને દરજી ભાઈને નાણું આપવાની શકિત નહિ હોવાથી આપણે તો આપણાજ ઘરમાં કેદ પડયા, કારણ કે બહાર નિકલુ ને દરજી તુરંગમા નખાવે તે કરતા માહરા પોતાનાજ ઓરડાનુ બંદીખાનુ ભલુ. બેલીફ્રો એ મને પેગમાથી બાહાર કાહડવા માટે કાંઇ તહરેવાર પ્રપ્રચ માંર્યાં અને હજારો યુકિતઓ લગાવી પણ તે સઘલુ ફોકટ. એક વખત તેઓએ કેહવડાવ્યું કે કોઇ ગ્રહસ્થ પાશેના 'તાવરન'મા માહરી સાથે વાત કરવા માગેછે. બીજી વખતે તો ગામથી માહરી માસીએ મને પૈગામ મોકલી બોલાવવાનુ તેઓ ઓઢું લાવ્યા. ત્રીજી વખતે તેઓએ તાલ લગાવી કે માહરો કોઇ જાની દોસ્ત મરણ કાંઠે પડેલોછે અને છેલ્લી ઘડીએ મને મલવાની ઘણી ઇંતેજારી બતાવેછે. પણ આપણે એવા ભેહલા કે બેલીફ્રોના બાપને પણ ખાઇ જઇએ. આ સઘલાં મને પકડવાનાં છટકા છે એવું હું તરત પામી ગયો અને ઓરડામાથી પગ બાહર મુકવાના સોગંદ લીધા.

"આ પ્રમાણે એક પખવાડીયુ સુધી તો સઘલુ ઠીકઠીક ચાલ્યું. એક દાહડે સહવારના પોહરમા શેઠ રઝેરતાપ્પીક્ર તરફથી બરકામાં પેગામ આવ્યો. તેઓએ લખ્યું હતું કે માહરૂ પુસ્તક વાચ્યા બાદ તેમાંની દરેક લીટીથી તેઓ એટલા તો મોહ પામી ગયા હતા કે તે પુસ્તકના કામેન લખનારને જોવાની તેઓમા હદથી જયાદે હોશ જોશકેગઇ હતી, અને જો હું તેઓને મલુ તો માહરા ફાયદાને લગતુ કાંઇ કરી આપવાની તેઓએ કબુલીત આપી હતી. આ વાચી હું થોડોક વખત વિચારમા ડુબો, અને ધાર્યું કે આમાં કાંઇ કાવતુ નહિ હોય, કારણકે માહરા હાથમાં મેકલવામાં આવેલા-કાર્દને તદન 'ગીલ્ત' કીધી હતી અને તેનો લાવનાર પણ મને ખબર મલ્યા મુજબ કોઇ ખરેજ ગ્રહસ્થ હતો. હવે શેઠક નો દમ શું! હું તો લાગલો કુલણજીજ બની ગયો અને શેખચલ્લી સરી મોટા મોટા તુરંગો મનમાં લાવવા લાગ્યો. હું મનમા બોલ્યો કે, નહિ, એમ તે કાંઇ વહી ગયું નથી. હજી કોઇ માયના પુત પડયા છે કે જેઓ ખરા હુશ્યાર માણસની કાબેલ્યતની કદર બુજી જાણેછે. શેઠ સાહેબ આગલ કરવાનુ ભાષણ મેં મનમાં ગોઠવી રાખ્યું. બીજી સહવારે તેઓ આગલ બગણર વખતસર પોહચવા માટે મેં એક ગાડી કીધી અને પેલી ચીઠીમાં બંગલાની જે નિશાની લખી હતી તે મુજબ તે લતા તરફ હાકી જવાનો મેં ગાડીવાનને હોકમ કીધો. ગાડીની સઘલી 'વીનીસન' મેં ચહડાવી દીધી કે વખતે કોઇ ભુલો ચુકો મને જોવાથી પેટમાં દુખી આવે નહિ. મોટીમોટી આશાઓના વિચારમાં ગાડી ઘણીજ હલવે ચાલતી મને માલમ પડી. આખરે ગાડી ઉભી રહી. શાકર ઓદાના! એક 'વીનીશનું' ઉતારી પાડી શેઠના મેહલનો બાહરથી દેખાવ જોવાને મેં ડોકી બાહર કાહડી. પણ ભોગ માહરા! આ શું કમબખ્ની! આખરે લુચ્છા નાપાકો મને ફસાવવાને ફતેહ પામ્યા! ગાડીને એક રોનકદાર મોહલ્લામાં જોયાને બદલે મેં એક ગલીચ ગલીમાં દીઠી, અને તેથી વળી કોઇ ઉમગાવના દરવાજાની આગલ થોભેલી નહિ, પણ દેવાદારોની તુરંગ આગલ. મેં જોયું કે આ સઘલો વખત ગાડીવાલોતો કોઇ મને તુરંગ આગલ હાકી લાવેલો. ગાડી થોબતાંજ બેલીફ સાહેબ ખાઉકરડુ દેખાવે પોતાના શેકારને લેવા, માટે આપણી તરફ આવ્યા."

એક શીનગુરને એક બાદદ, પછે તે

ગમે એટી પણ નજીવી કાં નહિ હોય, તોપણ તે બીનઅગત્યની દીસતી નથી. દુન્યાના લોકો જે ચીજોને હલકી, નજીવી, અને કચરાજેવી ગણે છે તેજ ચીજોમાંથી એક ફીલસુફ મજાહ અને જ્ઞાન બંને મેલવે છે. આવી આવી હલકી અને નજીવી બાબદોથીજ તે સાધારણ માણસો ઉપર સરસાઇ ભોગવે છે. છેક ચીન જેવા દુરદરાઝ દેશમાં હજારો કોશ ઉપરથી હું તમોને બાહેરના દેખાવે પીંજણ અને નાહેલાં જેવી પણ એક ફીલસુફને ખરેખરી કામની બાબદો લખી મોકલું છું તે ઉપલાજ વિચારને લીધેછે. એક પ્રજાની ખરી ખુબીઓ અને ખામીઓ જાણવી હોય તો તે ઉપલી જેવી નજીવી દીસતી બાબદોના બારીક અવલોકણ અને ઊંડા અભ્યાસથીજ બની શકે છે; બાકી તમો જો એક પ્રજાની લડાઇઓ, પારકાં દેશો સાથની તેની સુલેહો, તેના પ્રધાનો, એલચીઓ વગેરેની તવારીખજ ફક્ત વાંચો તો તેથી કાંઇ તે વિષેનું પુરતું જ્ઞાન તમોને મલનાર નથી. એજઅરજ.

## હિંદુસ્થાનના ફોજદારી કાયદા ઊપરની ટીકા.*

દેશી ન્યાયધીશો અને વકીલો પોતાની ફરજદનો વખત ઉપયોગી થઇ પડવામાં શકે એ ખરેખર જેટલું એઓને શોભા પમાડનારૂં તેટલુંજ ખુદ દેશી આલમના હકમાં ગુણગારૂંછે. કાઠીયાવાડ પ્રાંતના એજન્સી વકીલ અને વળાના દેપ્યુટીન્યાયધીશ મી૦ ત્રીકમરાય ઉદેશંકરે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની જે ટીકા બાહર પાડીછે તેની એક નકલની પોંહોચ હમો માન સહીત સ્વીકારીએ છિએ. એજ ગ્રહસ્થે સને ૧૮૭૮ માં સીવીલ પ્રોસીદ્યુર કોદ પુષ્કલ ટીકા સાથે છપાવી બાહર પાડયો હતો. ત્યાર બાદ તેઓની ચાલુ મેહનતના ફલ તરીકે આ બીજું પુસ્તક છપાવી તેઓએ ગુજરાતી પ્રજાની ખરી સેવા બજાવીછે. અને પોતાના બીજા ભાઇબંધોને સારો દાખલો આપ્યોછે કે પોતાની ફુરસદના વખતનો તેઓ કેવો સારો ઉપયોગ કરી જાણેછે. મોહટા (liberal) ધંધા ચલાવનારા શખ્સો ખુદ પોતાના ધંધા ઉપરજ લક્ષ દઇ તેમાં વધુ શોધ ખોલ ચલાવી, પુસ્તકો રચી, યા બીજી રીતે તે ધંધો વધુ ખીલવી તેમાં પોતાનું નામ અમર કરી જાય એવો દાહાડો હજી આવ્યો નથી. આપણ ઘણા દેશી દાક્તરો, વકીલો, બારીસતરો વગેરેને જોઇએ છિએ કે જેઓએ પોતાના ધંધાને માત્ર કમાણીના એક સાંધણ ઉપરાંત, વધુ મોહટે મને તેને ખીલવીને પોતાનું નામ કાહડી જવાનાં સાંધણ તરીકે લેખ્યો હોય, એવું આપણાં ધ્યાનમાં નથી. એવો દાહાડો હજી સુધી આવી પોહોચ્યો નથી અને તે આવે ત્યાં સુધી દેશીઓની ચઢતીકલા તેની બચગીમાંજ સમજવી. આવો વખત આવી પોંહચે ત્યા સુધી જે થોડુંઘણુંબી કરી બતાવવામાં આવે તે ગનીમત સમજવું જોઇએ છિએ. મી૦ ત્રીકમરાયની. તેવું કરી બતાવવાની ઉલટ ખરેજ સ્તુતીપાત્રછે અને પોતાની એ ઉલટ તથા મેહનત તેઓ જારી રાખશે એવો હમોને પક્કો ભરોસોછે.

સુધરેલા કાનુનો ઉપર સ્થાપેલા દરેક રાજની પેહલી અને મુખ્ય ફરજ, પોતાના તાબા તલે વસનારી પ્રજાના જાન માલની

* સને ૧૮૬૦ ના હિંદુસ્તાનના ફોજદારી કાયદાના આક્ટ ૪૫ ઉપરની ટીકા, પ્રસિદ્ધ કરનાર, ત્રીકમરાય ઉદેશંકર, વળાના દેપ્યુતી ન્યાયધીશ અને કાઠીયાવાડ એજન્સી વકીલ, અમદાવાદ, યુનાઇટેદ પ્રીંતીંગ અને જેનરલ એજન્સી કંપની લીમીટેદ પ્રેસ. સને ૧૮૮૧.

રખેવાળી કરવાનીછે અને એ ફરજ સ્થાનમા રખી પ્રજાના લુચ્ચા અને હરામખોર શક્ષોને હાથ ગરીબ નિરદોષ લોકો ફસી ન જાય તેની સંભાળ કરવાનીછે. આ કારણસર તેનગાજપોને ચોકસ કાયદાઓ ઘડવાની ફરજ પડેછે કે જે કાયદાઓથી નીતિના નિયમો દૂર કરી તેઓને પગતલે કચડનારને દ્રવ્યદંડ યા શરીરદંડ યા બ તેની સજા મળેછે. હિંદુસ્તાનનો ઓહલો મુલક પોતાની બાહોધરી તલે આવ્યા બાદ આપણી માબાનુ ઈ એજ સરકારે પણ આ સાધારણ નિયમને અનુસરીને પોતાના અમલ તલે વસનારી લમો અને કરોડો પ્રજાઓના જાન માલની સલામતીને અર્થે કેટલાક કાયદાઓ ઘડી કાહડયા હતા, જે માનો એક 'પેનલકોડ'છે. એ ફોજદારી કાયદો કાઈજ નહિ પણ માણસના કિયા કિયા કામોને ગુનાહ કેહવો અને તેવા કામો કરનારને કહી સજા ફરમાવવી તેનો ગોયા એક સંગ્રહ છે.

આઓ 'પેનલકોડ' ફરીથી છાપી કાહડવો એ લોકોને ઘણો ખરચાલુ પડે એવા વિચારથી મી૦ ત્રીકમરાયે પોતાના પુસ્તકમા તે કાયદો લુછે તથા તેમા કેહના કેહના ગુનાહો માટે કેહવી કેહવી જુદી સજા ઠરાવીછે તે ટુકમા બતાવવાની ઘણીજ સરસ યુકિત કીધીછે. દરેક પાનામા તેઓએ ત્રણ ખાસન પાડીછે જેમાની પેહલીમા "કહી કલમથી તે ગુનાહનો ઇનસાફ થઇ શકે, બીજીમા ગુનાહની મતલબ અને ત્રીજીમા પોલીસ વગર વારંટે પકડી શકે કે નહિ એ વગેરે બાબદ દાખલ કીધીછે. ગુનાહની કલમો થઇ રહ્યા પછી નીચે તે કલમો ઉપર થયલા કેસના તથા ટુંક સમજની જરૂર દેખાઈછે ત્યા તેની સમજ આપવામા આવીછે'

મી૦ ત્રીકમરાયે મેહનત લઇ દરેક ...ને અનુસરતા જેજે મુકદમાઓ હાલ કોર્તના જડજોએ કીધા હોય તે તથા તે બીજ જાતના ચુકાદાઓ જે વિલાયતની કોર્તોમા થયા હોય તેની શાહદતો ટાંકીછે; તથા ચોપડીની શરૂઆતમા એક લાંબી અનુક્રમણિકા જોડીછે, જેથી કોઇપણ શક્ષને કાઇ ચોકસ બાબદ શોધી કાઢવી હોય તો આ અનુક્રમણિકાથી તેમ કરવુ ઘણુંજ સહેલ થઇ પડેછે. ટુંકામા, મી૦ ત્રીકમરાયે પોતાની ચોપડી બનતી રીતે ઉપયોગી થઇ પડે તેવુ કરવાની બહુજ સંભાળ લીધેલી દીસેછે.

હિંદુસ્તાનનો ફોજદારી કાયદો જે આજે આ ખંડને એક નાકેથી તે બીજે નાકે સુધી પોતાનો પુર અમલ ચલાવેછે તે કાયદાનો પેહલો ખરડો તૈયાર થયા બાદ તે કેટલા લામ્બે વખતે પસાર થયો તેની એક ટુંક તવારીખ ગ્રંથકર્ત્તાએ પોતાના પુસ્તકમા આપીછે, જે રમુજી તથા ઉપયોગી ધારી તેઓના પોતાનાજ બોલોમા નીચે ઉતારિયે છિયે —

"આ હિંદુસ્તાનના ફોજદારી કાયદાનો મુસદો પેહલવેહલો સને ૧૮૩૪ મા બેઠેલા લૉ કમીશને કર્યો હતો. આ કમીશનમા લૉર્ડ મેકોલે, સર જેમ્સ એમલીયેર્ડ, મી૦ આનડરસન અને મી૦ માલેત મેમબર હતા. આ કમીશને આ કાયદાનો મુસદો તૈયાર કરીને સને ૧૮૩૭ ના અકતોબર મહિનામા હિંદુસ્તાનની સરકાર તરફ મોકલ્યો. હિંદુસ્તાનની સરકારે આ મુસદો જુદા જુદા ઇલાકામા મોકલ્યો. દરેક ઇલાકામાથી આ મુસદા વિષે કેટલીક સુચના અને ટીકાના જથા બધ કાગલો આવ્યા અને તે હિંદુસ્તાનની સરકારે તે વખતે બેઠેલા લૉ કમીશન પાસે મોકલી દીધા. આ લૉ કમીશને એ સુચના અને ટીકા ઉપર ધ્યાન આપી હિંદુસ્તાનની સરકારને સને ૧૮૪૬ ના જુલાઇ મહિનામા એક અને અને

૧૮૪૭ ના જુન મહિનામાં એક એવી રીતે વિસ્તારવાલા બે રીપોર્ટ કર્યા. આ બેઉ રીપોર્તમાં લૉ કમીશને ઘણુંજ ધ્યાન આપી અમલ મુસ્સદાની તરફેણમાં અને અમુક મુસ્સદાની વિરૂદ્ધમાં જે કાંઇ જણાવવાનું હતું તે સર્વ લખ્યું હતું.

"હિંદુસ્તાનનો ફોજદારી કાયદો પસાર થયા પેહલા આખાં હિંદુસ્તાનને લાગુ પડે એવો કોઇ એકસરખો ફોજદારી કાયદો ચાલતો ન હતો. ઇલાકાનાં મુખ્ય શેહેરોની સ્થાનીક હદમાં અંગ્રેજી ફોજદારી કાયદો ચાલતો હતો, અને દરેક ઇલાકાના જીલ્લામાં જુદા જુદા રેગ્યુલેશન અને કાયદાઓ ચાલતા હતા, કેમકે ગયા સૈકાની આખેરીથી અને આ સૈકાની શરૂઆતથી દરેક ઇલાકામાં પોત પોતાંના કાયદા બંધાતા, અને ૧૮૩૪ માં મદ્રાસ અને મુંબઇના ગવરનર પાસેથી એ કાયદા બાંધવાનો અધિકાર લઈ લેવામાં આવ્યો. (અને ૧૮૬૨ માં કેટલીક હદમાં રહી કાયદા કરવાનો અધિકાર આ બેઉ સરકારને મલ્યોછે.) અને આખાં હિંદુસ્તાન માટે ગવરનર જેનરલ ઇન કાઉનસીલને એ અખ્તીઆર એજ વર્ષમાં આપવામાં આવ્યો. અને ૧૮૩૪ પેહલાં દરેક ઇલાકામાં જે ફોજદારી કાયદો ચાલતો તે ઘણોજ ગડબડ વાલો હતો. બંગાલમાં મોગલ પાદશાહોના વખતમાં જે ફોજદારી કાયદો ચાલતો તેમાં બંગાલની સરકારના રેગ્યુલેશનથી અને હિંદુસ્તાનની કાઉનસીલના કાયદાથી કાંઇ ફેરફાર કરી ચલાવવામાં આવતો હતો. મદ્રાસમાં પણ બંગાલની માફક ચાલતું. મુંબઇમાં અને ૧૮૨૭ ના રેગ્યુલેશન ૨૪ માંથી અને અને ૧૮૨૮–૨૯–૩૦ અને ૩૧ માં થયલા બીજા રેગ્યુલેશનથી ફોજદારી કામ ચલાવવામાં આવતું હતું. જુદા જુદા ઇલાકામાં ઉપર બતાવ્યા પ્રમાણે જુદા જુદા કાયદા ચાલતા હતા તેથી એક ઇલાકામાં એક ગુનાહ માટે કાંઇ સજા થતી ત્યારે એવા ગુનાહ માટે બીજા ઇલાકામાં જુદાજ પ્રકારની સજા થતી.

"લૉ કમીશનર સાહેબોએ આ સઘલી અગવડ ખુલ્લી રીતે બતાવી હતી. તેમ છતાં લગભગ ૨૫ વર્ષ સુધી એ કાયદો પસાર કરવામાં આવ્યો નહિ. ૨૫ વર્ષ સુધી પસાર નહિ થવાનું કારણ એટલુંજછે કે એ મુસદો રજુ થવાં પછી કાબુલની લડાઇ, સીખ લોકોની લડાઇ, અને ૧૮૫૭ નો બલવો એ વગેરે કારણથી તેમજ બીજાં કેટલાંક કારણથી હિંદુસ્તાનના ગવરનર જેનરલોનું ધ્યાન હિંદુસ્તાનની રૈયતને આવો કાયદો પસાર કરી સુખી કરવા તરફ જતું નહોતું. અને ૧૮૬૦ નું વર્ષ એક ફલદ્રુપ મોસમની માફક કાયદા સ્થાર કરવામાં ફલદ્રુપ થયું હતું. એ સાલમા કાયદા પસાર થયા હતા તે વખતે આ હિંદુસ્તાનનો ફોજદારી કાયદો પણ પસાર થયોછે.

"આ હિંદુસ્તાનનો ફોજદારી કાયદો ઘણા વિદ્વાન માહ પુરૂષોએ ઘડયોછે તેથી કોઈ પણ ગુનાહ ભરેલું કૃત્ય તેમા દાખલ કરવા તેઓ ભુલી ગયાછે એવું નથી."

આ ઉતારા ઉપરથી વાચનારે જોઇ લીધું હશે કે જે કાયદાનો ખરડો છેક ૧૮૩૪ નાં સાલમાં ઘડાયલો તે કાયદો રહીરહીને ૨૬ વર્ષે ૧૮૬૦ માં પસાર થયો,

ધારાની ચોપડીઓની ભારી કિંમત સાથ સરખાવતાં મી॰ ત્રીકમરાયની આ ચોપડીની ૩૩ ની કિંમત હમોને ઘણીજ નજીવી લાગેછે. તોપણ હમોને કહ્યા વિના ચાલતું નથી કે ચોપડીની કિંમતમાં એક બે રૂપીઆનો વધારો કરી, તેને સુંદર અને હાથમાં ધરવા ગમે એવા આકારમાં પ્રજા સનમુખ મેલી હતે તો તે વધારે પસંદ કરવા જોગ થઇ પડતે. ચોપડી તેના હાલના આકાર અને છપાઇમા બહુ કંગાલ દીસેછે.

કોઇ પણ ગ્રંથકાર પોતાના ગ્રંથને બાહાર પાડવામા પુરતી સંભાલ લેવાની અને વખત વાપરવાની કંજુશાઈ કરે એ હમોને મુદલ પસંદ નથી. મી॰ સોકમરાય પોતાના દીબાચામા કહેછે કે ચોપડીમા રહી ગયલી ભૂલો વાંચનારે મેહરબાનીની રાહે દરગુજર કરવી કારણ કે તેવણના પૃફ શીટ તપાસવાને તેઓને પુરતી અવકાશ મલી ન હોતી. એક ચોપડી—અને તે [illegible] વલી ઘાગ જેવી ઉપયોગી ચોપડી—બાહાર પાડવી અને તેને શુધરેલા આકારમા પ્રજા હજુર મેલવા સામે બેદરકાર રેહવું એ કોઇ પણ ગ્રંથકર્તાને મુદલ શોભા આવનારૂં નથી. હમો કબુલ કરીયે છિએ કે મી॰ ત્રોકમરાયને છાપનારની ભુલો સુધારવાનો કદાચ પુરતો વખત નહિ મલ્યો હોય, તોપણ આવી હાવહવાય અને ઉતાવલી હાલતમા તેને ગોપા ફેકી દીધા કરતા, તેને પ્રગટ કરવામા જો તેઓએ પાચ છ માસની ઢીલ કીધી હતે તો તે પરવડતે. ચોપડીમા રહી ગયલી 'છાપનારની ભૂલો માટે હમો ખચીત દલગીર છિએ અને તે ભૂલો જાણી જોઇ રેહવા દેવા માટે હમો ગ્રંથકારને માફ કરી શકતા નથી.

"બાગી પણ ભરૂચ" તેમ છતાઇમા મા ખોઇ રીતે આ ચોપડી ગમે એવી ખરાબ હોય પણ પ્રજાને ઉપયોગી થઇ પડવામા તે પરન્ત પડે એવુ હમો માનતા નથી. ઇગ્રેજી નહિ જાણનાર ગુજરાતી વાંચનારાઓને આ પુસ્તક એક "રેફરન્સ બુક' તરીકે ગણવાની હમો ભલામણ કરીયે છિએ.

---

## બુરૂં માણસ.

(શેખ સાઅદી ઉપરથી.)

સદા ન કે વાલ જો અમરની જલ,
[illegible] ઊગવાના નહિ તેવી નેતરને ફળ
બુરાની સંગતમા નો [illegible] વખત,
કે [illegible] વાસો ન આપે શકર

[illegible] ન. પી.

# મજદયસ્ન અથવા જરથોસ્તી ધર્મ, તેનું પડી ભાગવું.*



ઉપલા નામનો એક નાહનો રેસાલો નોશિરવાન નામના એક જાણીતા લખનારની કલમથી લખાયલો હમુને મલ્યોછે. તેની પોહોચ માનને સાથ કબુલ રાખીયે છિયે હાલમા જરથોસ્તીઓમા ધર્મ સંબંધી જે બેદરકારી ચાલી જાયછે, તથા એ ધર્મ દહાડે દહાડે પડી ભાગતો જાય છે એમ ચો તરફથી બોલવામા આવેછે, તે તકનો લાભ લેઇ નોશિરવાને આ રેસાલાથી એમ બતલાવાની ઉમેદ રાખીછે કે જરથોસ્તી ધર્મ જો હાલ પડી ભાગતો હોય, તો એમ કાંઇ આ પેહલ વેહલી વેલાજ બનતું નથી, પણ શીકંદરના હાથપર શાહ દારાના માર્યા જવા પછે, અને શેહનશાહ યજદેજર્દ શેહેરીઆરનાં અમલ પછે ઇરાનમા આ પુરાનો ધર્મ બબે વાર ઘણી ખરાબ હાલતમા આવી ગયો હતો. આમ જણાવ્યા બાદ નોશિરવાન ખરા ધર્માભીમાનથી અફશોશ કરેછે, કે જુવાનીઆઓ મધેથી જે દીનદારપણું ઉઠીગયું છે તેનો ઉપાય દીનના ઉપાધ્યાઓ તેમજ આગેવાનો કાંઇ કરતા નથી, અને આલશાઇમાં તેમજ બેપરવાહીમાં કીંમતી વખત જતો મુકેછે. નોશિરવાનનો આ બનાપો બોલિબોલ ખરોછે તેમા તો કશો શક નથી.

પણ નોશિરવાને આ રેસાલામાં એક મોહટી અને અગતની ભુલ કરીછે,

---

* મજદયસ્ન અથવા જરથોસ્તી ધરમ,' તેનું પડી ભાગવુ, લખનાર—નોશીરવાન, મુંબઈ, સઘપત કમ્પાઉન્ડ છાપખાનુ—૧૮૮૧

કે જેને નથી અવસ્તાથી કે નથી તવારી-ખથી ટેકો મળી શકતો. એવકે અસલી ઇરાનીઓપર મુરતી પુંજાનો ખોટો અને ધીકારી નાંખવા લાયક બોટો મુકવા જતાં, પોતાના અસલ ઈરાન વતન સબંધી ઓ-ળખાણનું તવારીખનું જ્ઞાન કેહવુંછે તે બત-લાવી આપ્યુંછે. એવણ લખેછે કે "ઇરાન આટલો વખત સુધી ફક્ત એકજ ખોદાને માનનારા લોકોથી વસાયલો દેશ હતો, ત્યાંના લોકો પણ તેઓના પુરવ અને પશ્ચીમ તરફના ભાઇબંધોને જોઇ મુરતી પુજવા લાગ્યા, અને તેઓ એવાતો વેહેમી થાઇ ગયા કે આરંભમાંજ તે અજ્ઞાન પણું તાલવાને અષો પેગમબર સ્પેતમાંન જરથોશ્ત પોરોશસ્પ પેદા થયો." અસલી ઇરાનીઓ ઉપર મુકાયલું આ તોહમત તદ્દન ગલત અને નાપાયદારછે. દુન્યાંની અપાતી પરનાં ઘણાં દેશોપર ફેલાયેલા મુ-રતીપુજાનો દોર આલ્યો હતો, પણ ઇરાનમાં દુન્યાંની સરૂઆતથી તે આજના વખત સુધી બુતપરસ્તી ધરમ પલાયો હોય એમ ભરોસેદાર તવારીખથી મુદલ જણાતું નથી. મેહેઆબાદ અને કયુમરસનાં વખતથી તે શાહ ગુશતાશપના વખત સુધી ઇરાનમાં માજદીઅસનો દીન ચાલતી હતી, અને એ ધરમ પાલનારાઓ માજદીઅસનાન અ-થવા પઓઇરયો—તકએશ એવાં નામોથી ઓળખાતા હતા. માજદીઅસનો દીન નેક રાહ બતલાવનારી અને એકજ ખોદાને પીછાંનનારી હતી. આગલ ચાલતાં નોશે-રવાંન લખેછે કે "તેણે (જરથોસ્તે) તે વખતે, એટલે શાહ ગુસ્તાસપનાં વખ-તમાં મજદયસ્ન ધરમ લાવી તેઓને ચો-ખા કીધા." પણ એવણે જાણવું જોઇએ કે મજદયસ્ન ધરમ તો જરથોસ્ત સાહેબ નાં, જમાના આગમજનો ઇરાનમાં ચાલતો આવેલો હતો, અને જરથોસ્તે તો એ ધરમમાં જે સાર અને ફાયદા કારક હતું

તે રેહેવા દેઇ જે નરસું અને વેહેમ ભ-રેલું હતું તે કાઢી નાખી માજદીઅસની દીનને વધારે ખાલેશ અને પવીત્ર બનાવી જેસ્દેતી કીધી, અને ત્યારબાદ એ નવી દીન જરથોસ્તી માજદીઅસનો દીન અ-થવા હોરમજદી જરથોસ્તી દીન તરીકે ઓ-ળખાવા લાગી. હમે ઉપર કહેલું કે જર-થોસ્તે અસલ માજદયસની દીનમાંથી નરસું અને વેહેમ ભરેલું કાઢી નાખ્યું, તે પરથી એવો મતલબ ન ઉઠાવવી કે એ લોકો મુરતીપુજક બની ગયા હતા, અને મુરતીપુજા કાઢી નાખી જરથોસ્તે તેમને સુધાર્યાં. પણ તે વખતે કદાચ એમ બન્યું હોય કે જેમ હાલ આપણામાં હીંદુઓની કેટલીક રાહરસમો દાખલ થાઇછે તે મી-થાલ દેવ લોકો (મુરતી પુજકો) ની કેટલીક રાહ રસમો તે વખતની માજદીઅસની દીનમાં દાખલ થાઈ હોય, તેને જરથોસ્તે તેરથી કાઢી હોય, અને જેમ એશીરીઅન તથા મીડીઅન લોકોની હકુમત પછે માહ-તમા કુરેશ પાદશાહે તથા પારથીઅન હકુ-મત પછે અરદેશર બાબેગાને જેવી રીતે પારસી કોમ વાલાઓથી જરતોસ્તીઓમાં આમેજ થાયલી રાહરસમોને દુર કરી જર-તોસ્તી પડી ભાગેલા ધરમને સુધારયો તે વીજ રીતે માજદીઅસનો ધરમને જરતો-સ્તે સુધાર્યો, એમ આપણ કહીશું તો તે ખોટું કહેલું નહી ગણાશે. બાકી એસી-રીઅન, પારથીઅન, મોહેમેદન તથા હીંદુ રસમો આપણા ધરમમાં દાખલ થવાથી અસલી તેમજ હાલના પારસીઓ મુરતી પુજક કોઇબી દને બન્યા નથી, તેમજ લોહોરાસ્પ અને ગુશતાશપ, જેવા નામાકી-ત શાહોનાં અમલમાં અસલી ઇરાનીઓ દુરવંદોની સંગી રાહ રસમ અખતીઆર કરી મુરતીપુજક બન્યા હતા, એમ કોઇની તવારીખશનાશ છાતી ઠોકીને કહી, નથી. આ ફેસલાની ભાષા જ…

છપાઇંગી મુશાઇદારછે, પણ આ લખાણ જેટલું એક ચોનાન્યાના શબ્દોને શોભા વતે તેટલુ એક છુટક ચોપાન્યાના આકારમા ખારાજનુ નથી કારણ લખાણની મતલબ ઘણે ઠેકાણે અધુરીછે, અને બીના બધી જુની અને સર્વેને જાણીતીછે. નવી બાબદ તેમા કાંઈ નથી અને એની કીમતના જે બે આના રાખ્યાછે તે કદાચ બે દોહોડીયાને બદલે ભુલમા છપાયા હશે!

## ઈનામનો સવાલ.

(સરેસતાનુ ઈનામ)

ચલકતી ચશમના માનવી! જોકે હું આંધળી છું, તોપણ તારી હજુર દુન્યાના દુરદરાજ દેશો અને ખુદરતના પચરંગી અને અમુલ્ય ચીતારો ચીતારવાને, તથા બે માઇલ દુરનો દેખાવ બરોબર નહીં જોઇ શકે એવી તારી નબળી ચશમને હજારો બનકે લખો કોશ દુર પડેના જમીન અને જમાનાના દોરગી દેખાવો જોઇ શકે એવી નૂરમંદ કરવાને હું શકિતવાન છું! મારામા જીવ શકિત નથી, પણ તારા મગજને મરતી હાલતમાથી જીવતુ કરવાને હું શકિતવાનછું! માણસોથીજ હું જનમ પામું છું અને મરતને પોહચું છું, તો પણ તેમની માનસાઇને જનમ આપનાર અને તેમને માનસાઇ મરતને પોહોચાડનાર હુંજ છું. પગ વનાની હોવા છતા હજારો વરસથી હું ચાલતી આવી છું, ચાલુ હાલત પરમાણે હાલ પણ હું ચાલુછું, અને જમાનાઓ સુધી સદા ચાલતીજ રેહનશ. તેમજ હજારો વરસ આગમજ બનેલા બનાવો નવેસરથી તસાથી જોવા દુન્યાના જેવી ભાગ ઉપર તુ જવા ઇછશે ત્યા ન મનાઇ શકે એટના ટુંક વખતમા તુને ફેરવી લાવશ. કારણ તુને કરાહત અને જમાનાનો વિચીત્ર મુશાફર બનાવવાની વિચીત્ર શકિત મુજમા છે. હું મુગી બેહરી છું, પણ બેહરાઓ વટીક મારી વાત સમજી શકેછે, અને મુગાઓ મારી સાથે વાત કરી શકેછે સોવાસન મીસાલ સાદા પોશાકમા હુ ઘણીવાર સોભા મેલવુછું, પણ મારા આશકોને સીંગારવાને હું સદા તઇઆર રેહુંછું. બાજે વખતે કાઇક ઓર તહરેના કાલા રગના ગોહરો મારા સાદા અને સફેદ પોશાકપર ઘગલાબંદ જડવાથી, મારો દેખાવ ગંભીર થઇ પોહોછે, તે છતા મારી મુલાકાત લેનારાઓ ગંભીરજ છોરી, બાજે વખતે રમત ગમતમા હસતા રમતા, અને ખુશ ખુશાલીમા રંગીલા મોજીલા બની, આનંદાશનાઓનું ધ્યાન મારી તરફ ખેચેછે. દોરંગી દુન્યા માફક દરેક બાબદ અને દરેક દેખાવમા હું દીમેદી અને દોરંગી છેઉં. હું જાડી, બારી, મોહટી. અને જુની છું. વલી પાતલી, હલકી. નાહાની અને નવી પણ છું. હું ઘણું કરીને સારી અને સુંદર હોઉં છું, પણ બાજે વખત બુરા માણસોને બશ પરવાથી. હું બદીને ઉત્તેજન આપનાર, બુરા હવસોને ઉશ્કેરનાર, દુન્યાની ખરાબી કરનાર, અને પગથી તે માથા સુધી બદીઓથી ભરપુર, નાગી, અને નીરલજ ગણાઉછું. બાજે વખતે હું મેલી, ઘેલી, ને ચીથરેહાલ થઇ પડું છું, અને બાજે વખતે સુના રૂપા અને તહરેવાર રગોના સીગારથી સંગગ. પની, રંગ બેરંગી અને પચરંગી દીશુ છું કમભાગ્યે નબલા વિચારના, છાનકા મગજના, જંગલી ખાસલના, ચીગાવવા દુલદો અને ભુખરી બાગકસ, દોલધાલુ મકઇ બુઢાઓથી જો હું જનમ પામું છુ તો, મારી હસ્તી નકામી બલકે એક પીડા શરીખી ગણાવાથી, મને જલદી મારી નાખનસા આવે છે, પણ મગતી મરજીની હજારોને આડે માર્ગે ઉતારી, ખુવાર કરી, મારી

એક વારની, પનીદી ભરેલી, રેગીસત, દાકન અનતારો હસ્તીની લામદાયક અશર ગણી જાણેતું. પણ જ્યારે કવિઓ, દાનાપો, ફીલસુફો, અને નામીચા મોધ કરનારાઓથી હું હસ્તીમા આવું છુ, ત્યારે મારી ઉપર હજારો જણાઓ આશક પડે છે, કે જેઓ પોતાનો શોક પુરો પાડવા મને નવાનવા અનતારમા વખતે વખત હસ્તીમાં લાવી, પોતાના સુખ દુખને સાથી બનાવી રાખેછે. એ રીતે વરસો, સદીઓ, બનકે જમાનાઓ સુધી, જુદા જુદા આશકોની માનીતી માશુક બની, તેઓની મોહોબતી ચશમને ઠડક આપવા તથા તેઓની જીદગીને સુખી બનાવવામા હું જીદગી ગુજારૂં છું. હજારો આશકની મોહોબત-વતી માશુક બની રેહેના છતા, સર્વે ધર્મ અને ન્યાત જાતમા વટલી, અને દેશદેશ ભટકતી રેહેના છતા, હું નાપાક અથવા બેવફા ગણાતી નથી, કારણ મોહબતના પવીત્ર બધનથી હજારો સાથે જોડાયા છતા મારો દરેક આશક મને પોતાની વફાદાર અને હેતવતી માશુક ગણે એ રીતે તેમના તનમન હરન કરનારી માહીન હું પોતેજછું. એટલુંજ નહીં પણ વધારે અજબ જેવુ એ છે કે, હજારો ફીલસુફો, કવિઓ અને વિદ્યાર્થીઓની હું માશુક બની રહીશ, એવુ દુનીઆમા જાહેર થવા છતા, અને તે વાત ખોલી રીતે કબુલ કરવામા આવતા છતા, મને એક રસુંદર કુમારી કનીઆ માફક પાક દામાનની અને નીતિ અને નેકીથી ભરપુર ગણવામા આવેછે.

જેટના નામીચા નરો અને માહાન પુરૂશો મારી ખીદમતમા સદા મશગુલ રહેછે, તેટના ગોનાહો વગર કોઇ બનાવત ગરેન શાહની ચાકરીમા હાજર થયા નહીં હશે પેગમબર અને ફીલસુફોએ મને સગીન, અમુલ્ય, અને અમર બનાવીછે, અમોરોએ મને સીગાર આપો છે, અને કુલ દાનાવોથી મને બુજર્ગી અને બુલંદ મર્તબો મલોછે

મારી હસ્તીનો તમામ આધાર માનવીઓ ઉપરજ છે, તથા મને મરતબાવાલી અને અતી ઉપયોગી, તેમજ નીરજાન અને નકામી બનાવવાનું વદીક માનશનેજ હાથ છે, એવો મારો ખોદનો એકરાર સાભલી, એક માનસ તરીકે મગરૂર થતા બુજ શબાન રાખજો, કેમકે ખાલી મગજમા મગરૂરીની ધુંઇ ભરાતા ઘણાઓને હરખવા થઇ આવવાથી, તેઓ હાથથી જતા રેહેયા છે! તેવી મગરૂરીની ધુઇ તમારા મગજમા નહી ભરાય, અને અત્યાર સુધીમા જો તે ભરાઇ ચુકી હોયતો, તે આ તાનાજની ભરેલા, તીખા તમતમતા, મસાલેદાર સખુનોની અશરથી તરત ઉડી જાય, માટે પુરતા વીશ્વાસ સાથ મને કેહેવુ પડેછે કે — અય મગરૂર માનવીઓ! જોકે મારી હસ્તીનો આધાર તમો પર છે, તોપણ તમારા મરન પામેલા ન્યારાઓની યાદી કાયમ રેહેવાનો, બનકે તેઓ મરન પામવા પછી વરસોની રેલ સાથે સદીઓ તનાઇ જાય, જમાનાઓની ભરતી ભરાઇ ચુકા છતા, તેઓને હમેશગીની નીદની સુવેલી હાલતમાથી પણ જ્યારે જોઇએ ત્યારે પાછા જાગતા અને જીવતા બનાવી આપવાનો આધાર મારી ઉપરજ! હું જીવતી હોવશ તોજ તમારા નામ અને નીશાનની, કામ અને કીર્તિની, ભુરાપણા ને ગોનાહગીરીની, નેકી અને બદીની, જાયજવાલી અને બદબખ્તીની, મોજ મજાહ અને બરબાદી, પાકીજે પ્યાર અને હવસની મસ્તીની, બલકે તમારી તમામ હસ્તી અને વરતેીની યાદ, તમારા મરન બાદ પણ કાયમ રેહેશે, અને મારા નવા નવા અવતાર સાથે તે યાદી પણ તમોને પીરમાથી બેઠી કાહાડી, ફરી ફરીને સજીવન હાલતમા દેખાડતી

રેહુશે! વખતને લોકો બુઢ્ઢો ચીતારી ગયા છે, પણ તેની બુજોર્ગીના ચીતારા મારે બીજ જલનાઈ રહ્યા છે. જે આકાશી ગોનાઓ પર સુર્યના કીરનો પોહોચીશકતા નથી, ત્યા કલ્પનાના કીરનોની સાથે માનવીઓને વીજલીના ચમકારા કરતા પણ વધુ જલદપમા ફેરવી લાવનાર હું છુ! કલપનાને વઠીક હરાવી નાખે એવા ખુદરતના ખોળેલો વીસ્તાર અને હમેશગીનો ખ્યાલી બનક અનદીય અને અનહદ ચીતાર માનમાંઈ નજર હજુર કાયમ રખનાર હું જ છું! પેગમબરો મોજેઝા, શેહેનશાહી દોર દમામ, પેહેલવાની જોર, તોર અને મરોર મારેથી કાયમ રહ્યા છે. દાનેશમ દો અને ફીલસુફોની દાનાઇ ભરી નશીહોત અને ફીલસુફી ભરેલી સંગીન તકરાર, અવલોકન કરનાર અને અખતરા અજમાવનાર વિચારવંત અને શાહશીક માહાન પુરૂષોની આસીરવાદ પામેલી, અમર સોધો, કવિઓની રંગીન કલ્પનાથી હસ્તીમા આવેલા આ બનતા દુનયાઈ મેહેરનો, મારેથી, અને મારેથીજ, સનામત અને અનામત તકી રહયાછે!

ત્યારે બેલો, બોલો, એ વિચારના વમલમા વીનનાયના આદમીઓ! મારી તરફ દોરાગુરૂકનાના હરબધ કરો, અને કહો કે એવી વિપીત, એવી પચરંગી, એવી મગતખાવાલી અને રેવી ભરોંધી ભરપુર હુ કોણ છુ? કેજે વગરપગની હોવા છતા તમો સનમુખ આવી, મુંગી હોવા છતા તમોને સવાલ કરવાની, અને મેહુસ હોવા છતા તે સવાલનો જવાબ સાંભલવાની માગણી કરૂં છું.

નરગેશ.

# દાનાવોની દાનાઈ.

'ઓદા ભીંગડા પુરો પાડે પણ તે પડાવી આપણા મોહડામા મુકતો નથી

શું ગરમ પાણીએ ઘેર બળી જવું છે?

ઓદતાં ઓદતા અંતે શમાઇ હોય લાગે છે.

નદીને તલીએ જઇ માછલી પકડી લાવવાની મેહેનત કરવાને બદલે પરથમ ઘેર આગલ જઈને જાલ બનાવવી જોઇયે.

પાણી વગર હલેશા મગએ નહી, અને શાએ વગર કોઇથી શીખાએ નહી.

શુકર આગલાએ નીમખ ચાટી શકાએ નહી.

## ગયા માસના સવાલનો જવાબ.

દાડમ.

ઈનામ મેલવનાર બાઈ આવાબાઈ નાકરા, તે તેવણે મગાવી લેવુ

## ખરા જવાબ મોકલનારાઓના નામ.

મી૦ ડાજી રામજી
બાઈ આવાબાઈ નાકરા
મી૦ બેરામજી કુવરજી પુરોગર
મી૦ દાઊદભાઈ સરીફભાઈ

## લખી મોકલનારાઓને ખબર.

હાજી રામજી—હમારી ઈનામ આપવાની રીતને લગતા ખુલાસા માટે જુવો હમારા 'વિધ્યા મિત્ર' નો ચાલુ સાલનો મારા ફેબરવારીનો અંક
શરીફભાઈ મનજી (કલકતાથી) તમોએ બતાવેલી ખુશાલીથી હમો સંતોસ પામીએ છીએ
બે૦ પ૦ મે૦—એવા ચરા કાઢવા કરતા કાંઈ બજી આશાર વખત રોકો તો ઠીક
હો૦ મે૦ પટેલ—તમારી બાબદ આગમ આવી ગયલી હોવાથી હમો લેઈ શકતા નથી, બીજી મોકલાવજો

# શુધ્ધી પત્ર.

આગસ્ત માસના—૧૯૫ મે સફે.

| આસુધ. | શુધ. |
|---|---|
| લાઇન ૨૭ મી મા વિસ્તીને | એ વિસ્તીર્ન |
| ,, ૨૮ મી—તમ | તે |
| ,, ૪૭ મી—આ | એ |

સફે ૧૯૬ મે

| | |
|---|---|
| લાઈન ૩૭—ગમભોર | ગભીર |
| ,, ૨૮ મી—અનાર | બનાર |

ધોબીતલાવ—નમબર ૮૭૨ વાલા ઘેરમા,
મુંબઈ વર્તમાન છાપખાનામા મનચેરજી હોસંગજી જાગોસે છાપ્યું છે.



# વિદ્યામિત્ર.

પુસ્તક ૮ મું. અકટોબર ૧૮૮૯. અંક ૧૦મો.

## ગુજરાતી ગ્રંથકારો.

Authorship is, according to the spirit in which it is pursued, an infamy, a pastime, a day-labour, a handicraft, an art, a science, or a virtue.—SCHLEGEL.

આ વિશાલ શેહેરના મધલા ભાગોમાં હું ફરી વળ્યો નથી; અને ગાળી પોળે ઘણા પુરૂષો એના આડવાટ કે ગલીકુંચીથી જાણીતા નહિ હશે. એક વેળા એક ખુણે પડેલી સાંકડી ગલીના સાંકડા ભાગમાં એક નાના ખખળી ગયલાં ઘરમાં હું દાખલ થયો, અને એક ભાગેલા દાદર પર ચહડીને એક અંધારા દિવાનખાનામાં પ્રવેશ કીધો. ઉંબરામાં પગ મેલતાંજ હું તો લોકોના દેખાવથી વિસ્મય પામી ગયો. થોડીક જુની કબાટોમાં ધુળ ખાતી ચોપડીઓ પડેલી હતી, તથા વર્તમાન પત્રોને સાથે ગોઠવીને દેવાલપરલટકતાં રાખ્યાં હતાં. વચમાં એક લાંબી મેજપર નાની મોટી વયના કેટલાક પુરૂષો બેઠેલા હતા, જેઓએ, પોતાના કામમાં નિમગ્ન હોવાથી, મારી તરફ એક આડી નજર પણ કીધી નહિ. કેટલાક પોતાના ચશમા ચઢાવીને મારી તરફ જોવા લાગ્યા કે તુરત મેં નમીને તેમને નમસ્કાર કર્યા, પરંતુ તેઓ પોતાનાજ વિચારોમાં, એટલાતો ગરક થયલા હતા કે મને કોઇએ ઉત્તર દીધો નહિ. આવા આવકારથી તો મારે ખરૂં પાછું ઉતર્યું પરંતુ કરવું શું? તેઓ મહાવિદ્વાન પડ્યા એટલે આપણાથી કશું બોલાય નહિ. તે લાંબી મેજપર કાગળના દસ્તા અહિં તહિં પડેલા, લખેલાં કાગળોના ઢગલા થયલા, જુનાં પુસ્તકો ઉઘાડાં પડેલા અને કોઇના હાથમાં કાતર ને કોઇના હાથમાં ચપુ, કોઇના હાથમાં ગજ ને કોઇના હાથમાં કુચડા પકડેલા હતા. વળી કોઇ કોઇના ભવાં ચહડાવેલા ને હાથમાં દંડુકા ઝાલેલા એટલે આપણાનો તેમની નજદીક જવાની હિંમત થઇ નહિ. વળી બીજાઓ હસતે મોહડે શરિરમાથી વલી વલીને વાત કરતા, જેઓમાના દરેકની સામણે એકેકો ગાખણનો ઘડો મુકેલો હતો જેનો ઉપયોગ તેઓ છુટથી કરતા જણાતા.

તેઓમાના ઘણાખરા નિરધન અવસ્થામાં હોય એમ લાગતા. પુરતું ખાવાનું નહિ મલ્યાથી કેટલાકો સુકાઇ ગયલા હતા, જેઓ પોતાના ખિમચા સરખા સુખી પડોશીઓને જોઇને બહુજ બળતા હોય તેમ જણાતું. તેઓ ફીકા ચેહેરા સાથ ધ્રુજતે હાથે પોતાના કામમાં ગુંથાયલા હતા. તેઓમાંના કોઇ કોઇના લુગડાં જોઇને મને બહુજ દયા આવી. મેલાં ગંધમારતાં લુગડાં ને તે પણ ફાટેલાં! પરંતુ તેઓના મોહડાંપર સંતોષ થઇ ગયલો હતો. તેઓ માહેલા કેટલાક વૃદ્ધ પુરૂષો ધોલા વાળ કે કાબરચિત્રી દાહડી મુછ સાથે તે મંડલને

શોભા આપતા, પણ તેમનીજ પડોશમાં કોઇ કોઇ દેખીતા નાદાન છોકરાઓ મોટી મોટી કલમ ઝાલીને મહાન વિદ્વાનમા ખપતા.

તે મેજને નાકે બેઠેલા એક ઢાંગા પુરૂષને મેં દીઠો કે તે ઇંગ્રેજી વર્તમાન પત્રોનાં કકડા બુકડા કરીને એકપછી એક ગળી જતો. આ દેખાવથી મને હસવું આવી ગયું, જેથી તે ફુલી ગયલા પુરૂષનો એક દમ મીજાજ બેહેકી ગયો અને પોતાની કલમની તીણી અણી મારી તરફ કીધી. હા! તે કલમનો એકાએક ભાલો બની ગયો અને તેની તીણી અણી મારા શરિરમાં પેશતાંજ મને બહું વેદના થઈ. તેજ વખતે તે પોતાનું મોટું મોહડું વકાશીને બોલ્યો કે "મુંઢ! શું તુ મને ઓળખતો નથી! હું શેકસ્પયરનું ભુત છું, હું તાનસેનનો પ્રેત છું. મારા સરખો આજ નાટકકર્તા કોણછે?" આ સાંભળતાંજ તેની સાંમણે બેઠેલો એક બીજો ઢાંગો વૃદ્ધ પુરૂષ ધીક્કારથી હસી પડયો અને જાણે પોતાના હરીફને ગળી જવા માંગતો હોય તેમ મોહડું વકાસ્યું. પણ તેણે મારી તરફ નજર કરીને કહ્યું જે "બીહી ના હું તારૂં રક્ષણ કરીશ, હું શીરદુશીનું ભુત છું. મારા સરખો આજ કવિરાજ કોણ છે?" એટલામાં તે મેજને બીજે નાકેથી મને કંઇક ઘોંઘાટ સંભળાયો. ત્યાં જોઊંછું તો થોડાક સુરતી—અમદાવાદીઓ પોતાના હાથ માહેલા ગજ ઊંચા ધરીને સંસ્કૃત શ્લોકો ભણ્યા જતા હતા, તથા પોતાના ગજે કરીને આડી અવળી માપણી કર્યા જતા. તે અમદાવાદી બોલી ઉઠયો "ના ભાઇ ના, કવીશ્વર તો હું છું. હું ગમે એવી પણ શિઘ્ર કવિતા બનાવી જાણું છું" પણ તેજ વેળા તેની સાંમણે બેઠેલા એક સુરતીલાલ બોલી ઉઠયા કે "ના, ના, મગજનું પાંડીત્ય તો મારામાં છે. હું "બાયરન"નું ભૂત છું." વલી એટલામાં એક બીજો હિંદુ ગ્રંથકર્તા બોલી ઉઠયો જે "ભાઇ સાભલી લેઓ, આજ કાલનો કાલીદાસ-હું છું." આ ગ્રંથકારોની મારામારીથી હું તો ભયભીત થઇને મુંગો મુંગોજ ઉભો રહયો. એટલામાં એક સુપેત દાહડીવાલા મુસલમીન કવિએ ચશમો ચટાવીને હિંદુસ્થાની ને ફારસી બેતો મોટે મોટે વાચવા માંડી જેમાં કશી નવી કલનાનો હતીજ નહિ! પરંતુ માહે પુશકલ મીંઠું ખણ હોવાથી તે સ્વાદીષ્ટ લાગતી. આપણે જોયું વાહા! મ ચાં સાહેબ ખીલ્યાછે.

પણ એક ફુલેલા શરીરનો પુરૂષ ચશમો ચઢાવીને લખ્યેજ જતો હતો. તેના લખાંણનું મથાલું મોહટા અક્ષરે કીધું હતું કે "અમારા ખબર પત્રીએ મોકલેલા "ટાઅબકટુ" ના સમાચાર." ધન્ય છે? કેહવા સાહસીક ખબર પત્રીઓ કે તેઓ દુન્યાને એક છેડેથી બીજે છેડે સુધી ફરી વળેછે?

વળી કેટલાક જુવાન પુરૂષો તો પણજ તુચ્છકારથી સઘલા તરફ જોતા. તેઓમાંનો કોઇએક નિર્જીવ પ્રાંણીના મરણ પર મરશીયા જોડતો તો બીજો પોતાની સ્ત્રિના વિયોગ પર ફોક મુકી શોક કરતો. કોઇ કાઠયાવાડી કવિશ્વર દોહરા પર દોહરા રચ્યા જતા, અને અનુપ્રાસ મેલવવામાં પોતાનો સઘલો ભંડોલ વાપરતા. વળી કેટલાક નાની વયના છોકરાઓ કોઇ કોઇ ચોપાંન્યાંના અધિપતિ કેહવાતા તથા દુન્યાંનો અનુભવ મેલવીને જાણે પાર પડી ગયા હોય તેમ સઘલાને, ને વળી સઘલાજ વિશયોમાં બોધ કરવા જતા. તેમની નાદાન વય ને ઘંભીર દેખાવ અતી રમુજ આપતાં. વલી કેટલાક ઇતિહાસ કર્તાઓ હ્યુમ ને ગીબન કે એલ્ફીનસ્તનને રાલીનસનના હાથ પગ કાપી નાંખી પાંગલા લુલા કરી નાખતા. વળી કોઈ કોઇ હિંદુ ગ્રંથકારો પોતાની સાંમણે મુકેલા સંસ્કૃત સબ્દો કોષમાંથી લાંબામા,

ઘાંઆ શબ્દો વિણી કાઢીને પોતાના લખાણોમાં ઘુસાડી દેતા; તેમજ કેટલાક પારસી ગ્રંથકારો પોતાને ફારસીનું ગ્નાન ન હોવા છતાં વ્યવહારમાં ન આવે એવા ફારસી શબ્દો વૃથા દાખલ કરતા.'

આ સઘલું જોવાથી ગ્રંથ રચવાનો હુન્નર તેમજ ગ્રંથકારોનો મર્મ હું કેવળ પામી ગયો અને હું પણ એક પંક્તીમાં બેસવાનો તથા એક નામાંકિત ગ્રંથકાર બનવાના વિચારમાને વિચારમાં મારી મુછને મરડી મસલીને તાવપર તાવ દેવા લાગ્યો. પણ મારા આ ગ્રંથીના દમામથી તેઓ મારેલા ઘણા પુરૂષો બળવા લાગ્યા. હું તુરત ચેતી ગયો-કે તેમની આખમાં ચનિ-આર આવ્યો હતો, માટે હવે મારે પોબારા ગણવા જોઇએ. પણ તેટલામાં તો તે મશાલાઓ પોતાની તીણી કલમ ભાલાની પેઠે હાથમાં ઝાલીને મને ચારે બાજુથી ગોદા મારવા લાગ્યા, જેથી હું બુમ પાડતો ધભરાતમાં ને સભગતમાં નાહાસવા પડ્યો. પણ કમ ભાગ્યે દાદરો ભાગેલો હોવાથી ગગડતો ગગડતો હેઠલ આવીને ધરતી માતાને પ્રણામ કરતો પડ્યો. એટલામાં મારી આખ ઉઘડી ગઇ અને હું જાગૃત થઇને જોવું છું તો ઢોલ્યા પરથી ભોંય ઊપર હું ગગડી પડ્યો છું અને ઘરના માણસો મને ઉઠાડેછે. મારી કોણી ને ગુથણો સોહરાઇ ગયાંછે અને શરિર જરાજગ દુઃખે છે. મારૂ સ્વપ્નું સાંભરી આવ્યાથી જ્યારે જ્યારે હું હસુંછું ત્યારે ઘરના માણસો ઘભરાય છે કે રખે મારી દાઘલી પાકી ગઇ હોય.

---

# જીવપર આવેલું માણસ.

(શેખ સાઅદી ઉપરથી.)

*બનેછ જ્યારે માણસ નિકસ્ત ને આજેજ,<br>
જબાન તેની બનેછે લાંબી ને તેજ;<br>
જેમકે બીલાડી જો હારેલી થાયછ,<br>
દા કુદીને કુતપર કીનાથી જાયછ.

જ. ન. પી.

# એક ચીનાઈ મુસાફરની ફીલસુફી.

પત્ર ૩૦ મો.

---

બાગાયતના હુનરમાં ચીનાઓની સંપુર્ણતા. એક ચીનાઈ બાગનું વર્ણન.

The taste of the English in the cultivation of land and in what is called landscape gardening, is unrivalled. They have studied nature intently, and discover an exquisite sense of her beautiful forms and harmonious combinations.—Washington Irving

જો કે ઇંગ્રેજો બાગબાનીના હુનરને ચીનાઓના જેટલી સંપુર્ણ હાલત ઉપર લાવ્યા નથી તોપણ હમણા હમણાં તેઓની નકલ કરવાને તેઓ શિખ્યાછે. અગાઉના કરતાને હાલમા કુદરતને તેનો રસ્તો વધુ છુટથી લેવા દીધામાં આવેછે, ઝાડોને જેમ બને તેમ કાપી કુપીને આકાર આપ્યાને બદલે તેઓના કુદરતીજ આકારમા રેહવા દીધામાં આવેછે, ઝહરાઓને પણ તેઓનો કુદરતી રસ્તો લેવા દઇ ખાણોની આસપાસ વેહવા દીધામાં આવે છે. હુનરથી સીંગારેલા ફુલના ક્યારાઓની જગ્યા, કુદરતના નાજુક હાથથી સીંગાર પામેલી ફુલવાડીને સોંપવામાં આવીછે, અને કાપીને ખોડકાં કીધેલાં મેદાનને બદલે લીલોતરીથી ચકચકીત થયલી જગ્યાઓ દીઠામાં આવેછે.

આ સઘલું છતાં પણ ઇંગ્રેજો આ મનપસંદ હુનરમાં આપણાથી ઘણા પછાતછે. ગમે તે, પણ બાગની રચનામાં તેઓ હજી રમુજ સાથે ગ્નાન મેળવાને શિખ્યા નથી. યુરોપનોને આ વાત ઘણી અજબ જેવી લાગશે કે ચીનના ઘણાખરા દરેક બાગની રચનામાંથી જોનારને કાંઇ પણ ગ્નાન તથા નીતિનો એકુ સબક તરત નજરે આવેછે.

તે બાગોમાના કોઇમા પણ જેમ એક જણ ફરતો જાયછે તેમ ઘટાઓની રચના, ઝઠગઓનુ વેહવુ, અને ઝાડોની અલગારથી કોઇ બુલંદ અસાઇ યા કોઇ નાજુક ફરમાન તુરત તેના મન ઉપર આવી અઠકેછે. આ બાબદ વિષેનું માહરૂં કેહવું એક દાખલાથી વધુ સરસ રીતે સમજ પડશે, અને તેટલા માટે 'કવાનસી' ખાતેના માહરા બગીચાઓનું વર્ણન હું હેઠલ લખી જણાઉછું. એક વેળાના સુખ અને સંતોષના તે દેખાવોની યાદ હજી માહરા મન ઉપર ભમેછે, અને જોકે હું આટલે બધે તફાવતે છુ તોપણ પકટ કલ્પનામાજ તે બાગો ઉભા કરી હું હજી તેમાથી મજેહ મેલવુંછું.

ઘરમાથી ઉતરતાજ, બંને બાજુ ઉપરના ઝાડોની ઘટા વચેથી એક ફરાખ રસ્તો લંબાયલો હતો, જે રસ્તાને જેમ બને તેમ ચીની કુંડાઓ, પુતલાઓ અને ચિત્રોથી શોભાયમાન કરવામા આવ્યો હતો. આ રસ્તો એક ચોકને જઈ મલતો હતો કે જે ચોકની આસપાસ સઘલી બાજુએ ખડકો, ઝાડો, ફુલો અને ઝાડીઓ જાણે કુદરતથીજ ત્યા ઉગી નિકલ્યા હોય તેવી રીતે ગોઠવવામાં આવ્યા હતા. આ ચોકમા આગલ વધતાજ તેની જમની અને ડાબી બંને બાજુએ સામસામો એકેકો દરવાજો, જુદી જુદી ઢપની બાધણી તથા રોનકનો બનાવવામા આવ્યો હતો, અને ત્યાજ એક મંદીર જોવામા આવતું હતું કે જેની રોણકદાર તથા શોભાયમાન બાધણી જોનારને છક કરતી હતી.

જમણી બાજુ તરફનો દરવાજો ઘણીજ સાદી ઢપમા બાધવામા આવ્યો હતો. તેના થાભલાઓની આસપાસ વેલાઓ વીંટલાઇ ગયા હતા, અને તેની ઉપર ઘંભીર સરુો ઝુમતા હતા. તેની બાધણીમા વાપરેલા પથરો જાણે જમાનાની ગીરદીથી ખવાઇ ગયા હોય એવા દીસતા હતા તે દરવાજામા પેસનાનો રસ્તો પથરમા કોરેલા બે પેહલવાનો ઉઠાવેલા સોટા સાથે સભાલતા હતા. અઝદાઓ અને સરપોના આકાર, અંદર દાખલ થનારને ઘણાજ બીહામણ કદોથી બીહવાડતા હતા; અને બની શકે ત્યા સુધી અંદર જેમલે નજર પોહોચાડતા તેનો દેખાવ ઘણોજ સીહા તથા ભયાનક દીસતો હતો હતો. અંદર દાખલ થવા ચાહનારને જો તેમ કરવાની કાઇ પણ લાલચ હોય તો તે દરવાજા ઉપર કોતરેલો નાચલો લેખ હતો.—રાહે નેકી.

આની સામી બાજુનો દરવાજો વલી તદન જુદીજ ઢબનો હતો. તેની બાધણી શુંદર તથા લલચાવનારી હતી. તેના થાભલાઓની આસપાસ નાજુક ફુલો મરોડથી વીંટલાઇ ગયા હતા. દરેક ચીજ ઘણીજ સંભાલ ભરેલી કારીગરીથી બનાવવામા આવેલી દીસતી હતી તેમા વાપરેલો પથર આરસપાહણ મિસાલ ઝકઝકતો હતો. એક ઉસ્તાદ કારીગરને હાથની કોતરેલી પરીઓ ઘણીજ લલચાવનારી ઢપમા જોનારને અંદર આવવાની નિશાન કરતી હતી, અને આખથી જોવાઇ શકાય એટલે દુર સઘલું શુંદર તથા શોભાયમાન દીસતું હતું. તેની ઉપરની તખ્તી પણ ગોયા તેને મોલાવતી હતી, કારણ તે ઉપર લખેલું હતું—સુખને જવાનો રસ્તો.

હું ધારૂંછું કે આટલા ઉપરથી તમો સમજ્યા હશો કે સીહા દેખાવનો દરવાજો નેકીનો બારીક રસ્તો બતાવવા માટે ઉભો કરવામા આવ્યો હતો, ને તેની સામનેનો રોણકદાર દરવાજો બદીનો શેહલ માર્ગબતાવવા માટે બાધવામા આવ્યો હતો. ઘણું ખરૂં એમજ બનતું કે બાગની મુલાકાત લેનાર કોઇ પણ શક્ષ પેલા લલચાવનારા દરવાજમા ઝટ દઇને દાખલ થતો હતો આવી બાબદમા, બેમાથી (કયો રસ્તો

પસંદ કરશે. એ હું તેની મરજી ઉપર રાખતો હતો, અને હું જોતો હતો કે ઘણું કરીને સઘળાઓ ડાબી બાજુ તરફના રસ્તા પર ધસતા હતા, કે જેની અંદર તેઓ ઘણીજ રમુજ મેળવવાની આશા બાંધતા હતા. ખરીને રસ્તે દાખલ થતાંજ એક શક્ષ ઝાડોને અને ફુલોને ઘણાજ મોહ પમાડનારા આકારમાં ગોઠવેલાં જોતો હતો, પણ જેમજેમ તે આગળ વધતો હતો તેમ તેમ તે મનહરણ દેખાવ દુર થઇ જંગલી વેરાન જગ્યાઓનો તેને ખ્યાલ આવતો હતો. ફુલવાનો આસ્તે આસ્તે અનદીઠ થતાં હતાં, અને તેને બદલે ગુંચવણ ભર્યે રસ્તે તે હળવેથી નીચે જતો હોય એમ તેને લાગતું હતું. દરવાજામાં પેસતાંજ તેની આંખોને મધુરા શુંદર દેખાવને બદલે હાલમાં તેની નજર બીહામણા ખડકો ઉપર પડતી હતી, કે જે દરપલે તેના માથાં ઉપર પડી તેને કચડી નાખવાની બીહક આપતા હતા. જ્યાં જોય ત્યાં અંધારા ખોહ અને સીહા ગારો અને નહિ દાટેલાં મનુષ્યનાં હાડકાંઓના ઢગ નજરે પડતા હતા, તથા અનદીઠ વેહતાં પાણીઓનો ડગમણો અવાજ તેને કાને અડકતો હતો. પાછું ફરવાની કોશેશ કરવી એ તદન નહિ બને એવું હતું, કારણ કે રસ્તો એવો ગુંચવણ ભર્યો હતો કે માહરા શિવાય બીજો કોઇ પણ શક્ષ ત્યાંથી બાહાર નિકલી જવાનો માર્ગ જાણતો ન હતો. ટુકમાં, જ્યારે આ સઘલી ડરામણી ચીજો જોઇ તેના મન ઉપર બુરી અસર થતી હતી અને આ રસ્તો પકડવા માટેની તેની ભુલ માટે તે પસ્તાતો હતો ત્યારે એક છુપે દરવાજે હું પાછો તેને પેલા ચોકમાં લાવી ઉભો રાખતો હતો.

પેલો ગંભીર દેખાવનો દરવાજો હવે તેની નજરે પડતો હતો અને જો કે દેખાવમાં તે પેલા બીજાના જેટલો લલચાવનારો ન હતો, તોપણ તે ઉપર કોતરેલા લેખથી હિમત પકડી તે દાખલ થતો હતો. અંદર પેસતાંજ નજરે પડતો અંધકાર, તેના માર્ગમાં હરકત કરનારા ડગમણા આકારો, ઘણાજ શોકાતુર લીલા રંગનાં દરખતો પેહલા તો તેને ખુબ ગભરાવતાં હતાં. પણ જેમ જેમ તે આગલ વધતો તેમ તેમ સઘલું ખોલ્લું થતું અને દેલપઝીર દેખાવો, આશપાસ, ગોયા જાદુઇ જોરે, ઉભા થતા હેતા. નિર્મલ પાણીના શુંદર ધોધવાઓ, ફુલના દેલપઝીર ક્યારાઓ, દિલકશ મેવાઓ અને કલીઓથી ઝુહલાઇ જતા દરખતો, અને છેટે છેટે નજર પડતા મહેલો, ગોયા બાગે બેહસ્તનો ચિતાર આપતા હતા. આગલ ચાલતાં તે ઊંચાણ જગ્યાએ ચહડતો હોય એમ તેને લાગતું હતું, અને કુદરત પણ આ જગેથી તેનાં ઊંચામાં ઊંચા લેબાસમાં તેની નજરે પડતી હતી. જેમ તે ઊંચે ચહડતો તેમ દેખાવ વધુ મોહલો થતો જતો હતો. દમમાં લેવાની હવા પણ વધુ સ્વચ્છ થતી માલમ પડતી હતી. આ પ્રમાણેની નહિ ધારેલી ખુબસુરતીઓ જોઇ જ્યારે તે તદનજ છક થતો ત્યારે હું તેને એક ઘટા અંદર લઇ જતો હતો, જ્યાંથી આખા શેહરનો મનોરંજક દેખાવ ઠાકેલી આંખોને આસુદગી બક્ષતો હતો. હવે તેની પુરી ખાત્રી થતી કે નેકીનો રસ્તો જો કે પેહલાં ઘણોજ દીકટ, મુશકેલ તથા ડરામણો લાગેછે તો પણ આખેરસ તે અનંત સુખ તરફ આપણને પોંહચાડે છે.

આ વર્ણન ઉપરથી તમો વિચારશો કે આવા ભાંત ભાતના દેખાવો ગોઠવવા માટે ઘણી પોહલી જગ્યા જોઇએ, પણ ખાત્રીથી માનજો કે અતરેના બગીચાઓમાં માહરા બાગ કરતાં દશ ઘણી વધુ જગ્યા રોકાવા છતાં તેમાની અરધી ખુબસુરતી તેમાં સમાવામાં આવેલી હું જોતો નથી. ઘણાજ સારા 'તેરત' થી જો જગ્યા

સીંગારવા ધારી હોય તો તે ગમે એવી નાની તથા શાકડી હોવા છતા ઘણીજ ગરમ રીતે બની શકેછે બાકી જો ખાલી ભપકો તથા ડાહમાડ કરવો હોય તો અલબતે પોહલી જગ્યા જોઇએ ગમે એવી નાની જગ્યાનો પણ એકુ કકડો કોઈ હુન્યાર આદમીના હાથમા આવ્યો હોય તો તેની મારફતે નીતિનો એકુ ઢડો યા કોઇ બુલંદ સચાઇ જોનારના મન ઉપર લઈ જવાને તે ફતેહ પામી શકેછે —એજ આરજ.

## હાફેઝની પેહલી ગજલ.

(અલ્લા યાઇ હરઆકી અદર કાસા ઓ નાવલહા.)

લાવ, રે ઓ સાકી! તુ પેલો શરાબ,
ને આપ ભરીને જામ,
સેહલ દેખાઈને મોહબતનુ
બન્યુ છ મુશકેલ કામ

ગુલફાની કસતુરીઆ ખુશબો
બાદશાદનો પવન
ખોલી, દિનમા લોહીનું
ઊપજાવછ ગમન

સજાદને * બોર દારૂમા,
જો કેહે મોગાઈ દસતુર,
લોભીઓ છ રસતાઓથી
સદા વાકેફ પૂર.

મહને માહરી જાનના ઘરમા
કેમ હોય સુખ કરાર?
ઘંત સદા પોકાર મારેછ કે
સામન રાખ તઈયાર

સીહા રાતના ભય સાથે
દરિયાના તોફાન
તુ કેમ આવે કિનારાપર
વસનારાને ભાન?

ઊજતે મુકયુ છે માહરૂ
બદનામીમા નામ,
કેમ રેહે છુપુ તે
જે સાભલે ખાસો આમ?

હાફેઝ! ના જા તેથી દૂર,
ચાહતો હોએ જો સાથ,
તજી દે આએ દુન્યાને,
જેને માનો તેનો હાથ

શી૦ કા૦ ખંભાતા.

* સજાદ એતલે, જે ગનીચો ગુલતનમાનો બ... વખતે ગુલતનની નીચે પાથરછે તે

## વિધવાંનોની જ્યાફ્ત ઊપર મુગાકાકોનો સ્વપનો.

A general welcome from his grace
Salutes ye all This night he dedicates
To fair content and you none here, he hopes,
In all this noble crowd, has brought with him
One care abroad, he would have all as merry
As first good company, good wine, good welcome,
Can make good people —SHAKSPEARE,
*(slightly altered)*

"ધી ફ્રોર્ત ફીદીંગ રૂમ અને લાઇબ્રેરી" ની શુંદર હવાવાલી અને ખોલ્લી "ગેલેરી" ઉપર મુકેલી શગવડથી અલેટવાની "ખુરસી" ઉપર એક શાંજના હું બેશી "લંડન તાઇમશ" મા વેલાતનાં વિદ્વાનોને ત્યાના "લોર્ડ મેયરે" આપેલી જ્યાફતનો હેવાલ વાચતા વાચતાં વિચાર કરવા લાગ્યો કે એવી તરેહની જયાફ્તનો દર શાલ આપણા વચે પણ અપાતી હોએ તો કેહેવું શારૂં. આખો હેવાલ વાચ્યા પછી હું આ વિચારમાં એટલો તો ગરક થયો હતો કે મહને બીજુ કાઇ આગલ વાચવાનું શુજયું નહિ અને હવાની ધીમી પણ ઠંડી લેહેરીમા મારી આંખો મીચાઇ ગેઇ અને હું એક અજાએબ જેવા સ્વપ્નામા પડીયો.

આપણા હાલના માનવંત "શરીફ" શાહેબના ખાશ નોતરથી મેં મહને એક શુંદર દીવાનખાનામા બીરાજેલો જોયો, જ્યા મારી શાથ બીજા લગભગ શોથી શવાશો પરોણાઓ ભેગા મલેલા હતા. દીવાનખાનાના દરવાંજા ઊપર "શરીફ" શાહેબ, શેઠ નવરોજી ફરદુનજી અને શેઠ, દોશાભાઇ ફરામજી કરાકા શાથ ઉભા રહી શર્વે પરોણાઓને એક વરપા, આગ્રમાનથી "શલામ" કરતા હતા. દીવાનખા-

નામાં દાખલ થતાં તેમજ ત્યાં લામનો વખત ગુજારવા છતાં હું કહી નહિ શકતો કે તે આગશના કીધેલો મેહેલ કીયા બાએગશાલી ધણીનો હતો. હું કહી નથી શકતો કે તે "ફરામજી હોલ" હતો, યા "જીવજી કેશલ" હતો, યા "બેહેરામજી હોલ" હતો, યા "પીટીટ હોલ" હતો, યા આપણો પુરાંનો "તાંઉન હોલ" હતો. ગમે તે હોએ પણ તેનો અંદરખાંનેનો શીંગાર મનને હેરત પમાડનારો હતો. દીવાંનખાંનાનાં ચાર ખુનાંઓમાં તમામ મંગેમરમરનાં આખા કદનાં દુન્યાના પ્રખ્યાત ચાર કવેશરોનાં બાવલાંઓ ગોઠવેલાં હતાં. એક બાજુ ઝઈફ અને અપંગ "હોમર" એક હાથમાં લાકડી પકડી અને બીજો હાથ આશમાન તરફ બતલાવી બુલંદ અવાજે પોતાની જોડેલી શુરશીરની કવિતાઓ પોકારતો હોએ એવી રીતે ઉભો હતો. બીજી બાજુ મીઠાશ અને મોહબત માં ચકચુર દીસતો "વરજીલ" હાથમાં એક 'ગીતાર' પકડી મોહબતની નાશીપાશીમાં ગીરફતાર બનેલો હોએ એવી રીતે શિર નમાવી, અંદેશામાં ગરકાવ થયલો દીશતો હતો. ત્રીજી તરફ બેહેસ્ત તથા દોજખની મુલાકાત લઈથી તરતનો પરવારેલો "દાંતે" શાંતપણે તે ઉપર દરીઆફત કરતો જણાતો હતો અને ચોથી તરફ જગ આશકાર "મીલતન" પોતાના અનધાપા ઊપર વિલાપ કરતો હોએ એવી રીતે ઉબેલો હતો. શીખ શાઆદી અને હાફેજીનાં બાવલાંઓ શામાં શામી ગોઠવેલાં હતાં. શેકસ્પીઅર એક શુંદર આઇનામાં ખાશ જતો હતો. અને એ ઊપરાંત કવિઓ ચિતારાઓ અને અનેકપ્રકારના વિદ્વાનોની તશવીરો હારે કતાર લટકાવેલી હતી. ત્યાં કોઈ શેહેનશાહ યા પેહેલવાનોનું કશું કામ ન હતું અને જરદાર અમીર ઉમરાવો યા શેઠાણીની કશી નિશાન જણાંતી ન હતી.

મેં ખાંમલ્યા પ્રમાણે આખાં હિંદુસ્તાનમાં આમંત્રનની ચીઠીઓ ફરી વલેલી હતી, ને તેમને માન આપી છેક દુરવેશથી ઘણાક પરોનાઓ આવેલા હતા. વિદ્વાનોનાં શંબંધમાં આ પેહેલ વેહેલીજ જયાફત હોવાથી સૌ કોઈને તેમાં ઉલટથી ભાગ લેતાં હું જોતો હતો. અને જોકે પરોનાઓ મધેથી ઘણાક શાહેબોને હું ઓલખી શકીઓ ન હતો, તે છતાં જેમને મેં પીછાંન્યા તેમનાં નાંમ ટુંકમાં દરશાવી જવાને હું વાજબી વિચારૂં છું. આ ખાકી દુન્યાની તકલીફી દોલત અને માલ ખજાંના ઉપર રચાએલા શેઠાઈને બદલે વિદ્યા અને મનશક્તિની વધારે બુલંદ શેઠાઈવાલા તે સર્વે શાહેબો હતા માટે તેવો દરેકના નામ શાથ દુન્યાઈ રવૈઆ મુજબ મી૦ અથવા શેઠ લખવાને હું વાજબી વિચારતો નથી. હાજર રહેલા શાહેબોમાં હું નીચલા વિદ્યાભયાશના શોખીન શેઠીઆઓને પીછાની શકીઓ હતો:—

દોશાભાઈ ફરામજી કરાકા, શોરાબજી જમશેદજી જીજીભાઈ, નવરોજી ફરદુનજી, દાદાભાઈ નવરોજી (ઇંગલાંડથી), મનચેરજી હોરમજી કાંમા, ખરશેદજી રૂશતમજી કાંમા, કાવશજી એદલજી ખંબાતા, ડાકટર ખરશેદજી બેઆરી, ડાકટર રૂશતમજી બેઆરી, એદલજી જમશેદજી બેઆરી (ઇંગલાંડથી), કેખશરૂ નવરોજી કાબરાજી, મનચેરજી કાવશજી લંગરા તે આપણા મનશુખ, અને તેવણના જુવાન શાહેબજાદા, રૂશતમ ભરાંની, અને રૂશતમ બાથુલી, બમનજી બેગંમજી પટેલ, નશરવાંનજી જમશેદજી રતનાગર, જમશેદજી પાલનજી કાપડીઆ, કાવશજી દીનશાહ કીઆશ, નશરવાનજી શેઠીઆદજી જીનવાલા (ભરૂચથી), બેરાંમજી મેરવાંનજી મલબારી, એદલજી ફરામજી દોડી, માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજી, હોરમજી ગજદર, દોશાભાઈ નશરવાંનજી વાડીઆ, નશરવાંનજી હીરજી-

ભાઈ પટેલ, મીનોચેહર જોગઝેદ, કાવશજી પેશુવાલા, કાવશજી કાગા, જમાશજી, પેશોતનજી અને કુકાદાર, કાવશજી દોરાબજી પારે, જમશેદજી નસરવાનજી શીટીટ, શોરાબજી કાવશજી ખંભાતા, દાકટર પેશતનજી નવરોજી, દાકટર બરજોરજી બેહેરામજી, નાનાભાઈ રૂશતમજી રાણીના, નાનાભાઈ માશતર, જાહાંગીર પેજનજી કગાની, મેરવાનજી અને બેહેરામજી ફરદુનજી મરઝબાન, જાહાગીરજી વાછા, જાહાગીરજી બેઝવાનજી પલીદર, અરદેશર ફરામજી મુશ, નોશરવાન, શોરાબ, વીકાજી, બંદેબોદા, દેસાઈજી અને તેનણુના દીકરા, એ ઉપરાંત છાપાના શમબંધમા આવનાર ગરીબ પણ આબરૂદાર ખબર પત્રોઓ ઈત્યાદી ઈત્યાદીનો એક મનમાનતો મેળાવડો થયો હતો. દેશીઓની ખાધા પીવાની છીતને ખાતર આપણા માનવંત શેરીફ શાહેબને કશાનણ જાતી ભેદ વગર પારસી વિદ્વાનોનેજ નોતરવાની ફરજ પડી હતી.

મુખ્ય દીવાનખાનાના જમના હાથ ઉપર એક કુશાદે ઓરડામા એક જબરદશત મોહોટું પુસ્તકખાનું હતું, જે શાભલ્યા પ્રમાણે એક પારસી શેઠયાના ખાનગી મીનકત હોવાથી દરરોજ શરવાર શાજ લોકોને માટે કશાપણ લવાજમ વગર ખોલ્લુ મુકવામા આવેછે. ડાબા હાથના દીવાનખાનામા ખાનાની તેબલો ઇંગ્રેજી ઢબે ગોઠવેલી હતી. લાંબીને લાંબી એક યા બે તેબલ ઉપર સર્વે નરોનાઓને બેશાડવાને બદલે તેબલો એવી રીતે ગોઠવેલી હતી કે શેરીફ શાહેબના ભાષણો શર્વે કોઇના શમજવામા આવે. દરમ્યાન આગલથી એક નાહાની તેબલ ગોઠવેલી હતી, જેની વચોવચમા શેરીફ શાહેબ પોતાની આશપાશ બાર બાર ગ્રહસ્થોને લેઇને બીરાજેલા હતા. આ તેબલની શામે બીજી તેબલોની નાહાની નાહાની પણ ઉભી હાર ગોઠવેલી હતી જે ઉપર શર્વે નરોનાઓ બરાબર ગોઠવાઈ ગયા હતા. ઉજ્જતદાર પકવાનો, ગોલાબી લાલમલાલ શરબ; દોલામેની ગોરી ગુજમીતના બેનડનો શરોદ, અને રાતને દીશ બનાવનારી ચકચકીત રોશનીનું બયાન કોઇ કવેશ્વરની કલમનેજ છાજતું ગણી, હાલ હું તે વિષે કશું બોલી શકતો નથી.

શુપરેલા કાનુન મુજબ સર્વે શલામતીઓ ઉઠાવવાનું કામ શેરીફ શાહેબને બજાવવુ પડતું હતું, પણ તેમના પ્રતી ઉત્તર ઉપર આ જેઆફતની મોટામા મોટી ગંમત હતી. નામદાર માહારાણી, તેણીનું કુટુંબ, અને તેણીના વાવતાની શલામતીના ઉતરમા શેઠ દોરાબાઈ ફરાકાનું ભાષણ રાજ તરફની નિમક હલાલી અને વફાદારીના ઉભરાથી ઊભાઈ જતું હતું. તેવણે આ ભાષણની આખેરીએ "ધણું જીવો વીકતોર્યા" એવે નામની એક કવિતા લોકોની તાળીઓ વચે ગાઇ શંભળાવી હતી.

આ શલામતી પછી શેરીફ શાહેબ બોલીયા "ગ્રહસ્થો ! આપણા દેશી છાપાની શલામતીને હું બીજી બધી શલામતીઓ કરતા વધારે અગત આપુંછું કેમકે લોર્ડ લીતન શાહેબના અમલમા તે ઉપર જે જે રતની આફત ગુજરીછે તે મધેથી આપણ શર્વેની વકી છતા તેનો છુટકો હજી શુધી થયો નથી. આપણ એક અવાજે શર્વે ઇચ્છીશુ કે આપણા નિર્દોષ કુમલા પણ બળીયલની શારી આશા આપનારા છાપાના એ નાહાના બાલક ઉપર જે જબ્ર ગુજરી છે, તેની ઉપર જે ગેગનશાપ નીકળેછે અને તેને જે ખમવુ પડીયુછે તે મધેથી તેને નામદાર રીપનની શરકાર પુરતો ઇનશાફ આપી છોડવ્યા વગર રેહેશે નહિ હું આ શલામતી શાથ આપણા રોઝનદા પણ પત્રોના અધિપતિઓના નામ જોડવાની રજાઉઇજછું."

આ શબ્દાંમતીનો ઉત્તર દેતાં શેઠ માણેકજી બરજોરજી મીનોચેર હોમજીના બોલ્યા કે "ગુજરાતી છાપાને જે કાંઇ ખમવુ પડીયુંછે તે ગુજરાતી આલમની પોતાની બેપરવાઇને લીધેજછે. ઇંગ્રેજો જેટલા પોતાના છાપાને માટે મગરૂબછે તે થાને શ માં ભાગ જેટલી પણ કાળજી આપણા લોકોને નથી. છાપો ગોયા દર રોજની ખબર આપવાનેજ સરજેલા હોય એમ તેઓ સમજેછે, અને તેટલામાજ સંતોષ પકડેછે. પ્રજા મતને બાહેર પાડવું, તેમના હકની હિમાયત કરવી, તથા દેશી પ્રજાને રાજદ્વારી, સંસારી, કેળવણી સંબંધી તથા નીતિ સંબંધી બાબદે નો આગલ વધારવાનો જે મુખ્ય હેતુ દેશી છાપાનોછે તે વિષે તેઓને થોડીજ દરકારછે. આપણે ઇચ્છીશું કે હવે પછી તેમ બનશે નહિ અને દેશીઓ તેમના સુધારા અને વધારાનું જે મુખ્ય હથીઆર—દેશી છાપોછે—તે તરફ એટલી ગફલતી ન બતાવશે." આ પછી શેઠ એદલજી ફરામજી દોડીએ જણાવ્યું કે "આવી કિસમની સુધરેલી ઢબની સલામતી આજે હું પેહેલવેહેલીજ લેઊંછું. હું ઘણી વેળા આંનાની જ્યાફતોમા જાઊંછુ પણ ત્યા શેઠ ચનેજાગજી બલિજાવજી અને માગતે મીઆઓની સલામતીના જે ખુશામત ભર્યા ફાગ માગવામા આવેછે તે વિષે મહને હંમેસા બળાપો થાએછે. લોકોનાં શામતા સુખ અને કલ્યાણ અર્થે હમેશાં દેશી છાપાની સલામતી લેવી ઘટેછે અને જ્યારે તેમ બનશે ત્યારેજ આપણા છાપાના પગમા ખરૂં કૌવત આવશે." આ પછી અખબારે સોદાગરના જુવાન અધિપતિ બોલ્યા કે "આપણા છાપાની નબલી હાલતનો સઘલો તારનો પ્રજાને માથે મુકાતો જોઇ હું અજબ થાઊંછું. હજી આપણા છાપાને જેવા જોઇએ તેવા લખનારાઓ મળ્યા નથી એમ કહી હું કોઇને હલકું લગાડવા માગતો નથી, કેમકે તેઓમા હું પોતે પણ આવીછું (હશાહશ) તોપણ મને કહ્યા વગર ચાલતું નથી કે જેહવી જોઇએ તેવી જાહેર હિંમતની આપણામા ઘણી ખોટછે. ખોટી મરવત અને નકામો લાગવગ આપણા છાપાના વધારાને આડે આવેછે. ખાનગી લાભ, ખોટી હઠ, અને અધુરી કેળવણી એ આપણા દેશી છાપાની નબળી હાલતના મુખ્ય કારણોછે. છાપો પ્રજાનો રખેવાળ, રાહાનુમા અથવા શિક્ષકછે, પણ રાહાનુમાઇ કરનાર શિક્ષકો પોતેજ જ્યારે બેઇમાનીક વર્તણુક બતાવે, જુઠી ખુશામત કરે, અને પ્રજા કરતા પોતાનુંજ અજ્ઞાનપણુ વધારે બતાવે ત્યારે તે ઉપર ગરીબ પ્રજા શી રીતે ભરૂસો મુકી શકે? દેશી છાપા ઉપર ખાનગી શખ્શોનું હજી ઘણું દબાન ચાલેછે, અને તે નહિ ઘટતા દબાન અને ખાનગી આકોશોથી જ્યા સુધી છાપો સ્વતંત્ર થશે નહિ ત્યા સુધી તેની હાલત સુધરવી મુશ્કેલ છે." આટલું બોલી તેવણે નીચલી કવિતા ઘણી અસરકારક રીતે ગાઇ સંભળાવી.—

"રશીઅન નથી, જરમન નથી, નથી હમો કાંઈ તુરકી રે,
આક્રોશ શાનો જોઈએ ત્યારે, પ્રીતીશ મજને માટે રે?"

આ ઉપરથી શેઠ એદલજી અને માણેકજીએ ઉપલીજ ઢબના ગાયણો ગાઇ સંભળાવ્યા બાદ શેરીફ શાહેબે આગલી કવિતા અને કવેશ્વરોની સલામતી લેવડાવતા તેમની ઘણીક સ્તુતી કરી સમજાવી, મી૦ મનસુખનું નામ પોકાર્યું અને જણાવ્યું કે "નજદીક ચાલીશ વરસની વાત ઉપર જ્યારે હું એક દેશી ચોપાનીઉં ચલાવતો હતો ત્યારે મારા એક "કોનટ્રીબ્યુતર" તરીકે મી૦ મનચેરજી છેક ચીન વેરથી પોતાની કવિતાઓ લખી મોકલતા હતા. આજે એવા ઘણા થોડા દેશી કુટુંબો હશે કે જેઓએ "નામદાર માહારાણી [illegible]"

"રૂશતમ અને શોહેરાબ," તથા "શર જમશેદજી" નાં દિલકશ દાશતાનો નહિ વાચ્યા હોએ. મને ભએછે કે આજે તે રશીલી અને ખરૈજ વાચવા લાએક કવિતાઓ વીશરાતી જાએછે અને તે એટલાજ ખાતર કે વાચવાની ઘણીક ઊલટ અને કાલજી છતાં તેવા કેથે મલી શકતા નથી. "ગંજ નામા" ને બાહેર પડીઆને લાબો વખત થઇ ગયોછે અને તેનાં મોહોટા કદ અને મોહોટી કિંમત છતાં તેનો ખપ એટલો થયોછે કે આજે તેની એક પણ નકલ મેલવવી મુશકેલ છે. હું ઇચ્છુંછું કે મી૦ મનશુખ આપણા ગર્યબોમા પોશાએ એવા શશતા, શાદા, અને શુંદર દેખાવમા પોતાની આગલી કવિતાઓને બાહેર પાડી એ અગતની ખુત પુરી પાડશે. હું મી૦ મનશુખના પાછલથી લખાએલા અને હાલ અધુરા રેહેલા "શાહાનામા" માટે એટલુંજ કેહેવાની રજા લેઉંછું કે પારશીઓની આટલી જાહેજલાલી છતાં આવો અગતનો ગ્રંથ અધુરો રહે એ તેવા માટે હીનપસ્તી ભરેલુંછે." મી૦ મનશુખે આ વ્યાખ્યાનનો તરેહેવાર બેતો અને ગઝલો ગાઇ ઘણી અશરકારક રીતે જવાબ આપ્યા શેરીફ શાહેબનો ઊપકાર માન્યો, અને દલગીરી બતાવી કે "પારશીઓ રફતે રફતે પારકા દેશની તવારીખ અને ગટા રીતી ઉપર વધારે ધ્યાન આપી પોતાના પુરાતમ ધર્મ અને તવારીખ તરફ બેદરકાર થતા જાએછે. ફ્રેન્ચ શરકારે હજારો રૂપ્યા ખરચી જ્યારે શાહા નામાનો સંપુર્ણ તરજુમો કરાવ્યોછે ત્યારે આજના પારશીઓ—શીકવાીગર અને મી લતન પરંશ્રી રેહેનાર પારશીઓ—એટલા તો એખાસપેટા બનેછે કે પોતે તો નહિ પણ પોતાના ફરઝંદોને ખાતર પણ શાહાનામા જેવા પોતાના બાપદાદાની જાહોજલાલીનાં પુસ્તકને આવરો આપતા નથી." આટલું બોલતાં તેવણની છાતી ભરાઇ આવી અને તેવણ નામાકીત સ્કોટની નીચલી લીટીઓ બોલી બેશી ગયા:—

"Breathes there a man with soul so dead,
Who never to himself hath said,
'This is my own, my native land!'"

આ પછી આપણા નાટકો અને નાટકકારોની શલામતી લેવડાવતાં આપણા શેરીફ શાહેબ બોલ્યા કે "અશલના યુનાનીઓ અને રોમનોના વખતથી નાટકોને શારૂં વજન મલતું આવ્યુંછે અને તે વેલાના નામીચા નાટકકારો જેવા કે "શોફાકલીશ," "યુરીપીદીશ," અને "પ્લૌતશ" ના નાટકો આજે પણ જમાનાઓ વીતવા છતાં વિદ્યાર્થીઓ મોટી ઉલટ શાથ વાચે છે. પાછલથી આ હુંનરને યુરોપના શુધારાએ શારી રીતે ખીલવ્યોછે અને તેનાં બાબમા રાણી "ઇલીઝાબેથ" નો વખત ઇંગલાંડની તવારીખમા શદા યાદગાર રહી જશે. ઇંગલાડમા નાટકને નામે ઘણું અતેરૂં થયુંછે અને તેમજ આપણા વચે પણ નાલાએક પુરૂષોને હાથ તે માઠી હાલતમા આવતો જાએછે. તોપણ તેનાં શુંખંધમાં આચાર શુધી આપણા મી૦ કાવરાજીએ જે કાંઇ બજાવ્યુંછે તેટલા ખાતર હું તેવણનું નામ આ શલામતી શાથ જોડવાની રજા લેઉંછું અને આશા રાખું છું કે તેવણ પોતાની કોશેશ ચાલુ રાખી આપણને ચાનક ભરેલી રીતે રમુજ આપતા રેહેશે." આના ઉત્તરમા મીજલશનો ઉપકાર માની મી૦ કાબ્રાજી બોલ્યા કે "નાટકને હું પ્રજાની એક નિશાલ તરીકે માનુંછું. અને તે નિશાલના એક શિક્ષક થવાના કશાપણ દોલ વગર મારૂં અંતકરણ શંતોષ પામે એવી રીતે માઠી કુરશદનો વખત નાટકો લખવાના માગ શોખ ઉપર ગુજારૂંછું. ખચીત એ હુનર ખીલવવા લાએકછે. આબરૂદાર માણશોએ તેને આશરો આપવો ઘટેછે. અહિ નાટકને

નામની આપણા ખુબરોગોની ઘણીખરી છીત જતી રહીછે એ પણ આજના શુધારાની જીવની નિશાનીછે તોપણ હું ઇચ્છશ કે હાલ નાટકનો કેટલેક ઠેકાણે જે ગેરઉપયોગ થાએછે તેટલા ખાતર આગલી છીત પાછી ચાલુ થશે તો પરવડશે પણ આવી રીતે નાટકનાં નાંમને એબ લગાડનારા મેલાવડાઓમાં ગએલું નહિ પરવડશે."

શેઠ કેખશરૂએ પોતાની જગા લીધા પછી શેરીફ શાહેબ બોલ્યા કે "હવે હું આપણા "તેશીતશ" "પ્લીની" ને "હીરોદોતશ"ની તંદરોશતી ઇચ્છુંછું. વિદ્યાની શૈતં દાખલીઓમાં તવારીખનવેશોનો દરજ્જો કોઇબી રીતે ઉતરતો નથી. તરેહેવાર બનાવો કીયાં કીયાં કારણોથી બન્યા છે તે ઉપર બરાબર અવલોકણ કરી તેમને અશરકારક રીતે દર્શાવવાનું કામ કાંઇ નજીવું નથી. તવારીખનો એક અભ્યાશી ધણીવેલા હવે પછી બનનારા બનાવો એક જોશી અથવા બ્રાહ્મણ જેવા ધુતારા કરતાં વધારે શારી રીતે કહી શકેછે, કેમકે તે જાણેછે કે જે કારણોથી આગલ એક પરીણામ નિપજ્યું હોએ તેજ કારણો ફરીથી બને તો તેવુંજ પરીણામ નિપજવું જોઇએ. આપણામાં તવારીખ નવેશોની મોહોટી અગતછે. ખરેખરી તવારીખ જેવું આપણપાશ કશું નથી. આપણાં પુરાતન વતન ઇરાંનની તવારીખ માટે આપણા મિત્ર મી૦ જમશેદજી કાપડીઆએ અત્યાર શુધી જે કાંઇ કરી બતાવ્યુંછે તેટલા ખાતર આ શભામતી શાથ તેવણનું નામ જોડતાં મને મગરૂબી ઉપજેછે." આનાં ઉત્તરમાં મી૦ જમશેદજીનો જવાબ તેવણની ઉરગભરી ભાષાને લીધે મારા શમજવામાં બરાબર આવી શકીયો નહિ એ દલગીરીની બીનાછે તોપણ તેવણ તરફના જવાબમાં હું જે કાંઇ જાનવી શકીયો તે આ રીતનું હતું:—"History is philosophy taught by examplo" હીરોદોતશ એમ કહેછે—ગીબન જેના જેવો બીજો જોશદાર લખનાર કોઇ નથી—મારો મજકુર કોઇ વાંચતું નથી—(શેખ શાદીની કાંઇ કવિતા)—આપણા લખનારાઓ બધા સ્કુલબોઆ છે—અધિપતિ નિશાલીયા—વર્તમાન પત્ર છોકરાઓ ચલાવેછે--(હાફેઝની એક ગઝલ) મને લખવા ગમતું નથી, વિદ્યાની કોઇને કદર નથી—(ફીરદુશીના શાહાનામાં મધેની થોડીક લીતીઓ) "ઓલ હમબગ"—ઇત્યાદી.

આ પછે શેઠ કાબરાજી અને રૂશતમ ઇરાંનીએ પોતાની જોડેલી ગજલો અને ગાયણો ઘણી અશરકારક રીતે ગાઇ સમજાવ્યાં. તે ઉપરથી શેઠ નવરોજી ફરદુનજીએ ઉલટમા આવી પોતાનું એક પ્યારૂં ગાયણ ચલાવ્યું. શેઠ મનચેરજી હોરમશજી કાંમાજીએ પંચો પાખ્યાંન મધેયો બે વાત કહી સંભલાવી શભેને અત્યંત રમુજ આપી. શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇએ પ્રાણીઓ ઉપરા ગુજરતું ઘાટકીપણું અટકાવનારી સભ તરફ સર્વે સાહેબોનું ધ્યાન ખેંચી જરથોસ્તી ધરમના દાખલા દલીલો સાથ સમજ પાડી કે મુગાં જનાવરો ઉપર ગજબ ગુજારવો એ ગુનાહ ભરેલુંછે. તેવણે પોતાના પાલેલા કુતરાઓની નીમકહલાલીના જાતી અનુભવના દાખલાઓ આપ્યા અને છેલે જનાવરો કેટલીક વેલા માણસો કરતાં વધારે નીમકહલાલ નીવડેછે તે વિષે એક ફારસી ગઝલ ગાઇ પોતાની જગા લીધી.

આપણા દેશી મુશાફરોની સંલાગતીનાં જવાબમાં શેઠ કાવશજી દીનશાજી કીઆશનાએ પોતાની ઇરાનની છેલ્લી મુશાફરીનો કેટલોક જાણવા જોગ હેવાલ કહી સંભલાવ્યો. શેઠ નવરોજી. ફરદુન-

જીએ પોતાની કાબુલની મુસાફરીને યાદ કીધી, અને શેઠ દોરાભાઈ કરાકાએ પોતાના ઈંગલંડના પ્રવાસ ઉપર સર્વેનું ધ્યાન ખેંચ્યું હતું.

વિદ્યા તથા હુનરની સલામતીના જવાબમાં શેઠ જહાંગીરજી વાછાએ વિદ્યાની અગત ઉપર પોતાના વિચાર જણાવ્યા. અને શેઠ ખરશેદજી ઓગીએ માણસની જીંદગી લાંબી કરનારા તનદુરોસ્તીના કેટલાક સાધારણ પણ જાણવા જોગ કાનુનો કહી સમજાવ્યા હતા.

ત્યાર પછે આપણા હાલના શેરીફ સાહેબ (જેવણનું નામ મેં આગલ જણાવ્યું નથી પણ હવે મને આવતા જમાનાઓને ખાતર જણાવવું પડે છે) શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ જણાવ્યું કે, "આપણે એક જાતના લખાણ તરફ ઘણી ગફલતી બતાવીએ છિએ. જોકે તે લખાણ લોકોની નીતિ શુધારવા અને તેમને ગમત સાથ આનંદ આપવાને અત્યંત ફાયદેમંદ નિવડયા છે. હું જે લખાણ માટે બોલવા માગુંછું તે નાહના નાહના પણ સારી રીતે લખાયલા નિબંધો છે. ઇંગલંડનું ભનતર આજે એની કીમતના નાહાના નીબંધોને થોડું આભારી નથી "એડીશન" અને "સ્ટીલ"ના જગપ્રસીદ્ધ નીબંધોએ પ્રજાના શોખને કેહવી રીતે ફેરવી નાખ્યો હતો, તેમના નાટકોને કેવા ચોખ્ખા કીધા હતા, સ્ત્રીઓના ઠતગત અને ખાલી ભપકા સપકાને કેહવી રીતે ઉઘાડા પાડી કમતર કીધા હતો તે સર્વે તમુને સારીકાની રોશન હશે "જોનસન" જેવો વિદ્વાન નાહના નીબંધોની બાબદમાં "એડીશન"ની નકલ કરવામાં પોતાની હોશ્યારી સમજ્યો હતો અને તેનું "રેમ્બલર" આજે તેની જાની શાહાદત તરીકે કાયમ છે. આની ઃપના લખાણોને આપણાંમાં પેહલ વેહેલા દાખલ કરનાર તરીકે હું મી૦ મુગાકાકાનું નામ લેવુંછું અને તમુને અરજ કરુંછું કે તમો એ સરૂઆત ફતેમંદી સાથ પાર પડે એટના માટે મારી સાથ મી૦ મુગાકાકાની સલામતી લેવાને સામેલ થશો" આ ભાષણ સમજી સર્વે કોઈ પોતાની આસપાસ જોવા લાગ્યા કે મુગાકાકા કોણ? મને ઉઠતા વીનમ લાગવાથી ચોતરફથી પોકાર ઊઠયો કે મી૦ મુગાકાકા "ફોર આ રીખાઈ." આ ગડબડથી માગ તો પુરાજ બાર વાગી ગયા મેં મિત્રો સાથ જ્યાં ઓલાશાથી વાત કરવાની મારામાં શક્તિ નથી તો પછે આટલા બધા વિદ્વાનો શામે કેમ ઉઠાય અને કેમ બોલાય તેના વિચારમાં હું ગભરાવા લાગ્યો પગથી તે માથાપેર હું પસીને ગરકાવ થઈ ગયો મારે બરદ પાણી ઉતર્યું. આગમાં ધુજરા ચઢયા અને ગભરાટમાં ખીશા મધેથી રૂમાલ કાહાડી પસીનો લુછતા જતા મારી આખો ઉઘડી ગેઈ—ઓગ ઉપરથી "ધો ટાઇમ્સ" જમીન ઊપર પડયું અને બગાસાનો વડી આશપાસ જોઉંછું તો લાઇબ્રેરીની ટ્રેજે ગેલરી ઉપર બેઠેલો એક મિત્ર પુછવા લાગ્યો કે "ભાઇ, લાઇબ્રેરીમાં ઉંગાવા આવોછો કે વાચવા?"

---

## મોહત.

(ફ્રેઅ સાઅદી ઉપરથી.)

સુતાછ ઘણા નામવરો જગની હેઠલ,
નિશાન જેમની નરી આ ધરતીપર તલ,
બુઢ્ઢી તે લાશ, જેને સેપીછ જમીન,
ખાધી તેને જમીને એવી તો સાફ,
કે નામનુ એક હાડકુ બી નહિ રેહયુ હાય
મુબારક છે નામ નોશેરવાનનુ અમર,
ઇનમ ફ્નની બર તથી તાજુ ને તર
ઘણાએકે આવીને દીઠી આ જેહાન,
પણ નેવનુ ન કોઈએ નોશેરી માન
અરે ઓ ભાઈ! કંઈબી નેકી તુ કર,
ને ઊમરની ઊપર તુ સંતોષ પકડ,
અગાડી તેની કે ઉઠ પોકાર
કે મોહતના હાથપર તુ થયો શેકાર

જ. ન. પી.

# જનમ ચરીત્રો.

૩

## દાક્તર સેમ્યુઅલ જોનસન

(ભાગ આઠમો)

No man was ever writen down but by himself —BENTLEY



જોનથનની જીંદગીનું ચોથાતમું વરસ એક અગતના બનાવ શાથ શબંધ ધરાવે છે. સ્કોતલાંડ દેશનાં પશ્ચિમ કિનારા ઉપર આવેના "હેબ્રેદીઝ" ના ટાપુઓ વિષે તેને બચપણથી ઘણા અજાયબ જેવા હેવાલો વાચ્યા હતા, અને ઇંગલાંડ જેવા પોતાના શુધરેલા વતનની છેક નજદીકીમા આવેલા તે ટાપુઓ વિષે તેના જાણવામા એવુ આવ્યું હતુ કે ત્યાના લોકો શાદા, જંગલી અને અશલ હાલતમાજ હજી શુધી હતા એ ઉપરથી તેમને નજરો નજર જોવાની જીગ્નાશા તેનામા ઘણા વખતની ઉશકેરાએલી હતી પણ લનદન તેને છોડવા ગમતુ ન હતું પોતાનો નાણા શબંધી હાલત શુધરવાને લીધે હવે તે આનશુ અને આપાશી બન્યો હતો. હાથાની કુશાદે ખુરશીઓ ઉપર અલેતાઇ નચીનતાઇથી બીડી પીવામા તેની મુખ્ય મોજ શમાએલી હતી લનદનના તે વેળાના કાફી ક્રિશ્ચન વાળા મોહોલાઓમા ભટકવામા તે મજાહ માનતો હતો એટલુ છતા પોતાના પુજાજી મીઠ બોઝવેલની મિનતજારી, આનંદ શાધ, બીડી અને કાફી ક્રિશ્ચનની શર્વે મોજ ઉપર, ફાવી નિકલી અને અંતે ૧૭૭૩ ના આગસ્ત માસમા જોનથન કાકા પોતાના માનીતા ચેલાને લેઇ સ્કોતલંદ દેશના પહાડી મુલકમા પેશ થયા તે વેળા મુશાફરી હાલના જેટલી સેહેલ અને શાહિત ભરેલી ન હતી, એટલુ જ નહિ પણ "હેબ્રેદીઝ" ના ટાપુઓમા દાખલ થવુ ઘાશતી અને કંટાળા ભરેલુ હતુ તે છતા બે માસ તેવાએ ત્યા ગુજાર્યા જે અરશામા એક ટાપુ ઉપરથી બીજા ટાપુ ઉપર જવા શારૂ તેમને કંગાલ અને કફોડી બોતમા વરશાદના પાણીથી તરબોર થઇ મુશાફરી કરની પડતી હતી, અને ટાપુઓ ઉપર તેમની કુચ માટે એવા માતેના ટટુઓ મળતા કે જોનથનના શરિરનુ વજન ભાગ્યે મુશકેલીથી ખમી શકતા

આ મુશાફરી મધેથી ફારેગ થઇ જોનથને બીજે વરશ તેનો હેવાલ લખવા માંડયો, અને ૧૭૭૫ ના શાલની શરૂઆતમા "હેબ્રેદીઝ" ખાતેની મુશાફરીનો હેવાલ છપાવી બાહેર પાડ્યો. કેટલોક વખત શુધી વિદ્વાનોના મેલાવડાઓમા આ હેવાલ ઉપર પુશકળ ચકચાર ચાલવા લાગી તે વેળાના ઇંગલાંડના ભણતર ઉપર ધ્યાન આપનારા શર્વે માણસનુ મુખ્ય ધ્યાન આ હેવાલ ઉપર ખેચાઇ રહ્યુ શર્વે ઠેકાણે તે પર વાદવિવાદ ચાલવા લાગો આજે પણ આ પુસ્તક વાચનારાઓને બહુ ગમત આપે છે તેમા આપેલો હેવાલ મનરંજક થઇ પડે છે તેમા દર્શાવેલા વિચારો શંગીન કે નબળા—તોપણ જોનથનની ઊંચી મનશકિતની ગુવાહી આપે છે. તેની ભાષા જોકે કોઇ કોઇ ઠેકાણે લુખી અને કઠણ દીસેછે તોપણ જોનથનના બીજા શઘલા લખાણો કરતા વધારે શરલ અને શુંદર છે. આ મુશાફરીથી તેને સ્કોતલાંડ વિષે પોતાનો આગલો હલકો વિચાર ઘણોખરો છોડી દેવો પડીયો હતો. સ્કોતલાંડ તેને શારો આવકાર દેઇ તેની જેવી રીતે પરોનાગત કીધી હતી તેનુ તે પરીણામ હતુ સ્કોતલાંડ વિરૂધના પોતાના ધર્મ, ચબંધ વેહેમો એકદમ છોડી દેવા જો કે મુશકેલ હતા, તોપણ તે વિષેનો જોનથનનો ઠપકો મિજાશારો ભરેલો, લનડનના બાગો, જંગલ હાડાઓ અને કપાળો શાથ શરખાવતા

લોધીઅન" અને "મેરીકશાએ" ઉજડ જંગલ જેવા લાગતા હતા, " શું તે વિષેની જોનશનની ટીકા મિલ-ભાવની ઇનાણી આપે છે. સ્કોટલંડ દેશના ઘણાખરા નિસાનો, "લોર્ડ મેનસ્ફીલ્ડ" સાથ એક મત થઈ આ પુસ્તક વિષે ઘણી પસંદગી બતાવા લાગ્યા. પણ કેટનાક અ-સાનુ સુરખાઓને આ પુસ્તક પસંદ પડયું નહિ. જ્યુહાબંધ સ્તુતિ સાથ જે થોડીક ખામીઓ જોનશને આ પુસ્તકમા બતાવી હતી તે ઉપરથી કેટલાક અભણ "સ્કોચો"-નો મીજાજ ગયો. તેઓએ જોનશનની નાલેશી કરના માડી, તેને ગાલો ભ ડવાનું પણ બાકી ગખ્યું નહિ. મેકોલેના કહેવા પ-રમાણે જોનશનના પુસ્તકથી સ્કોટલંડને જે હીનપરતી નહિ લાગી હતી તે હીનપ-સ્તી જોનશન ઉપર "લાઇબલો" લખી તેઓએ પોતાને હાથે પોતાના દેશને લાગવા દીધી છે. તેઓએ જોનશન વિરૂદ્ધ વર્તમાન પત્રોમા ફકરા લખ્યા, નાહાના ચોપાન્યા કાહાડયા, અને મોહોટા ગ્રંથો રચ્યા. એક ઈંજીપેંજી લખનારે તેને "શુંત્રેલી આપ્પ-વાલો" કહયો; બીજાએ શરકારનું પેનશન ખાનાર જણાવ્યો, ત્રીજાએ દુન્યાને જાહેર કીધું કે જોનશનના એક કાકા ઉપર સ્કોટ-લાંડ દેશમા મોટું ફીતુર શામેન થવાથી તેને ફાશીની શજા થઇ હતી અને તે વેલાએ આખા સ્કોટલંડ દેશમા એક મંઅેજનુંવજન ખમી શકે તેવું એકજ જાહાડ જણાયું હતું. આ ટીકામા જોનશનના એક વદીનને નામે તેના દબરા શરીરની ઠેકડી કીની હતી. "મેકફરશન" નામના એક શાહેબનો તો એટલેવેર મીજાજ ગયો હતો કે તેવણે જોનશનને શોતીનો શવાદ ચખાડવાની ધમકી વતીક આપી હતી. પણ આ ધમ-કીથી કોઇબી રીતે બીહવાને બદલે જોન શનને ઉપલી મુશાફરીના હેવાલમા "મેક-ફરસન" ઉપર ઓટા દશતાવેજ બનાવાનું જે તોહમત મુક્યું હતું તે વધારે ધીક્કાર શાથ ખરું જણાવ્યું અને પોતાના બ-ચાવમા મોહટું ડીંગોલું લઈ ફરવા લાગ્યો. શારા ભાવગે તે ઠગારો પોતાની ધમકીને અમલમા લાવ્યો નહિ, નહિ તો જોનશ-શનની સુંદર ભાશામા "ભરીના તાતેલા લાલ શરીય ઉપર જેમ હથોડો પડે છે," તેમ જોનશન કાકાનું ડીંગોલું તેવણની પીઠ ઉપર પડયા વગર રેહતે નહિ!

જોનશને "મેકફરશન" શિવાએ બીજા-ઓના બકબકાટ ઉપર કશું ધ્યાન આપ્યું નહિ. તેને તકરારનો બહુ શોખ હતો, તક-રારનો તે ખા હતો, તે છતા તેને અશ-લથી ઠેડાવ કીધો હતો કે બનતા સુધી પો-તાના લખાણ સંબંધી તકરારમા ઉતરવુ નહિ. આ ઠેડાવને તે ઘણા મકમપણાથી વલગી રહયો હતો. વાતચીતમા તે અછી તકરાર ચલાવતો હતો. પોતાની તકરારને મજબુત રીતે વલગી રેહતો હતો. જ્યારે ખરી તકરારનો ખજાનો ખુટતો ત્યારે અકલ વિરૂધની આડકતરી તકરારથી પણ તેને નીભાવી લેતો, અને છેલ્લે શરવાલે તેથીબી જો કાઇ ન વલતુ તો તે તાનાં, માના અને ભરમમા ખોટી સ્તુતી કરી પોતાના હરીફને શિકસ્ત આપતો હતો. પણ જ્યારે તે હાથમાં કલમ પકડતો કે તરત તેની હાલતજ ફેરવાઇ જતી હતી. ત્યારે તે જુદોજ જોનશન બની જતો હતો. વાતચીતનો જોનશન જુદોજ હતો, ગ્રંથ-કાર જોનશન તેથી ઉલતો હતો, અને તો. પણ તે બેહુ જોનશન એકનો એકજ હતો. શેંકડો નજીવા લખનારાઓએ તેની ધુલ કાહાડી હતી, તેની બદગોઇ કીધી હતી, તેને ઓટા આકારમા દેખડાવાની તજવીજ કીધી હતી, પણ તે શેંકડો મધેથી એકને વિષે પણ કોઇ આજે મગરૂબી શાથ એમ નહિ કહી શકશે કે જોનશને તેને જવાબ આપ-વાની તશદી લીધી હોય. જોનશન તરફથી

જવાબ મેળવવાને, તાનાજતની શમજવાને અથવા કાંઇ ગોપ એંચી લેવાને તેઓ મ-ધીનો એક પણ ભાગ્યશાળી થયો નથી. "કેનરીક," "કેમબલ," "મેકનીકલ" અને "એનડરશન" જેવા શંખ્યાબંધ લખનારાઓએ જોનશનને હેરાંન કરવામાં કાંઇ પણ બાકી રાખ્યું ન હતું, તો પણ જોનશન પાશથી જવાબ મેળવી પોતાને પ્રસિદ્ધ કરવાનાં ફાંફાંમાં તેઓ ફાવી શક્યા નહિ. જોનશન જેવો વિદ્વાંન તેમના લખાં-ણનો રદયો આપી તેમને હોરમત આપે એ તેમની મુખ્ય નીરતા હતી પણ તેમાં તેઓ સદનતર નિષ્ફલ થયા હતાં. વાંચનાર જોનશનનાં લખાણોમાં ગમે ત્યાં ધુંડશે પણ "કેનરીક" યા "કેમબલ" "મેકની-કલ" યા "એનડરશન"નું નાંમ તેને કેયે પણ જડનાર નથી. લાંમબા અનુભવ અને વિદ્યાભ્યાસની તવારીખના મોહટા અભ્યાશ પછી જોનશનની ખાત્રી થઇ હતી કે એક પુસ્તક પ્રજાને પશંદ પડશે કે નહિ તેનો મુખ્ય આધાર ટીકાકારોનાં લખાંણ ઉપર નહિ પણ ખુદ તે પુસ્તકમાં શમાયેલી વિ-દ્વતા ઉપર હોએ છે. હમેશ શુધી કાયમ રેહેનાર માતેબર ગ્રંથનો કર્તા થોડાં વખ-તમાં વીશરાઇ જનારાં મુખર્ગીબારૂશ લખાણો કરનાર શાથ તકરારમાં ઉતરે એ જોનશ-નનાં વિચાર પ્રમાણે બેવકુફી ભરેલું હતું. મી૦ બેન્તલીનો મથાલે મુકેલો કેહવતરૂપી વાક્ય તેના મોહોનાંમાં રમી રહ્યો હતો કે પોતાનાંજ લખાણથી હીનું ન લાગે તેની સંભાલ લેવી જોઇએ, કેમકે પારકાનાં લ-ખાણથી કોઇને પણ હીનું લાગી શકતું નથી. આપણા ઉતારતા લખનારાઓ માટે જોનશને સ્વીકારેલો "બેન્તલી"નો આ બોધ ગોખી રાખવાજોગ છે. ટુંક બદ્દલ્યા રોમ ધાલુ ટીકાકારોને જવાબ આપવા જતાં ઘણી વેલા નાંણીતા ગ્રંથકારો જાહેરમાં પોતાનોજ રકાશ કરેછે.

કમનશીબે ઉપલી મુશાફરીના હેવાલ પછી થોડા માશમાં જોનશનને હાથે એવું એક કાંમ થયું કે જેથી કરી તેને જે નીચું લગાડવાની કોશિશોમાં તેનાં હરીફો નિષ્ફલ થયા હતા તેમાં તેને પોતાને હાથે ગરકાવ થવું પડયું. ઇંગલાંડ અને અમે-રીકા વચ્ચે તે વેલા એવો એક જઘડો ઉઠયો હતો કે જેનું શેવત શમાધાનીમા આથી શકે તેવુ ન હતું. ઇંગલાંડને પોતાનાં દેશના, પોતાંના ધર્મનાં, અને પોતાની ભાષા બોલનારા અમેરીકન ભાઇબંધો સાથ એક ખુનખાર લડાઇમા ઝંપલાવવુ પડે તેવો તે વેલાએ બારીક હિગામ હતો. તે વેલાના લડાઇની હીમાયત કરનાર ઇંગલાંડના પ્રધાનોએ ધાર્યુ કે અમેરીકાના બલવા-ખોરોને ભય પમાડવાને અને લડાઇની વિરૂધ પક્ષના ઇંગલાંડના રેહવાશીઓને ઉશકેરવાને જોનશનનું શુભાખીતપણું ઠીક કામે લાગી શકશે. જોનશને અતીઆર અગાઉ શરકારની પારકા મુલકો તરફની અને અંદરખાનેની રાજનીતિના બચા-વમાં નાહાંનાં ચોપાનીયાઓ છપાવ્યા હતા અને તે ચોપાનીયાઓ જોકે જોનશનની વિદ્વતાને કોઇબી રીતે છાજતાં ન હતાં તોપણ તેવી કિશમનાં બીજાં શાગં લખાં-ણોમાં તેઓ પેહલો દરજ્જો ધરાવતા હતાં. પણ આ વેલાનું "કર તે કાંઇ જુલમાત નથી" એવે નાંમનું ચોપાંનીઉં દયા આ-ણવા જોગ એક નિષ્ફલતા હતી. મેકા-લેને તેની શઘલી શહગગત પ્રમાણે તેનું નાગજ નાદાન્યત ભરેલું લાગેછે. તોપણ તેનાં નાંમમાં હમુંને તેટલું બધું કાંઇ વાંધા જેવું લાગતું નથી. તેમાં શમાવેલી તકરાર મેકાલેનાં જણાવ્યા મુજબ નિશાલનાં છોક-રાઓ પોતાની "ડીબેતીંગ શોશાયતી"માં જેવી કિશમની તકરાર ચલાવેછે તેને મલતી હતી. તેમાં શમાવેલા રમુજ "દરયાઇ ઘોડાનાં કુદકા ભુચકાના જેવી હતી" તેજ પુન

મિત્ર પોઝવેલને પણ કબુલ કરવું હતું કે તે ચોપાનીઆંઓમા તેના ઉશતાદની ઉંચી મનશકિતની જરા પણ ઇધાંણી દીશતી ન હતી. જોનશન માટે લોકો નો શાધારણ વિચાર એ હતો કે જે મનશકિતએ પેહલ વેહલો શબ્દકોશ રચ્યો હતો તથા "ભટકનાર" નામના નામીચા નીબંધો બાહેર પાડયા હતા તે મનશકિત ઉપર વખત અને દરદની અશર થઇ ચુકી હતી અને ઘરડા જોનશન કાકા માટે હવે દાહાપણ ભરેલું એ હતું કે તેનણે આગલી કિર્તી જાળવવા ખાતર વધુ લખાણ કરવાનું મોકુફ કરવુ.

પણ આ વિચારમા લોકોની ભુલ હતી. છેલા ચોપાનીયામા જોનશન નિષ્ફલ થયો એ ખરૂં હતું, પણ તે કાઇ જે મગજે એક અઠવાડયામા "રેશેલાસ"ના રાજાની મુશાફરીનો હેવાલ લખી કાહડયો હતો તે મગજ ઉપર કશો પણ ફેરફાર થવાને લીધે નહિ હતું. જોનશનની નીષ્ફલતાનું ખરૂં કારણ તેની ભુલ ભરેલી પશંદગીમા હતું. બરાબર બોલીએ તો પારકાઓની પશંદગીને આધીન થઇ જે બાબદનો કશો અનુભવ નહિ તે બાબદ હાથ ધરવાથી જોનશન નિષ્ફલ થયો હતો. તે કોઇપણ કાલે રાજપાધીકારીમા પશાર થાએ તેવો નહતો. રાજદુવારી બાબદ ઉપર તે કદી પણ ખુશીથી વાદવીવાદ ચલાવતો ન હતો. રાજદુવારી બાબદ ઉપર તેને વિચાર કરવાની કશી આદત ન હતી. રાજદુવારી લખાણો તે જવલેજ વાચતો હતો. તેને જન્મ ચરિત્રો ઉપર મોહોટો શોખ હતો. સિધ્ધાંત્યાસના ઇતિહાસ તેની ગમત હતી. માણસ જાતની ગહા રીતી અને ચાલચલણનો તે શોખીલો અભ્યાશી હતો. રાજદુવારી ઇતિહાસ દેખઇતી રીતે તેને અકારો હતો. ઇંગલાડ અને અમેરીકા વચેના વાંધાના શવાલ ઉપર જોનશન પાશે પોતા તરફનું ખાશ લખવાનું કાઇ ન હતું, અને તેથી તે તેમા નિષ્ફલ થયો હતો. ગમે એવો માહાન પુરૂષ પોતાને નહિ માફક આવતું કામ હાથ ધરી તેમા નિષ્ફલ થાએ તેવી રીતે જોનશન આ કામમા નિષ્ફલ થયો હતો. શેરીદનના જેવા રમુજી નાટકો લખવાની જગપ્રસિધ્ધ ભાપણ કર્તા "એદમનબરકે" જો કોશેશ કીની હતે તો તેમા જેમ તે નિષ્ફલ થતે તેમ જોનશન આ કામમાં નિષ્ફલ થયો હતો. માણશોના રમુજી ચેનચાલાના ચિતારો પાડનાર પ્રખ્યાત "રેનલદ્રો' વીલશનનાં જેવા ખુદરતનાદેખાવો ચિતારવાનો યતન કીધો હતે અને તેમા જેમ તે ખતા ખાતે તેમ જોનશને આ બાબદમા ખતા ખાધી હતી. સારા ભાગ્યે જોનશનને થોડા વખતમા બતાવી આપવાની તક મલી કે તેની મનશકિતનાં પાણી વલતા થયાં ન હતાં.

૧૭૭૭ નાં "ગુડફ્રાઇદે"ની એક સુંદર શાંજે જોનશન પાશ લનડનનાં પ્રખ્યાત અને પેહલેવાગેના ચાલીશ ચોપડી વેશનાગઓ તરફથી એક વગવાલું "દેપ્યુતેશન" આવ્યું હતું. ધર્મના આવા મોહટા દિવસે કાંઇપણ કામકાજ કરવાની આણાકાની છતા જોનશને બા આબરૂસાથ તેમને આવકાર દીધો. તેવોનો આવવાનો શબબ એ હતો કે પ્રખ્યાત કવિ "કાઉલી" ના વખતથી થયલા ઇંગલાડના તમાંમ કવેશ્વરોના સંપુર્ણ ગ્રંથો છપાવવા, અને તે દરએક કવેશ્વરના ગ્રંથના દિબાચા તરીકે જોનશને તેમના જન્મ ચરિત્રો ટુંકમા લખી આપવા. આ કામ તેને બરાબર માફક આવતું હતું. તે વેલાના શરવે વિદ્વાનોમા ખાશ કરીને એ કામ તેને એકલાનેજ લાયકનું હતું. અને તેણે તે કામ બાં ખુશી શાથ કબુલ રાખ્યું. બીજા ચાર્લસ રાજાને ઇંગલાડની ગાદીએ બેશાડી ઇંગલંડમા

એક વાર ફરીથી રાજાનું રાજ ચાલુ કરવામાં આવ્યું તે વેળાથી તે પોતાનાં વખત સુધીની વિદ્યાભ્યાસની તવારીખમાં જોનશન પુર્વીણ હતો. આ સાન તેણે તરેહવાર રીતે મેલવ્યું હતું. તરેહવાર ગ્રંથો, તરેહવાર દશ્તાવેજો, અને તરેહવાર માંણશોનાં સંબંધમાં આવ્યાથી, જોનશન આ બાબદમાં વાકેફગાર થયો હતો. ભુખરીબારથ ગ્રંથકારોની પેલી પ્રખ્યાત "ગ્રબસ્ત્રીટ"નો ઘણોક અનુભવ તેને આ બાબદમાં ઉપયોગી થઇ પડયો હતો. હાલચાલુ કવેશ્વરો, અને ચોપડીઆ લખનારાઓ જેવો લાંમબો વખત થયો વીસરાઇ ગયા હતા તેઓ સાથની આગલી વાતચીતથી જોનશને ઘણું અગતનું ગ્નાન મેલવ્યું હતું. વિદ્વાંનોનાં મંડલમાં પરોતાએલા "ગીલબર વેલમશલી," "કીબર," "ઓરરી" ને "શેવેજ," જેવા પોતાના આગલા સાથીઓથી તેને ઇંગલંડના ઘણાખરા કવેશ્વરો વિષે પુશકલ હકીકતો મલેલી હતી.

આ હકીકતને આધારે ચોકાર થએલાં મગજ શાથ જોનશન કાકા કવેશ્વરોના જંમ ચરિત્રો ચિતારવા બેઠા. પરથમ તેવણે ઠેડાવ કીધો હતો કે નાહાનાં નાંહાનાં કવિઓ વીશે ટુંક ફકરામાં પતાવવું અને પ્રખ્યાત કવેશ્વરોનો ચાર પાંચ પાંનામાં કાશર કાહાડવી. પણ મગજમાં શમાવેલી સર્વે હકીકતોનો ખજાનો શરાઓપર શરાઓ ભરાએ એવી રીતે ઉભાઇ જવા લાગયો, ને તેમનાં લખાન શંબંધી પોતા તરફના ટીકાઓથી કાગજો ઉપર રેલ આવવા લાગી. થોડાક તાવ ઉપર જે કાંમ શંપુર્ણ કરવા ધારેલું તે કામ દશ વાલમમાં પાર પડીવું. જે મધેનાં પેહેલાં ચાર ૧૭૭૯ માં અને બાકીનાં છ ૧૭૮૧ માં બાહેર પડીયાં હતાં.

કવેશ્વરોની જીંદગીનું આ પુસ્તક જોનશનનાં બીજા સર્વે લખાંનો ઉપર શરશાઇ ભોગવેછે. જેમ આપણે એક કાંહાંની મા કીશામાં ગમત મેલવે છિયે તેમજ આ જન્મ ચરિત્રો વાંચવાથી ગમત પડે છે. મનુષ્યની ખાશીએતો, અને તેમનાં આચરણ ઉપર જોનશનના દર્શાવેલા વિચારો ખરેજ કાબેલયત ભરેલા અને દુન્યાઇ દાહાપણથી ભરપુરછે. તેમનાં લખાંનો ઉપર ચલાવેલા ટીકા ઘણાખરા ઉત્તમ અને તોફીછે, અને જો કે કેટલાક ટીકા તદન ગેરવાજબી અને ગુશો ઉત્પણ કરે એવી ટપના હોવા છતાં અભ્યાશ કરવા જોગછે, કેમકે તે ટીકા બેહોલ કહેછે તેમ ગમે તેવા ભુલ ભરેલાછે તોપણ નાદાંનયત ભરેલા અથવા ચીબાવલાપણાંથી કીધેલા નથી. મગજમાં મજબુત જડ ઘાલેલા વેહેમો શાયનો તેમાં કેટલોક અભીપ્રાયછે તો પણ તેવી રીતનો કેટલોક મેલથેલ બાદ કરતાં જે ખાલેશ શચાઈ બાકી રહેછે તે કાંઇ થોડી વખાંણ લાએક નથી. ખરી રીતે બોલીએતો તે વખતે આવી ટપના ટીકા પેહેલ વેહેલાજ હતા. અને પેહેલ વેહેલા ટીકા આટલા કાબેલયત ભરેલા અને ઉત્તમ હોએ એ કાંઇ જેવી તેવી શાબાશીનો બીના નથી.

પોતાના આગલા મિત્ર "શેવેજ"નું આગલું જનમ ચરિત્ર આ શંગ્રહમાં વગર ફેરફાર કરવે રેહેવા દીધું હતું, જે ઉપરથી કોઇપણ વાંચનાર તેવેલાનાં લખાંણને જોનશનનાં આ પાછલાં લખાંણ શાથ શરખાવી જોતાં તરત કહી શકશે કે તેની લખાંણ શંબંધી ટપમાં મોટો ફરક પડી ગયો હતો. શારી હાલતમાં આવ્યા પછી જોનશન જેટલો વખત વાતચીતમાં ગુજારતો તેટલો વખત લખાંણ ચલાવાંમાં રોકતો ન હતો પરથમ તે ભારે મેહેનત લેઇ પોતાનાં લખાંણોને વિદ્વતા ભરેલાં બનાવા જતાં ઘણાં હલકાં અને કેટલાક વેલા ગુચવાડા ભરેલાં બનાવતો હતો, પણ હવે તે કશી

...ણાં સંબંધી તંગીમાં ન હોવાથી ...ાનાં લખાંણ તરફ નભરવશ બન્યો હતો, અને તેથી કરી તેના આ પાછલાં લખાણો સેહેલ, જલદીથી સમજ પડે તેવા, અને રસીલા થઈ પડીયા હતા. "હેબ્રીદીઝ" ની મુસાફરી અને "કવેશ્વરોનાં જન્મ ચરિત્રોમાં" આ સુધારા ભરેલો ફેરફાર તરત જણાઇ આવેછે. ગમે એવો નભરવશ વાચનાર પણ જોનશનના લખાંણમાં થએલો આ પાછલો સુધારો સેહેલથી પારખી શકેછે. આ જન્મ ચરિત્રોમા સર્વેથી નજીવું અને કશાપણ દમ વગરનું જન્મ ચરિત્ર "ગ્રે" નામનાં કવેશ્વરનું છે અને "કાઉલી" "ડ્રાઇડન" તથા "પોપ" ની જીનદગીના હેવાલો સર્વેથી વધારે સુંદર તથા વાંચવા લાએકછે.

આ ગ્રંથની ફતેહ માટે પુછવું પડે એમ નથી. એકદમ તે લોકોનો માનીતો થઇ પડીયો. અને જો કે તેની ઊપર ઘણાક વાજબી, અને ગેરવાજબી ટીકાઓ ચાલવા લાગ્યા તોપણ જેવો તેની ઘણી તકરાર કરતા તેવો તેને વધારે ઊલટથી વાંચતા હતા. "મેલોન" નામનો એક લખનાર આ પુસ્તકથી તેના છપાવનારાઓને પચાસથી સાહાઠ હજાર રૂપ્યાનો તડાકો પડેલો જણાવેછે, પણ તેના ખરા કર્તા જોનશનને તેમા થોડોજ લાભ હતો. પરથમ આ ગ્રંથ ઘણો ટુંકમાં પતાવાનો વિચાર હોવાથી જોનશને બે હજાર એકસો રૂપીયાનું તેને માટે શટું કીધું હતું. પણ ધાર્યા કરતાં ગ્રંથ ઘણો મોતેબર અને લાભકારી થઇ પડીઆથી તેના છપાવનારાઓએ પોતાની રાજી ખુશીથી જોનશનને એક હજાર રૂપીઆ બક્ષેશ દાખલ વધારે આપ્યા હતા. જોનશન જોકે નાણાં સંબંધી બાબદમા કાઇબી રીતે બેદરકાર નંહતો, અને ગ્રંથકાર તરીકેનાં લાંમબા અનુભવ પછી, તેને પોતાના લાભ ખાતર સારી સમજ વાનડી હતી તોપણ મેકોલે કહેછે કે તે પોતાનાં લખાંણ સંબંધી સાટાં કરવામાં ઘણોજ કમનસીબ અને ગાફેલ હતો. સર્વેની નજરમાં તે પોતાના વખતનો સર્વેથી શ્રેશ લખનાર હતો. પેહેલા વર્ગનાં લખનારાઓમાં તેની જગા સર્વેથી પેહેલી હતી, તે છતાં બીજા કેટલાક લખનારાઓને પોતાનાં લખાણની એટલીતો કિંમત મલી હતી કે જેટલી જોનશનમા માંગવાની હિમત ન હતી. દાખલા તરીકે "રોબરતશન" નામના તવારીખનવેશને તે વેલા "પાંચમાં ચારલશ" ના ઇતિહાસ માટે પીશતાલીશ હજાર રૂપ્યા મલ્યા હતા, અને મેકોલે કહેછે કે નામાકીત "રોબરતશનને" કશું પણ અપમાન આપ્યા વગર કેહેવાઈ શકાશે કે "કવેશ્વરોના જન્મ ચરિત્ર" કરતાં "પાચમાં ચારલશનો ઇતિહાસ" ખચીત કરીને ઓછો રમુજી અને ઓછો કિંમતી છે. તવારીખનાં શોખીનોજ "ચારલશનો" ઇતિહાસ વાચેછે પણ "કવેશ્વરોનાં જન્મ ચરિત્રો" પેરેપેર વંચાએછે. આ જન્મ ચરિત્રોથી જોનશન વધારે યાદગાર થયોછે. ખરેખર' બોલીએતો, પાછલના જમાનાઓમાં જોનશનની જે કીર્તી તેનાં લખાણોનાં સંબંધમાં જલવાઇ રહીછે તે ફકત આજ ગ્રંથથીછે. તેનાં બીજાં લખાંણો વીસરાતાં જાયછે અને તેવો ફકત ઇંગ્રેજી ભાષાના અભ્યાસીઓનેજ કામ લાગેછ પણ આ છેલો ગ્રંથ તેના ભાષાની સેહેલાઇ અને સુનદરતાને લીધે તેમજ તેમાં સમાવેલા અદ્ભુત ભદાલને લીધે સર્વે ઠેકાણે ઊલટથી વંચાએછે. અને હવે પછીના પણ જમાનાઓ સુધી વંચાતો રેહેશે. ઇંગ્રેજો કદીપણ તેણે મરવા દેશે નહિ.

---

જેને ગોલાબ જોઇએ તેને કાંટાબી કબુલ રાખવા જોઇએ.

# સીતમે હસરત અને નેકીએ નેકબખ્ત.*

The two most engaging powers of an author are to make *new* things *familiar* and *familiar* things *new*.—JOHNSON.

ઉપલાં નામનો એક ચાર અંકી નાટક તેના બનાવનારની કૃપાથી હમોને મળ્યોછે, જેની પોહોંચ માન સાથે કબુલીએ છિએ. મી૦ ઢોંડી સરખા લખનારાઓ પોતાની નેમી આપેલી મેહનત ઉપરાંત ફુરસદનો વખત લોકોને ગમત સાથે જ્ઞાન તથા બોધ, બંધે મલે એવાં પુસ્તકો રચવા ઉપર રોકે તો અલબત્તે ગુજરાતી સાહિત્યને ખીલવાનો કાંઇપણ સંભવ રહી શકેછે. પણ દલગીરીની વાતછે કે આજના પારસી લખનારાઓ ઘણું કરીને લખાણના એક-જ વર્ગને વલગી રહેછે, અને તે કાહણી-કિસ્સા, વાર્તાઓ અને નાટકોનો વર્ગછે. હમો કબુલ કરિયે છિએ, કે નીતિથી ભરેલી અને ચાનક આપનારી વાર્તાઓ અને નાટકોની ગુજરાતી વાંચનારાઓમાં ખુટછે પણ તેથી કાંઇ વિદ્યા હુનરના પુસ્તકોની જરૂરજ નથી એમ પુરવાર થતું નથી. નાટક અને વાર્તાઓના પુસ્તકો સાથે વિદ્યા-હુનરના પુસ્તકોનો વધારો થયલો જોવાને હમો બહુજ ઇંતેજાર છિએ.

મી૦ ઢોંડી પોતાના દિબાચામાં જે કહે છે તે બોલેબોલ ખરૂં છે કે, આપણા બ-ણેલાઓ અને કેલવાએલાઓએ પોતાની કેલવણીનો લાભ પોતેજ એકલપેટા મિસાલ લઇને બેશી રેહવુ જોઇતું નથી, પણ તે-ઓએ લીધેલા કેલવણી અને મેલવેલા જ્ઞાનનો લાભ, કેલવણીથી બેનસીબ પોતાના ભાઇબંધોને આપવાને હંમેશા ખંતી રેહવું જોઇએછે, તથા તેમ કરવું એ પોતાનો એક પવિત્ર ફરજ સમજવી જોઇએ છે. એ ફરજને આધીન થઇને મી૦ ઢોંડી કેહછે કે તેઓએ "આ નાટકરૂપી કિસ્સો બનાવ્યોછે."

એક ટુંક દિબાચામાં નાટક રચનાર એક નાધલી સરખી વાઆજ કહી સમ-જાવેછે, જેમાં નાટક રચવાની તેઓની મુલ મતલબ શમાએલી હોવાથી હમો તે નીચે ટાંકી બતાવ્યે છિએ:—

"જેવાં જેનાં કરતુક તેવાં ફલ તેને મલે એમ દુન્યાની શરૂઆતથી તવારીખ લખનારા તથા શાએર લોકો અને નીતિની વાતો જોડનારાઓ દુન્યાને સમજાવતા આ-વ્યાછે, તેમજ તેની સમજ સર્વે આદમી-ઓનાં મનમા ઠસાવવાને સો કોઇ પોત-પોતાની શકિત મુજબ કોશિશ કરતા રહ્યાછે. લોભ, લાલચ અને વેરભાવને અર્થે જે માણસ માઠાં કરતુક કરી પોતાંની નેમ તથા હેતુ હાસલ કરવા જાયછે તેમાં ઘણું કરીને અંતે તે નિષ્ફલ તથા શરમીંદુ અને સે-વટે પરેશાન થાયછે તે વિષેની સમજ એવા લખનારાઓ જાબજા આપતા રહ્યા છે. એ લખનારાઓ તેમ કરવામાં ખુદા-વાલા તથા આદમીજાત તરફ પોતાની ફરજ સરખું સમજતા રહ્યાછે. એમ બન-વાનું કારણ એટલુંજ કે ઇતીહાસની બીના સંસારની રીતભાત અને આસપાસ લોકો-માં બનતા બનાવો ઉપરથી આદમી જા-તની ભલાઇના વધારા તથા બુરાઇના ઘટાડા કરવાના જે ખેઆલો સુજે તે પોતાના ભાંઇ બંધોને શમજાવવા, એ સંધા સમજુ તથા નેકબખ્ત લોકોનો જાતી ખાસીઅત છે. એ બ-વાશ મુજબ ભલા લોકોએ અમલ કીધાનાં ફલ તરીકેજ તવારીખ લખનારાઓ, શા-એરો અને નીતિની કથા જોડનારાઓના

* સીતમે હસરત અને નેકીએ નેકબખ્ત યાને કરણી તેવી પાર ઉતરણી, નાટક ચાર અંકી, બના-વનાર એદલજી ફરામજી ઢોંડી.
મુંબઇ, જામે જમશેદ પરેસ. ઇ૦ સ૦ ૧૮૮૧

ઉમદા ગ્રંથોના રૂડા લાભ આપણને મળ્યા છે." આ લાભ ઉપરથી, ઉપર કહ્યું તેમ, મી૦ ટોડીએ વખાણવા લાયક રીતે બીજાઓને લાભ આપવા માટે આ નાટક રચ્યોછે. ખુદ નાટક ઉપર હમો હમારા વિચાર આપીએ તે આગમચ તેનો એક ટુંક ઇતેખાબ વાચનાર આગલ ધરવાનું હમોને દુરસ્ત દીસેછે.

બદી અને જાલમી જોકે આ દુન્યામા થોડાક વખત સુધી ફતેહમંદ રીતે બરા થાયછે તોપણ નેકી અને અદલઇની તેઓની ઉપર ફતેહ છેજ એવું બતાવવાની પોતાની મુલ મતલબ રચનારે પોતાના આખા નાટકમા ખુબ રવેશે ધ્યાનમા રાખી હોય એવું દીસે છે. ઇરાન અને તુરાન વચ્ચેના તવારીખ આશકાર, વેર, ઉપર મી૦ ટોડીએ પોતાના નાટકનો પાયો રચ્યો છે. તુરાનનો પાદશાહ હસરત જેની સઘલી અકલ માત્ર નીચ ખુશામદ્યાઓની કાનભરામની તથા પોતાના બદ-ખસલતના ભાઇ કીનાબાજ (જે ખરેજ એક બીજો કસરેવજ દીસેછે) ની ફુસલવણી ઉપર ધ્યાન આપવામાં સમાયલી દીસેછે, તે પોતાના ઉપલા ભાઇની હસદખોરી સમજાવટથી, ઇરાનના આબાદ મુલક ઉપર ચઢાઇ લઇ-જાનો કસદ કરેછે. ઇરાનમા આ વેલાએ નેકબખ્ત નામનો એક અદલ શાહનશાહ પુર જાહોજલાલીમા રાજ કરતો હતો. તેના મુલક ઉપર ચઢાઇ લાવવાને હસરતને કાંઈ પણ ખાસ કારણ હતું નહિ. કીનાબાજના લોહી-તરસ્યા જીવને લોહીની નીચોવીજ આનંદ મનતો જોઇને, હસરત ફક્ત તેની તે મરજી પુરી પાડવા ખાતર નિર્દોષ ઇરાનીઓનું ખુન રેડવાને તતપર થયો. પોતાની દરબારમા હાજર રહેલા પેહલવાનોમાના એકને પણ તે કામ માથે ઉઠાવી લેવા કહી સમજાવતા જ્યારે કોઇએ પણ હિંમત પકડી હા પાડી નહિ ત્યારે હસરત ઘણોજ ખુન ઉપર ચઢયો પણ તરતજ ફરેબકાર નામની એક રામશગરે (જેના કરતુકજ તેણીના નામને જેબ દેતા હતા) પોતાને સરે તે કામ ખેંચી લેવાની હામ ભીડી અલબતા તે મકારે ઓરતે કાઇ પોતનાં જાતી જોર ઉપર મુસ્તાક રહી તેમ કીધું નહિ, પણ પોતાના મક્કર અને ફરેબને કામે લગાડી ઇરાની જંગી પેહલવાનોને પોતાના બંદમા લાવવાની ઉમેદ રાખી તેણી વિદાય થઇ.

કસાઇને ત્યા ગાય હંમેશ બંધાયલી હોયછે તેમ હસરતને પેટે ઝરીગ નામની એક ખુબસુરત દાનાવ બેટી હતી. ગેબી બશારતથી તેણીને એક સ્વપ્નો આવ્યો જેમા દોઝખી સ્વાનોને આઝાબ ભોગવતા અને બેહેસ્તી સ્વાનોને અમન ચમન અને સુખમા રેહતા તેણીએ દીઠા આ સ્વપ્ના ઉપરથી પોતાના પદરને ઠંડો લેવાને તેણીએ વીનતી કીધી અને ઇરાન ઉપર વગર સબબે ચઢાઇ લઇ જઇ, બંને તરફના નિર્દોષ જાનોની નાહક ખુહવારી નહિ કરવા માટે તેણીએ તેને સારી રીતે સમજાવ્યો. પણ તે કમબખ્તે પોતાના ફુટેલા નસીબે ફરેસ્તાઇ ખસલતની પોતાની બેટીની શિખામણ ઉપર કાઇ પણ ધ્યાન આપ્યું નહિ, તથા ઉલટું જ્યારે ફરેબકાર પોતાના ફંદથી ઇરાની જંગી પેહલવાનોને કેદ લાવી ત્યારે તે બનાવ ઉપર ખુશાલી નહિ બતાવવા માટે તેણે તેણીને બંદીખાને નખાવી.

આની તરફ પેલી ફરેબકાર રામશગર તુરાનથી નિકલેલી જેહુન નદીને કિનારે એક લલચાવનારો મંડપ નાખી, જાણે પોતાની શાહજાદી તરફથી ઇરાનના પાદશાહની છુપી મદદ માગવા આવી હોય એમ ઢોંગ કરી પડી, તથા તે તરફ શેકાર માટે આવેલા કેટલાક ચુનંદા ઇરાની પેહલવાનોને પોતાના દાગા ભર્યાં નાજનખરાથી લલચાવી પોતાના ડેહરામા એક જ૦

પાછત આપવા બોલાવ્યા, તથા ત્યાંથી તેઓને શરાબથી બેશમ બનાવી જંજીરમાં નાંખી તુરાન તરફ કુચ કરી ગયો. જ્યારે હઝરતે આ પ્રમાણે ઇરાનને પોતાના સુપેહસાલારો વગર વગરબચાવનું દીઠું ત્યારે તેણે પોતાનું લશકર ઇરાન તરફ હાંકયું. પોતાના નામીચા સરદારોની ગેરહાજરીમાં ઇરાની લશકરે પોતાની સરદારી મુદેદ દેજના હાકમ જંગી કામ્યાબની બેટી મરરૂખસારને આપી હતી. કેટલાક ચુનંદા તુરાનીઓને એકલે હાથે શીકસ્તે આપ્યા બાદ તેણી તેઓના ઠાગાનો ભોગ થઇ પડી, અને ઇરાની લશકરનો હાલત ભરવાડ વગરનાં બેઠાંઓ જેવી થઇ પડી. તુરાની લશકરે ઘણુંજ સખ્ત દિલે તેઓની પુઠ પકડી હજારોને કતલ કરતાં, લીલાત્રીથી ભરપુર, ફલન્ત અને આબાદ શેહરોનો આગથી પરાજય કીધો, જે આગના ધબરાટથી નાહસ્તા મરદો તો શું પણ નાજુક ઓરતો અને પણ બાલકોને પણ રેંહેમવાને તે કસ્ત્રીણો શરમાયા નહિ. શેહરોમાં આગનો ફેલાવો હઝરત અને તેના ખુંધાંમતીઓ આરીઆંઓ "નીરો" ના જેવી ખુશાલીથી તમાશવા બેઠા. દરેક મેહલનું કડાકા સાથે પડવું. દરેક એમાદત ખાંનાનું ભસમ થવું, અને દરેક શુંદર અધવાનનું નાશ પામવું એ તેઓની રગોમાં નવું લોહી હુમેરતું હતું. આ પ્રમાણે ઇરાનની ખાને ખરાબી તથા સત્યાનાશ વાલ્યા બાદ, તથા તેના અદલ શાહનશાહ નેકબખ્તને બંદીવાન તરીકે લઇને, તુરાની લશ્કર ફતેહ સાથે પાછું ફર્યું. દુશમનોની તલવારથી બચી ગયલા કેટલાક જુવાન છોકરાઓનું લોહી તુરાનીઓએ ગુજારેલા સેતમથી ઉકરેલાયું અને પોતાના વાહાલા બાપ, ભાઈ, માદર અને બેહનોનાં ખુનનું વેર લેવાના જનુન ઉપર તેઓ આવ્યા, અને નેકબખ્તના જવાન બેટા શુરા જેહાંગીરની સરદારી તલે લશકરી ટુકડીઓ ઉભી કરી તેઓ તુરાન ઉપર ધસ્યા અને ત્યાંના લશકરનો પરાજય કર્યા બાદ, નેકબખ્તને બંદીખાનેથી છોડવી તુરાની તખ્ત ઉપર બેસાડયો. હઝરત અને તેનો ભાઇ ફીનાબાજ શીકસ્તે હાલ થઇ પોતાનાં પાપનો પસ્તાવો કરવા લાગ્યા અને દુરદરાજ રખડતા થઇ પડતાં નીચ માંણસોને હાથ જુતી પેજાર ખાતા થયા. "અંતે ધર્મેજય અને પાપો ક્ષય." આની તરફ હઝરતની પાકજાદ બેટી ઝરીરને પોતાના ગમેએવા પણ પીતાની રેહમ આવ્યાથી પોતાના આશક નેકબખ્તને મિન્નતગુજારી કીધી કે તેને બોલી કઢાવે, જે અરજને સારાં દિલથી બાહલ રાખીને નેકબખ્તે તેને ઢુંડી કહડાવ્યો, તથા તેને પોતાનાં પાપોનો ખરાં દિલે પસ્તાવો કરતો જોઇ, ઘણુંજ સખી દિલે તેની બદીના બદલામાં પોતાની નેકી વાપડી તુર્કસ્તાનનું તખ્ત તેને પાછું સોપ્યું, તથા પોતે તેની બેટી ઝરીર સાથે નેકાહના પવિત્ર ગાંઠે જોડઇ તેણી સંગાથે ઇરાન તરફ પાછો ફર્યો.

મી० દોડીના નાટકનો આ ટુંક સારછે. નાટક ઘણુંજ સાદી, સુતરી તથા કોઇને પણ સમજ પડે એવી એબારતમાં લખવામાં આવ્યોછે, જો કે અહિં તહિં ફારસી શબ્દો તેમાં આમેજ થયલા દીસેછે. નાટકની સઘળી ખુબીઓ તથા શુભ મતલબ છતાં તેમાં સુધારાની જગાછે. દાખલા તરીકે, ફરેબકારને તુગનથી નિકળેલી લાગલી જેહુન નદીને કિનારે આપણ ડેહરો માંડી પડેલી જોઇએ છિએ, પણ તેણી કેહવા બંદોબસ્તે પછી અને કેહવા રેસાલા સાથે નિકલી, તેમજ ઇરાની પેહલવાનોને પકડવાનો ધાર તેણીએ કેહવી રીતે અને કોણની સાથે અગાઉથી રચી રાખ્યો તે એક જુદાજ પ્રવેશમાં બતાવી શકાતે. તેમજ ત્રીજા અંકના પેહલા

પ્રવેશમાં આપણુ શરીરને પોતાના બંદીખાનામાં પોતાને છુટી જવાનો સ્વપ્નો આવતાજ તરત છુટી ગયલી જોઇએ છિએ એ ખરેખર કઢંગુ દીસેછે. જયારે તેણીને કેદજ કરવામા આવી ત્યારે અલબતે તે કેદખાનું આપવવા માટે પુરતી ચોકીતો હોવીજ જોઇએ, અને જયારે તેણી કેદથી ખલાસ પામી ત્યારે પાતો તેણી નાહશી ગયલી હોવી જોઇએ, અથવા તે પોતાના પદરના હુકમથી છુટકારો પામેલી હોવી જોઇએ. પણ નાટકની અંદર બંનેમાથી એકપણ રીતે તેણી બંદથી ખલાસ થઇ હોય એમ આપણ જાણતા નથી. મઝકુર પ્રવેશમાં જે બતાવ્યુંછે તે એટલુ જ કે શરીર, ઇરાનના પાદશાહને પોતે પોતાને હાથે બંદથી છોડવતીહોય એવો એક સ્વપ્નો જોયછે. ખાબમાથી બીદાર થયા બાદ તેણી કેટલાક વિચાર આપવા મંડી જાય છે, જેને છેઉ હું જાઉંછું એમ બોલી તે જાયછે. પણ તે કહી રીતે અને કોણની મદદથી જાયછે તે કસું જણાતું નથી. હમો કહીએ છિએ કે નાટકમા આ જગાએ ઉતલી બાબદ વધુ ખોલી કરવા તેમજ બીજા ઉપલા પ્રવેશની પછીના આવતા પ્રવેશો શંગાથે તેના શંબંધ જારી રાખવા ખાતર અતરે એક બીજા પ્રવેશની જરૂર હતી. અને એજ મિશાલે એજ આંકમાં હમોને એક ત્રીજા પ્રવેશની ખુટ દીશેછે. ઇરાનથી જુવાન છોકરાઓના એક નાયલાં લશકરની સરદારી લઇ જાહાંગીર નિકલ્યો. તે તુરાન તાબે કરવાને શી રીત ફતેહ પામ્યો એ મુદલ બતાવવામાં આવ્યું નથી. જાહંગિર અને તેની સાથના જુવાંમર્દોના રણક્ષેત્રની અંદરના પ્રાક્રમો નાટકનો ખચીત ઘણો રસીલો ભાગ થઇ પડતે, કારણ કે જે કામે વૃદ્ધ વયના માણસોથી નહિ બન્યું તે કામ નાયલી ઉમરના છોકરાઓથીજ જયારે બનતી આવ્યું તથા તે કામ બજાવવાથીજ જયારે નેકબખ્તનો છુટકો થયો તથા ઇરાનની ગાદી ઉપર તેનું પાછું આવવું થયું ત્યારે તે કામ કહી અદભુત રીતે પાર પડ્યું તે દર્શાવવાની વધુ જરૂર હતી. પેહલાં તો જાહગીર અને તેના જુવાન સાથીઓ દુશમનોની તલવારથી શી રીતે બચ્યા ગયા હશે એજ બહુ આશ્ચર્યકારક લાગેછે. આવા આવા પ્રવેશોની ખુટ આપણને એક તુટેલી શાંકલનો વિચાર આપેછે.

છેલ્લે, નાટક પાત્ર હેઠલ સમાયલા શક્ષોને મી૦ ઢોડીએ કેહવો ઇનશાફ આપેલો છે તે જોઇએ. એક નાટક વાર્તા યાક વિતામાં ચિતારેલાં ભલાં યા ભુંડા શક્ષને તેના ભલાઇ યા ભુંડઇનો પક્કો તોલ કરી તે પ્રમાણે તેને લાયક બદલો યા શીક્ષા તે લખાણની આખરીએ આપવો એ એવી જાતના લખાણોનો એક નિયમછે. આ નિયમને ઇંગ્રેજીમાં poetical justice નાં નામથી ઓલખવામાં આવેછે. આ ઇનસાફ તોલવામાં મી૦ ઢોડી ઘણેક દરજજે ફતેહ પામેલા હમોને દીશે છે. નેકબખ્તની નેકીનો અને હમરતની બદીનો બદલો તેઓ બંનેને વાજબીજ રાહે મલ્યોછે. પાછલો આખર પોતાનાં ચુગની તખ્ત ઉપર પાછો બેશેછે તે એટલાજ માટે કે તેની જાલમી અને તેની બદ અમલત ખુદ તેની પોતાની, તેનાં અંતકરણની નહિ હતી, પણ તે તેના મુજી સલ્લાકારોની માઠી સલ્લાનું પરીણામ હતું. તેઓની ખરાબ સમજાવટ તેણે માન્ય કીધી એ તેનો વાંક થયો ખરો, અને તેટલા માટે તેને પોતાનું રાજપાટ મુકી થોડોક વખત શુધી નામોશી સાથે રઝલવું પડ્યું, તથા ચોરીના શક ઉપરથી એક દેહકાનીને હાથનો માર પણ ખાવો પડ્યો. એજ શિક્ષા તેને ઘણી થઈ. પણ તેના કમરેદ બાઇ શીનાબાજનું, કેટલાક દમબાજીઓનેજ હાથ મરખાવા બાદ

શું થયું, તે કશું જણાતું નથી. જ્યારે નાટકનો મતલબ આનંદ આપવાનીજ રાખી છે ત્યારે થયલાં ફીતુર અને નફાદના આ કર્તાને ભારી શાશને પોહચેલો અને ઘણી-જ સખત તથા દુઃખભરેલી સજા ભોગવતો ચિતારયો હતો, તથા પેલી મકારે ઓરત ફરેબકાર જેણીથી ધગન ઉપર ચ-ઢાઈની પેહલ થયલી મી૦ ઢોંડીએ ચિતારી છે તેણીનું, ઈરાની પેહલવાનોને દગાથી પકડી ગયા બાદ શું શેવટ આવ્યું તે પણ કશું જણાતું નથી. ફરેબથી ભરે-લી આ ઓરતને સજાથી તદન છટકાવી મેલવામાં મી૦ ઢોંડાએ નાટકના બીજા થએલો તરફ થોડીક ગેરઇનસાફી ગુજારીછે. ઝરીરને પોતાની નેકી, મનશની, ખીતા તરફના સાચાં હેત, અને ખીન દેહશતનાં શરત ખોલવા માટે, તેમજ ઝરરૂખાસારને પોતાની પેહલવાની ભરેલી બાહદુરી માટે, સારો બદલો અને જશ મળેલો આપણ જોઇએ છિએ.

મથાલે મુકેલા નામાકીત 'જોનમનના મૌલોનો છેલ્લો બાગ મી૦ ઢોંડીના આ નાટકને આબાદ લાગુ પાડી શકાય. મી૦ ઢોડીએ આ નાટકમાં આપણને કાંઇ પણ નવુ કયું પા શિખવ્યું નથી. બદીની હંમેશાં હાર અને નેકીની હંમેશાં :-જીતછે એવું જમાનાના જમાનાઓ થયા સો કોઇ જાણતું આવ્યુંછે, અને તે આપણે પણ જાણુએ છિએ; મગર તે તદન જાણીતી વાત આલમ હજુર તદનજ નવા લેબાસમાં કેમ રજુ કરી જાણવી એ એક લખનારની ખાસ ખુબીછ, અને 'સીતમે હામાન' ઉપરથી આપણને દિશેછ કે તેનો લખનાર પણ આ ખુબી—થોડે કે ઘણે દરજજે—ધરાવેછે.

છેલ્લે, આ બાબદ સમાપ્ત કરતાં હમોને કહ્યા વિના ચાલતું નથી કે એક નાટક લખનાર તરીકેના મી૦ ઢોડીની આ પેહલી કોશેશ ખરેખર શાબાશીને લાયકછે, અને હમોને પકી આશાછે કે એકજ નાટક ઉપર સંતોષ પકડયાને બદલે વાચ-નારાઓના લાભને અર્થે, તેઓ પોતાની કલમ વધુ કશી જારી રાખશે.

---

# કવિનું ગીત.

## (તેનીસન ઉપરથી.)

વરસાદના પડયા બાદ તે ઊઠયો કવિ,
ને ચાલ્યો શેહર છોડી, ને તેનો ઘોઘાટ;
પુરવ ભણી ફુંકતોતો શિતલ પવન,
ને ખેતર પરથી થતાંતા વાદલ પસાર;
પસંદ કીધી ત્યા તેણે એકાંત એક જગ,
ને બેસી ત્યાં લલકારયું મધુર એક ગીત;
ધરાવતોતો હલક એવો મધુરિયો રસ,
કે આકાશ અંદર ઊડનારા પંખીઓ ત્યા
ઊતરિયા આવી તેના પગની નજદીક.

મધમાખ પુઠે દોડનારી ચકલી એકદમ,
થંભ થઈને ઊભી ત્યા પોતાનીજ જગ;
નિકલ્યો આસ્તેથી સરપ એક ત્યાં,
ને વીંટલાઈ તે બેઠો એક દાખલી ઊપર;
જંગલી શકરે નાખી દઈ પોતાની ધડ,
શરૂ કીધું ટીકવાનું તેની ઊપર,
ને વિચારયું બુલબુલે કે "ગાયાં મે ગીત
કાંઈ સેકડો હજાર, પણ મિસાલનું આ
નહિ હતું કોઈ વેલા માહરૂં ગાયણ;
કારણ જ્યારે થશે વરસો પસાર,
ને આવશે આ ધરતીની આખેરી હયાં,
ત્યારે શું થવાનીછે તેની હાલત,
તે વિષે ગાયછે આ મોહટો કવિ."

J

---

# સ્વાર્થ અને અસ્વાર્થ.

## (શેખ સાઅદી ઉપરથી.)

આપું એક નાન ખરો ધરમી જો ખાય,
તો અરધું બીજું તેથી પારકાને જાય.
છતી લેવ શાહ અગર ખંડોને સાત,
પણ ઇચ્છે તે બીજો કોક લાવવાને હાથ.

જ. ન. પી.

પ્રવેશમા આપણુ શરીરને પોતાના બંદીખાનામાંથી પોતાને છુટી જવાનો સ્વપ્નો આવતાજ તરત છુટી ગયલી જોઇએ છિએ એ બરેબર કહેવું દીસેછે. જ્યારે તેણીને કેદજ કરવામા આવી ત્યારે અવશ્ય તે કેદખાનું સાચવવા માટે પુરતી ચોકીતો હોવીજ જોઇએ, અને જ્યારે તેણી કેદથી ખલાસ પામી ત્યારે યાતો તેણી નાહશી ગયલી હોવી જોઇએ, અથવા તે પોતાના પદરના હુકમથી છુટકારો પામેલી હોવી જોઇએ. પણ નાટકની અંદર બંનેમાથી એકપણ રીતે તેણી બંદથી ખલાસ થઇ હોય એમ આપણ જાણતા નથી. મજકુર પ્રવેશમા જે બતાવ્યુંછે તે એટલુજ કે શરીર, ઇરાનના પાદશાહને પોતે પોતાને હાથે બંદથી છોડવતીહોય એવો એક સ્વપ્નો જોયછે ખાબમાથી બીદાર થયા બાદ તેણી કેટલાક વિચાર આપવા મંડી જાય છે, જેને છેડ હું જાઊંછું એમ બોલી તે જાયછે. પણ તે કહી રીતે અને કોણની સત્તાથી જાયછે તે કસું જણાતું નથી. હમો કહીએ છિએ કે નાટકમા આ જગાએ ઉતલી બાબદ વધુ ખોલલી કરવા તે મજ બીજા ઉપલા પ્રવેશની પછીના આવતા પ્રવેશો શંગાથે તેનો શંબંધ જારી રાખવા ખાતર અતરે એક બીજા પ્રવેશની જરૂર હતી. અને એજ મિસાલે એજ આકમા હમોને એક ત્રીજા પ્રવેશની ખુટ દીશેછે. ઇરાનથી જુવાન છોકરાઓના એક નાધલા લશકરની સરદારી લઇ જાહાગીર નિકલ્યો, તે તુરાન તાબે કરવાને શી રીતે ફતેહ પામ્યો એ મુદલ બતાવવામા આવ્યું નથી. જાહગીર અને તેની સાથના જુવાનીઆઓનાં ગનીમની અંદરના પ્રાક્રમો નાટકનો ખચીત ઘણો રસીલો ભાગ થઇ પડતે, કારણ કે જે કામ વૃદ્ધ વયના માણસોથી નહિ બન્યું તે કામ નાધલી ઉમરના છોકરાઓએજ જ્યારે બજાવી આપ્યુ તથા તે કામ બજાવવાથીજ જ્યારે નેકબખ્તનો છુટકો થયો તથા ઇરાનની ગાદી ઉપર તેનું પાછું આવવું થયું ત્યારે તે કામ કહી અદ્દભુત રીતે પાર પડ્યું તે દર્શાવવાની વધુ જરૂર હતી. પેહલલાં તો જાહગીર અને તેના જુવાન સાથીઓ દુશમનોની તલવારથી શી રીતે બચ્યા ગયા હશે એજ બહુ આશ્ચર્યકારક લાગેછે. આવા આવા પ્રવેશોની ખુટ આ પણને એક તુટેલી શાકલનો વિચાર આપેછે.

છેલ્લે, નાટક પાત્ર હેઠલ સમાયલા શક્ષોને મી૦ દોડીએ કેહવો ઇનશાફ આપ્યો છે તે જોઇએ. એક નાટક વાર્તા યાક વિતામાં ચિતારેલાં ભલા યા બુંડા શક્ષને તેની ભલાઇ યા બુંડઇનો પક્કો તોલ કરી તે પ્રમાણે તેને લાયક બદલો યા શીક્ષા તે લખાણની આખરીએ આપવો એ એવી જાતના લખાણોનો એક નિયમછે. આ નિયમને ઇંગ્રેજીમાં poetical justice નાં નામથી ઓલખવામા આવેછે. આ ઇનસાફ તોલવામા મી૦ દોડી ઘણેક દરજજે ફતેહ પામેના હમોને દીશે છે. નેકબખ્તની નેકીનો અને હસરતની બદીનો બદલો તેઓ બંનેને વાજબીબી રહે મલ્યોછે. પાછલો આખર પોતાનાં તુરાનો તખ્ત ઉપર પાછો બેશેછે તે એટલાજ માટે કે તેની જાલમી અને તેની બદ ખસલત ખુદ તેની પોતાની, તેના અંતઃકરણની નહિ હતી, પણ તે તેના ભુંજી સહલ્લાકારોનો ખાકી સહલ્લાનું પરીણામ હતું. તેઓની ખરાબ સમજાવટ તેણે માન્ય કીધી એ તેનો વાંક થયો ખરો, અને તેટલા માટે તેને પોતાનું રાજપાટ મુકી થોડોક વખત શુધી નામોશી શાથે રઝલવું પડ્યું, તથા ચોરીના શક ઉપરથી એક દેહકાનીને હાથનો માર પણ ખીનવો પડ્યો, એજ શિક્ષા તેને ઘણી થઇ. પણ તેના કમરેવદ ભાઇ ફીનાબાજનું, કેટલાક હમનનીઓનેજ હાથ મારખાના બાદ

શું થયું, તે કશું જણાતું નથી. જ્યારે નાટકનો મતલબ ચાનક આપવાનીજ રાખી છે ત્યારે શબ્દલાં ફીતુર અને નજીદના આ કર્તાને ભારી શાશને પોહચેલો અને ઘણીજ સખત તથા દુખભરેલી સજા ભોગવનો ચિતારવો હતો, તથા પેલી મકારે ઓરત ફરેબકાર જેણીથી ઇગન ઉપર ચઢાઈની પેહલ થયલી મી૦ ઢોંડીએ ચિતારી છે તેણીનું. ઈરાની પેહલવાનોને દાગાથી પકડી ગયા બાદ શું શેવટ આવ્યું તે પણ કશું જણાતું નથી. ફરેબથી ભરેલી આ ઓરતને સજાથી તદન છટકારી મેલવામાં મી૦ ઢોડીએ નાટકના બીજા શખ્શો તરફ થોડીક ગેરઇનસાફી ગુજારીછે. ઝરીરને પોતાની નેકી, મનશની, પીતા તરફના સાચાં હેત, અને બીન દેહશતનાં શરત બોલવા માટે, તેમજ ઝરરૂખાસ્પરને પોતાની પેહલવાની ભરેલી બાહદુરી માટે, સારો બદલો અને જય મળેલો આપણ જોઇએ છિએ.

મથાલે મુકેલા નામાંકીત જોનસનના બોલોનો છેહલો ભાગ મી૦ ઢોંડીના આ નાટકને આબાદ લાગુ પાડી શકાશે. મી૦ ઢોડીએ આ નાટકમાં આપણને કાંઇ પણ નવું કહ્યું યા શિખવ્યું નથી. બદીની હંમેશાં હાર અને નેકીની હંમેશાં છતછે એવું જમાનાના જમાનાઓ થયા સૌ કોઇ જાણતું આવ્યુંછે, અને તે આપણે પણ જાણીએ છિએ; મગર તે તદન જાણીતી વાત આલમ હજુર તદનજ નવા લેબાસમા ઠેઠ રજુ કરી જાણવી એ એક લખનારની ખાસ ખુબીછે, અને 'સીતમે હામાન' ઉપરથી આપણને દિશેછે કે તેના લખનાર પણ આ ખુબી—થોડે કે ઘણે દરજજે—ધરાવેછે.

અંતે, આ બાબદ સમાપ્ત કરતાં હમોને કહ્યા વિના ચાલતું નથી કે એક નાટક લખનાર તરીકેની મી૦ ઢોડીની આ પેહલી કોશેશ ખરેખર શાબાશીને લાયકછે, અને હમોને પકી આશાછે કે એકજ નાટક ઉપર સંતોષ પકડવાને બદલે વાચનારાઓના લાભને અર્થે, તેઓ પોતાની કલમ વધુ કશી જારી રાખશે.

---

# કવિનું ગીત.

(તેનીસન ઉપરથી.)

વરસાદના પડયા બાદ તે ઊઠયો કવિ,
ને ચાલ્યો છોડી છાડી, ને તેનો ઘોઘાટ;
પુરવ ભણી ફુંકતો તો શિતલ પવન,
ને ખેતર પરથી થતાતા વાદળ પસાર,
પસંદ કીધી ત્યા તેણે એકાંત એક જગ,
ને બેસી ત્યા લલકારયુ મધુર એક ગીત;
ધરાવતોતો હલક એવો મધુરિયો રસ,
કે આકાશ અંદર ઊડનારા પખીઓ ત્યા
ઊતરિયા આવી તેના પગની નજદીક.

મધમાખ પુઠે દોડનારી ચકલી એકદમ,
થભ થઈને ઊભી ત્યા પોતાનીજ જગ,
નિકળ્યો આસ્તેથી સરપ એક ત્યા,
ને વીટલાઈ તે બેઠો એક ડાખલી ઊપર;
જંગલી શકરે નાખી દઈ પોતાની થડ,
શરૂ કીધું ટીકવાનું તેની ઊપર,
ને વિચારયું બુલબુલે કે "ગાયાં મે ગીત
કોઈ સેકડો હજાર, પણ નિસાલતુ આ
નહિ હતુ કોઈ વેવા માહરું ગાયણ;
કારણ જ્યારે થશે વરસો પસાર,
ને આવશે આ ધરતીની આખેરી હર્યાં,
ત્યારે શું થવાનીછે તેની હાલત,
તે વિષે ગાયછે આ મોહટો કવિ."

J.

---

# સ્વાર્થ અને અસ્વાર્થ.

(શેખ સાઅદી ઉપરથી.)

આખું એક નાન ખરો ધરમી જો ખાય,
તો અરધું બીજું તેપી પારકાને જાય.
છતી સેય શાહ અગર ખંડોને સત,
પણ ઇચ્છે તે બીજો એક લાવવાને હાથ.

જ. ન. પી.

# એક આપખુદ રાજા વિષે

ગલા ભચડી ખુનો કીધાં, કીધાં કરતુક કાલાં,
ભલાં કામમાં ફાચર નાખી, બાંધ્યા મક્કર—જાલાં;
જોરમાથી જીનદગી વેચી, તોડયાં મરવત—તાલા,
બદ હવસની આગનથી સુકવ્યાં સુખના નાલા;
ધડ ઝપલું તો ભરમ કીધું, દિસેછ આમકો ડાહલા,
ઠગાઇભર્યા લીલોવીથી દમામ દેતા ઠાલા;
લોભી ઇચ્છાને તાબે થતા, પાધા ઝેરના પ્યાલા,
ટુંકમા અનેક રીતના કીધા તુંએ કાલા ધોલા;
પણ વિચાર કીધો તુંએ કંઇ, કે મરતી વેલા દુખડા
આવી પુગશે તાહરી તરફ, મોટે પગલે વેહલા !

જ. ન. પી.

---

## એક છેલ્લી સલામ.

(તેનીસન ઉપરથી.)

વેહજે તુ હમેશ શુધી દરિયા ભણી,
ને આપજે તુ તેને તાહરા પાણીની ભેટ,
પણ પગલા આ માહરા તાહરી કિનારી પર,
ફરશે નહિ પાછાં હવે કોઈબી દિવસ,
હમેશ શુધી ! આ ! હમેશ શુધી !

વેહજે તું ધીરેથી મેદાનોની વચ્ચ,
બની એક ઝહરો, પછી નદી ફરાખ,
પણ કોઈ પણ દિશાએ તાહારો નજદીક,
નહિ ફરશે પગલા માહરા કોઈબી દિવસ,
હમેશ શુધી ! આ ! હંમેશ શુધી !

રેહશે કાયમ બાજુએ તાહરી આ ઝાડ,
ને ધ્રુજતુ રેહશે અહિઆ તાહરૂ 'એસપન,'
મધમાખો થઈ જશે અહિથી પસાર,
સાધીને તેઓનો અમરતી—બોજ,
હમેશ શુધી ! આ ! હમેશ શુધી !

ચલકશે તાહરીપર હજારો સુરજ,
ને ધ્રુજશે તુજ છાતીપર હજારો ચંદર,
પણ તાહરી નજદીક આ પગલા માહરાં,
ફરશે નહિ પાછા હવે કોઈબી દિવસ,
હમેશ શુધી ! આ ! હમેશ શુધી !

J.

## ઈનામનો સવાલ.

(સરેસતાનુ ઈનામ)

darnel-mute-action—જો—શ.

ઊપલા શબ્દોના ઊચ્ચારો પરથી એક જાણીતુ અંગરેજી નામ ઊકલાવો.

---

### ગયા માસના સવાલનો જવાબ.

ચોપડી—કેતાબ.

ઈનામ મેલવનાર—બાઈ ભી હો મો તે તેવણે મંગાવી લેવુ

---

### ખરા જવાબ મોકલનારાઓના નામ.

બાઈ ભી હો મો
બાઈ મીઠીબાઈ જાગીરજી રાઈટર.
મી० સી ડી ડી
મી० બી સી સે ડી
મી० બેરામજી કુવરજી પુનેગર

### લખનારાઓને ખબર.

"નાટક શોખીન"ને માલમ થાવજે હમારાં ચોપાનીયામા ચાલતો નાટક હવે એકજ અંકમાં પુરો થશે, પણ હાલ બીજી જાતનાં લખાણોની જગો કરવાને લીધે નાટક સેવાને બનતું નથી, તેથી તે અધુરો રહેલો છેલો નાટકનો ભાગ બનતા લગી હમારા આવતા અંકમાં પુરો કરવામા આવશે.

---

ધોબીતલાવ—નંબર ૮૭૨ વાલા ઘેરમા,
મુંબઈ વર્તમાન છાપાખાનામા મનચેરજી હોરમજી જાગોસે છાપ્યું છે.

# વિદ્યામિત્ર.

પુસ્તક ૮ મું. નવેમબર ૧૮૮૧. અંક ૧૧ મો.


## બેનજીર અને બદરેમુનીર.

### નાટક ચાર અંકી.

એકટ ચોથો—દેખાવ છઠો.

(પાદશાહના મેહલમાં પાદશાહ અને રાંણી ગમ ભરેઆં દીલથી અફસોસ કરતાં બેઠલાં છે.)

પાદશાહ—

ગમ, ગમ, ને ગમથી શુકાઇ ગયોચ દમ—
હવે તો આ જીંદગીની દોરી તુટેચ એકદમ.
બસ થાઈ ચુકું, હવે નથી રહી કશી આશા,
ઉધા બખ્તનાં પડેઆ ઉંધાજ પાશા.
જમાનો વહી ગયો, મુદત થઇ ગઇ,
પણ બેનજીરની નીશાંન મલી નહી કંઇ.
તો હવે શું બેનજીર મલવાનો છે ?
જોકે હવે કાંહાંથી આવી લાગવાનોછે.
માટે હવે જીવીને કરવુચ શું ?
દર રોજ તે એ માફક રરવુ શું ?
ગયા વજીર ને અમીર તે પાછા આવા નહી,
કોઇ દાહાડે કંઇબી નીશાંન લાઆ નહી.
જાંણુ કે તેવોબી કાંહાંનાં કાંહાં ગીઆ હશે
બીચાગ અટવાઇ, ઠેકાંણે લાગા હશે.
તો શું કાંમ હવે નકાંમાં રાખીએ આવરે,
હવે તો માહરાથી નથી વેઠાતું; ઓ બાપરે!

રાંણી—

વાહાલા જો, બુજરોગ આનંદ માહરા,
કાલાવાલા તે કેટલા કરૂં હું તાહરા.
ચીજવતાં તુંને, હવે હુંબી કંટાલીચ બરી,
એક વરશ મીશાલની જાયચ એક ઘરી.
તેથી માહરૂંબી જીગર ફાટી ગયુંચ,
કલેજું સંધું મારૂંબી પાકી ગયુંચ.
તોબી તે શાહેબ વાલી કુદરતનો ધણી,
ને બર લાવેછે શંધાની મુરાદ ઘણી.
તેપર એકજ છેલ્લી આશા ધરી,
થોબીએચ આપણ થોડીક ઘરી.
કે છેલ મોકલેઓચ લઉવાને આપરા,
તેને આવાની રાહ જરા જોવોતો બરા.

(એટલામાં લઉવો દોરતો, બુમ મારતો દાખલ થાયછે)

લઉવો—બેનજીર! બેનજીર! મલેઓ—પડેઓ—બડેઓ—જડેઓ—શોધેઓ—પકડેઓ—ધરેઓ.

રાંણી—શું ? લઉવા! શું ? બરૂં કેહેચ! કે બોલની! તું કાંહાંથી આઓ! શું બેનજીરને બરેખર લાઓ!!

લઉવો—લાયારે બા લાયા—બેનજીરને લાયા—ને શાથે બધા રેશાલાનેબી લાયા, જોવો હમે કેહવા ડાહવા.

પાદશાહ—(બેનજીર આવવાનું શમજીને હરખથી બેફામ થાઇ જાયછે)—શું બેનજીર આઓ—(રાણીનાં અંગપર ઢલી પડે છે, રાંણી ગાભરી પડીને અતર ગુલાબ મંગાવેછે.)

રાંણી—શું લઉવો બેવકુફછે, જરા હલવેથી, ધીરજથી આવીને બોલતો નથી—જોની આએ શું કીધું.

લઉવો—શાહેબ મેં શું કીધું ?

શંણી—એકદમ આવીને ગરબર કીધાથી આ પાદશાહનો જીવ બેફાંમ મારી ગીઓ તે નોઆચની. લાવો, લાવો, જલદી અતર-ગુલાબ લાવો. (શાહેલીઓ અતર-ગુલાબ લાવેછે તે પાદશાહને શું ગારેછે.)

લઉવો—મેંતો જાંણ્યું-જે હાવું-ખુશીનું તાણ્યું-તેપર ગાણ એક ગાંણ્યું—પણ તેપરતો પડી ગયું કાણ્યું-બગરી ગયું ખાંણ્યું-પણ શાંયો પાછો જાણ—ને બોલાવી લાઉ—બેનજીરને પેલી બધી ખાણ્યું.

(લઉવો જાઈને બેનજીર, બદરેમુનીર, વજીરજાદી, પરીનો શાહાજાદો, અમીર ઉમરાવ વીગેરેને મેહેલમાં લાવેછે—તે સંધાં દાખલ થાયછે.)

બેનજીર—(ઉતાવળેથી આગલ જાઇને) માદર, માદર—એ માહારા પેદરનો શું હાલ હેવાલછે.

શંણી—(બેનજીરને ગોદમાં દાબીને ડચકાં ખાઇ રડી પડેછે)

બેનજીર—પેદર, પેદર—માહારા બુજરોગ પેદર શું છે.

પાદશાહ—(જરા ડોલા ઉગારીને) બેનજીર! (પાછો બેશુધ થાયછે.)

બેનજીર—માદર, માહરી વાહલી માદર! એ શું બનાવછે તે જરા મહને કેહવો તો ખરાં.

શંણી—(અચકી અચકીને બોલેછે) દીકરા—તારા ગમની ગીરફતારીથી હમારા બંધીનો દંમ બંધાઇ ગઓચ—મારીયોજી બરોબર બોલાતું નથી—ને તાહારા પેદરે તું'ને આવેઆનો બોલ શાંભલ્ઓ તેવોજ હરખથી એ બેફામ થઇ ગયોચ—વાશતે હેને આશતેથી હુશીઆર કરો તું આગલ બેશ.

બેનજીર—શબુર—શબુર—(ગુલાબ છાંટે છે; શીશી શુંગારેછે) પેદર—પેદર—માહરા બુજરોગ પેદર—(બેનજીર મોટેથી હાંક મારેછે, તેથી પાદશાહ નજર ઉગાડી, ત્યા જોઇને પાછો બેશંગ થાયછે.)

શંણી—વાહાલા ખાવીંદ તમો શમજો છોની—આપરો બેટો બેનજીર આઓચ તે જોવોચની.

પાદશાહ—બેનજીર!

શંણી—હા, હા, બેનજીર—બેનજીરજ આવી લાગોચ—

પાદશાહ—બેનજીર! બેટા !!

બેનજીર—હા, હા, નામવર પેદર, જુવોની હું'જ છેઉ—હું આવોચ—હું બેનજીર છેઉ.

પાદશાહ—કોણ?

બેનજીર—બેનજીર—તમારો બેનજીર.

પાદશાહ—(જરા હુશીઆર થઇને) બેનજીરને ગલે વલગી પડેછે. (પાછો મુગો રહી જાયછે.)

લઉવો—(વજીરજાદીને) જોયું કે આમ્મે કાંમ—હવે શમજ્આં મારૂં લઉવાનું નામ. કેવી અંતની ઘડીપર વાત આવી લાગીચ તે જોઇ—હવે મને ટેકો આપોની કાંઈ. તમેતો બધાં હુજતજ કરતાંતાં—ને વાર લગારતાંતાં તે આમ્મે જોયું—(બદરેમુનીરને) અરે બાઇ તમે બોનું બોનું ઘોયુંરે' (રાંણીને) અરે એવણ કોણછે—કંઇ ઓંલ બેઆં—એ વહુ થાય વહુ—એવણ તમારી વહુ—ને એવણને લીધેજ આઆંચ આએ થઉ.

વજીરજાદી—ચુપ-ચુપ-જરા હેવડેતો મુગો રેહે—બરાબર મુલાકાતતો થવા દેઅ.

લઉવો—અરે બાઈ તમારાં પુન પરતાપે મુલાકાતબી થાઇ—ને બધું થયું—હવે કંઇ બાકી નથી રહેઉ.

શંણી—કેમ લઉવા હાની વખતેબી ગરબર કરેચ કે.

લઉવો—નહીરે શાબ—કરો માફ.

બેનજીર—(પાદશાહને હુશીઆર કરીને, હલુથી ઉઠારીને) બુજરોગ ને નામવર પેદર શું છે? શાંરી પેરે છેઓની?

પાદશાહ—બેનજીર કે?

બેનઝીર—હા, પેદર !

રાંણી—એમ શું કરોચ-તમે આપણા બેટા બેનઝીરને નહી ઓળખતા ?

પાદશાહ—માહારા બેનઝીર ! માહારા બેટાને નહી ઓળખ્યું. બેટા બેનઝીર !! (વળગી પડેછે.)

બેનઝીર—વાહાલા પેદર !!

પાદશાહ—કેમ તું કાહાંથી આયો; તું કાંહાં ગીઓ તો ? તાહારૂં શું થયુંતું ? (ગોદમાં દાબેછે)

બેનઝીર—બુજરોગ પેદર મહને તમે શું પુછોચ !

પાદશાહ—કંઇ તારો હેવાલ જણાવય ? (આગલ પાછલ જોઇને) આ બધા કોણ ને એ શું બીનાછે, તેથી કંઇ મહને વાકેફ કરશો ?

બેનઝીર—

"શું કહું માહરી વાત, ને શું બોલું હેવાલ,
કે તે સમજી ફાટી જાય આ ભીંત ને દેવાલ.
હેવી વીપતી ને કાંહાની બીશીઆર,
તે માથે માહરોપર બનાવ ગુજરેઆચ ત-
હરેવાર.
ઘણુંછે માહરૂં દાસતાંન, ને લાંબીછે વાત,
વાત કરવા બેશું તો ન લાગે કશો હાગ,
શોષેલ દુઃખ ઘણું, ને પડી વીપત ભારી,
હકીકત હેવી હમાગણીછે તમામ માહરી.
પણ તે બધું બોલવાનો કંઇ વખત નથી,
મેંધું જણાઉ હેવું દેલ મારૂં શખત નથી.
ટુંકમાંજ સમજો તમો વરણન મારૂં,
બસ સુંગગણા કરો માહારે શારૂ.
કે આવીને મલેઆ તમોને શનામત.
બાપગ મોટું મારૂં, ને અજબ કરામત.
(વજીરજાદીને બતાવેછે)
એ મખલુ બનેહ તે આ નાજનીના પુણે,
હું તો પોહો તો કોણ જાણે કીયે ખુણે
(બદરેમુનીરને આગલ લાવેછે)
પણ વાહાલી માહારી આ બદરેમુનીર,
જેની શાથે જોડાઇચ મારી તગદીર.
તેની એ વજીરજાદી ઝીઆંણી બાણું,
તેણીએ કીધું આ કામ શુરીઆણું.
હેનેજ છોડાવેઓ મને બંદમાથી,
ખલાશ કીધો પેલી બુરી પરીના કેદમાથી
છોડવતા મને મલેઓ આ શાહજાદો,
(પરીના મુલકના શાહ જાદાને બતલાવેછે)
વજીરજાદીપર મોહી પડેલો એ પરીજાદો.
એ સંધાની કોશેશથી છુટો થયો હું,
હવે વધારે બખાણ નો બોલાવ શું.

પાદશાહ—

તાહારો હેવાલ હું શમજી ગીઓ,
ટુંકમા તારી વીગત હું પામી ગીઓ.
બશ, દીનને વધુ આજુરદે ના કર,
હવેતો દીલ ખુશી કરી, સબુરીજ ધર.

બેનઝીર—

બસ; તારે કરો લગન—શેહાદીની તઇઆરી,
માહારી ને બદરેમુનીરની કરો શાજવારી.
તે શાથે હીઆજલગનલગાડો વજીરજાદીના
ગીત ગવારો પરીનાં શાહજાદાને મુબારક
બાદીના.

પાદશાહ—

(રાણીને)ઉઠ દીલબર, તું ખી થા હવે બીદાર,
બધિ બધ કર ખુશી ખુરમીનો શીંગાર.
વધાવી લે બધાને—મુબારકી આપ શંધાને
તાનો કર શેહાદી-રામશણીનાં ધંધાને.

રાંણી—

ચાલો મેહલમા જાઈ તઇઆરી કરીએ,
હશી ખુશીના શખુનજ મોહપર લઇએ
(બધા જણ મેહલમા અંદર પધારેછે)

---

## એકટ ચોથો—દેખાવ સાતમો

(મેહલની બાહારના આગાનમા લડીવા ગાંમડીઆને શાથે લઇને દાખલ થાયછે)

લડીવો—વાહવા, વાહવા, થયું શઉ ખુશ ખુશ-વાનો કરે લોકો ગુશ ગુશ. તારેખી કંઇ પુછવુ હોયતો પુછ—ને જગ— રામાવ લઇને મારૂં બી મોહનું નુછ. લગાં બધા જણ થાયછે સીધ ડ

હારે આપરેખી આપરા ચેહરાની કરવી જોઇએ ચુથા ચુથ.

ગાંમડીઓ—એ શું બોલેચ, તેનું કંઈ ઠેકાંણું છે કે નહીં—ચેહરાને ચુથી નાંખવા માંગેચ !

લઉવો—અરે હા—લઉવાની બોલી હ-જુર તું શમજીઓ નહી—ચેહરો થાએ ચુથાચુથ—તેનું મુહરત શુભા શુભ—શમજીઓ મારા કુંભ.

ગાંમડીઓ—ચાલ હેવું ખરાબ ખરાબ રખે બોલતો—કુંભ તો ઘઘડાને કેહે—તે શું હું તાહરો ગઘેડો કે ? (જવા માંડેચ)

લઉવો—અરે નહી રે—કોણે કહેઉ—ગધેડાનેતો અંગરેજીમાં કેહેચ આશ—શમજીઓ માહરા દાશ—હવે તું હીએથી ના નાંહશ—કેમકે મેહલમાં જોવાયચ લગનની રાશ—તેનો મને હીએ આવેચ વાશ. વાશતે થોભી જા માહરા દોશ—ખાવાનું મલશે કેહવું મનેહનું ગોશ—ને પપેતાને રોશ. (મોહનાપર હાથ ફ્રરવેછે.)

ગાંમડીઓ—ચલ એમ મારી શાથે ચેડાં રખે કાહાડતો. (જવા માગેચ)

(પાદશાહનો એક ખીદમતગાર જડપમા દાખલ થાયછે)

લઉવો—કેમ ભાઇ કાંહાં ચાલેઆ—જડપમાંજ.

ખીદમતગાર—ખીશ—ખીશ—મને જ-લદી જાવા દેએ.

લઉવો—પણ કાંહાં.

ખીદમતગાર—એ કાજી મુલ્લાને તેરવા જાઉચ—ખશ, ખશ, મહને તે લોકોને ઉ-તાવલે બોલાવા મોકલેઓચ.

લઉવો—તે થઉ બધી તઇઆરી થાંઇ ચુકી કે શું.

ખીદમતગાર—હા હા—બધું, બધું ત-ઇઆર.

લઉવો—ઓજો, તઉઆરરેંટ—તારે પકરો રે આએ ગાંમડીઆ ભાઇની ફુંટ—ણી એ ,બધુ તઇઆર—તારે તું કાંહાં જા માગેચ ઇઆર.

ગાંમડીઓ—તારે શું, જાએ નહીતો શું કરે—તું અમશથો માહરી શાથે ચેરાં કાહાડેઆ કરે તે તાહરી શાથે કોણ હુંભુ રેહે.

લઉવો—નહી—નહી—એમ રશઇ ના જા—જાબા—હું તુંને પગે પડાઉ—દાહારીમાં હાથ ગલાઉ (દાહાડી પકડીને હીલવેછે.)

ગાંમડીઓ—(ચીરડાઇને) ચલ ખીશ.

લઉવો—(ખીદમતગારને)લે, લે, તું હેને શમજાવતો જા—જો જો એ જતો રેહેચ તે મને ઘણું ખરાબ લાગેચ—લગનનું બધું વઘેઉ શઘેઉ હેનેજ આપવાનું—તારે એ જતો રેહશે તો કોણ લેવાનું.

ગાંમડીઓ—તે શું ભીખારી—ખીખારી જોઆ કે વઘેળ શઘેળ લે.

લઉવો—અરે નહીરે; વધીઉ શધીઉ એટલે શું શમજીઓ—શીર પાંઉ—શાલ દુશાલા—જેમ બધાને પાદશાહ આપેચ તેમ તુંનેબી આપશે.

ગાંમડીઓ—શીર પાંઉ—તુંજ ખાતો કાંયની. તું શું ભરમમાં બોલે તે હું નહી શમજુ કે—શીરપાંઉ તે શું ખાશરાં ખાવા માગે કે શું ?

લઉવો—( હશીને ) અરે નહીરે પાર—કોણે કહેઉ કે શીર પાંઉ તે જુતીનો માર. શીરપાંઉ તે શું—શમજીઓ કે નહી, પાદશાહ લોકો શરપાવ આપે તે—( ખીદમતગારને ) ભાઇ તું હેને શમજાવની—એતો મારૂં નહી માનતો.

ખીદમતગાર—ચાલ ચાલ તું એમ મને રોક ના—લગનના આશીરવાદ નાંખવા શારૂં મને પેલા—કાજીને જલદી બોલાવા જવુંચ, માટે મને જવા દેએ.

લઉવો—ચાલ તાહરે તો હુંબી તાંહાં આઉચ—(ગાંમડીઆને) ચાલ દોશ આપરેબી શાથે તે લોકને બોલાવી લાવવા જઇએ.

ખીદમતગાર—તમે લોકો તાહાં શું કાંમ આવોચ પણ.

લઉવો—ભાઇ તારૂં એમાં શું જવાનુ

લે—આવરે બધા જશું તો તે પોડો જલદી આવશે.

ગાંમડીઓ—તે તું જતો હોપતો જાહું શું કરવા તે લોકોને તાંહાં આણ!

લડવો—પણ તે લોકોનાં પેરમા નહી આવેતો બાહાર ઉભો રેહજે.

ગાંમડીઓ—શું બાહાર ઉભો રેહું? પેરો પેરો છેણ જે બાહાર ઉભો રેહું!

ખીદમતગાર—ચાલો તમે તો ગરબર કરેઆ કરો, ને મને તો વખત થાયચ (જાયછે.)

લડવો—ચાલો ચાલો—હમેબી આવીએચ (બધાઓ જાયછે)' [અધુરૂં.]

---

# જનમ ચરીત્રો.

### ૩

### દાકટર સેમ્યુઅલ જોનસન

### (ભાગ નવમો.)

What is the worst of woes that wait on age?
What stamps the wrinkle deeper on the brow?
To view each loved one blotted from life's page,
And be alone on earth, as I am now
BYRON

---

ઇંગલાંડનો નામાકીત કવેશ્વર "લોર્ડ બાએરન" પુછે છે કે "બુધાપાના દુખોમા સર્વેથી દુષ્ટ દુખ શું છે? અને કેઇ ચીજ કપાલ ઉપરની કરચલીઓને વધારે ઊંડી અને પ્રગટ પડી આવતી બનાવેછે?" આ સવાલનો જવાબ પોતેજ આ ઘોકાતુર લીટીઓમાં કહેછે કે "મારી મિઆલ બુધાપાના વખતમા દુન્યામા એકલું પડી જવું અને સર્વે પ્યારા મિત્રોને એકકની પાછલ જીંદગીના શફા ઉપરથી નાબુદ થઇ જતા જોવા એજ કપાલ ઉપરની કરચલીનું કારણ અને બુધાપાનું સર્વેથી દુષ્ટ દુખછે." અને એ દુખ લાંમબી ઊમર ગુજારવાના બદલામા જોનશનને પણ ભોગવવું પડયું હતું. તે બોતેર વરશની ઉમરનો થયો હતો, અને બુધાપાની કુદરતી નબલાઇ તથા નાકોતીએ તેની ઉપર ગલબો કરવાની શરૂઆત કરી મુકી હતી. જે મોતના ખ્યાલથી તે સદા દરતો હતો તેજ મોત તેની તરફ ધસ્તું આવતું હતું આથી પેલા તેને લાંમબી ઉમર ગુજારવાંનાં બદલામાં એક જાતની ધાટકી કિંમત ભરવી પડતી હતી. દર વરશ તે એવી ચીજો ગુમાવતો હતો કે જેની જગ્યા પાછી પુરાવી મુશકેલ હતી. તેના ગરીબ જુપરડામા તેના આશરા તલે રેહેનાર પેલાં કંગાલ પરોનાઓ એકકની પાછલ સ્વર્ગવાશી થઇ ચુકા હતા. અને જોનશનનું ઘર એવુનો ઉજડ અને શાંત થઇ પડયું હતું કે તેવો તરફનો આગલો કનતાલો, ગડબડ શડબડ, અને કજયા કંકાશને પણ તે હાલ યાદ કરી ઇચ્છતો હતો કે તેવો હજી સુધી હેયાત હતે તો ઠીક પડતે. દારૂગાલન્તર તેનો ભલો અને શખી મિત્ર "થરેલ" પણ આ ફાની જાહાનથી પોતાનો અસબાબ ઉઠાવી ગયો હતો. અને તેની પેલી પ્રખ્યાત સ્ત્રી પોતાના ખાવંદની આરામજ ઘોરમાં દટાઇ હતે તો જોનશંન જેટલો દુખી થતે નહિ તેટલો તે તેણીની પાછલી ચાલથી દુખી થયો હતો. પણ તે અભાગ્યા નશીબની નાર દુન્યાની બત્રીશીએ ચહડવા અને જોનશન જેવા ભલું ચાહાનાર બાપને તોલના મિત્રની આંખો મધેથી નવધાર આશુઓ પડાવાને ખાતર પોતાના ધણીની પાછળ જીવી હતી. માન ઊતપન કરનારા શીલ-નશારીભરેલા ગુણો ધરાવા છતા આ સ્ત્રી સ્વતંત્રતાને લાયક ન હતી તેણીની હોરમત અને પાક દામનને ખાતર તેણીના કરતા વધારે મજબુત મગજ ધરાવનાર ધણીના કબજાની તેણીને ખાશ અગત હતી. શારી શમજ અને મકમ વિચારના પોતાન

ખાવંદના એખત્યાર તલે તેણીમાં જાહાજા દુર્ગુણો જણાતા ન હતા. તેણીની ઊપર તેણીના ખાવંદનો જેમ પુર એખત્યાર ચાલતો હતો તેમ તે ભલો ખાવંદ તેણીનાં શેહેજ ઉછાછલાપણા, નહિ છાજતી કેટલીક મશકેરીયો, અને માફ થઇ શકે એવી કેટલીક જુઠું બોલવાની આદત તરફ આંખ વીચામણી કરતો હતો. પણ હવે તે ધણી સદાનો ગુમ થયો હતો. અને ચાલીસ વરસની પોતાને મનશે ઘણી જુવાંન ઉમરમાં તેણી વિધવા બની હતી! આ વેલા પૈસા સબંધી તેણીની હાલત સારી હતી. તેણીની લાગણીઓ ઘણી તીક્ષણ હતી. તેણીની કલ્પનાઓ હવાઇ હતી. અને તેણીની વિચાર શકિત નબલી, ટુંકી, અને છાલછી હતી. હાવી હાલતમાં તે ઇતાલી દેશનાં એક ગાએન શિખાડનાર ગવૈયા ઊપર આશક પડી હતી, કે જેની અંદર અજાએબી ઉપકેરનારા ખાશ ગુણો તેણી શિવાય બીજું કોઇ જોઇ શકતું ન હતું. પરંયમ તો મોહોબતનાં આ નવા જુશશા સાથ તેણીની મગરૂબી અને બીજા કેટલાક સારા ગુણોને સખત લડાઇમાં ઊતરવું પડયું. આ હીનું લગાડનારી મોહોબત સામે તેણીને પોતાનું વતન પોતાનો ધર્મ અને પોતાની હોરમત યાદ આવી. આવી ધચુપચુ હાલતમા તેણીનું ચીત ઠેકાણે રહ્યું નહિ, તેણીનો સ્વભાવ બગડવા લાગ્યો, તેણીનું મન ઊચકેરાઇ આવ્યું; અને તેણીની તનદરોસ્તી ધાસ્તી ભરેલી હાલતમાં આવી પડી. તેણીની ખાતરી હતી કે જોનશન કબીપણ લગનનાં આ શાતા તરફ પોતાની પસંદગી બતાવશે નહિ, અને તેથી કરી આ વાત જોનશનનાં કાંન ઊપર લાવવાની તેણીનાં અંતકરણે તેણીને પરવાંનગી આપી નહિ. જોનશનથી એ બોના દન ઊડાવા ખાતર જોનશન તરફની તેણીની વર્તણુકમાં હવે ફેર પડવા લાગો. પોતાનાં ધણીનાં વખતમાં જેને તે પોતાનો પીતા, રખેવાલ, મુરબી અને શહલાહકાર ગણતી તેને હવે તે કોઇ વેલા વગર દિલનો ટંડો આવકાર દેતી, અને કોઇ વેલા તેની સાથ ચીડકાં કાડતી. તેણીનાં મુકાંમ ઉપરથી હવે જયારે જોનશન રૂખશદ લેતો ત્યારે તેણીની ખુશાલી તરત પ્રગટ પડી આવતી. આગલની માફક હવે તે એમ નહિ કેહેતી કે "બાવા આવજો, મરૂં હવે કાપે દાહાડે આવશો? વેહેલા આવજો." ભોગયોગડીએ આગલની માફક પોતાનું મુકાંમ સંમજી જોનશન વગર બોલાવે આવી લાગતો તો હવે તદન અનગમતો પરોનો થઇ પડતો. તેણીની વર્તણુકનો આ ફેરફાર શેહેજ વખતમાં જોનશન પાંમી ગયો. જોનશન જેવા તેજીને એક ચુકારો બશ હતો. આ સ્ત્રીમા હવે તેને "લાર્ડ ચેશતરફીલ્ડ" નવે અવતારે દીશવા લાગો. તેણીનાં ઘરમાં જોનશને પોતાની મેહેનતથી એક પુસ્તકખાંનું બનાવ્યું હતું, ત્યાં જઇ તે પોતાની છેલવેહેલી મુલાખાત વેલા ઇશ્વરની ભકિત કરવા સારૂં ધર્મ પુસ્તક લેઇને વાચવા બેઠો. અત્યંત ગંભીરાઇથી તેને ઇશ્વરની પ્રાર્થના કરી તે ઘરને અને તેનાં રેહેવાશીઓને ઇશ્વર પોતાની શાહેતા તલે લએ એવી તેને અરજ ગુજારી. બુલંદ અવાજે પ્રાર્થના કરતાં તેનુ ધાંટું બેશી ગયું. તેનું ડુંગર સરખું દિલ શોકાતુર લાગણીઓથી ધ્રુજવા લાગ્યું. હાવી હાલતમાં તે ઘરને છેલી સલામ કરી ભલો બીચારો જોનશન પોતાનાં ઘડપણના વખતમાં "ફલીત સ્ત્રીત" ના પોતાના શુહનાં પેહેલાં મુકાંમ ઉપર પધાર્યો.

આ મુકામ ઉપર તેને પોતાના બાકીના થોડાક દિવશો કેહેવી રીતે પુરા કીધા તે હવે આપણે તપાસ્યે. ૧૭૮૩ નાં જુન માશમાં બકવાના પેહેલ વેહેલા હુમલાથી તે પટકાયો પણ સારા ભાગ્યે તેમાંથી તે થોડા

વખતમાં શાન્તો થયો હતો, અને તેથી કરી તેની મનશક્તિ ઉપરે બીલકુલ અશર થઇ ન હતી. પણ હવે તેની દેહેના બીજા દુશમનો તેની ઉપર ઊભરવા લાગ્યા. ઇનશાન ઉપર જ્યારે કાંઇ દુખ આવી પડેછે ત્યારે તે શામટુંજ આવેછે અને જોનશન ગમે તેવો વિદ્વાન છતાં ઇનશાન્યત પણાની બાહેર ન હોવાથી આ શાધારણ શીદાંત તેને પણ લાગુ પડીયું હતું. તેનો નજલો તેની શાથ નખરા કરી રહ્યો હતો. તેની હાફન તેની રાતને દિશ બનાવતી હતી. અને જલંદરનો નવો રોગ તેનાં પેત ઉપર એક વગર અગતનો તલાવ બનાવનો હતો. હાવી હાલતમાં જ્યારે તે નખાતો જતો, ગવાતો જતો, પોરની તરફ ધસ્યો જતો હતો ત્યારે તેણે શમજ્યું કે શોલ વરશ શુધીની પોતાની માનીતી શહી અને આગલી માંદગી વેલા જીવ પટકીને શારવાર કરનારી પોતાંની તે વખતની ભલી સ્નેહી "ઇતાલી" દેશના એક ગવૈયા શાથ પરણી ગઇછે, મોતના આ બોજાના ઉપર તેને શમજ્યું કે આખું લનડન તેણીની ઉપર થુકેછે; દેહે દુઃખની પીડાકારીઓ વચે તેનાં જાણવામાં આવ્યું કે વર્તમાન પત્રો અને ચોપાન્યાઓ તેણીના આ ગવૈયા ભરથારને નામાકીત શેકશપીઅરના હેમલેતમાં ચીતારેલી બે તશવીરો શાથ શરખાવેછે. આ રીઆની બદગોઇઓ શમજ્યાં પછી તે ઓરતના નામ ઉપર મીઠું મુકવાનો તેણે ઠેરાવ કીધો, તેને ફરીથી તેનું નામ પણ લીધું નહિ. શદનતર તેણીને વીશારી મુકવાનો તેણે નીશ્ચય કીધો. તેણીની યાદ આપનારી બેટ શોગાદની આગલી ચીજો જેમ જેમ હાથમાં આવતી ગેઇ, તેમ તેમ એને તે ભઠીમાં બાલી નાખવા લાગ્યો. પોતાના સ્વદેશીઓની હશી અને તાનાંજાની નહિ શાખી શકાયાથી તેણીને અંતે મીલાન શેહેરમાં નાહાશવું પડ્યું, જ્યાં તેણી આગલ નહિ જણાયલી હોવાથી નીર્ભયપણે જીવવા લાગી. મીલાંન માંજ જ્યારે તે "કીરતમાશ" ની મોજમાં લેમોનેદ ઊડાવી ગાન્મેનનાં જલશાઓ ચલાવતી હતી ત્યારે તેણીએ શમજ્યું કે જે બાપને તોલનો ભલો માહાન પુરૂશ કદીપણ જુદો ન પડે એવી રીતે મિત્રાચારીનાં પવિત્ર ગાઠથી તેણી શાથ શોલ વરશપેર જોડાએલો રહ્યો હતો તે ભલો મરદ મરણ પામ્યો હતો.

મોતનું બીછાનું પુરતી તનદરોશતી શાથ જીંદગી ગુજારનારાઓ માટે ખાશ અગતની એક નિશાલછે. તેમાં ખશુશ કરીને માહાન પુરૂશોનો મરણકાલ પોતાનાં ખાશ ધડા વગર ખાલી જતો નથી. શરીરની અને મનની પીડાકારીઓ છતા જોનશન પોતાનાં જીવ શાથ અજબ જેવા ચીવટપણાથી વલગી રહ્યો હતો. તેણે તનદરોશતી ખાતર "રોમ" અથવા "નેપલશ" જવાનો ઇરાદો કીધો હતો પણ તેની કંજુશાઇએ આ વેલા તેને દગો દીધો. આગલ જોનશન કંજુશ નહિ હતો. હાલ પણ તે બીજાઓનાં બાબમા કંજુશ બન્યો નહિ હતો. તે શદા પોતાનાં ખીશામાં છુટા સીકાઓ રાખતો હતો, અને પોતા તરફની મદદથી માણુશ જાતનું દુઃખ ઓછું કરવામા તેની મોટામા મોટી મોજ હતી. એક વેના કોઇ નાચાર સ્ત્રીને રશતામાં લાયપોથ હાલતમા પડેલી દીઠાથી તેને એટલું તો લાગી આવ્યું હતું કે તરત તેણીને પોતાની પીઠ ઊપર ઊઠાવી આ ભલો મરદ પોતાનાં મુકામ ઊપર લઇ ગયો હતો, અને તેણીની પુરતી સારવાર કરી તેણીને રૂખશદ આપી હતી. આવો શખી મરદ ઘડપણને વખતે પણ જેવો શખી. બીજાઓ તરફ તેવો શખી પોતા તરફ રહ્યો ન હતો, તેને આ મુશાફરીનો ખરચ ભારી લાગ્યો, જો કે તે ખરચ પોતાની

ગીરીથી કરવાને તે પુરતો શમર્થવાન હતો. આખી જીંદગીની જે હેજગારીથી પુસ્તક વેચનાગઓ લખપતી થયા હતા તે હેજગારીનાં ફલ તરીકે જૅાનશન વીશ હજાર રૂપયા ભેગા કરવાને શામર્થવાન થયો હતો. પણ આ પુંજીમાં હાથ ઘાલવાને તેનો જીવ ચાલ્યો નહિ. આપણા કેટલાક કંજુશોની મિશાલ જૅાનશન આ દલલો બનતાં શુધી છુપાવતો હતો. બીજાઓને તેની ખબર નહિ પડે એટલાં માટે તે શંભાલ લેતો હતો. આ ઊપરથી તેના કેટલાક મિત્રોએ શરકાર પાશ તેનું પેનશન બેવડું કરાવાની કોશેશ કીધી. પણ ત્રણ હજારને બદલે ૭ હજારનું શાલ્યાનું બંધાવાની તેનાં પરમાર્થી મિત્રો તરફની આ કોશેશ પાર પડી નહિ. આ ઊપરથી ઇંગલાંડમાંજ એક રૂપાલો વખ્ત ગુજારવાનો જૅાનશને ઠેરાવ કીધો. પણ તે રૂપાલો જૅાનશનની જીંદગીનો છેલ્લોજ હતો. જર અને જાન વચેનો ફરક જૅાનશનજેવા ડાહાપણનો ભંડાર જ્યારે બરાબર શમજી શકાઓ નહિ ત્યારે શાધારણ લોભીઓ, લાલચુઓ, અને કંજુશોની મુર્ખાઇ શેહેલથી આપણાં ધ્યાનમાં ઊતરી શકેછે.

પોતાની પાછલ કોઈ ખાનાર પીનાર ન હોવા છતાં જૅાનશને પોતાની જાતી મેહેનતથી મેલવેલી વીશ હજારની દોલતને પોતાની જીંદગી લમબાવવાનાં શાધન તરીકે વાપરવાને બદલે ઇંગલંડનો શખત રૂપાલો ખમવાની હિમત કીધી એ જૅાનશનના જેવા શખત માલીમાં મોલવે તો આપઘાત કીધા બરોબરછે. દમ, ખાશી, અને હાંફનનાં દરદીઓને ઇંગલાંડનો રૂપાલો ઘણા જીવલેણ થઇ પડેછે. દાનીનાં દરદીઓની અજાબનો ઘણોખરો એજ વખ્તછે. તેમાં ખાશ કરીને એ દરદના આ ચેકારોનો ઇંગલાંડના રૂપાલામાં કમનશીબ હોયછે. એ સઉં જાનાશ વિદ્વાન દાકતર જૅાનશન અનજાણ્યો હોય એમતો બનેજ નહિ. તે છતાં તેણે જે ભુલ ભરેલું પગલું ભર્યું તે ઊપર આપણાં માતબર કંજુશોને ધ્યાન આપવાની ખાશ અગત છે. અફશોશ પૈશાનો લાભ કેટલાં બધાં લંબાવી શકાએ એવાં મોતને નજીક લાવતો હશે!

જેમ જેમ દિવશો જવા લાગ્યા તેમ તેમ જૅાનશન બીમારો વધારે પીડાકારીઓ ખમવા લાગ્યો. તેના હાથ પગ વગર શકિતએ લુલા થઇ ગયા. તેનો દમ ધીમો ચાલવા લાગ્યો. તેનાં પેટ ઊપરનો જીવલેણ તલાવ વધવા લાગ્યો. તેની શારવાર કરનારા નામીચા તબીબો અને વાહાડ કાપ કરનારા ઊસતાદો પોતાની મેહેનતનાં બદલામાં કાંઇ પણ દામ લેવાને શાફ ના પાડવા લાગ્યા. જ્યારે તેનું પેટ ચીરી પાંણી કાહાડવામાં આવયું ત્યારે મોતની ધાશતીમાં આવી પડેલો આ માહાન પુરૂશ હિમત રાખી વેદને અરજ ગુજારતો કે કશીપણ ચીંતા વગર તેની ઉપર ગમે તે રીતે વાહાડકાપ કરી તેને બંચાવવોઃ આવી મુંદગી વેલા આગલની માફક તેની શારવાર માટે કોઇ પણ અબલાનો નાજુક હાથ ન હતો, તોપણ તેના કેટલાક માનીતા મિત્રો પોતાની છેલી ફરજ બજાવવાને મુકતા ન હતા. તેનો મિત્ર "વીનદહેમ" કલાકોનાં કલાકોવેર તેની ચાવજત કરતો, તેનું બીછાનું પાથરતો, તેના તકીયા ગોઠવતો, અને છેલેગરવાસે આખી રાત તેની ઉપર નજર રાખવાને પોતાના ખાશ નોકરને મોકલતો હતો. ઇંગલાંડનો "શીશરો"—"એદગર બર્ક"—વારે ઘડીએ તેની ખબર લેતો. આ જાતના માણશના ઓરડામાં ઘણા જણ એકઠા થવાથી દરદીને પોતાને કેટલીક વેલા કંટાલો છુટેછે તે ઉપરથી એક વેલા બર્કે જૅાનશનને પુછયું કે "હમારી હાજરીથી તું નામદારને કશી અડચણતો

નથી!" આ ઉપરથી જોનથન બરાદી ઉઠ યો કે જ્યારે "નર્કતી" ચાલથી મને ખુશાલી ન ઉપજે ત્યારે જાણવું કે મારી હાલત ઘણીજ કંગાલ થઇ પડેલી હોવી જોઇએ. હિંદુસ્તાનના પેહેલા શુબા "વોરન હેશતીંગશ" નાં જુલમાત અને આપ ખુદીને કરદાવણાથી ઊગાડી પાડનારા શખત દિલના આ જબાંદરાજ વિદ્વાનની આંખોમાં આ જવાબથી પાણી આવી ગયાં અને તેને ધ્રુજતે શાદે જવાબ દીધો કે "મારા વાહાલા મિત્ર, તમે મારી તરફ હદથી જયાદે ભલાઇ કીધીછે." આટલું બોલી તે પોતાની લાગનીઓ છુપાવા શારૂ ત્યાંથી જતો રહયો, અને ફરીથી તે પોતાના જગઆશકાર વિદ્વાન ઉશતાદને જીવતો જોવા પામ્યો નહિ. તેનો આંકો નજદીક આવતો હતો, અને હવે તે શમજવા લાગ્યો કે જે ચીજનો ઇલાજજ નહિ તે ચીજ વિષે ખોટી ધાશ્તી કરવી નકાંમી હતી. હવે તેને મકમ થવાનો અને શબુરી ગ્રુખવાનો યતન કીધો. તેને ગંભીર અને ધીમે શાદે "દાકટર વોરન"ને કહ્યું કે "હું કેટલી જહદપથી મોતનાં પંજામાં જાઉછું તેનો તમુને ભાગ્યે વિચાર આવતો હશે." તેને દાકટર "બ્રોકલી" ને દમમાંજ પુછ્યું કે "બોલો શાહેબ હું શાહાજો થઇ શકશ કે નહિ." દાકટર શાહેબે જવાબ આપવાની આનાંકાની કીધાથી જોનથને તેને શીધો જવાબ દેવાની ફરજ પાડી, અને ડાકટર શાહેબ બોલ્યા કે, "એક મોજેજા શિવાએ તમો શીધા શાજા થઇ શકાશે નહિ." આ ઉપરથી જોનથને કહ્યું કે "હવે મહને દવાની કશી અગત નથી. મનને શાંત રાખનારી શુશતીની દવા પણ હું લેનાર નથી, કેમકે તે કરીમ કારશાજના હાથમાં મારો જીવ શાવધ અને હુશીઆરી ભરેલી હાલતમાં શોંપી શકું એવી મેં તે શાહેબ પાશ પ્રાર્થના કીધીછે."

મોતની છેલી ઘડીએ તેનો સ્વભાવ શાંત બન્યો, તેની શબુરી આશપાશનાઓને અજાએબી ઉપજાવા લાગી; અને પુરતી શુદ્ધી છતાં કશાપણ બુમબરાડા વગર તે નર્મીનાઇ બતાવા લાગ્યો. તેને પોતાના ચિતારા મિત્ર "રૈનલદશ" પાશ માંગી લીધું કે "તેને પોતાની ધર્મ પોથી વાંચવાને ભુલવું નહિ તથા આતવારને દિવશે ચિતારો પાડવાનું મોકુફ કરવું." તેના શર્વેથી છેલા બોલો એક સ્ત્રીને આશીર્વાદ દેનારા હતા "મારી વાહાલી, ખોદા તારૂં ભલું કરે." એવા ભલાઇ ભરેલા બોલો શાથ બલો દાકટર જોનથન ૧૩ મી દીશેમબર ૧૭૮૪ ને દીને મરણ પામ્યો હતો. અને તેનાં મિત્ર ગોલ્ડસ્મીથે મશકેરીમાં કીધેલી આગાહી મુજબ કવેશરો અને માહાન પુરૂશોને દાટવાની "વેશ્તમીનશ્તર એબ્બી" નામની જગામાં ગોલડસ્મીથની જ પાશે તેને જુમીદા કરવામાં આવ્યો હતો. મેકોલે કહેછે કે "કાઊલી" "દેનહેમ" "ડ્રાઇડન," "કોનગ્રેવ" "ગ્રે" "પ્રાયર," અને "એદીશન" જેવા વિદ્વાનોનાં તેને જગઆશકાર જનમ ચરિત્રો લખ્યાં હતાં તેજ વિદ્વાનોની શંગમાં તે નામદાર હંમેશગીના ખાબમાં પડયો હતો.

"શ્રેવલી સ્તીફન" નામનો એક વિદ્વાન કહેછે કે "વેશ્ત મીનશ્તર"નાં દેવલમાં ઘણા નામાંકીત નરો શુતેલાછે અને તે મરણ પામેલા પેહેલવાનો, રાજપાધીકારીઓ, પરદુખભંજકો, અને કવેશરોની છેલી આરામગાહાની જગા ઉપર ફરતાં ઘણાં નામો તરફ આપણું મગજ ઉશકેરાયછે તોપણ આપણાં અંતઃકરણનું જેવું પ્રીત સેમ્યુઅલ જોનશન તરફ દોડેછે તેવું પ્રીત ઘણાજ થોડાઓ તરફ દોડતું હશે." દાકટર "વોલર" નામનો બીજો એક વિદ્વાન એ જગઆશકાર નરનું અશર-

કારક જન્મ ચરિત્ર લખી છેલશરવાલ કહે છે કે જોનશન કેહેવા ભલો માહાનપુરૂશ હતો તે જો મારાં લખાણથી વાચનાર પુરતી રીતે નહિ શમજી શકશે તો મારી મેહેનત ફોકત ગએલી જાંણવી. દશ ભાગ પછી ગુજરાતી વાચનારાઓનાં બાબમાં "દાક્ટર વોલર"ના આ બોલ હમો ઊચકી લઇએ છીએ. મેકોલે કહેછે કે "ઘણાખરા વિદ્વાનોની યાદ તેમનાં પુસ્તકોથી જલવાઇ રહેછે પણ જોનશનનાં બાબમાં તેથી ઉલટીજ રીતે જોનશનનાં પુસ્તકોની યાદગારી જોનશનથી પોતાથી જલવાએ છે. જોનશનનાં પોતાનાં શર્વેથી સરશ લખાણ કરતાં "બોઝવેલ"નાં લખાંણે જોનશનને આપણી નજર આગલ જીવતો ને જાગતો કાએમ રાખ્યોછે. ઘોરમા દટાયાને આજે એક શદી થવા છતાં આપણી નજર આગલ જેવી હાલતમાં જોનશન કાએમ રહ્યોછે તેવો બીજો કોઇબી શક્ષ રહ્યો નથી. તેની આખી જીંદગી અને તેની મનશક્તિનો જે ચિતાર આપણ મેલવી શક્યા છિએ તે ઉપરથી કશાપણ શક વગર કહી શકાશે કે જોનશન જેમ એક ખરેખરો માહાન પુરૂશ હતો તેમ તે ભલો પુરૂશ પણ હતો. અને જોનશનની ખરી કિર્તી જેમ તેની વિદ્વતામાં જલવાઇ રહીછે તેમ તેનાં અતીઘણા શખી અને ભલા દિલગુરદાને લીધે દરએક શાધારણ માણશ ઉપર અશર કરેછે.

ઇંગલંડનાં વિદ્વાનોની તવારીખમાં આપણ વારંવાર વાંચ્યે છિયે કે ઘણી વેલા જેવો વિદ્યાભ્યાશમાં પોતાનાં નાંમ કાહાડે છે તેવો નીતિ શંબંધી ચાલચલણમાં નિક દેખાવ કરતા નથી. ઘણા માહાન પુરૂશો શક ભરેલી ચાલના મલી આવેછે પણ જોનશનની મોહોટામાં મોટી ખુબી એ હતી કે તે જેવો વિદ્વાન અને દાહાપણ વાલો હતો તેવોજ તે નેક નીતિમાન અને ધીયખી પણ હતો. બાસવેલ જેવા દુબક મિત્રને જોનશનની ઘણીક ખામીઓ ખુંબી જેવી લાગવાથી તેને તે સર્વે તેનાં જન્મ ચરિત્રમાં નીરભએપણે ચિતારીછે તે છતાં નીતિની બાબદમાં આપણ જોનશનને કદી પણ નીચું જોવું પડે એવી હાલતમાં આવેલો વાંચ્યો નથી. નામાંકીત કારલાઇલ કહે છે કે "ખરેખરી માણશાઇ અને મરદાનગીનો તે એક મોટો ડુંગર હતો." "વારબરતન" કહેછે કે "હું તેને વખાંણુંછું." તેનો નાટકી મિત્ર "ગેરીક" કહેછે કે "જોનશન શાથ શરખાવતાં "રેમ્બલીઝ" અને બીજા વિદ્વાનો કુચ્ચ બીશાદમાં નથી. બીજાઓ કદાચ તમુને ગમત આપશે પણ જોનશનનો મિશાલ તમારી મરજી હોએ કે નહિ તોપણ તેવો તમુને જોરજુલમથી હશાવી તમારાં કલેજાં ઊઠલાવી શકશે નહિ." તેનો માનીતો મિત્ર ગોલ્ડસ્મીથ કહે છે કે "જોનશનની વાતચીત જોકે કડ઼ોડી છે તોપણ બીજાં કોઇબી માણશનું દિલ તેનાં કરતાં વધારે શખી હોએ એ હું માનતો નથી. લોકો તેને બાલાબીછ સાથ શરખાવેછે પણ બાહેરની ચાંમડી સિવીએ તે બાજી કોઇબી રીતે બાલાબીછને મલતો નથી." નામાકીત કવીશ્ચર કાઉપર જોનશનને પેદા કરવા માટે ઇંગલંડને મગરૂર થવા કહેછે અને જણાવેછે કે "જોનશન ચો કોઇનો કબુલ રાખેલો દાનાવ પુરૂશ હતો." નામાકીત કોલરીજ તેનાં લખાંણો કરતાં તેની વાતચીત કરવાની શક્તિની બેહદ સ્તુતી કરેછે. શર જેમશ મેકીનતોશ જેવો વિદ્વાન તેની મનશક્તિને "બલવાંન" અને તેની દીઆનતદારીને ઘણી "ચુસ્ત" જણાવેછે." વિદ્યાભ્યાશની તવારીખમાં આટલાબધા વિદ્વાનો તરફનું આવું ઊંચુ મત ધરાવનારા ઘણા જુજ પુરૂશો થઇ ગયા હશે, અને તેવા જુજ મધેનો એક દાક્ટર શેમીયુઅલ જોનશન હતો એ આપણે બંબાનથી ખાતરી પુર્વક રીતે તારવ્યુંછે.

# મુગાકાકાએ દીઠેલી દાકણો.

I'll give the misery, for here she dwells,
This is her house, where the sun never dawns,
The bird of night sits screaming o'er the roof,
Grim spectres sweep along the horrid gloom,
And nought is heard but wailings and lamentings.—Rowe.



મારાં આગલાં લખાણમાં મેં ભુત દાકણની હસ્તી વિષે ઈનકાર કીધોછે, જે ઉપરથી આ વેલા બીજ વાંચનાર આ બાબદનું મથાળું વાચી તાજુબી બતાવશે કે દાકતર જોનસનની માફક અંતે મુગાકાકા પણ તેમની હસ્તી કબુલ રાખવાનાં રસ્તા ઉપર રફતે રફતે આવતા જાયછે, પણ તેવું કશું નથી. આપણી અભણ ને વેહેમી અબલાઓ તથા હીમકારા અને વગર શમજનાં બાએલા મરદો જે ખ્યાલી ચીજોને ભુત દાકણનાં નાંમથી પીછાંણેછે તેનું મેં હજી શુંધી કશું જોયું નથી, ને હવે પછી તેમને જોવાની મને આશા પણ નથી. તે ચીજ મારા શાદાં મગજમાં ઉતરતી મુશ્કેલછે. માણશનું તેમનાં મરણ પછી શું થાએછે તે વિષે આપણા પવિત્ર ધર્મે આપણી આખો પુરતી રીતે ઉઘાડીછે. અને તે છતાં એમ માનવું કે મરણ પછી માણશો ભુત દાકણના અવતારે આ જેહાંનમાં ભટકતાં ફરેછે તો તેથી કરી પવિત્ર ધરમ ઉપર શક લઈ જવા બરાબર થાએછે. શંમજુ અને શચાના માણશો તેવું કંઈ માનતા નથી એ વિષે મારી ખાતરી થએલી હોવાથી હું એ બાબદ ઉપર લંબાણ કરવા માંગતો નથી. એ જે કિસમની દાકણ દીઠીછે તે કાંઇ કુદરતી બીજા મથીથી ઉત્પન્ત થએલી રૂપાળી દાકણ નથી. તેતો ખરેખરી હસ્તી બોગવેછે. તે કાંઇ અનદીઠ નથી. તેને તમો રાત દિસ જોતા હશો તે છતાં તમો તેને જુદાંજ નાંમથી પીછાંણતા હશો.

તેણીનો અવતાર માણશરૂપી છે. તે માણશનેજ પોતે અવતરેછે. તે નારી જતીનું માણશજછે. તે આપણીજ મિશાલ ખાએછે, પીએછે, જાગેછે, ઊંઘેછે, શંશાર વેહેવારમા પડેછે અને અનેક પ્રકારની માણશાઈ ખાશીઅતો ધરાવા છતા મારે મનશે દાકણ—હરહરતી દાકણજ—છે. તે અબલાજાત હોએછે તો પણ તેમાં તમો ઘણું કરીને અબલાઓના શાધારણ ગુણ અને શોખથી તદન ઉલટીજ કિસમના ગુણ તથા શોખ જોશો. નરમાશ, મિઠાશ, ધીરજ, કોમલતા, નિર્દોષપણું, શુલેહ, શરમાલપણું, મર્યાદા, મીલનશારી, એ શર્વે અબલાઓનાં ખરેખરા ગુણછે. પણ મારા દીઠામાં આવેલી દાકણોના અવગુણ તદન એથી ઉલટીજ રીતના હોએછે. કચકચ, બકબક, અને લવલવ, કજીયો અને કંકાશ, નીંદા અને ગીબત, ગાલ અને ગલોચ, હાએ અને અફશોશ, અકરાત અને ઘબરાત, વગર કારણનો વિલાપ અને માહેતમ, એ શર્વે મારા દીઠામાં આવેલી દાકણીઓનાં પસંદ રાખેલાં ઘરેણાઓછે. નાદાન અને કમ શમજ ઓરતો પોતાનાં બદનને શીંગારવામાં જે રીતનાં હદથી જયાદે પછાડા મારી અણઘટતા ખરચોમા તણાવાના પછાડા મારેછે તે જોકે મહને બીલકુલ પસંદ નથી, તોપણ તેમાં હું ઓરતોના મગજની ખામ નબલાઈ શિવાએ વધારે ધિક્કાર ભરેલું કશું જોતો નથી. પણ ઉપલી ઓરતોના એથી ઉલટીજ રવેશના શોખ ઉપર જેમ જેમ હું દરયાફત કરૂછું તેમ તેમ મને તેવા ઉપર પુષકલ ધિક્કાર ઉપજેછે. જરથોસ્તી ધર્મના પવિત્ર ફરમાનો મુજબ કોઈ પણ રીતે જીવને તેમજ તનને વગર કારણનું દુખ

કહાડી બાઈએ તીંગાતી અને પેગની બાહાર ઓટલા ઉપર પડાયો મારી બેઠેલી જોવાથી કોણને તે દાકણ ઉપર કમકમાટ નહિ છુટશે ! અફસોસ પારશીઓનો સુધારો હજી કેટલી હદ સુધી પાછળ પડેલોછે જો નથનના વખતમા લનડનની નજદીકમા આવેલાં "ફ્રેન્ચદીપ" ના ટાપુઓ અસલ હાલતમાં સાને જંગલી અવસ્થામા હતા, પણ મુગાકાકાના સુધરેલા જમાનામાં મું-બઇગરા પારશીઓના આગલ વધેલા સુ-ધારા છતા મુંબઇમાજ પારશણો આટલું બે ભરેલું જંગલીપણું બતાવે એ બી રીતે વાજબી થઇ શકતું

અનું શું પાનાથ વલે?. તેણીનો ધણી તેણીનું મોઢું જોઇને ધધિયાપે જવાને ના પાડેછે કેમકે સ્વભાવીક રીતેજ એવી દાકણી અવર અને અવશગનનું મુલ ગ-ણાએછે તે કોઇનો પણ શગુન કરી જા-ણતી નથી પછી તે ગમે તેટલું અતવનું હોતવનું એથી કાંએ નહિ હોએ. તેણીએ એક વેલા "ના" પાડયું તો પછી તેની "હા" થવી મુશકેલછે. જેમ ભેવકુફ લોકો ભુત દાકણના વેહેમોથી ધ્રુજેછે તેમ આવી માણશાઇ અવતારની દાકણીઓથી શૌ કોઇ ધ્રુજેછે. આડોશી પડોશીઓ તેણીથી દૂર રહે બચ્ચાઓનોને તેણીના નામનો [illegible]

પોહોચાડવું એ ગુનાહ ભરેલું છે. એ પવિત્ર મહજબમાં અપવાશની પણ મનાઈ છે. ખાવું, પીવું, ખુશી ભરેલા અને ખુશાલ રેહેવું, ગુંજાશ મુજબ તનને શોભા વનારા પોશાકો પણ પેહેરવા, ધીતાધાતા ફરવું, અને શરવે હાલતમાં શંતોષ રાખી તનદરોસ્તીની જાલવણી કરવાનો શરવે જરથોશતી નર નારીઓનો ધરમછે. પણ ઇનશાનનીજ હાલતમાં અવતરેલી દાકણીઓ ઓદા માલમ કે શા શબબશર એ પવિત્ર ધરમને ઓતો પાડેછે. છતે પૈશે અને છતી ગુંજાશે, તેવો હલકામાં હલકો ખોરાક હાયવાય કરી ખાયછે ને શરાબને નાંમે કાતેલ ઝેર નોશ કરેછે. આખા આખા દિવશો અને આખી આખી રાતો શુધી તેવો આશપાસનાઓને દાંતે ખાસડું આપેછે. વાંચનારે કબી જનમમાં શમજી ન હોએ એવી અપવિત્ર પતેતો તેણીને મોહોડે ચાલુજ રહેછે! નાખનાં નશકોરાં ચહડાવી હડપલે કોઇની પણ પેહેશારવામાં તેણી તૈયાર હોએછે. તેણીની જબાં ઉપર "દોજખ" અને "ભસ્તું" રમ્યા કરે છે, અને વાંચનાર કદાચ જાંણીને અજબ થશે કે તે કાંઇ પારકાંઓ માટેજ નહિ, પણ પોતાના વાહાલામાં વાહલા ખાવંદ, બાઇ, પીતા, કે ફરજંદોને માટે પણ તેણી પાશ "દોજખ" અને "ભશતાંનોજ" હવાલોછે. કોઇ નિદોષ બાલકને નજીવાં કારણશર તેણી ચીરી નાખવા માંગેછે અને ખાતરી શાથ જણાવેછે કે "ચારી નાખું તો પાર પણ નહિ લાગે." એક ઇનશાંનને બીજું ઇનશાંન ચીરી નાંખે તો તે શરકારનું ગુનેહગાર થાએ છે અને તે કદીમે કારશાજ આગલ તેનો તેને જવાબ આપવો પડેછે, પણ તે કદાચ દાકણીઓ માટે ગુનાહ ભરેલું ન હશે! તેણી આખો દિવશ ખાંજ કરડું કરી રહી પોતીકાં શુંખી ઘરને દુખી અને કંગાલ બનાવેછે, લગનશરાં, નવજોત, કે ખાંનીપીનીમાં જવાનો તેણીને શોખ નથી. લગનનાં તેરાં કરવા આવનારીઓ શાથ બાપ દાદાનાં વખતનો જુનો તથા વીશરાઇ ગએલો જઘડો તાજો કરી ઉતરી પડેછે. લગનમાં વઘન પાડવામાં તેણીની મુખ્ય મોજ હોએ છે. ગુંજાશ કે વગર ગુંજાશની શર્વે ખાની પીની ઉપર તેણી એક શરખી રીતે ગાલ ગલોચ ચલાવેછે. બેશવા જવામાં તેણી બાહાદર છે. રાગરા કાહાડીને રડવા કુટવામાં તેણી બાહોશ હોએ છે. દુઃખી દરદીને જોવા જવામાં હમેશાં તેણી એક વગે હોય છે. કોણને વીચેછે, અને કોણને દુઃખેછે તે તેણીની યાદદાસ્તમાં શદા તાજું હોય છે. વહુ દીકરાંને જોઇને તેણી મોહડાં મરડેછે. પેહરવા ઓઢવામાં તેણીના જેવી ફુવડ તમો કોઇનેજ જોશો. અરધું કપાલ ઘંકાએ એટલું નીચું હજી રો વખત હાથ નુછેલું માંથુ બાંનું બાંધે છે અને તેની ઉપર કાંન આગલથી કપાલ ઊપર વીટારેલો પોહોરો પાતો બીરાજી રહે છે! તેણીનું માથું શદા દુખેછે તેની, તે પાતો ગુવાહી આપેછે. અને હું ધારૂંછું કે જનમતાં વારમાં દુખવા માડેલું માથું એવા પાજી અને કદરૂપા અવતારની દાકણીઓમાં મરતી વેલાજ નરમ પડતું હશે! તેણીનો વાશ મારતો શદરો આદુ લશનનાં "એશન્શ"થી મઘમઘી રહેછે. ઘશઇ ગયલી કોર શાયની ચીરયાં થએલી ઇજાર આશપાશનાઓને મરયાદા ખાતર તેણી તરફ જોતાં અટકાવેછે. શારીને નામનું કાંઇક ફાટુ તુટું ચોથરું બાહેર જતી વખતેજ ફકત અંગ ઉપર જેમ તેમ લપેતવામાં આવેછે. ચોલી કાંચરીની રશમ નિકલી ગયલી તે જણાવેછે. પોલકા અને બનીઆંનની તેણીને છીતછે. એટલે પછી માંપે પાતા શાયની, ઘંટીલા બેતના શદરા ઊપર બેમહલાજાથી અરધું અંગ બાહેર

કોહાડી બારીએ ટીંગાતી અને પેરની બાહાર ઓટલા ઉપર પઞાયો મારી બેઠેલી જોવાથી કોણને તે દાકણી ઊપર કમકમાત નહિ છુટશે ! અફસોસ પારશીઓનો સુધારો હજી કેટલી હદ સુધી પાછલ પડયોછે. જો નશનનાં વખતમાં લનડનની નજદીકમાં આવેલાં "હેબ્રિદીઝ" નાં ટાપુઓ અશલ હાલતમાં યાને જંગલી અવસ્થામાં હતાં, પણ મુગાકાકાનાં સુધરેલા જમાનામાં મુંબઇગરા પારશીઓના આગલ વધેલા સુધારા છતાં મુંબઇમાંજ પારશણો આટલું બે મહલાજ ભરેલું જંગલીપણું બતાવે એ માયાથી કોઇબી રીતે તાંબોશ થઇ શકતું નથી.

એક દાકણ પોતાનાં ઘરમાં બને એટલું અનધારૂં રાખેછે. તેણીને ગોયા રોશની સાથ વેરછે. તેણીનાં માથાંમાં રોશનીથી 'ચક્કર આવેછે. બારી બારણાં બંધબશ રાખી બાશ તેણી પેરમાં ઊજાશને આવતો અટકાવેછે. જેવી તે કુવડછે તેવુંજ તેણીનું ઘર પણ કુવડછે. તેણીનાં બચાંકચાં કુવડ છે. તેણીનો શરશામાંણ કુવડછે. ટુંકમાં બોલું તો તેણીનું ઘર ગોયા કચરા પુંજનો ઊકરડોજ હોએછે. તેણીને તંદરોસતીની થોડીજ દરકારછે. માયું તો તેણીનું સદાજ દુખેછે. છાતીમાં પેન મારવાનો તેણીને ખ્યાલી વેહેમછે. કોઇ પણ તરકારી કે પકવાન તેણીને સદતું નથી. સો કાંઇ વાએદું પડેછે. આવા વેહેમોથી તે પોતાને સદાની દુખી અને દરદી વિચારેછે જો કે તે સરવે બીજાં મયેથી ઉતપન્ન થએલાં હોએછે. તેણીને જરાક ગડબડ શડબડ ગમતી નથી, જો કે ગડબડ શડબડનું મુલ તે પોતેજ હોએછે. કોઇની સેજ ભુલ અથવા તકશીરથી તેણીનો પીત્તો એટલો તો ઉછરી આવેછે કે બાપગેજ તે એક કલાકમાં નરમ પડે. જે પેરમાં એવી એક વાત પણ દાકણ હોએછે તે પેરના શનશાર સુખનું શત્યાનાશ વલેછે. તેણીનો ધણી તેણીનું મોહોડું જોઇને ધંધેધાપે જવાને ના પાડેછે. કેમકે સ્વભાવીક રીતેજ એવી દાકણી અવર અને અવશગનનું મુલ ગણાએછે. તે કોઇનો પણ શખુન કરી જાણતી નથી પછી તે ગમે તેટલું અતલગનું હોતવંનુ એવી કાંએ નહિ હોએ. તેણીએ એક વેલા "ના" પાડયું તો પછી તેની "હા" થવી મુશકેલછે. જેમ બેવ:કુફ લોકો ભુત દાકણનાં વેહેમોથી બુજેછે તેમ આવી માણસાઇ અવતારની દાકણીઓથી સૌ કોઇ બુજેછે. આડોશી પડોશીઓ તેણીથી દરે છે. બરબાદુતોને તેણીના નાંમનો દર હોય છે. તેણીનાં પોતીકાં બચાંઓ તેણીથી નાહાશી મોહેતાજીની શાલાને વધારે પશંદ કરેછે, કેમકે મેહેતાજી શોતી મારેછે, કાંઇ કુમલાં બાલકોને બચી અથવા કરડી ખાતો નથી. દાકણીઓતો તેમને ખાઇજ જવા માંગેછે. સગાં વાહાલાઓ તેણીનાં દાધાખર્ચા સ્વભાવ ઉપર શેકો નાંખવાને ના પાડેછે. એક દાકણનાં બાપંદની દશા સર્વેથી દુષ્ટ અને દયા ઉપજાવનારી થાએ છે, વાઘ અથવા વરૂં કરતાં તે પોતાની દાકણીથી વધારે દરેછે. તેને મનશે તેનું પેર આજાંહનનું ખરેખરૂં દોજખ બનેછે. જયારે તે ધંધેધાપે જાએછે ત્યારેજ તે પોતાને બંદીખાનાં મયેથી છુટેલો વિચારેછે. પાછો ફરતાં ધીમે ક્દમે, અનગમતે મને, જેમ એક તકશીરવાર ફાંસીના માચડા ઉપર ચહડેછે તેવી રીતે તે પોતાના ઘર તરફ આવે છે. ખરચું કરી તે બાહારોબાર ખરી હરી, ભઠયાર ખાનાંમાં બે ટુકડા જોબરી, ધોંતાવતા ખાતર પેર આગલ આવેછે. અને બરી ફુજરમાં પાછું ચાલું મુકેછે. તેનું કલેજું બલીને કોયલો થયલું હોયછે. પણ જો તે પોતે ભલો મરદ હોયછે તો તેની વરાક કોઇને પણ જોવા દેતો નથી. કેટલા નિર્દોષ જીવડાઓને એવી દાકણીઓને હાથ વધ

હું જોઉંછું. તે પોતીકા ખાવંદને કહેછે, તેને "કતકા મોરે"છે અ...ક વેલા મેહી પણ જમાડેછે. લોકોના ધાંન ભાંજવામાં તેણી પ્રવીણ હોયછે. કોઇબી કુમારીકા તેણીની જીભલીનાં જખમો મધેથી બચી શકી મુશકેલછે. આ બરદાગ વીધવાઓ વિષે તેણી ખોતી ગીબતો ફેલાવેછે. કુમારા કુમારીઓનાં મનભાવતાં કાજ ગોઠવી કાહાડેછે, અને પારકે હાથે નકી થઈ ચુકેલાં કાજ તોડાવામાં પણ તે છપન હોયછે.

તેણીને ઘરેણાં ગાંઠાં છુટાં મારવા છતાં તે કદી પેહેડશે નહિ. શારાં માણશોની શંગતથી તે શદા નાહાશતી ફરશે. તેણીની શંગત માટે તેણીનાજ જેવી દાકણીઓ તેણીને માફક આવેછે. એક કવેશ્વરના બોલોમાં તેણીનુ ઘર કંગાલયતપણાનું મથક હોયછે. તેણીનાં ઘરઉપર સુર્યે કદી પણ પ્રકાશતો નથી. તેણીનાં છાપડાં ઊપર ઘુવડ પક્ષી પોતાનું અપશગની ગાણું ગાયા કરેછે. અને તે આખા ઘરમાં માહેતમપોશી સિવાએ બીજુ કોઇ શમજાતું નથી. અબલાઓ શગન અને અપશગનનાં બાબમાં ઘણી વેહેમી હોયછે અને વારંવાર તેઓ "શારૂં રૂડું" માંગેછે પણ આ દાકણી અબલાઓતો અપશગનનાં મુજબ હોએછે. આપ બેહેનનાં લગનમાં પણ તે ખુશી ખુશાલીથી શાંમેલ થતી નથી. તેનો ચોબરો શદા ચહડેલોજ રેહેછે. તેને કોઇ નવી શારી બદલવા કહેછે તો તરત તેનો મીજાજ જાએછે. તેને કોઈ ઘરેણાં પેહેરવા કહેછે તો તે હોવા છતાં પેહેડની વેળા તેણીને ધધરીને તાવ ચહડેછે. આપણી અબલાઓનો કોમલ ભાષામાં ખરેખર તે કોઇ "માકાંની માંગતીજ" હોયછે.

* તે કદાચ પોતાની ખરી કરણી, કદરબીઆમણી, એબીએસ, આશઅલણમા બેર મેળવતી હશે, પણ આશપાશનાઓને ખરેજ તે દુખી કરેછે. દુનીઆમાં એવી પણ અબલાઓ હોયછે એમ જોઇ મને અંતઃકરણથી બલાપો થાયછે. ઊછાછલી ઇતર અને ઊદાઊ અબલાઓ જો કે પશંદ રાખવા જોગતો નથીજ પણ આવી દલદર દાંકણીઓ આગલ હજાર દરજ્જે શારશે એમ મહને આ વેલા અતીઘણી, આનાંકાની શાથ કબુલ રાખવું પડેછે. પ્રીય વાંચનાર દાકણીઓનું આ વિદ્યા મિત્ર જોઇ કમકમીઆ વગર રેહેશે નહિ. ખશુશ કરી મારી માનીતી કોમલ વાંચનારી અબલાઓ પાશ આ દિલ દુખવનારા હેવાલ માટે હજારો હજાર દરગુજર માહાવાને હું મારી ફરજ વિચારૂંછું. હું આટલું પણ કબુલ કરવાને ભુલતો નથી કે એવી દાકણીઓ હજારે એકદ્વાતજ મલશે. અબલાઓનો હું એક બેરખાહછું તે વિષે ખાતરી આપવાની કશી ગરજ નથી. મારાં આગલાં લખાંણોથી તે વિષે મેં કોઇની ખાતરી થઇ ચુકીછે. અને આ વેલા પણ તેમને કશો ગેરઇનશાફ ન થાએ એટલા માટે બોલી રીતે જણાઉછું કે એવી ખરેખરી દાકણો મેં ઘણી જુજ જોઇછે, જે. મધેની થોડીક જરૂર કરીને પોતાકો આ હેવાલ વાંચ્યા પછી શુધરશે એવી ખાતરી હોવાથીજ મેં તે ઉપર ધપાન પુગાડવાને દરકત વિચાર્યું છે. મારી ભણેલી, ભલી, અને શ્યાનપણવાળી વાંચનારી બેહેનોને આ વિદ્યા મિત્રનો બંગ વાલી આપવા ખાતર હું જણાવાની રજા લેઉંછું કે ઉપર મુજબની દાકણીઓ જયારે મેં હજારમાં એક જોઇછે ત્યારે પોતાનાં ઘેરને અને કુટુંબને શનશાર શુખથી દીપાવનારી શેંકડે પચાશ કરતાં વધારે શુખયારી અબલાઓ મારા જોવામાં આવીછે. જયારે પેહેલીઓને મેં દાકણને નાંમે બોલખાવીછે ત્યારે આ જાહાનને બાલેશ શનશાર શુખનું પવિત્ર બેહેશ્ત બનાવનારી પાછલીઓને ફરેશતાઇ એલકાબથી બોલાવાને હું વાજબી વિચારૂંછું.

---

# દુઃખ નીવારણ *

**Health is the soul that animates all enjoyments of life, which fade and are tasteless, if not dead, without it. A man starves at the best and the greatest tables, makes face at the noblest and most delicate wines, is poor and wretched in the midst of the greatest treasures and fortunes; with common diseases strength grows decrepit, youth loses all vigour, and beauty all charms; palaces are prisons, or of equal confinement; riches are useless; honour and attendance are cumbersome; and crowns themselves a burden.**

SIR W. TEMPLE

---

"જીનદગોની તમામ મોજ મહજાને જોશ આપનારો જીવ તે તનદરોશતીછે, ને વનાં મગરે કીશમની મોજ ધુલ મલેછે. શેહેજ માંદગીથી શુંદરમાં શુંદર ખોરાક અકારો થઇ પડે છે, સેહેજતદાર શરાબ આગલ મોહોડું મરડવું પડેછે, અને ગમે એટલા માલ ખજાના છતાં ગરીબ અને કંગાલ બનવું પડેછે. શેહેજ માંદગીથી દિલનું કઊવત તુટી જાયછે, જુવાંનીની ધમક અને બલ નાંશ પામેછે, ખુબશુરતીની મોહ પમાડનારી ખાશીએતો જતી રહેછે; મેહેલો અને દીવાનખાનાઓ બંધીખાનાં જેવાં થઇ પડેછે; દોલત ખપ વગરની, માન અને મોભો તથા ચાકર નફરો કંતાલા ભરેલા, અને તાજ વટીક એક બોજા જેવું થઇ પડેછે."

પ્રીપ વાંચનાર સર વીલીઅમ ટેમ-પલ જેવા વિદ્વાનનું તનંદરોશતીના બાબમાં ઊપલું મત વાંચીઆ પછે દુઃખ "નીવારણ" જેવા એક કીમતી ગ્રંથની ખરી કદર તું પોતાની મેલે વિચારી લેશે. આપણા કેલવાયલા એજયુકેટોનો ફકત એકજ વરગ જે પોતાના ઊદયોગ અને પરમારથી ખનતીપણાં માટે લાંમબો વખત થયો જાણીતો થઇ ચુકોછે તે તબીબોને લગતોછે. ડાકટર પેસ્તનજી પોતાના દીબાચામાં જણાવેછે કે "વૈદક ગાન ઊપર આપણી ગુજરાતી ભાશામાં આજ શુધીમાં ઘણાંજ થોડાં પુસ્તકો પ્રગટ થયાંછે, પણ તેટલાંથીજ આ મોહભારત વિદ્યા સંપુરણ થતી નથી. એ ઉપર જેટલાં પણ પુસ્તકો લખાય તેટલાં થોડાં ગણાશે." આ વિચાર વિદ્યાની ખીલવની ખાતર હમુને વાંધા ભરેલો લાગતો નથી. ગુજરાતી ભાશામાં વૈદાંનો અભીઆશ કરનારાઓ માટે એવા માહાભારત ગ્રંથોની અતી ઘણી અગત વગર આંચકીએ કબુલ રાખી શકાય. પણ હમો ધારીએચ કે "દુઃખ નિવારણ" નો મુલ હેતુ એ નથી. તેનો ખરો ખપ અને ઊપયોગ કુટુંબ કબીલાઓમાં એક અગતપનો ફાહલાકાર થઇ પડવાનો વધારેછે. પણ એજ હેતુથી આ પુશતકની આગમજ તે ગ્રંથો બાહેર પડી ચુકાછે તે તરફ ઇનશાફને ખાતર નજર પુગાડવાની હમો હમારી ફરજ વીચારીએ છીએ.

આજે લાંમબો વખત થયો ગુજરાતી વાંચનારાઓની શેવામાં મરહુમ ફરદુનજી મરજબાંનજીની "શરીર શાંનતી" અથવા "તનદરોશતીની પોથી" એ જે માનેખર જગા લીધીછે તે તેની પાછલનાં વધારે કીમતી અને વીધવતા ભરેલાં નવા પુશતકો છતાં પોતાના ફાયડાશ અને ખપમાં હજી પણ નકામી થઇ પડી નથી. ડાકટર એલેકજાનડર ગીબસન પાસ તેની તપાસ કરાવી

* દુઃખ નિવારણ—એટલે સરવેથી ઊતરી શેલી, અને સુધરેલી રીતી પ્રમાંણેનું દરેક જાતનાં દરદોનાં ઇલાજો તથા દવાઓનું કુટુંબોમાં રાખવા જોગ પુસ્તક, જેમાં ઇંગરેજી તથા દેશી, આ બંને જાતની દવાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.—બનાવનાર, પેસ્તનજી નવરોજી, ગ્રાડયુએટ, ગ્રાંટ મેડીકલ કોલેજ; જ. જી. હાસપીટાલનાં માજી સબ-આસીસટંટ સરજન; તથા મેરહુમ પોલ શાપુરજીભાઈ મીરઅસ્પી નાં ધરમનાં દવાખાનાંનાં ડાકટર, મુંબઈ, દફતર આશકારા છાપાખાનું, ૧૮૮૦.

ને શુધરાવી પરથમ ૧૮૪૧ નાં આ પોથી દમન મધે છપાવામાં આવા હતી અને ત્યારે તેની એકથી વધારે આવરતીઓ પુણા મધે નીકલવા છતાં થોડાં વરશની વાત ઉપર તેને માટે પાછી માંગણી થઇ હતી અને હમે જો ભુલતા નહી હોઇએ તો તેની બે રૂપીઆ-ની આગલી કીમતમાં પણ નવો ઘટાડો કરી હાલ થોડું થયું વધારે શશતી કીમતે નવા ફેરફાર સાથ તે બાહેર પડી ચુકીછે. આજે દરએક ગરીબ કુટુંબોનો તે એક રાત દીશનો શહલાકાર થઇ પડયોછે અને તેની પાછલ નીકલેલી બાર રૂપીઆની કીમતની "વૈદક ગ્નાન" અને આશાત રૂપીઆની કીમતની "દુઃખ નીવારણ"ની કેતાબો તેમની ગમે એટલી ચઢીઆતી હાલત છતાં ઊપલાં પુશતકની જગા લેવાને કેહેવી રીતે કમનશીબ છે તે બતાવા ખાતર હમુને આ તપાશમાં આગલાં પુશતકો વીશે બોલવું પડેછે.

હમુને ડાકટર પેશતનજીનાં આ કીમતી ગ્રંથ શામે તેની કશી પણ ખાંમીઓ માટે બોલવું નથી. તેમાં તેવણના જણાવા મુજબ "છેલામાં છેલી શોધો" પ્રમાણે જે ઇલાજો આપવાની તજવીજ કીધીછે તે તારીફ લાયકછે તેમાં જુદાં જુદાં દરદોના જે હારબંધ ઇલાજો આપ્યાછે તે તેનાં ઉપયોગીપણાંમાં વધારો કરનારા લાગેછે. તેની છપાઈ ઘણી શુંદર છે, પણ તે શુંદરતાએ જેટલી જગાને નકામી જવા દીધીછે તેટલી જગાનો ઘણો શારો ઉપયોગ થઇ પડતે એવું હમારૂં મતૃછે: મોટા અને બોલા હરફોને છુટી છુટી લીટી અને મોટી મોટી "સ્પેશ" રાખી બીરાજતા કરી જે રીતે પાંનશો છાશઠ પાણાનું ભરતીયું કરવામાં આવયુંછે તે રીત ગરીબ પ્રજાઓશા ઉપર નકાંમાં ધ્યાંન શરખીછે.

એટલાંજ કદના આ પુશતકમાં દરદોનાં કારણો વધારે વીગતવાર રીતે શમજાવી શકાતે. ડાકટર પેશતનજીની આ બાબદ વીશેની બખીલાઇ ખચીત નાસીપાસેસી ઉપજાવનારી છે. દરદ થાય અને પછે તેનો ઇલાજ કરવા કરતાં દરદોનાં ખરાં કારણો જાણી તેમને થતાં અટકાવવાનું વધારે અગતયનુંછે, પણ હમો દલગીર છઇએ કે એ બાબત ઉપર ડાકટર પેશતનજી દરદોનાં હદથી જયાદે ઉપાયો દરશાવવાનાં લોભમાં પડી પ્રથી પડીઆછે.

ડાકટર પેશતનજીને આ કીમતી ગ્રંથ માટે હમો મુબારકબાદી આપીએછે પણ દલગીર છઇએ કે તેની ફતેહ માટે તેમ કરી શકતા નથી. શાત રૂપીઆંની જે તેની કીમત રાખીછે તે એટલી તો આકડીછે કે નહી તે "શરીર શાંનતી" ને એક કોરે બેશાડી શકશે, કે નહી, બાર રૂપીઆની કીમતનાં "વૈદક ગ્નાન" ઉપર ફાવી શકશે. પોતાની તનદરોશતી માટે લોકો ગમે એટલાં ઇનતેજાર હોવા છતાં તેમણે આ કીમતજ નાસીપાસેશ કરવાને બશછે. જેવો એવું એકુવાત પુશતક ખરીદવાનું શામરથ ધરાવતા હોય તેઓને હમારી ભલાંમણ પાંચ રૂપીઆનુ બોહોડું ન જોતા એ થાંને પાંચ ઘણી વધારે કીમતી "વૈદક ગ્નાન" ખરીદવાની છે. તેમાંથી તેઓ ખચીત એ થાંને ઘણું વધારે મેલવી શકશે. હાલ તરત "દુઃખ નીવારણ" તેના કરતાના ખીશાને કદાચતર કરશે પણ તેના ખરા વપડાશથી ગ્રંથકારના અનતકરણને જે શંતોશ ઉપજવો જોઇએ તેની હમો આશા રાખતા નથી. ગરીબોનો મદદગાર થવાને બદલે જે તવંગરોને એક પણ દીવસ તબીબ વગર ચાલતું નથી તેઓનાં કુશાદે દીવાંનખાનાં ઓને શીનગાર આપવામાં હંમો આ પુસ્તકનો તમાંમ ખપ આવી રહેલો વી-

ચાહીએ છીએ. ખર વગરની ચીજો ન- કાંમી પડી રહે તે એક ચાજછે પણ આવી ખાથ ખપની ચીજ ફકત તેની કીમતને ખાતર બેહોલા ખપમાં આવની અતકે એ હમુને ઘણું દુઃખદાએક લાગેછે.

હમો ડાકટર પેશતનજી શાથ એકમત થઇ કહીએ છીએ કે "હજી એવાં પુશત કોની ઘણી અગતછે" પણુ તે શાદાં શે- હેલાં અને ઘણીજ શાગી કીમતનાં હોવાં જોઇએ. આઠ આંનાંથી તે એક રૂપીઆ શુધીની કીમતમાં હાલની વીદ્યાને છાજતી નવી શોધો પ્રમાણે એક નવી "શરીર શાંનતી," "વૈધક ગ્નાન" અઠવા "દુઃખ ની વારણ" નો રચનાર પોતાનો કોમ ઉપર એક ખરો આશીરવાદ થઇ પડશે.

## એક ચીનાઈ મુસાફરની ફીલસુફી.

પત્ર ૩૧ મો.

ચીનાઇ ફીલસુફનો છોકરો પોતાનીજ માફક ઈરાન દેશમાં ગુલામગીરીમાં કેદ-પકડાયલી એક સ્ત્રીનું બયાન કરેછે.

Jove fix'd it certain, that whatever day
Makes man a slave, takes half his worth away.
Pope.

નસીબે જોકે મને એક પારકા ધણીનો ગુલામ બનાવ્યોછે તોપણ ખુદરતે અને ખુદ માહીં મનની વલણે મને સદનતર તમારેજ આધારે નાખ્યોછે. મારાં શરી- રનો મરદાર એક જુલમગારછે પણ મારાં મનના ધણી તમોછો; અને તોપણ જ્યારે હું તમોને લખુંછું કે મારી નીચ હાલત જોઇને મારી ઉંચી લાગણીઓ સુમ મા- રતી જાયછે ત્યારે અલબતે તમો મને ધિક્કારશો નહિ એવી આશા રહેછે. મારી ગુલામગીરીના બોજા તલે જેમ મારૂં તન તેમ મારૂં મન પણ વલતુંજ જાયછે. જે ધણીની હું નોકરી બજાઉંછું તે દરરોજ વધુને વધુ બયાનક બનતો જાયછે. તેનો કદરખીહામણો આકાર મારા સ્વપ્નામાં પણ મારી સનમુખ આવી ઉભો રહેછે.

થોડાક દિવસની વાત ઉપર તેના બાગના એક મંડપમાં જ્યાં તે પોતાના જનાંનાની બાનુઓને કાંઇ પાઇ રીઝવતો હતો, ત્યાં એક ખ્રીસ્તી ગુલામ અચાનક દાખલ થયો. આ તકસીર માટે તે કમબખતના સીનામાં તરતજ ખંજર ભોકી દીધામાં આવ્યું. આ કમનસીબની જગ્યા મને આપવામાં આવીછે, અને તે જોકે મારી આગલી જગ્યા કરતાં વધુ ઓછી કંટાલા ભરેલી તોપણ વધુ મોટી ધાસ્તી ભરેલી છે, કારણકે તેથી હું દરરોજ એવા એક માણસની નજદીકીમાં આવુંછું કે જેની હાજરીથી મને ધિક્કાર અને ફિકર બંને છુટે છે.

હાલ જમાનાના ઇરાનીઓ કેવી કંગાલ સ્થીતિમાં આવી પડ્યાછે! જે પ્રજા એક વેલા આખી દુન્યાને છુટાપણાનો દડો શિ- ખવવામાં મશહુર થયલી અને જે જમીન છુટાપણાંની ખાસ ભુમી જણાયલી તેજ સરજમીન આજે જાલમીઓનું ઠામ અને ગુલામોનું મકાન થઇ પડયું છે. કેમતસચાતકામાં વસનારા ઘરબાર વગરના તારતરો જેઓ પુરતાં છુટાંપણાં સાથે પોતાની વનપસ્તિ અને માછલી ઉપર- રજ સંતોષથી ગુજરો કરેછે તેઓ, સુ- તરે છુટાપણાંની કાંઇ પણ આશા વિના ગુલામગીરીના બંદમાં સબડતા અને પો- તાને જનમ આપનાર દિવસને કડવા દેતા હજારો ગુલામો સાથ સરખાવતા, કેવા સુખીછે! અરે ન્યુતા! શું થોડાક સેતમ- ગારોનો ખાલી બખેડો અને દમામ વધા

તર આવી રીતે લખો આદમી-ગાલ બનાવવાં એ કોઇ પણ રીતે ઇન્સાફ છે? આ દુન્યામાં દોર અને સતા ભોગવનારા આદમીઓ શું સાહગ જેવા કમનસીબોની હાય અફસોસ અને આંશુઓ વિના સુખી નહિજ થઇ શકે? શું દરેક મોટા આદમીનું સુખ ગરીબ માણસોને નુકશાન પોંહોચાડયા વિના નહિજ મેલવી શકાય? ખચીત આ ઉપરથી મારો એતકાદ મજબુત થતો જાયછે કે દુઃખ અને સંતાપ ભરી આ જીંદગી પોતાની પાછલ સુખ અને શાંતીની એક બીજી જીંદગી લેતી આવેછે. નેકીની સાથે સંબંધ ધરાવનારો આત્મા જયારે અતરેથી નિકલ્યા પછી તે બારહકતાલાની દરગાહમાં હાજર થશે ત્યારે ત્યાં તેની ઉપર કોલા કકડાવાને કોઇ પણ જાલમીઓ, યા તેના હાથ પગ સીકડી સેવાને કોઇ પણ જંજીરો, યા તેને ખીહવંડાવવાને કોઇપણ ચાબક તેની નજરે પડનાર નથી. તે જગોએ માહરા વાહલા પિતાને હું એકવાર મોટા હરખ સાથે મલશ અને એક બેટા તરીકેની પરહેજગારી ભરેલી ફરજ અદા કરશ. તે જગોએ તેની ગરદન ઉપર લટકાઇ હું તેના મોહમાંથી નિકલતા દાહાપણ ભરેલા વચનો સમજશ, અને જે સઘલાં સુખ સાથે તેણે માહરી ઓલખાણ કરાવીછે તે સઘલાં માટે હું તેનો આભાર માનશ.

જે કંગાલને નસીબ દેવીએ માહરો શેઠ બનાવ્યોછે તેણે હમણાંજ બંને જાતીના કેટલાક બીજા ગુલામો ખરીદયાછે, સઘલાંઓમાં એક ખ્રીસતી બાંદીની સઘલાને મોહડે ઘણીજ અચરતી સાથે તારીફ થાયછે. જે ખાજેસરાએ તેણીને ખરીદીછે અને જેની આગલ ખુબસુરતીએ ઘઘિડા આગલ જાફરાન સરખીછે તે વટીક બા બાંદી વિષે ઘણાજ જુસ્સાથી બયાન કરેછે. તેણીની ખુબસુરતી કરતાં તેણીની મગરૂબી તેણીની ચાકરીમાં હાજર રેહનાર નોકરોને ઘણીજ છક કરેછે. એવીબી વાત ચાલીછે કે પોતાના શેઠની તેની સાથે નેકાહ કરવાની ઓજરખાઇભરી માગણીઓ તેણીએ ઘણાજ તુચ્છકાર સાથે ના પાડીછે. જો આ તેની માંગણી તેણી કબુલ રાખે અને પોતાનો બાપીકો ધર્મ તજી તેના ધર્મમાં દાખલ થાવતો પોતાની ચાર હકદાર મોહરદારોમાં તેણીની જગ્યા કરવાને વટીક તેણે પોતાની મરજી બતાવી છે. આવી સરસ માંગણીઓ કબુલ કરવાને તેણી કદાચ લલચાય તો તેમાં અચરત થવા સરીખું કાંઇ નથી. તેણીની ઢીલ કદાચ પોતાના શેઠ સોડે કાંઇ વધુ સરસ માંગણીઓ કહડાવવાની પણ હોય.

મેં તેણીને હમણાંજ દીઠીછે. જે જગોએ હું લખવા બેઠુંછું તે જગોએ તેણી અંજાણપણે વગર બુરખે દાખલ થઇ. એકજ દફાને તેણીએ આસમાન તરફ ટીકયું અને તેજ જગોએ ઘણી આતુરતાથી નિહાલવું જારી રાખ્યું. અરે ઓ ખુદા! આ મનમોહન બાનુમાં કેવી કોમલતા! કેવી જીવ દીપાવનારી ખુબસુરતી! તેણીની ખુબસુરતી ગોયા તેણીની નેકી ઉપર એક પારદર્શક ઢાંકણું હતું. દલગીરીભર્યો તેણીના ચેહરા સરખું હોસન, બેહેસ્તની અંદર વસનારી પરીઓમાં પણ દીઠામાં આવતું નહિ હશે. તેણીની ખુબસુરતીએ માહરી અચરતી સાથે માહરી દયાને પણ ઉશ્કેરી. જે ઠેકાણે હું બેઠો હતો ત્યાંથી હવે હું ઉઠયો, પણ તેણી ત્યાંથી પાછલ હઠી, સારાં નસીબે હમો બંને જણને કોઇએ દીઠાં નહિ, નહિતો કે ખચીત એમાં હમો બંધના જાનની ખુવારી હતી.

અત્યાર સુધી તો માહરા જાલમી શેઠની દોલત અને સતા ઉપર હું અદેખાઇ વિના જોતો હતો. મેં તેની ઉપર ઘણાંજ

સઘળી દિલ જોવું કીધું અને તેટલા ઉપરથી નસીબે તેને તવંગર બનાવ્યો હોય તે કરતાં નસીબે દોલતના આકારમાં તેને ગલે એક નેક ઓલવી હોય એવું હું માહરાં મનને સમજાવવા લાગ્યો. તોપણ હાલમાં જયારે હું વિચારૂંછું કે આટલી બધી ખુબસુરતી ફકટ તેનેજ માટે એલાહેદી રહે અને આટલું બધું હોસન એક એવા કંગાલ ઉપર રેડાય કે જેને પોતાનાં આ મોટાં સુખનો કાંઇપણ ખ્યાલ નહિ, ત્યારે ખચીત માહરો ઉલો વિચાર મહને નાખુશી સાથે ફેરવવાનું મન થાય છે.

આ સઘલી માહરી લાગણીઓ ફકટ પ્યાર સરખાં નજીવાં કારણને લીધેછે એમ તમો બીલકુલ સમજશો ના. તમો સરખા એક ફીલસુફનો બેટો અને ફુમ હોમ સરખા એક ઉસ્તાદનો ચેલો આવા નીચ જુસ્સા અને હવસને તાબે થાય એવું તો તમો કોઇ કાલે પણ તમારા ખ્યાલમાં લાવશોજ ના. માત્ર આટલી બધી સરસ ચીજો આવી ગેરઇનસાફી ભરેલી રીતે વેંહચાઇ જાય એજ જોઇને મને ખેદ ઉપજેછે.

જે બેચેની મને ઉપજેછે તે ખુદ માહરે ખાતર નહિ પણ પેલી ખુબસુરત ખ્રીસ્તી ગુલામડીને ખાતર છે. જે ધણીને માટે તેણીને ખરીદવામાં આવી છે તે ધણીના જંગલી ખવાસ ઉપર જયારે હું વિચાર કરૂંછું, ત્યારે ખચીત મને તેણીની દયા ઉત્પન થાયછે. જેણીને એક હજાર દિલ ઉપર સરદારી ભોગવવાને સરજવામાં આવી હોય તેણી ફકટ એકજ આસામીનાં દિલની ધણીઆણી થાય એ જોઇ મને ખચીત સંતાપ ઉતપન થાયછે. અબલાઓ તરફના સઘળા ખવાસને લીધે જયારે હું આવો વિચાર જણાઉંછું ત્યારે તમો મને માફ કર્યા વિના રેહશો નહિ. આવી જાતના માણસાઇ ખવાસના ઉભરાઓ ઉપર તમો ખુશીથી જોવું કરો છો એવું જયારે હું જાણુંછું ત્યારે આ ખુબસુરત બાનુંના દુઃખ વિષે જે લાગણી મને ઉત્પન્ન થાય છે તે જણાવવાની મારી હિંમત થાય છે. તેણીને ખાતર થોડુંક થયું હું મારૂં પોતાનું સંકટ વિસરી ગયો છું. પેલો જુલમગાર દરરોજ વધુ સખત બનતો જાય છે, અને પ્યાર જે ગમે એવી પણ સખત છાતીને પીગલાવે છે તે ઓર તેને પોતાની જાલમી વધુ બતાવવાની તક આપે છે. એજ અરજ.

---

## માતી બાઇએરનો પીઆર.

ઇંગલાંડનો એક આગલો લાર્ડ ચેનશેલર "લાર્ડ હેથરલી"હાલ મરણ પામ્યો છે તે નામદારને વરે કહેછે કે "ચેનશેલર" તરીકેના ઓધાની રૂએ એક વેલા તે નામદારને આપણી માહાગણી નાશ રાજદુવારી કામ સારૂં જવું પડીયું હતું. કામકાજ થઇ ચુકયા પછી માહારાણીએ પોતાની મરજી બતાવી કે "હેથરલી" શાહેબે તે નામદાર શાથ ખાનું લઈ પધારવું. આ ઉપરથી ગરીબ બીચારો "હેથરલી" ગભરાટમાં પડયો અને માહારાણીને એકદમ નાંતો કેહવાએ નહિ. તેથી આનાકાની બતાવા લાગ્યો. માહારાણીએ તરત ચેતી જઇ પોતાંનાં "ચેનશેલર" ને તેની આનાંકાંનીનું કારણ પુછયું અને "હેથરલીએ" જવાબ દીધો કે "મહને પરણીઆ જો કે ઘણાંક વરશો થયાં છે તો પણ આજદીન તલગ કોઇબી દિવશે હું મારી મોહરદારથી ચોવીશ કલાક વેર દુર રહયો નથી." આ ઉપરથી માહરાણીએ તરત તેને રૂખશદ આપી, અને હોકમ કીધો કે હવેથી જયારે તેણીનાં "ચેનશેલરને" પોતાની મુલાકાતની અગત પડે ત્યારે તેની વાહાલી મોહરદાર "લેડી હેથરલી" ને પોતાંની સાથે લઇનેજ પધારવું. ઇંગરેજો પેરણાંમાં સુખને રાજા રાણી સાથનાં ખાના પીનાં કરતાં વધારે કિમતી ગણે છે, ત્યારે કેટલાક એબપરપેતા દેશીઓ "રવરતી રાંન અને રઝલતાં છોકરાં" ઓને જુલતાં નાખી વાવંતર કરતા ફરેછે એ કાંઇ થોડા શોચની બીનાં નથી.

# રે! હું તો નિરાશ!

ઝાડપાનો ઉગ્યાછે એવાં અજબ,
કે પરીનુંજ લાગેછ આ મહને મકક;
દેખાડેછ પતંગ સુનેરી કસબ,
પરીને સવાર થઇ દોડવાની રપ;
ખીલીછે ચોમેર લીલોત્રી ને ઘાસ,
ખીલી લીલોત્રી, પણ હું તો નિરાશ!

ખીલેલી પેદાસમા મહને શું કામ?
મિતરની છાતીમાં માહરૂં મુકામ.
ઝેર જેવી દિસેછ નજરે જેહાન,
મિતરની છાતીમાંજ માહરો આરામ.
હસતી ઊભરાયછે ચોમેર પેદાસ,
હસતી ઊભરાય, પણ હું તો નિરાશ!

ઘાસોનાં નરમ બીછાનાં ઊપર,
ચુમતાં એકકને ઝાડો અંદર,
તું સાથે ફરતાં આ માહરૂં જીગર,
કેવું થાય ખુશીથી તલે ઊપર!
જોઊં કેવા હરખથી ત્યારે પેદાસ!
પણ હા! નહિ તે સિવાએ નિરાશ!

એકકમાં જીતરાએલી દખલીઓપર,
કુકડાઓ મારી નીચેથી ઊપર,
પક્ષીઓ બેલે મધુરથા સવર,
પણ નીચાનમાં હું તો જેવી કબર;
કબરછે તન માહરૂં જીવતાં જીવત;
નહિ મલે તું, ત્યાંથી નાહસે હરખ!

પીછાલી મરઘી લીલોત્રીની વચ્ચ,
કાદો કે કચરો જેબી કંઈ દેખાયછ,
તે પગોથી ખોલીને સોધેછ ખોરાક;
ન્યામત આપેછ તેને જમીનની ખાક;
સુખી ને સાંતછે તે વચ્ચે પેદાસ,
ધીરજથી જીવતી; પણ હું તો નિરાશ!

આ ખોહલા દેખાવપરથી કાગડો સિહા,
પાખ ફરફરાવતો જાયછ, ને ચોલાને તે
ખીલતી લીલોત્રીપર ઘસડતો જાયછ;
હું ન જાણું શું તેની છાતીની માહે
વિચાર હશે? પણ વચ્ચે પેદાસ,
નથીજ તે થયો મુજ પેરે નિરાશ!

કુદરત-કરાબનું પેલું પતંગ,
પાખ હલાવતુ પોતાની નાજુક નરમ,
આની મેર પેલી મેર દોડતું ફરેછ;
નાચતું ને કુદતું વગર ખાવે દમ,
ખુશીમા દોડેછ તે ઝાડો તરફ,
પણ, નહિ આ છાતીમા માહરી હરખ!

ફિકકો ચંદ્ર ભરશે રોશનીથી તન,
ને ફેલાવશે હર જા રૂપેરી કિરણ,
ત્યારે એકાતવાસમાં તાહરૂં બદન
થાય માહરી છાતીસે અથડતું અરપન્ન,
નો કેવા મોહબતથી હું કરૂં ચુંબન!
પણ હા! નહિ તે સિવાએ અગન!

જ. ન. પી.

# પારસી પ્રકાશ.*

પારસીઓની કિર્તીના મીનારાનો છઠ્ઠો ભાગ લાગમો વખત થયો તૈયાર થયોછે, અને તેની એક નકલની ભેટ ઊપકાર સાથ કબુલ કરતા આ વેલા તે મધેની બે ત્રણ બાબદ ઊપર પ્રીય વાંચનારનું ધ્યાન ખેંચવાને દરકાર વિચારીએ છીએ. મી॰ પટેલ પોતાને માથે ઊઠાવેલાં કામ પાછલ મંડીફ્રેમ બને તેમ ઊતાવલે તેને સંપુર્ણ કરવાનો ઇરાદો રાખતા હોય એવું હમોને તેવણના ઊપરા શાપરી બાહેર પડતા ભાગો ઊપરથી માલમ પડેછે. એટલા માટે પ્રથમ હમો એ મેહેનતુ શક્ષને હવે પછીનાં ભાગો માટે કાંઇક સંભાલ લેવા શુચવીએ છીએ. મી॰ પેટેલનાં આ છઠ્ઠા ભાગમાં ૧૮૪૫ થી ૧૮૫૦ શુધીનાં બનાવોની નોંધ સમાવાંમાં આવીછે અને ત્યાં શુધી સરકારી કેલવણી ખાતાંનાં પારસી ઉસ્તાદોની ફેરબદલી અને ગ્રાંદ જુરીમાં બીરાજનારા પારશીઓ વીશે કાંઇ નવાઇ લાગતી હોયે તો તે બરાબરછે, પણ હવે દર સરકારી ગેઝટમાં એવી પુશકલ નેમનુકો છપાયછે અને દર વેલાની ગ્રાંદ જુરીમાં પણ પારશીઓ સંખ્યાબંધ બીરાજતા આવ્યાછે, માટે એવી નજીવી નોધો મોકુફ કરવાની હમો મી॰ પેટેલને મજબુત બલામણ કરીએ છીએ. જેમ જેમ મી॰ પટેલ નજદીકનાં વખત ઊપર આવતા જશે તેમ તેમ તેવણને પારસીઓને લગતી પુશકલ હકીકતો મલી આવશે પણ તે મધેથી લેવા લાયક અગત્યનોજ ભાગ તાલવી કાહાડી બાકીનો સઘલો કચરો રદ કરવા ખાતર તેવણને પુષકલ દાહાપણ વાપડવાની અં-

* પારસી પ્રકાશ—ભાગ ૬ ઠો, રચનાર બમનજી બેરાંમજી પટેલ, મુંબઈ દફતર આશકારા છાપખાનું ૧૮૮૧

ગતછે. દસ વગરનાં પીળીઓ સાથ બે ભાગ વધારે કાહાડવામાં પારસી પ્રકાશની ખરી શોભા નથી. ખરેખરી દુરઅંદેશીની હવે હમો વધારે અગત જોઇયે છીયે. પારસીઓનાં જાહેર ખાતાંઓની તુલોતવીલ વીગત, અને વિદ્યાભ્યાસમા તેઓ તરફથી ગુજરાતી ભણતરને મળેલી મદદને લગતી નોંધોથી પારસી પ્રકાશ કેહેવી રીતે પ્રકાશી નીકળશે તેનાં કેટલાંક ચિન્હ હમો. આ અંકમાં જોઇ ખરેખર ઘણા મગન થયા છીએ.

પારસીઓની સખાવત વીશે વધારે બોલવું જોકે નકામું છે તોપણ તેવોની અનેક પ્રકારની સખાવતોમાં પારસી પ્રકાશનાં છઠા ભાગને પાંને ૫૨૪ મે "શેઠ ધનજીભાઇ ખરશેદજી શરાફે પોતાના દીકરા જીજીભાઇનાં લગનની ખુશાલીમાં અતરેની દેવાંની તુરંગમાંના ૧૧ બંધવાઓને તેમનું કરજ આપી છોડાવ્યા હતા, જેઓમાં ત્રણ હીંદુ ઓઓ હતી." એ નોંધ હાલના સખી વજુદ શેઠીયાઓને ખાતર અતરે ઉતારી લેવાને હમો દુરસ્ત વીચારીયે છીએ. લગન જેવા ખુશી રોશનીના હીંગામા ઉપર હજારો રૂપીઆ ખરચી નાખનાર શેઠીયાઓની આજે આપણામાં કશી નવાઇ નથી, પણ તેવા હીંગામ ઉપર આવી ખેરખાહી ભરેલી સખાવતના દાખલા હમે ઘણા જુજ જાણીએછે. ખરા દુખીયારાઓનો છુટક કરવો અને પોતીકા કોઇ પણ ભાઇબંધને સુખ બક્ષવું તેના જેવી સખાવત થોડીજ હશે. તે વેલાનું "ટેલીગ્રાફ એનડ કુરયર" નામનું ઇંગ્રેજી પત્ર ઇંગ્રેજોને જયારે શેઠ શરાફનો દાખલો પકડવાની ભલામણ કરેછે ત્યારે તેવણના વધારે માલદાર જાતીભાઓનુંજ તે તરફ ધ્યાન ખેંચવાને હાલ હમો વાજબી વિચારીયે છીએ.

બીજી અગતની બીના આ ભાગમાં જે જોવામાં આવેછે તે પારસી ગ્રંથકારોને લગતીછે. ફારશી પુસ્તકોનાં તરજુમાં કરનાર અને બીજાં અનેક કીસમનાં પુસ્તકો રચનારા અથવા છપાવી પ્રગટ કરનારાઓને લગતી જે ટુંક નોંધ લીધીછે તે ઘણું ઠીક કીધુંછે અને હવે પછેનાં અંકોમા એ બાબદ ઉપર ખાસ ધ્યાન આપવાની હમો મી૦ પતેલને એલતેમાસ કરીએ છીએ, એટલુંજ નહી પણ હમે ઇચ્છીયે છીએ કે મી૦ પતેલ પારસી પ્રકાશને લગતું કાંમ મનમાનતી રીતે પાર પાડી ગુજરાતી ભણતરનો ઇતિહાસ રચવા પાછલ લાગશે કેમકે તે કાંમ તેવણના જેવા મેહનતુ અને ઉદયોગી શક્ષ્સીજ પાર પડે એવુંછે. આ અંકમાં વિદ્યાભ્યાસને લગતી બાબદોમાં મોબેદ ફરદુનજી મરજબાંનજીનાં મરણને લગતી નોંધ ધયાંન ખેંચનારી છે. તરેહવાર બાબદો ઉપર તેવણે રચેલાં અને છપાવેલાં પુસ્તકોનું લમબાન લીસ્ટ વાંચી હમુને તેવણ નાહાના શરખા "દાકતર જોનશન" લાગેછે. ગમે એવી ગરીબી અવસ્થા છતાં ઉદયોગ અને ખંતીપણાંથી કોઇ પણ માણસ કેટલું બજાવી શકેછે તે જેમ દાકતર જોનશનમાં તેમજ મરહુમ મોબેદ ફરદુનજી મરજબાંનજીમાં એકશરખી રીતે જોવાનુંછે. આજના વધુ ભણેલાં જુવાંનયાઓનું ધ્યાન હમો આ અંકને પાંને ૬૮૬ મે આવેલી ઉપલી નોંધ તરફ ખેંચવા માંગીએ છીએ. છાપાની તે વેલાની હાલ હવાલ હાલત ધયાંનમાં લેતાં તેવણે જેટલું જાતી ઉદયોગથી કરી બનાવ્યુંછે તેટલું તેવણની, વધારે ભાગયશાલી બેટાઓથી થએલું જોવાને હમો ઇનતેજાર છીએ. પ્રજાને, ખરી અગતનાં સસતાં પુસ્તકો પુરાં પાડવાની સઘલી જોગવાઇઓ હાલ વધારે હોવાથી હમો તેવણના લાયકીવાલા બેટા-

આનેજ નહી પણ જેઓથી બની શકે તેવા સરવે છાપાખાનાં વાલાઓને મરહુમ મરઝબાંનજીનાં પગલાં ઊપર ચાલવાની ભલામણ કરીએ છીએ.

આગલા વખતની હાલ હવાલ કેલવણી છતાં તે વેલાના કેલવાયલા જુવાંન્યાઓએ કેહવાં માહાભારત અને હમેશ સુધી નીભી રહે તેવાં સાહાસકર્મો કરી બતાવ્યાંછે તેને લગતો ક્ષમબાન હેવાલ "સ્ટુડંટ્સ લીતરરી એન્ડ સાએનટીફીક સોસાયતી" ને લગતી નોંધમાં વાંચી હમુને પોતાને શરમીંદગીથી નીચું જોવું પડેછે. આજનાં યુનીવરસીટીનાં કેલવાયલા જુવાન્યાઓ માટે ખરેજ તે નોધ અભ્યાસ કરવા જોગછે. આજે આપણામાં જેવી કાંઇ રહ્યું છે તે તે વેલાની એ ભાગવશાલી મંડલીનાં બખાંકર્યાં અને દાલપાખડંઓજ છે એમ વાંચી હમોને નીરાશ થવું પડેછે. તે થાને દશ ઘણી કેલવણી વધારે વધવા છતાં શું ત્યારે હાલના કેલવારલાઓને હાથનું તેમાં કશુંજ નથી? ૧૮૪૮ નાં સાલ પછે આજે ત્રીશ કરતાં વધારે વરશો પશાર થઇ ગયાંછે તોપણ આજે જુવાન્યાઓનાં આગેવાંન તરીકે તેજ વેલાના ગણત્રીનાં પુરશો ગનાયછે એ કાંઇ થોડા અફશોશની બીનાં નથી. છેલાં ત્રીશ વરશના અરશામાં ઉપલી મંડલીને તકર મારે એવી તોથ મંડલીઓ ઉભી થવી ઘટતી હતી, પણ અફશોશ!હાલની કેલવણી ગમે એટલી માતેબર હોય તોપણ જાહેર કીંમતનાં બાબમા તે તદન પોકલ જણાયછે. ખચીત તેનો કાંઇ પણ ઉપાય થવો ઘટેછે. હાલના કેલવાયલા જુવાન્યાઓ માટે હમુને ઘણી ઉમેદછે પણ તે ઉમેદો પાર પાડવામાં તેવોએ પોતેજ મદદ કરવી જોઇએ.

ઉપલીજ મંડલીના સંબંધમાં "ગુજરાતી જ્ઞાન પ્રચારક" મંડલી કેહવી રીતે ઉભી થઇ તેમાં પેહલવેહેલા ભાગ લેનારાઓ કોણ અને કેવી હલતવાલા હતા, તથા તેને પોતાની શરૂઆતમાં શું શું બજાવી દેખાડયુંછે તે સરવે ૫૧૨ મે પાંને વાચવા જોગ રીતે દરશાવ્યુંછે. તે વેલાની હાલત સાથ સરખાવતાં આજની એ એક પુરો મંડલી રીજ્તી હાલતમાંછે અને તેની સરવે બેજાબત પણ હાલનાં કેલવાયલા જુવાંન્યાઓનેજ સરછે. હમો દલગીર છીએ કે દેશીઓની એકપુરો અને અતી ઊપયોગી એ મંડલીનું કાંમ જે જાહજું પીકતું નથી તે તેનાં કારોબારીઓનાં એક જાતના નહી છાજતાં ગુમાંનને લીધેછે. હાલ દરશાલ રૂડલીના આંશુ નુછવા જેવાં પાચ શાત ભાષણો એ મંડલી તરફથી અપાયછે, તેમને ઇંગ્રેજી વરતમાન પતરો ભપકામાંજ "લોકપ્રીય" લખેછે. પણું આતો પ્રજાને સારીરીતે રોશન છે કે દાકટર ભાઉદાજી બારી અને કાબરાજીનાં ભાષણોના જેવાં સરવે લોકપસંદ થઇ પડતાં નથી. હમો આ બાબદમાં કોઇનું દીલ દુખવવા માગતા નથી. હમે તેમનાં હાલના કારોબારીઓના જે અભીમાંન વીશે બોલયે છીએ તે એ મંડલીને સાતમેં આશમાને ચહડાવી મુકવા વીશેછે. "સિદ્ધ પદાર્થ વિજ્ઞાન" ઉપરજ શખલાં ભાષણો અપાવાં જોઇએ—અને તે આપનારાઓ સઘલા યુનીવરસીટીના ગ્રાજુએટોજ હોવા જોઇએ એ કાંઇજ નહી પણ એક પ્રજા ઉપેગી નાકેશ મંડલીને "રાયલ એશયાટીક શોશાયતી" અને તેવી કીશમની બીજી વિદ્વાનોની નવામાં નવી શોધ કરનારી મંડલીઓને દરજજે પોહોંચાડી દેવા બરાબરછે. પ્રજામાં સરવે કીશમના ઊપેગી જ્ઞાનનો ફેલાવો કરવાનો નેકે આ મંડલીનો મુલ હેતુછે તોપણ તે ઉપલી પોરૂણ ઊપર ચાલવાથી પ્રજાના સાધારણ ધંધાદારોઓ તેનો કશો લાભ લઇ શકતા નથી, અને પચીશ ત્રીશ નાહાની વયના

નિશાલવાઓ, ગણતીનાં કારોબારીઓ, અને વિદ્યાનો ખાશ શોખ ધરાવનાર થોડા વણ અભ્યાશીઓ આગલ તે મંડલીની મેહેનત અને ખરચનાં પરીણામો હાલ હવાલ રીતે રજુ કરવામાં આવેછે. હમારા બોલવાના તેકામા પારસી પ્રકાશ મધીથીજ હમે એ મંડલીએ આપેલાં આગલાં ખરેખરાં લોકઉપયોગી ભાષણો બતાવા માગયે છિયે. "કુદરતી ગ્નાન" ની અગત હમો ના પાડતા નથી, પણ "ગ્નાન પ્રચારક" બીજાં સર્વે કિશમના અગત્યનાં ગ્નાનની જે અગત ના પાડેછે તે કેટલું ભુલ ભરેલુંછે તે પ્રીય વાચનાર, આગલ એજ મંડલીએ આપેલા નીચલા ભાષણોથી જોઇ લેશે. " જાદુઈ વિષે ભાષણ, લેજરડીમેનના ચાલાકી ભરેલા ખેલોના અખતરા, વિદ્યાના લાભ અને સંતોષ, થોડાવાતર લેમોનેડ અને કોલનવાતરની બનાવત, ભાઇઓ ધંધા રોજગારમા આલશુ ન થતા દિલોજાનથી આતુર રહી ઇશ્વરની સેવા કરતા રેહેજો, શિક્ષકોની હવડાની હાલત, જોશીઓના ખોટા વેહેમો, બચ્ચાને ઘરેણાં પેહેરાવાની ધાસ્તી, બાલ કેલવણી, હિંદુસ્તાનમા આગ્નીરથની જરૂર, પુરાતન ઇરાનનું રાજ પડી ભાગ્યું તે વીષે, નાહાનપણમા પરણવાના ગેરફાએદા, દારૂ પીધાથી થતા અવગુણ, યુરોપની મોટી લડાઇઓનાં કારણો, વશતીની ગણતીના લાભ, બચ્ચાઓની તરબીએત, દુબેલાં માણસની બરદાશ, કેલવણીના વધારાની અગત, લખવા તથા છાપવાના હુનરના ફાએદા, હીંદુસ્તાનની ઓરતો, તેમની હાલત, અને તેમને કેલવણીની અગત, માણસ જાતની ફરજ, શહીપડની જરૂર," ઇત્યાદી ભાષણો ઉપરથી વાચનારની ખાતરી થશે કે હમે જેવી કીસમના પ્રજા ઉપયોગી અને પ્રજાપશંદ ભાષણો વીશે બોલે છીએ તે કેવી કીસમનાછે. મગે તેવી પણ હાલની "ગ્નાન પ્રચારક" માટે હમો મગરૂબ છિએ. તે તરફ હમે માનની નજરથી જોઇએ છીએ અને તેનુ ઉપયોગીપણું વધે એટલા માટેજ ખરા મીત્રભાવથી હમુને તેનાં શંબંધમા આટલું બોલવુ પડ્યુંછે. પારશી પ્રકાશમા એ મંડલીના આગલા ભાષણ કર્તાઓના નામો જોઇ હમુને વધારે નાસુપાશી એમ ઉપજેછે કે હાલના નવા કેલવાએલા જુવાનીઆઓની બેદરકારી ગમે એટલી હોય તોપણ તેના આગલા મદદગારોએ તેને એકદમ શા શબબથી છોડી દીધીછે. હમે તેમા દાકટર અરદેશર ભાજીવાલા, અરદેશર ફરામજી મુશ, એદલજી નશરવાનજી માશતર, કાવશજી એદલજી ખંબાતા, કાવશજી નશરવાનજી કાગા, કાવશજી શાપુરજી મેહેતા, કેખશરૂ હોરમજી આલપાઇવાલા, જાંગીરજી હોરમજી પંચકી, દોશાભાઇ ફરામજી કરાકા, દાકટર દોશાભાઇ બેજનજી કલગીરવાલા, પેશતનજી ખરશેદજી શરાફ, પેશતનજી જાહાંગીરજી તાલીઆરખા, પેશતનજી દાજીભાઇ ઉનવાલા, બરજોરજી રૂશતમજી મોદી, બમનજી પેશતનજી માશતર, બેરામજી ખરશેદજી ગાંધી, મેરવાનજી ફરદુનજી મરજબાન, રૂશતમજી પેશતનજી ખીલીમોરીઆ ઇત્યાદી ભાષણ કરતાઓના નામો વાચી અજબ થઇએ છીએ કે શું તેઓએ પોતાનો વાચવા લખવાનો માહાવરો તદનજ છોડી દીધો હશે કે અને જે તેવો મધીથી કોઇને બાહેર પડવાનો આવકાશ મલી શકતો નથી. આજના નામના વધારે કેલવાએલા જુવાનીઆઓ આગલ તેઓ પોતાનુ પાણી દેખાડવાને ડરતા હોય તો હમો તેમને ખાતરી આપીએ છીએ કે તેમા તેઓની બીહીક વગર કારણની છે. વિદ્યાનો શોખ કદી પણ એકાએક અટકી જાય જેવો નથી. તેને જેમ બને તેમ આગલ વધારવો જોઈએ. આ-

ગના નામોમા હમો ફક્ત મી૦ જાંહાગીરજી બરજોરજી વાછાનું નામ એવું જોઇએ છીએ કે જેવણે હજી શુધી પોતાની એ માનીતી મંડલીને તજી દીધી નથી, શેઠ દાદાભાઇ નવરોજીનું બીજું એક નામ તેમા એવું છે કે જેઓની બીજી જાહેર શેવા અને રોકાનો તરફ નજર પુગાડતા તેવણ તરફની આ મંડલી તરફની બેદરકારી માફ થઇ શકે તેવીછે પણ ઉપના બે નામો શીવાય હમારા ધારવા પ્રમાણે ઉપલા સરવે શાહેમો પોતાની માનીતી, જાતી મેહેનતથી ઉભી કીધેલી, અને લાડ તથા પ્રીતથી ઊછેડી આગલ વધારેલી એક પુરી મંડલીને લાયક વારેશો પુગ પાડયા વગર તેનાં ધડપણના વખતમા છોડી જવાના તકશીરવાર થયાછે. મરનાર દાક્ટર વીલશન, હાલના દાક્ટર મીચેલ, અને ગારજનત એટકીનશનની ઘડપણના વખતની વિદ્યા અભ્યાશના સંબધમા થયલી તારીફ લાયક કોશિશો તરફ તેઓનુ ધ્યાન ખેંચી મી૦ પતેલે આ અગતની બાબદ ઉપર હમારૂ ધ્યાન ખેચવાની એક તક આપના માટે તેમનો ઉપકાર માની આ ટુંક તપાસ સમાપ્ત કરીએ છીએ.

## એક ઓરત જેનો દીકરો મરી ગયો તેની ઊપર લખેલી કવીતાનો અધુરો ભાગ.

ઓ ખોદા ! તુ આપ મહને ખોવા એલમ !
કે કર આ ઓરતનુ દરદ ખતમ
જેમ કરેછ એક અજુમર મગજ જિઆન,
સાલ તમારાશીરને કરેછ બેધ્યાન,
તેમ કર તે ખેવમયી તુ ઉનની અસર,
સંઝો તેના મગજને ફરી રાહપર,
નાજુકાઇને ખુબસુરતી સાથ તે જવ ન
એક અંધારા ઓરડામા પડેછ બદીવાન,
સુરજ ઊગેછ, પન નહિ તેને ખાતર,
રોવામા જનેછ રાત તેના જનરા વગર.

શો૦ કા. ખંબાતા.

## નીંદા.



(જે. બી. રૂસોની ફ્રેંચ કવિતા ઉપરથી.)

રાતના કાલાશ અને ચુપકીદી માહે,
ચલાવેછ તુ તાહરૂ દોજખી કામ,
ઢાંકેછ તુ તાહરૂ બીહામણુ મુખ,
ધારણ કરી ભલાઇનો ઢગારો વેશ
જાન કરતા પ્યારા આશનાવોની માહે,
યા પ્યાર અંદર લપટાયલા આશક માશુક,
આ નિરદોષ હોતા બાપ અને બેટાની વચ્ચ,
અડકાવી તુમલા તુ પાડેછે ફાટ
પાકી જગીથી ભરેલા મહજબો ઉપર
નહિ છોડે જ્યારે તુ જોડવા બોહતાન,
તો દોસ્ત અને આશનાવ, આશક—માશુક,
યા બાપ અને બેટાનો તુ રાખે શું ભાર !
કાતેલ ઝેહરથી લપટાયલી તાહરી જુબાન,
મોહટાં ને અમરત થયલા હજારો નામ,
કરેછ નીચ બદગુઈથી નાહક બદનામ.

J.

## ખોટી માયાની જગત.

(શેખસાઅદી ઉપરથી.)

બેરાદર ! આ જાહન ન રેહી કોઈની સાથ,
    દેલ તાહરૂ જાહનના બનાવનારને આપ,
આ દુન્યાના મુલકો ને દોલત આગ—
    થી ઊઠાવી હાથ તાહરા પ્યાલો કાપ,

કારણ કે તુજ સરખા અવી બીસ્યાર,
    ખોટી આ માયાની જગત ઊપર,
સુખ અને દુ:ખ ભોગવી થઈ પડયા ઠાર,
    ને કુચ કરી ચાલ્યા તે જેહાનની અંદર

પાક જ્યારે જાન તાહરો ખાકી આ તન—
    થી છુટીને ઉડવા થાયછે તૈયાર,
શું તખતપર ઓઢે તુ તાહરૂ કફન,
    આ ખાલી જમીનપર, છે સઘળુ એકસાર.

J.

ધોબીતલાવ—નંબર ૮૭૨ વાલાં ઘેરમાં.
મુંબઇ વર્તમાન છાપાખાનામાં મનચેરજી હોરમંજી જાગીરી છાપ્યુંછે

**વિદ્યામિત્ર.**

પુસ્તક ૮ મું. ડીસેમબર ૧૮૮૧. અંક ૧૨ મો.

# બેનજીર અને બદરેમુનીર.

## નાટક ચાર અંકી.

### અંક ૪ થો—દેખાવ ૮ મો—છેલો.

(.માં શેહાદીની મીજલશની આરાશત-રહીછે; જાત જાતની રૈશની રંગબેરંગી અને ભાતભાતની આતશબાજીઓ ચાલુછે, અને શુંદર બાલીચાઓ શાથે તમામ શાહાદીનો શીંગાર કરેલોછે. મીજલશમાં પાદશાહ, રાંણી અને દરબારીઓ, અમીર ઊમરાવો, ધરમગુરૂઓ, તથા બીજા લોકો આજુ બાજુએ બીરાજેલાછે.)

ફેદરશાહ—શુકર! શુકર!! તે બારે હતાલાની દરગાહમાં અરી શુકરગુજારી જાતથી ઘટેછે કે તેજ રેહેમી બાપની રજળ જેવી કદુંમતની ખુબીથી આજના જેવો મુબારક દીવશ, આજનાં શરખી ખુશ ખુશાલી આપણ જોવા અને જાણવા પામીઆછ, બાકી કોંણને ખબર હતી કે એકવાર ગુમ થાયલો આપણો બેટો છેલી ઘડીએ આવી મલશે અને તેની શાજવાડીની ખુશી ખુરમીની આ મુજબની આજે મીજલશ શણગારવાને આપણ શામરથવાન થાશું. એ શાલુ તે કીરતારની રેહેમથીજ બનેછે તેથી તેના હજારો હજાર શુગરાના આપણે કરી કરીને બજાવા શજાવા છે. (પાદશાહ શુગરાનાં બોલેછે તેની શાથે બ બીમીજલશ શુગરાંનાં શુગરાંનાં કરેછે.)

રાંણી—ખરૂં છે કે ધીરજ ધરવામાં મોટા ધરવછે અને આપુણે શબુરીનાં શાગણ કેવા શારા મલીઆછે. તે આપણે આપણી નજરો નજર જોયુંછે અને આપી અલકની આનેરી થાયછે કે હરેક શંકટને શમે શબુરી ધરવાથી શાહેબજ સહાય થાય છે, તો પેઆરા ખાવંદ આ મીજલશને દરમેઆંન બાગે બુલંદ અવાજે મને પણ આફરીન કરેઆ વના ચાલનું નથી.

(રાણી ફરીને આફરીન આફરીન બોલેછે તેમાં આખી મીજલશ શામેલ થાઈ બધાં જણ શાથે આફરીન કરેછે. શેહાદીના નગારાંનાં અવાજો થાયછે; અને રંગબેરંગી રૈશાણીઓનાં બદલાતા ચમકારા શમેત શાહાજાદો બેનજીર પોતાની મોહરદાર બદરેમુનીર શાથે બગલગીરી કરીને તેમજ પરીનો શાહાજાદો વજીરજાદી શાથે મેહેલમાંથી મીજલશમાં આવેછે તેમની આગલથી બે શાહેલીઓ જરબીન પોશાગ, અતરદાનીઓ અને ગુલાબદાનીઓ શાનજામ શાથના ચાંદીનાં ખુમચાઓ હાથમાં ધરી ધીમી ચાલે ચાલતાં ગીત ગાતાં ગાતાં દાખલ થાયછે.)

[શાહેલીઓ વરરાજાઓની પધરાંમણીનું ગાયન ગાએછે.]

(રાહ—રૂશતમ કર આરામ—
મેહેલમાં રૂશતમ કર આરામ.)

ભલે ખીરાજો શાહાજાદા—મીજલશમાં,
ભલે ખીરાજો શાહાજાદા.—ટેક.

મીજલશ મલીછે શીંગાર શજીને,
બેઠા છે અમીરજાદા,
રાગ રગીલાં, ખુબ રશીલાં,
ધાંમ ધુમ ચાલીછે જાદા.

મીજલશમાં૦

હેવ પરદેશથી આવ્યુછે લોક,
      રોશણી જપકેછે જાણે ચાંદ,
ફુલે ગુંથેલા રંગીન ગાલીચા,
      કેવા શોભે છે તેના શાથ,
                  મીજલશમા૦
શેહેર ગાજીઉઠ્યુંછે, ગામ રચીઉછે,
      લોક દોડે છે ઉભા ને આડા
શાહાદીની જુગમા આવી પડીને
      બનેઆછે લોક પેલા ને ગાડા.
                  મીજલશમા૦
પગલા ભરો કદમ કદમે,
      મુબારકબાદીના શાંભલો ગાણા
તૈયાર કરી છે, સુંદર બેઠક,
      તે પર લેવો તમારી જાગા.
                  મીજલશમા૦

(શાહાજાદાને મીજલશમા આવતો જોઇને રાણી શાળી લઇ, બધઇઆ લઇ, ફુલે વધાવી લેછે—અને પાદશાહા બેઉ જોડાના હાથ ધરી આગળ લાવેછે)

પાદશાહા—આવો માહારા બેટા અને બેટીઓ—તમારો મુબારક રોશન ચેહેરો જોઇને, આજે આ ખુશીની મીજલશમાં મારો બુઢાપો જાઇને ગોયા મને જવાંની આવીછે, અને હાવા હરખથી મારી છાતી અને શીનો ઉપરી આવેઓછે કે જેનું વરણન માગથી થાતું નથી. માટે ટુકમા તમને શરવેને આજની શાહાદીની મુબારકબાદી આપીને હું કાજી–મુલાને ફરમાઉં કું કે આપણા વડીલ કેઆનીઓના અશલ રૂવાઇઆ મુજબની કીરીઆ અને આશીરવાદથી આ બંધે જોડાની શેહાદી કરી આપો.

કાજી–મુલાં——ખુબજે. પાદશાહ શલામત (બંધે જણ એકકા જોડાનો હાથ લઇ શાપે ઉભા રહી આશીરવાદ દીએછે.)

પરૂંઅમમા પેદા કરનાર શાહેબનું નામ લઇ,
તેના મુબારક નામની તમને જમાઇ દઇ.
મેનતી આવીએ તમારૂં જોડું શહી,
જનમો જનમ ખુશી ને કાયમ રહી,
ભોગવજો શુખ ને આનંદ ભારી,
દીલ શખી ને શખાવત રખજો જારી,
થાજો નામના ઉઠાવનાર દુશમેનને તારનાર,
પુણના કામમા રેહેજો શદા ઉશતવાર,
દેવ દરૂજોનો કરજો હમેશા નાશ,
નેકીનો રહી જાય પમરતો વાશ.
ધ્યાન આપજો પુરવજોના જે રેવાજ ખાશ,
શુધારો કરજો જેની જરૂર હોય આશપાશ.
ખુનંદ તન, જોરાવર દેલ ને ખુશ મન
થી હમેશા ગુજરજો તમારા તમામ દન.
ભોગવજો શારી આલમનો પેઆર,
ગરીબ નાચારોના થાજો દેલદાર.
માબાપ, ઉશતાદ ને વડીલોને આપી માન,
ધરજો દુનીઆમા ચાલુછે, શોભત ને શાન.
નાચારેશ નાચારોની ફરીઆદ પર ધરી કાન,
પોંચાડજો તેપર જોઇતું તમારૂં ધ્યાન.

શાંભલો:—

દુનીઆમા ઇમાનદારીનાજ કરવા કાંમ,
જેમાં નહિ રહી જાય કંઇ પણ ખામ.
ખુશી થાય આખું આપણું ગામ.
જોઇ વીચારી શરૂવેનો હીશામ.
કરવુ કામ એવુ કે જેથી થાય નામ,
વડાઓની પેઠીના બોલી વખાન,
કરી તે નકીઓતની શારી પેરે પીછાંન,
કે તેથી થાય મઝીનું કામ શરનજામ,
ન પોંચે કબુખી કશાનો અંજામ.
ફીરતીનો ડંકો વાગે શંધે ટાંમ ટાંમ,
વાખવાખીનોજ પોકાર થાય ઠામ ઠામ.
એ વાતપર ધ્યાન આપવું ગુડામ,
વળી_ચુંટી કાહાડવો ગરજનો હેનો પરદાંન,
કે ઘણું, શરૂવ લાવે શંધાનુ પરીણામ.
દુનીઆમાં મરશુરજે ચીન કનહાન,
જુનામા જુનું, પરાણું તે અંમથાન.
તેની ગ શાલે તમરાજની નીભ જાહેરાન,
તેને આરૂં ગોપી ગખવું એ નીશાન,
કે મગને એક મરખું આપવુ ગાન પાન.
તેમા કશુર કરી બનવું નહી નેકામ,

દેહવું નહી જોઇએ તમને કંઇ લંબાન.
હુકમાંજ કહેલાંની રાખવી ચારી ભાંન,
કે તેથી મેલવશે ચોમેરનું ઘણું માંન
સાંભલી લીધુંછે તમોએ સંધુ બયાંન,
વસતી વસાવવી, જાંહાં હોય જંગલ વેરાંન.
કોઇબી સાથ પંચાતી કરવી નહી લાંમ,
ઘટતા ખરચની કરવી ન જોઇએ વાંન.
એમાંજછે ખરી શોભન ને શાંન,
બધું શમાલી ચાલશો તો ન પોંચશે હાંન.

કહેલી દુવા ને દીધેલા આશીરવાદ,
ચાહેલી સુરાદ, ને માગેલી દાદ.
બર લાવશે તે દાદગાર દાવર.
હોવા મેનેઆજ છે તે ખરા ખાવર.
માટે સંધુ થાવો તમોને આંમીનો આંમીન,
કરો સંધાઓ આફરીનો આફરીન.

પાદશાહ—વજીર, આ શેહાદી તમાંમ થાઇછે તેથી આપણી શાહેલીઓ શેરે,શાહાદીની મુબારકબાદીનાં ગાણાં ગવારીને આ મીજલશ (અને આ ખેલ) બરખાસ્ત કરો.

વજીર—બહેતર ખુબ—શાહેલીઓ—એજ મીજલશને દરમેઆંન તમારા ખુશ શરોદ ને શુંદર હલકથી ખુબ લલકારીને ગાણાં ગાઇ બતલાવો.

### ગાયન.

(પીલકા ઠેનરાની સાથે ઈમરેજી રાહાપર ગાવાનું.)

શેહાદી મુબારક, ગાણાં મુબારક—ટેક.
ખુબ ખુશી થઇછે, રમત ગમત થાઇછે,
નવજવાંન શાજાદા, રૂપ શુંદરી બાઇછે.
શેહાદી મુબારક.
બે શાહાજાદા તે હાંઇછે, બંને રાજાનીજ જાઇછે,
લાગાં લગ્ન, શુભશગન, એતો ખરી કદ ખુદાઇછે.
શેહાદી મુબારક.
એંદર બંદન ને ચંદર લગનની એ ગુવાઇછે
રાજા રાંણીની લાંબા વખતની આશપુરાઇછે
શેહાદી મુબારક.
આવી મુબારકબાદી, તે મુબારકજ થાઇછે,
રાંમશગરોણી એતો તમોને વધાઇછે.
શેહાદી મુબારક,

### ગાયન.

(શાહા—કરીએ મશીને મયાંમ—બાઇઓ—કરીએ સઉને સલાંમ.)

ફીરીઆ થઇ પુરી—શાહાજાદા.
ફીરીઆ થઇ પુરી.
હવે કરો એશ ને આરાંમ.
વાંણી શમજો તમે રૂરી—શાહાજાદા ફીરીયા૦
મોહોબતથી લાગી હતી માયા,
દુર થઇછે બલા બુરી—શાહાજાદા—ફીરીઆ૦
શાહેલીઓ તમને કરેછે સલાંમ,
કલાંમ લેજો શુની—શાહાજાદા ફીરીઆ૦
ખેલખી કીધા તમાંમ.
હવે થઇ આશનાઇ પુરી—શાહાજાદા ફીરીઆ.

સમાપ્ત.

---

# આશા.



(દ સેંત વીકતરની ફ્રેંચ કવિતા ઉપરથી.)

ભલાઈ ને સુખને માઠરનાર તું,
અરે એ આકાશની અમરત પરી!
પડેછે માણસ સઉ તાહરેજ આધાર,
આવેછ જયારે તેઓપર દુખોના હમ.
છોડેછ જયારે તેઓને આ દુન્યાની ચીજ,
વવગેછ તું તેને ત્યારે વફાઇથી પુર;
ટેકાવી તું તેને આપેછ ધીરજ,
ને શિખવેછે સહન કરવા જીદગીનાં દુખ.
દુન્યાના ભોહલા આ સાગર ઉપર,
નથી જયાં કિનાર યા નથી બંદર,
હરદમ જયાં ફુકેછે શિતલ પવન,
ને તુફાનનું રાજ જયાં ચાલેછ હમેશા,
ત્યાં ધરેછ તું બાપુક તાહરી ચલક-નિશાન,
વીંટેછ જયાં શુધી નાશકારક તુફાન,
ને જીંદગીની કિશ્તી તરેછ સતલ,
સડકી તે શાંત થએલાં પાણી ઉપર.

J.

---

# એક ચીનાઈ મુસાફરની ફીલસુફી.

પત્ર ૩૨ મો.

છેલ્લાં પત્રમાં બ્યાન કીધેલી ખુબશુરત બાંદી પોતાના શેઠ શાથે નેકાહ કરવાને કબુલ થાયછે.

Can gold calm passion, or make reason thine ?
Can we dig peace or wisdom from the mine ?
Wisdom to gold prefer, for 'tis much less
To make our fortune than our happiness :
Nothing is meaner than a wretch of state ;
The happy only are the truly great.
YOUNG

આખું જનાનખાનું ગડબડ ભરી ખુશાલીથી ગાજી રહ્યુંછે. પેલી ખુબસુરત બાંદી ઝેલીમે પોતાનો બાપીકો ધર્મ તજી મહમદી ધર્મ અખત્યાર કરવાને અને પેલા ઉમાખી ધરાનીની મોહરદાર બનવાને કબુલ કીધુંછે. આ ટાંકણે સર્વેના મોહપર જે ખુશાલી પ્રગટી નિકલીછે તેનું બ્યાન કરવું જ ગહાલછે. ખાનું અને ગાનું દરેક ઓરડામાં ચાલુછે, અને કંગાલમાં કંગાલ ગુલામ પણ પોતાની જંજીરોનાં સંકટ ભુલી ગયલો અને મુસતાફાબાદની ખુશાલીમાં ભાગ લેતો દિસેછે. બીચારા ગુલામોની શી અવસ્થા ! આપણા પગ નીચે ચંપાતાં ધામો કરતાં પણ તેઓની હાલત વધુ કમતર ! તેઓને ફકત પોતાના મગરૂબ ધણીના ઉપયોગ માટેજ સરજવામાં આવ્યાછે ! તેની તાબેદારીનાં હથીઆર તરીકે તેઓ ચુપચુપ તાજીમ તવાજનથી તેની નોકરીમાં ખડા રહેછે, તેનાં દુખોમાં ભાગ લેયછે અને તેની ખુશાલીથી હરખ પામેછે. અરે ખુદા ! એક આદમીને સુખી કરવા માટે કેટલી બની ચીજોની અગત !

ઘણાજ ખુબસુરત ચેહરેનાં ચાર ગુલાબને (જેઓમાં હું પણ એક છું) હોકમ મલ્યોછે કે તેને પોતાની બાનુના ઓરડામાં લેઇ જવા માટે તેઓએ તૈયાર રેહવું. સુગંધી મશાલોની રોશનીથી રાતને દિન બનાવવાનીછે. ઘણાજ મોટા ખરચે ગવૈયા અને નાચનારાઓને રોકવામાં આવ્યાછે. આવતા 'બરખુરા'ના તેહવારો ઉપર શાદીની ક્રીયા થવાનીછે, જે ટાંકણે વાંજણી સ્ત્રીઓમાં, પરણતાં જોડાંને ત્યાં પુષ્કલ ફરજંદોની વૃદ્ધી થાય એવી બંદગી કરવા માટે, એક સો 'તેલ'ની ખેરાત કરવાનીછે. પૈશા શું ચીજ નહિ મેલવી શકે? એક સો નોકરો જેઓ ખરાં જીગરથી પોતાના શેઠને ધિક્કારેછે તેઓને (પૈશા આપી) ખુશી રેહવાનું ફરમાન મલ્યુંછે અને તેઓ ખરેખર ખુશીમાં આવી ગયાછે. એક સો ખુશામતીઓ તેનાં હોકમને તાબે થઇ હાજર રહ્યાછે અને તેની તારીફના બાંકા તેના કાનમાં ફુકયા જાયછે. સઘલી ચીજો ઉપર સરદારી ભોગવનારી ખુબસુરતી વટીક જ્યાં પૈશા હોય ત્યાં હાજર રેહેવાનાં ફાંફાં મારેછે અને તેમાં તેને વખતેં નિરાશ થઇ પાછું વલવું પડેછે. પણ વટીક પૈશા તરફજ હમેશ ઢલેછે, અને જોકે એવી જગે તે ચોખ્ખો અને ખાલેસ હોતો નથી તોપણ ત્યાં તે એવા હોવાનું દોલ ઘાલેછે.

પરણનાર વરરાજનો ભપકો અને ઠાઠમાંટ સર્વે કરતાં ચડયાતોછે; ફકત તેની માયે પરણનારી બાનુના કિમતી લેબાસજ તેના ભપકા ઉપર સરસાઇ ભોગવેછે. ઘણાજ ઊંચા પોશાકથી શીંગારેલ પામેલા છ ખાજેશરા તેને (વરરાજને) તેના સુવાનાં ઓરડા સુધી પોંહાચાડનારછે. પરણતી બાનુને પણ એજ મિસાલ ત્યાં લઈ જવા માટે, ઇરાનનાં ઊંચામાં ઊંચાં કપડાં પેહરેલી છ સ્ત્રીઓ હાજર રેહેનારછે.

મુરતાદાબાદ કાંઇ ફીલસુફ નથી અને તોપણ પોતાનાં અંણજાણપણાંમાં તે તદન સંતોષીછે. પુષ્કલ ગુલામો, ઉટો અને બાયડીઓ ધરાવ્યાથી તે હવે વધુ મેલવવા માટે ઇંતેજાર નથી. 'મિનસ્વસ'ની કે તાબનું એકપણ પાનું તેણે વાંચ્યું નથી અને તોપણ તેના ગુલામો મને કહેછે કે તે તદન શુખીછે.

કોઇ કોઇ વેલાએ મારી અકલના હુકમો સામે નાશ્કરમાની બતાવી મારૂં દિલ જો આના જેવું સુખ ભોગવવા માટે તલપે, તો તેને માણસાઇ ખવાસની એક સાધારણ નબલાઇ માત્ર ગણી તમો દરગુજર કરશો. અને તોપણ તેનાં જેવાં અમાનપણાં સાથે તેના જેવી દોલત મેલવવાની આશા બાંધ્યામાં ફાયદો શું? અથાગ દોલત ધરાવ્યા છતાં મનની ખુશાલીઓ નહિ ધરાવવી, બીજાઓને શુખી કરવામાં આપણું પોતાનું શુખ શમાયવું નહિ સમજવું, અને છેલ્લે ખુબસુરત 'ઝેલીમ'ને ફીલસુફી શિખવવાને અશક્ત બનવું તેના કરતાં તો એવી દોલત નહિ હોવીજ ભલી.

શું ફકત એક સો ઉંટ, તેટલાજ ગુલામ, પાંત્રીસ ઘોડા અને તોતેર ખુબસુરત બાયડીઓ ધરાવવાના અભખરા અને હવસને માટે સોના જેવી ફીલસુફી, અકલ અને દાહપણને હું છોડી દઉં? અરે ખુદા! મારી અકલને હું આવી નજીવી ચીજો માટે વેચવાને લલચાઉં તે આગમય અને જમાનમાં જીવતોજ ગરક જવા દેજે! હલકામાં હલકા માણસોથી પણ મને વધુ હલકો પાડજે! મારાં જીવતાં નખ તોડી નાંખજે! શું હું તે ફીલસુફીથી છુટો પડું જે મને માહરા હવસો ભોગવ્યાને બદલે જેઓને દાબી દેવા શિખવેછે, જે મને માહરાં બદનમાંથી સઘલા જુસ્સાઓ નાબુદ કરી, સંકટોની વેલાએ પણ શાંત રેહેવાને ઠરો આપેછે! આવી ફીલસુફીકે જેની મદદથી માહરાં હાલના સંકટમાં પણ હું નથી તાંઇપા ૫ડ્યું છું તેને ગમે એવાં પણ સુખના બદલામાં હું છોડી દઇશ, નહિ! કદી નહિ! ઝેલીમ જેવી પણ ખુબસુરત બાનુ જો મને તેમ કરવાને સમજાવે તોપણ કદી નહિ!

એક ગુલામડીએ મને ખબર આપીછે કે પરણનાર બાનુને તમામ રૂપેરી વણતનો લેબાસ પેહડાવામા આવનારછે, અને તેણીના બાલોમાં 'ઓરમઝ'નાં મોટામાં મોટાં અને કિમતી મોતીઓ પોવાનાં છે. પણ ખચીત, આવી આવી નજીવી બાબદો જેમાં આપણ બંધેને કશું પણ લાગતું વળગતું નથી, તેની બાબદો લખી તમોને શા માટે હું ફોકટનો કંટાલો આપું. આપણ બંધેની જુદાઇથી માહરાં મન ઊપર એક જાતનો અંધકાર પડયોછે, જે અતરે ચાલતી શાદી રામશની અને ખુશ ખુશાલીના દેખાવોથી પણ દુર થઈ શકતો નથી. કદાચ તે કાંઇ બીજા કારણસર પણ હોય. મારા જેવા કેટલાક એવા કંગાલો હશે કે જેઓને પોતાની મુસીબતમાથી છુટવાનાં એક છેલ્લા સાંધણ તરીકે આંજુઓ પાડવાની ઘડીક મનાઇછે.—એજ અરજ.

## મોહબ્બત.

(સર વોલતર સ્કોતના "મિનસ્ત્રલ"ના તીજા કેનતોની બીજી કલીનો તરજુમો.)

સવાહના હિંગામમાં મોહબતનું કામ
છે ભરવાદની વાસલીને આપવાનું તાન,
બેસેછ તે લરાઈના હિંગામ અંદર
સરદારના અસવારી ઘોરા ઉપર;
મેહલોમા કરેછ તે તેનો દેખાવ
પહરી ખુશ રેસમી યા જરરીન જરાવ;
ગામરે તે લીલાન પર કરેછે નાચ,
ને દરબાર ને છાવનીમાં ચલાવેછ રાજ,
હકુમત તેની છે માનસ ઉપર,
સરદારી ને લામજેછ ફરેસતાને સર;
કારન મોહબત છે પોતે જનત,
ને જનત બી મરેછે મોહબત ફકત.

શી૦ કા૦ ખંબાતા.

# પોસ્ત ખાતામાં સુધારો, સેવીંગસ બેંકનો વધારો.

---

પ્રજાના દરેક માણસને બનતા સુધી પોતાને પોતા ઉપર આધાર રાખતા શિખવવુ, એ દરેક સીધાની સરકારનો ખાસ નિયમ હોવો જોઇએ. એવો સુભ નિયમ જાળવી રાખવો બનકે એ નિયમને અનુસરતા પ્રજા ઉપયોગી તેમજ રાજ્ય બંધનને મજબુતી આપનાર, બેવડો આસીરવાદ પામેલા કામોનો બોહોલા પાયા ઉપર વધારો કરવો એ રાજ્ય કરતાઓનીજ નહી, પણ દરેક અદલ, સદગુણી, સ્વતંત્ર અને દુરઅંદેશ રાજ્યાધીકારીની પણ આઇન ફરજ છે. એવા સુલેહ સંપને જાળવનાર, ઉદ્યોગ અને વેપારને ખીલવનાર, રાજ્યબંધન અને સંસાર મંડળને મજબુતી આપનારા, રાજ્યનીતી સુધારક અને પરદુખભંજન, ન્યાઇ અને પ્રજા ઉપયોગી કામો હરખભર્યા ઉમંગથી આરંભવાં અને ઉદ્યોગ અને આગ્રહથી ફતેહમંદી સાથે પાર ઉતારવા, એમાંજ દરેક છુટાપણાના સથંભ, સુધારાના આગેવાન અને પ્રજાના હીમાયતીની કીર્તી અને મોટાઈ સમાયલી છે. એવી કીસમનુ એક અતી ઉપયોગી કામ હિંદુસ્થાનની સરકારે હાલ બોહોળા પાયા ઉપર આરંભેલુ છે, એવુ જાણતાંજ કયા હિંદ ભુમીના હીતેચ્છુની છાતી ખુશાલીના જોસથી ધડક્યા વગર રેહેશે! એ કામ તે આપણા પોસ્ત ખાતાઓ મધે સેવીંગસ બેંકો ઉઘાડવાનુ છે. એવીજ કીસમની સેવીંગસ બેંકો, યાને સેંકડો નાણા વ્યાજે લેઇ બચાવી રાખનારી બોહોળા પાયા ઉપર ચાલુ થયથી, સધર જમીનગીરી ધરાવતી સરાફી પેઢીઓ ચાલુ થઇ ફેલાવો પામવાથીજ ગ્રેટ બ્રીટન અને આયરલંડના જોડાયના રાજ્યોની સાહસીક પ્રજા વેપાર વેહેવારમા આજે પેહેલો દરજ્જો ભોગવવા પામી છે. એવીજ કીસમના ઉપયોગી કામદારોને ઉતેજન અને આસરો આપનાર, ધંધાદારીઓની સગવડ વધારી વેપારને પુસ્તી આપનારા સરાફી ખાતાઓ—તે હાલ નસીબના ચરખાની બુલંદીએ પોહોચેલી પ્રજાની આવતી ઓલાદ માટે ગોયા સાહસકર્મ, વેપારનુ છુટાપણુ, સ્વતંત્રતા અને સ્વાધાર શિખવનારી નિશાળો સમાન થઇ પડી છે.

તપાલ ખાતાની સેવીંગસ બેંકોના એવા ચમતકારીક ફાયદાઓ જણાવા બલકે લગભગ વગર શકે સાબેત થઇ ચુકા પછી તેને આ હીંદ ભુમીમા પ્રવેશ કરતી જોઇ આપણને તેઓની ફતેહ માટે શક બતાવવાનું કાઇ પણ કારણ દીસતું નથી. "દોલત વગર દુન્યાં," અને "દોકડાં સંગરવાની બેંક" એવા મથાલાઓ તલે ૧૮૭૯ના સાલમા એક ગુજરાતી અને બીજા ઈંગ્રેજી ચોપાન્યાની આ વિદ્યામિત્રમા લેવા પછી નોંધી હમારા વાચનારાઓને એકવાર ફરીથી વાચવાની અને જો બની શકે તો તેના અસલ ચોપાન્યાઓનોજ અભ્યાસ કરવાની પ્રીય વાચનારને હમો ભલામણ કરીએ છીએ તેમા 'સેવીંગસ બેંકો', 'ધી જેનરલ ફ્રેંડલીપેનશન ફંડ', "દોકડા સંગરવાની બેંક," "તપાલ ખાતાની સેવીંગસ બેંક," વગેરે સરાફી ખાતાઓના ફાયદા દાખલા દલીલ સાથે લંબાણથી અને અસરકારક રીતે દરસાવવામા આવ્યા છે, કે જે પોસટ ખાતાની સેવીંગસ બેંકોનો લાભ મળવાના બંદોબસ્તના ટીંગાણે નવેસરથી હીમાયત સેવાનો ખાસ અગત છે. ગરીબ પણ ઉદ્યોગી કામદારોના વરગને તો તેમાનો સુ-

ફતેહ પામ્યો. તેણે તે જગો તરફ મુસાફરી કીધી, પેલીના માબાપને મરણ પામેલા જાણ્યા. પણ હજી તેણીનો એક કાકો જીવતો હતો. આએ કાકાથી તેને ખબર મલી કે પેલી બાઇ જયારે નવ વરસની હતી ત્યારે તેણીને પોતાને ત્યાં પાલવાને માટે એક પ્રોતેશતંત પાદરી, તેણીના માબાપ કનેથી લેઇ ગયો હતો, જ્યાં તેણી પેલા પાદરીના મરણ સુધી રહી હતી. આ પાદરી વિષે પેલો કાકો કસુંએ જાણતો ન હતો. માહ મુશ્કેલીએ અને ઘણીક શોધ ખોલ ચલાવ્યા બાદ પેલા જુવાન તબીબે પેલા પાદરીની કોઇક ભત્રીજીને ઢુંડી કાહડી, જેણી પેલા પાદરી સાથેજ રેહેતી હતી અને તેના મરણ બાદ તેની મીલકતની વારેસ થઇ હતી. તેણીએ પેલી છોકરીની ઓલખ આપી અને કહ્યું કે તેણીનો કાકો (પેલો પ્રોતેશતંત પાદરી) પેલી છોકરી ઉપર બહુજ મમતા રાખતો હતો, અને કોઇને પણ તેણીની સામે એક તુંકારો વટીક કાહાડવા દેતો નહતો. તેણીએ વધુ એ જણાવ્યું છે કે પેલા પાદરીના મરણ બાદ તે છોકરીને પોતાને ત્યાં રાખવાને તેણી બહુજ ખંતી હતી, પણ તેણીજ ત્યાંથી ખોહગ કરી જતી રહી હતી. આ વાત થયા બાદ પેલા તબીબે મજકુર પાદરીની આદતો બાબે આતુરતાથી પુછપરછ ચલાવી અને પેલી છોકરીના ત્રણ જુદીજુદી અને પોતે નહિ ભણેલી ભાષાઓમાં વાકયો બોલવાના ચમતકારનો અહિં ખુલાશો થઇ ગયો. એવું માલમ પડીયું કે પેલા પાદરીને પોતાના બબરચીખાનાની ચાલ અંદર ફરતા ફરતા પોતાની માનીતી કેતાબોમાંથી ફકરાઓ વાંચવાની તમેહ હતી. આ કેતાબોમાંની ઘણી ખરી હજી પેલી ભત્રીજીના સ્વાધીનમાં હતી. તેણીએ વધુ જણાવીઉં કે તેણીનો કાકો એક વિદ્વાન શક્ષ હતો અને હીબ્રુ ભાષામાં તે એકકો હતો. તેની કેતાબોમાંથી ઘણું કરીને ધર્મગુરૂઓના પુસ્તકો અને ગ્રીક અને લાતીન પાદરીઓના લખાણો મલી આવ્યાં, અને તે સઘલાંની તપાસ કરતાં તથા પેલી છોકરીનાં બોલવાના જે ઉતારા કરી લેવામાં આવ્યા હતા તેની સાથે સરખામણી કરતા, તે ઉતારામાંના ઘણા ખરા વાકયો બરાબર મલતા આવ્યા. આ ઉપરથી આ ભેદનો ખુલાશો ઝટ થઇ ગયો અને ભુત અને ડાકણ દિલમાં વસવાની વાત જયાની ત્યાં રહી ગઇ પેલો ચાલાક તબીબ જો આ બાબદની ખોલ કરવાને ધીરજ અને સબુરીથી પોતાના ધ્યાન ઉપર નહિ લેતે તો આ દેખીતા અજબ જેવા અને નહિ ખુલાશો આપી શકાય એવા દાખલા ઉપરથી વેહેમીઓના વેહેમને કેટલી બધી મજબુતી મલતે? એજ મિસાલ જો આપણા વચેથી ભુત ડાકણોની વાત છોડી દઇ કોઈ ચાલાક મગજ ઉપલા તબીબના જેવીજ હુશીઆરી અને ખંત રાખીને કેટલાક બનાવોની પુઠ પકડી તેઓના મુલ શોધી કાહાડવાને ઉદયોગ બતાવે તો કેટલા બધા નાહક વેહમોનો છેડો અને કેટલાં બધા અજ્ઞાનપણાના અંધકારનો અંત આવે?

ઉપલા દાખલા ઉપરથી માણસનાં મગજની એક ચોકસ બાબીયત વિદ્વાનોએ સાબેત કીધીછે, અને તે એછે કે જો એક વેલા માણસના ભેજા ઉપર કોઇ પણ વિચાર યા યાદદાસ્તનો છાપ બેઠો તો પછે ગમે એટલી પણ લાંબી મુદત ગુજર્યા બાદ, અને દેખાઇતી રીતે તે સઘલું વીસરી જવાયા બાદ, મગજની ચોકસ હાલતમાં તે વિચારો એકદમ પાછા અસલ જેવાજ તાજા ભેજામાંથી ઉભા થાયછે, અને આ ઉપરથી પુરવાર થાયછે કે આપણા વિચારો અમર છે. જે ધ્યાન એક વેલાએ માણસના ભેજાં અંદર ઉભો થયો તે જો મડીજેર ભુલી પણ જવાયો હોય તોપણ તે તદન નાબુદ થયો એમનો કેહવાય શકાયજ નહિ. કોઇ દાહડે, વરસોના વરસ ગુજરી જવા બાદ પણ તે ધ્યાન પાછો ઉભો તો થવાનો.

---

# જનમ ચરીત્રો.

### ૩

## દાકટર સેમ્યુઅલ જોનસન

### (ભાગ-દસમો.)

Here lies poor Johnson; reader, have a care!
Tread lightly, lest you rouse a sleeping bear.
Religious, moral, generous, and humane
He was; but self-sufficient, rude and vain;
Ill-bred and overbearing in dispute;
A scholar, and a Christian and a brute.
Would you know all his wisdom and his folly,
His actions, sayings, mirth and melancholy,
Boswell and Thrale, retailers of his wit
Will tell you how he wrote and talked and caughed and spit.

SOAME JENYNS.

પોતાનાં મરણની થોડાક દીવસ આ શમજ જોનશને પોતાનાં મીતર "શર જોન હોકીનશ"ને પુછીઊ કે "મહને કીયાં દાટવામાં આવશે," અને જયારે તેનાં ઉતરમાં તેનાં જાણવામાં આવ્યું કે "બેશક, વેશટ મીનશટર આબીમાં" ત્યારે એક કવેશ્વરને અનુશરતા અંતોશ શાથ તે ખુશી થવા લાગો. ૧૭૮૪ નાં શાલના ડીશેમબર માશની તેરમી તારીખે તે મરણ પામીઓ અને તેની કીરતીને છાજતાં માન શાથ તેજ માશની વીશમી તારીખે તેને તે પુરાતન અને દબદબા વાલી ઇમારતમાં ભુમીદા કરવામાં આવ્યો હતો. તેની પા એદશે તેના વિદ્વાન મીતરો મોટી શંખી આમાં ઊતરી પડીઆ હતા અને પોતા ત રફની છેલી ફરજ બજાવાખાતર "બરક" "શર આરલશ બનબરી" "મીo વીંદહેમ" "શર જોશફ બેંકશ" "મીo કોલમેન" અને "મીo લેંગતન" જેવા તેના પ્રખીઆત મીતરો તેની લાશને ઊઠાવી લેઇ ચાલવામાં હાથ લાગા હતા. પોતાના વાહાલાઓમાં વાહાલા એશી અને મુરખાઓ તરફની છેલી ફરજ બજાવાની એ પુરાતમ રશમ જયારે પારશીઓ મધેથી શદનતર ગુમ થઇ ગઇછે, ત્યારે બીજી શરવે કોમો ભોશાલ ઇંગ્રેજોમાં હજુર પણ એ રેવાજ અશલ હાલતમાંજ કાએમ રહ્યોછે. ગરીબ મા બાપને પેટે જનમેલા વિધવાનો ને ઇંગલાંડના તવંગર અમીરો ખાંધ મારવામાં તે વિધવાન તરફની પોતાની ફરજ બજાવા ઊપરાંત પોતાને પણ માન મલેલું શમજેછે અને એવા તારીફ લાએક હેતુથી જોનશનની લાશને ઊઠાવવામાં તેનાં વાહાલા મીતરો મદદ લાગા હતા. જોનશનને દાટીઆ પછી તેની યાદગારી માટે એક શ્થંભ ઊભો કરવાનો વીચાર ચાલતો હતો તેટલામાં "શેનત પોલ"નાં દેવલ તરફથી તેવા એક શ્થંભને માટે માગણી આવવાથી તે પુરાનાં અને વધારે પ્રખીઆત દેવલને પરવાનગી આપવામાં આવી, અને તેનાં મીતરો તરફની ઊલટ અને ખંતીપણાથી એક જાહેર ઊગરાણું કરી થોડા વખતમાં ઘણો દબદબા ભરેલો કીમતી દેખ શાથનો શ્થંભ ત્યાંજ ઊભો કરમાં આવ્યો હતો. પણ એટલુંજ માન જોનશનને માટે બશ ન હતું. તેનાં મરણની જેવી રીતે ખબર લેવામાં આવી હતી તેવી રીતે કોઇબી વિદ્વાનને માટે આગલ લેવાઇ ન હતી. તેનાં મરણ ઊપર નાંમીચાં દેવલોમાં વાયજીઓ અપાઇ હતી અને શંખીઆ બંધ લખનારાઓ તેનાં જનમ ચરીત્ર ઊપર મંડીઆ હતા. તેની ઊપર એટલાતો નીબંધો, કવીતાઓ અને બીજાં અનેક કીશમનાં લખાંનો ચાલતાં હતાં કે જેવું આગલ કોઇને માટે પણ કવચીતજ બનીયું હોએ.

કેટલાક હીચકારાઓ તેનાં મરણનો લાભ લેઇ તેની બદગોઇ કરવા નીકલીઆ હતા અને તેઓને પોતાની ઝેહેરી કલમ ચલાવવાને પ્રાવરૂં પાયું હતું. પણ દાકટર પાર નામના એક વિદ્વાને તેમનુ હીચકારા પણું જાહેર પાડવાને ખાતર આલી રીતે

તેમને જણાવ્યું હતું કે "હવે જ્યારે ઘરડો સીંહ મરણ પામીઓછે ત્યારે દરએક ઘધેડો તેને લાત લગાવાનો વીચાર ધરાવેછે."

જોનશન પોતાના મરણની આગમજ જે બે અગત્યના કામ બજાવી ગયો હતો તે ઉપર હવે હમો પ્રીય વાચનારનું ધીઆન એંચવા માગીએ છીએ જોનશને પોતાને હાથે પોતાની જીંદગીની અગતની નોંધો બે મોટા ગ્રંથોના આકારમા નોંધી લીધી હતી જે તેનાં માનીતા મીત્ર "બોઝવેલ" ના જોવામા આવ્યાથી એક ચોરી તેમને તફગવી જવાની તેને લાલચ થઇ હતી. પણ એ કામ એવું હતું કે જેથી કરી તેને તરત જોનશનની દોશતી તજી દેવી પડતે. જોનશન જેવા મીતરને તજવો એ કાંઇ "બોઝવેલ" માટે નાહાની શુની વાત ન હતી બોઝવેલની તેમ કરવાની હીમત તો ચાલી નહીં. પણ જોનશને પોતાના મરણની થોડા દીવશ આગમજ તે શરવે નોંધ પોતાને હાથે શગડીમા નાખી બાલી નાખીઆ પછી બોઝવેલે તે માટે જોનશન આગલ પોતાનો પાપી વીચાર માની દેઇ પુછીયું હતું કે, અગરજો હું તે દફતરો તફરાવી ગયો હતે તો તમે શું કરતે જોનશને જોશમા આવી જવાબ દીધો કે "તેથી કરી તરત હું ઘેલો થઇ જતે." બોઝવેલને આધારે હમે આ બીના જણાવી છે. પણ જો તે બચી હોએ તો ખરેજ ઇંગ્રેજી ભણતરે એક શરશ પુશતક ગુમાવ્યું છે. જોનશનને હાથના પોતાની જીંદગીના તે હેવાલથી આપણુને એ નામાકીત નરને લગતી બીજી ઘણીક અગતની હકીકતો મલી શકતે.

બીજું અગતનુ કામ જે જોનશને પોતાના મરણ આગમજ બજાવીયું હતુ તે તેના વીવેકને લગતું હતું બાતનો તેને મોટો ડર હતો અને તેથી કરી તે પોતાનુ વીલ કરવાનો વીચાર ઘણીવાર મુલતવી રાખતો હતો. છેવટ શરવાલે જ્યારે તેની ખાતરી થઇ કે હવે જીંદગીનો આરો નજદીક હતો ત્યારે તેણે પરથમ પોતાના એગાઓ માટે પુછપરછ કરવા માંડી અને કોઇ પણ નજદીકનું એવી ન મલી આવ્યાથી તે પોતાની મીલકતનો મુખ્ય વારેશ પોતાના હબશી નોકર 'ફરાનશીશ બારબરને" ઠેરવી ગયો. તે ઉપરાંત તેણે બીજા દુરના એશી અને મીતરોને નાહની નાહની મદદ કીધી અને પોતાના બીજા વિદ્વાન મીતરોને પોતાના વીલનીજ મારફતે પોતાના પુશતકખાના મધેથી તેમને મનપશંદ એકએકી ચોપડી લેવાને ફરમાવી ગયો હતો. આ મુજબ જોનશન પોતાના મરણ બાદ પણ પોતાના મીતરો, એશીઓ અને વીશવાશુ નોકર તરફની પોતાની ફરજ ભુલીયો ન હતો.

ઇંગરેજી ભણતરના શંબંધમા જોનશને જે જગા રોકીછે તે એક રાજાના જેવીછે જે વીશે બોલતા એક લખનાર કહેછે કે "જોનશનના મરણથી એક રાજાનો અગલ ખલાશ થયોછે એમજ નહી પણ ઇંગલાંડના ભણતરના શબંધમા રીજ્ય અધીકારજ નાબુદ થયોછે. કેમકે શ્રીમાણ અલ રાજાની જગા લેનાર કોઇ રહ્યો નથી. "જોનશન" અને "વોલતેર" જેઓ એકજ વખતમા થઇ ગયાછે તેઓના વખત પછી ઇંગલંડ અને ફરાનશના ભણતરની ગાદી ઊપર કોઇ પણ રાજા બેઠોજ નથી." હમારા જાણીઆ મુજબ ઇંગરેજી ભણતરની એ ગાદી ઊપર જોનશનના મરણ પછી લામએ વખતે 'થોમશ કારલાઇલ" બીરાજયો હતો પણ તેના મરણ પછી હવે તે ગાદી પાછી ખાલી પડીછે. ડાકટર બાર કહેછે કે "જોનશનની નિરનતાનો દબદબો અને વીચીતરપણું, તેની ચાલચલનની આજાએબ જેવી ખાશીઅતો, તેની લુલી વખાનત અને નેક કરણી, તેના કીમતી બખાણો, ઇતીઆદી,

બાબદે વીશે તેની પોર ઊપર કેરી કીશમનો લેખ કોતરવો તે વીશેની મુશકેલી ઊપર જેમ જેમ હું વીચાર કરૂંછું તેમ તેમ ઘભરાત અને નાશીપાશીનાં જમલમાં પડી પડૂંછું." પોતાની એક શહીને જોનશનનાં મોહતની ખબર આપતાં એક વિધવાન અને બુધીવાન સ્ત્રી લખેછે કે "વિદ્વતા ભરેલાં સ્વચ્છ નીતીના લખાંણો કરવામા જોનશન થાંને કોઇ પણ શરશ લખનાર થયો નથી અને મને ભય્યેછે કે તેની ખરાબગીઆ પણ ઘણાજ જુજ હશે." હોકીનશ કહેછે કે "તે ગરીબોનો ખરો બેલી હતો, અને ગરીબોને પોતા તરફની બની શકતી શખાવતથી શુખી કરવાની જે તે કાળજી ધગવતો હતો તેની કાલજી મેં કદી પણ કોઇનામાં દીઠી નથી." તે ફકીરોને આપવા શારૂ ગજવામાં નાંહાંનાં નાંહાંનાં છુના શીકાઓ વગર કદી પણ બાહેર નીકલતો ન હતો. અને જયારે તે પોતે ફકીઆં શવા ફકીઆં ઊપર ગુજારો કરતો ત્યારે પણ ઘેરાની સીડી ઊપર નાચાર હાલતમા સુતેલાં છોકરાંઓનાં હાથમાં અરધી દુકાંની મુકીઆ વગર રેહેતો ન હતો. જયારે તે લનડનથી પોતાનાં વતન "લીચફીલ્ડ" તરફ આવતો ત્યારે મીશ પોરતર નામની એક સ્ત્રીને લનડન પાછો ફરતી વેલાના ખરચ જોગી રકમ આવતાંનાં વારમાં રાખવા આપતો હતો, કેમકે તેનાં શખી દીલચુરદા પ્રમાણે ગજવામાં છેલી દમડી રેહેતી ત્યાં ઘેર તે ગરીબોની માગણી પાછી ફેરવતો ન હતો. "લોરડ ગ્રામ" કહેછે કે "જોનશનની મીજાયારી દીવવગરની નહી પણ કાલજીથી પુર અને ઊલત ભરેલી હતી. દાહાંપણની હદ કરતાં પણ તેની શખાવત વધારે લમબાતી હતી. જેમ જેમ તે ધરમ પુશતક ઊપર મજબુત ઇતબાર રાખતો તેમ તેમ "લેવા કરતાં બખશવામાં વધારે શુખ શમાએલુંછે" એવી કીશમના ધરમના કલામને અમલમાં લાવવાને વધારે ખંતીપણે તે યતન કરતો હતો. ધનશાફમાં તે મક્કમ અને કરદા હતો. નાંહાની કે મોહટી દરેક બાબદમાં તેને શચાઇ ઉપર ઘણો પાચાર હતો. હશવા મશકેરીમાં જુઠું બોલનાર ઉપર તે ઉતરી પડતો હતો અને તેમને ઠપકો આપી જણાવતો હતો કે મશકેરીમા જુઠું બોલવાની આદત પડવાથી પછી અગતની બાબદમાં પણ તે ટેવ શુધરી શકતી નથી. તેની શાધારણ પવીતરાઇ, તેનુ કમીનાપણું યાને પોતાની ખામીઓ વીશેનો વીચાર, અને કશાપણ ઠપકા વગરની તેની આખી જીંદગીથી શઊ કોઇ માહેતગારછે. તે એક ભલો પુરૂશ હતો અને તે એક માહાન પુરૂશ પણ થઇ ગયો છે." ગ્રામ જેવા કરદા ટીકાકાર તરફની આ સ્તુતી, આપનાર અને લેનાર બેઊને શોભા લગાડનારીછે કેમકે તે એક તરફથી હશદ યા ખુશામત વગરની તેમજ બીજી તરફથી વાજબી અને બરાબર બંધબેશતીછે.

હમે આગલ તેના ખરાબ સવભાવ વીશે બોલીયા છીએ પણ તે ઊપરથી જેઓ એમ ધારશે કે જોનશન રમુજી અને હશમુખો ન હતો તેવો ભુલ કરશે. તેનો સવભાવ જોકે તેની માદગીથી ઘણો બગડી ગયો હતો તોપણ તે નારદાશ મશકેરી અને હશમુખા ધોગધીંગનો શોખીન હતો.

જોનશન સ્ત્રી કેલવણીનો હીમાયતી હતો, તે વિદ્વાન સ્ત્રીઓને ઉતેજન આપતો, તેમની શંગત કરતો અને વિદ્યા અભયાશના તેમના વધારા માટે પોતા તરફથી કાલજી બતાવતો હતો. સ્ત્રી કેલવણીનાં દુશમનો સાથ તકરાર લેતાં તે બોલતો કે "યદિ રાખજો શાહેબ કે દાહાપણ અને માનથી કોઇબી સ્ત્રી બગડવાની

નથી. મરદો જાણેછે કે ઓરતો તેમની હરીફાઇ કરવાને પુગતી કરતાં વધારે શામરથવાનછે અને તેથી તેઓ અભણ અને અજ્ઞાન ઓરતોને પસંદ કરેછે. અગરજો તેવો એમ નહી વીચારતા હોય તો પોતાનાજ જેવી ભણેલી સ્ત્રીઓને પશંદ કરવામાં તેઓ ધાસતી વીચારે નહી."

તવંગર પુરૂશોમા, જોનશન જહાજો ભેલાતો ન હતો. તે કેવી રીતે માતબરોનાં મેલાવડાને લાયક નહતો તે આપણે આગલ તપાશી ગયા છઇએ. તે છતા કોઇ કદાચ જયારે મીશ "કોતરેલ," "મીશીશ વીશે," અને "મીશીશ મોનતેગોયુ" જેવી વિદ્યાભોપાશનો શોખ રાખનારી અબલાઓના નોતરાંને માન આપી તેઓને ત્યા તે બીરાજતો ત્યારે તેને "હોરેશ વોલ પોલ" ને "લેદી મેરી વોરતલી મોનતેગીયુ" જેવા તવંગર નર નારીઓના શંબંધમાં આવવું પડતું હતુ. આવા મેલાવડાઓમાં ઘણું કરીને જોનસન બીજા તવંગરો શાથ ભેલાવાને બદલે એકગમ ખુનામાં બેશી પોતાની હાલતને માફક આવતા મીતરોનાં નાહાનાં મંડલ આગલ પોતા તરફથી બ્યાખાનો ચલાવતો ત્યારે બીજી તરફ "વોલપોલ" અને "લેડી મોનતેગીયુ" પોતાના જેવા તવંગરો શાથે બેશી નવી નવી "ફાશીનો," તરેહવાર ખાંનગી અને જાહેર નીંદાઓ, નાટકો અને ઓપેરાઓ વીશે વાદવીવાદ ચલાવતા હતા. માતબરોના આવા મેલાવડાઓમા "વોલપોલ" ની જગા પેહેલી હતી, જોનશનના કોઇ ભાવ પુછતું નહતું. આ મેલાવડાઓમા પૈશાની પુંજા થતી, શુનાનાં ચલકાત આગલ શશે કેઇ નમતા. ઉનચો મનશકતી, કાબેલીઅતપણું અને ખરી વિદ્યાની જાહાદ દરકાર કરવામાં આવતી ન હતી. માતબરોના આવા મેલાવડામા "વોલપોલ" પોતે જોનશન તરફ તુચકાર બતાવતો, તોપણ તે મંડળ કરતાં બીજાં વધારે કીમતી મંડળમાં જોનશનની જે કદર બુજાતી તેથી કરી "વોલપોલ!" જેવા વિદવાનુ ઓતું દોલગાલનાર તરફના તુચકારનો તમાંમ બદલો વલી રેહેતો હતો, આખાં ઇંગ્રેજી રાજમા એ મંડળ મનશકતીમાં સરવેથી સરેશ્ત હતુ. જયાં ખુદરતી બુધી અને ઊનચે દરજજેની કેલવણી ખરી શેહાઇ ચલાવતી હતી, જયા મોટી મોટી જાગીરો કરતા શમપુરન મનશકતી વધારે કાબુ ધરાવતી હતી, જયા રાજાના તાજ અને અમીરોના એતાબ કરતા વિદવાનોની કીરતીના શુગંધી હાર વધારે પ્રતેહમંદ ગણાતા હતા ત્યા અને તેવા મંડલોમાં જોનશનની જગા સરવેથી પેહેલી અને ચઠીઆતી હતી. તેની આશપાશ ફીલશુફો, તવારીખ નવેશો, ભાષાંન કરતાઓ, નાટક કારો અને કવેશ્વરો બીરાજતા હતા. બાહોશ વીચારવંત મરદો, તે વેલાના શુભાખીત બોલનારાઓ, તેનુ ડાહાપણ સમજવાને, તેની જુકતેચીની અને ટીકાઓ ઊપરથી બોધ લેવાને, અને તેની વાતચીતમા મહજા મેલવવાને તલપી રેહતા હતા. જુવો નામાંકીત દાકટર "વોલર" શું કહેછે:—

But into that society, intellectually the best in the Kingdom, where genius and learning were the true nobility, where a vast intellect was a greater domain than broad acres, and the laural wreath of literature was more glorious than the coronet of a duke or the crown of a Sovereign—there Johnson was supreme. Round him congregated philosophers and historians, orators and dramatists and poets, the best thinkers, the best talkers of the day, to listen to his wisdom, to learn

from his criticism, and to delight in his conversation.

જોનસન જ્ઞાન મેળવવાની બાબતમાં એક બાધક અથવા એકીને એક દ્વારે બેસાડે એવો બનતો હતો. પોથાઓના પોથાઓ તે ગોખી ગટી જતો હતો. વધારે અજબ જેવું એ હતું કે એવી રીતે મેળવેલું જ્ઞાન મગજ ઉપર નકામો બોજો થઇ પડવાને બદલે ઘણો અગતનો સંગ્રહ થઇ પડતો. આવા મોટા સંગ્રહનો બરાબર વખતસર ઉપયોગ કરવાની જે તે શક્તી ધરાવતો તે સઘળેથી વધારે હેરત પમાડનારી હતી. અર્વાચીન અને પ્રાચીનકાલનાં ગ્રંથો એક વાર વાંચી રહ્યા પછે હર વેલાની વાતચીતમાં દાખલા દલીલો શાથ કશા પણ ફેરફાર વગર તેમની ચાહડતો ટાંકી બતાવવાની જે તે શક્તી ધરાવતો તે ખરેજ તાજુબી ભરેલી હતી.

જોનસનના વખતમાં ઇંગલંડનું ભણતર કેવી બાલ અવસ્થામા હતું તે આપણે આગલ તપાસી ગયા છઇએ. હાલ આપણે માટે જોવાનું એટલું રહ્યુંછે કે તરીશ વરસની આવુ મેહેનતથી જોનસને તે ભણતરને આગલ વધારવામા કેવી કીશમની મદદ કીધી. જોનસનનાં પોતાના ઘણાખરા ગ્રંથે લખાનોની તપાશ આપણે લીધીછે પણ તે લખાનોએ નવા લખનારાઓ માટે જે નવો રસ્તો ઉઘાડીઆછે તે ઉપર જોનસનની કીર્તીનો વધારે આધારછે. જોનસનને હાથની આગલ જણાવેલી બે કવિતાઓને માટેજ આપણે તેના આભારી નથી, પણ તેના મીતર ગોલ્ડસ્મીથની રંગીલી બે કવિતાઓ જે ફક્ત જોનસનને પગલે ચાલી લખવામાં આવીછે—તેને માટે પણ જોનસનનોજ આભાર માનવો જોઇએ. અને એવી રીતે નામાકીત "કારલાઇલ" ના જણાવવા પ્રમાણે "ઇંગ્રેજી ભણતરના તરેહ કીશમનાં જે બીઆં જોનસને રોપીઆછે તે વારણવાર ઊગી નીકલીઆંછે, તેમાંથી નવાં બીઆં જમીનમા પડેછે અને એ રીતે ફરી ફરીથી જે ફલ ઊગી નીકલેછે તેનું શાંમરું તોલ કરી જોનસનની ખરી કીંમતી પારખો કાહાડવાનુ કોઇ પણ માણસથી નહીં બની શકે એવુંછે."

જેમ હાલમા આપણાં કોઇક માશીક ચોપાનીઆંઓ મદલા લખનારાઓનાં ઢંગધરા વગરના કચરા લખાણોથી પોતાનું ભગલીયું કરેછે તેવીજ હાલત જોનસનના વખતનાં ઇંગલંડના ચોપાનીઆંઓની હતી. આ ચોપાનીઆંઓને શંગીન લખાણોથી પેહેલવેહેલાં શુધારવાનું માન એક લખનારના જણાવવા મુજબ જોનસનને ઘટેછે. વગર અનુભવી લખનારાઓને હાથ ચમચી ચમચી ખોરાક બાઇ ઊછરતા બાલ અવસ્તાના ચોપાનીઆંઓને શંગીન ખોરાક આપી જોનસન ભર જુવાનીમા લાવ્યો હતો. કચરાજેવી કાહાની અને ખબર અંતરનાં શંગ્રહ ઉપરથી જોનસને તે ચોપાનીઆંઓને શાજદુવારી અને વિદ્યા સંબંધી બાબદો ઊપર મજબુત હકુમત ચલાવનારી હાલતમાં મુકયા હતા. જોનસનની આ રીતની વલાન જોઇ બીજા ચોપાનીઆંઓને તેવી ઘપનો શુધારો કરવાની ફરજ પડી હતી અને બીજા કાબેલ લખનારાઓને જોનસનને પગલે ચાલી તેવાં શંગીન લખાનો કરવાની ઊલત થઇ હતી. વખતે વાગેની પ્રજાને એવા શંગીન ખોરાકની ખરેખર અગત હતી, જોનસને તે અગત પેહેલવેહેલી પુરી પાડવાનું માથે લીધા પછે તેનો ખરો ખપ વધારે જાગવા લાગો, નવા નવા લખનારાઓ બાહેર પડવાં લાગા, પ્રજા તેમની કદર બુજવા લાગી અને એ પ્રમાણે જોનસન પોતાના ઘડપણના વખતમાં

જોવાને શામરથવાન થયો કે જે નાજુક બાલકને તેણે પેહેલવેહેલું શારો શભાલથી ઉછેરેલું હતું તે બાલકને પેટે એક બીહોલું કુટુંબ અનતરેલું હતું, અને તે કુટુંબનો વગ અને કાબુ દીન પર દીન વધયો જતો હતો

નિબંધ કરતા તરીકે "ગોલડશમીથ" અને "હોકશવરથ" જોનશનને પગલે ચાલનારા હતા, અને નીતોનો બોધ આપનારા જોનશનના નિબંધો જોકે આજે જનહાજી ઊલતથી વનચાતા નથી તોપણ તેના વખતમા તે નીબંધોથી પ્રજાની નીતીમા સારો શુધારો થયો હતો. ભાશાની હગડાઇને લીધે જોકે જોનશનના તે નીબંધો વીસરાતા જાયછે તોપણ જોનશનની નકલ કરનારાઓના ચેહેલા અને શુંદર નીબંધો હજી ઘણો હરખ શાથ વંચાયછે અને તેમા ખશુશ કરીને તેના ચેલા "ગોલડશમીથ" ના કાહાની રૂપી રમજી નીબંધો દરએક વાચનારને મોહો પમાડીયા વગર રેહેતા નથી એક લખનાર કહેછે કે એવી ધપના કાહાની કથાઓ ચાથના નાહાના નીબંધો ઊપરથીજ ઇગ્રેજી મોટી વારતાઓ (નોવેલશ) જનમ પામી હતી, અને તેનુ માન જોનશનને ઘટેછે હમે આ વીચાર શાથ એકમત થઇ શકતા નથી કેમકે તેથી કરી જોનશનની આગમજના વધારે નામાકીન નીબંધ કરતા "એડીશનને" મેર ઇનસાફ થાયછે ગેલ્ગડશન, ફીનડીંગ, સ્મોલેન, અને સ્તગન જેવા હાલકશ લખનારઓ જોનશનનાજ વખતમા ઇગ્રેજી લાંબો વારતાઓનો પાયો નાખી ચુકા હતા, અને ખરેખર બોલીયેતો જેમ જોનશનના નીમશેનો આધાર એડીશન ઉપર હતો તેમજ ઉપલા વારતા લખનારાઓ ણ એડીશનની , નબંધ રૂપી નાહાની વારતાઓ ઉપરથી નવા શુધારા શાથ લામબી કાહાનીઓ રચનાને શીખયા હોય તો તે વધારે સંભવાય છે.

આજે ઇગ્રેજી ભણતર એટલુ જોશભર રોતે આગલ વધીયુ જાયછે કે જોનશન જેવા ચુનંદા લખનારના ખરેજ કીમતી લખાનો જાહાજી ઊલત શાથ વંચાતા નથી. ભાશાની હગડાઇ અને ઇગ્રેજી પ્રજાના બદલાતા શોખને ખાતર શાધારન વાચનારઓ તે તરફ ગમે એટલા બેદરકાર થાયછે તોપણ એ લખાનો ખરા વિદવાનોનું ધીયાન એંચના વગર રેહેતા નથી હમે ગુજરાતી ભણતરને આગંન વધેલુ જોવાને અતી ઘણા ઇનતેજાર હોવાથી આ જગઆશકાર નરના જનમ ચરીત્રની આખેરએ આપણા ઊધરતા જુવાન કમલકશોને જોનશનના ગ્રંથો ઊપર લક્ષ દોડાવવાની એનતેમાશ કરીએ છીએ. જોનશનની પેલી બે શુંદર કવેતોમા જે નીતીનો બોધ અને માનશાઇ અનુભવ શમાવેલોછે તેટલા ખાતર હમે ઇછીએછ કે તેમનો બોલબોલ તરજુમો નો નહી તો તેની નકલ કરી ગુજગતી ભાશામા તેવી ધપની અને તેમા શમાવેલી મતલબની શુંદર કવિતાવો લખાવી ઘટેછે. "એબીશીનીઆના" રાજા "રેશલશ"ની મુશાફરીનો હેવાલ ગુજરાતી આલમને બોધ દીના વગર રેહેશે નહી. આગલ તેનો તરજુમો થએલો હમુને યાદ છે પણ બોહો માનમ કે શા શબબથી દેશીઓમા જેવી રીતે ફેલાઇ જવો જોઇએ તેમ ફેનાયો નથી આજે તે મલી શકેછે કે નહી તેનો અમુને ખબર નથી ખશુશ કરીને તે કોઇ પારશીને હાથ શીદી અને શુંદર ભાશામા લખાવા ઘટેછે.

"ભટકનાર" અને "પરવારતા" ને નામે લખેલા નીબંધો અધીથી દેશીઓની લાયકનો અગણીત ગંજ મલી શકશે અને તેટના માટે તેઓ તરફ હમારા મા-

શીક બાહબંધીનુ ધીઆન ખેંચવાની હમો અગત વીચારીએ છીએ. અમલમાં નહી આવી શકે એવા હવાઇ વીચારોથી ચલાવેલી દરખાશતો શાયનાં "ઓરીજીનલ" પાજનો ઊપર મુશતાક રહી થાપી ગરૂરી બતાવવાને બદલે ઇંગરેજી "સ્તેનદરદ ઓથરશ" યાને વિદવાનોથી કબુલ રખાએલા નામાકીત ગ્રંથકારોના ખરેજ શંગીન લખાંનોના ગુજરાતી વાંચનારાઓને બંધ બેશતી રીતે તરજુમાં કરાવાથી ગુજરાતી ભાશાની શાગી શેવા બજાવી શકાશે. "વીલાએતનાં કવેશરોના" જોનશનને હાયનાં જનમ ચરીતો ઊપર હમો મી૦ વેશુવાલા જેવા ઊલતમંદ લખનારાઓનું ધ્યાન ખેંચવા માંગીએ છીએ અને ઇછીએ છીએ કે ગુજરાતી ભાશાને કોઇ નવો જોનશન નહી તો ઇંગલનડનો પ્રખ્યાત "શેમુઅલ જોનશન" પોતાની પુરતી કાબેલીઅત શાથ નવા લેબાશમાં આવી મલે.

સમાપત.

---

## ભઈનું દુઃખ.

જીવ તાહરો સોંપ્યો તેં કીરતારને હાથ,
તન તાહરૂં દખમાને કીધુ અરપન,
વિચાર તાહરો સોંપી ગઈ સદા મહને;
ઓ બેહન માહરી પ્યારી!

મોહન તુંને ચાંચમાં લેઈ ઉડી ગયું
ઉડે જેમ ઝાડ ઉપર બેઠેલો કાગ
લેઈ તેના નોહરાંમાં હરામની લુત.
ઓ બેહન માહરી પ્યારી!

જુવાનીને બારને થઈ હેમનાંજ દાખલ,
નહિ જીંદગીના બેદ ભરયા જોયા ભરમ
તેટલા તું ગઈ, અરે સદાની મહીં!
ઓ બેહન માહરી પ્યારી!

'ભ્ર-ન' બોલ મહને છે હવે બેકાર,
સંભારશ કોનને એ મધુર વચની
કોઈ બેહનનો હવે થવાશ હું ભઈ?
ઓ બેહન માહરી પ્યારી!

અગરજો બેહેસ્તમાં થાએ તાહરો મેલાપ,
ને તુનેલો આપ આપગો ફરી સંબાય
તો ચાહુ છઉં બોદા આગવ મોહતની દુઆ.
ઓ બેહન માહરી પ્યારી!

# શીઆદીની મેજબાનીમાં મુગાકાકા.

Add that the rich have still a gibe in store,
And will be monstrous witty on the poor;
For the torn surtout and the tatter'd vest,
The wretch and all his wardrobe are a jest;
The greasy gown sullied with soft turning,
Gives a loud hint to say, "The man's in mourning,"
Or if the shoe be ript, or patch is put,
"He's wounded; see the plaster on his foot."

JUVENAL.

હું શમજી નથી શકતો કે તવંગર પુરૂશોને પોતાનાં બચાઓની શીઆદી વેલા મોટાં મોટાં જમનો કરી હાલ હવાલ રીતે શેહેરો માનશોને જમાડી મોકલવામાં શું ગમત પડતી હશે, અથવા તેથી કરીને તેવોના શખી દીલને શી રીતનો શંતોશ મલતો હશે? જેવો પાશ પડશાની બરખત હોય તેવો પોતાના અતલગના દોશત આશનાવને એવે હીગામે પોતાને ત્યા નોતરે અને ગરીબ તેમજ તવંગર વચેનાં કશાપણ અંતર વગર તેવોની એક શરખી રીતે પરોણાગત કરી તેમને દરએક વાતે શંતોશ પમાડી રૂખશદ આપે તો તેમાં હું કશું પણ વાંધા જેવું જોતો નથી. પણ અફશોશ હું દરરોજ મારી આશપાશ શું જોણ છુ? એક શરખી રીતે થએલાં નોતરાંને માન આપી આવેલા ગરીબ અને તવંગર પરોનાઓ વચે તેમની મેહેમાનદારીનાં શંબંધમાં હું મોટો ફરક પડી જતો જોઊ છું. "આવો શાહેબ, આગલ આવો મેહેરબાન," એવી રીતના બુડેના પોકારોમાં હું કશો ફરક જોતો નથી. પણ જે ગરીબોને તવંગર શેઠ લોકોને ત્યાં નોતરવામાં આવેછે તેવોની ગાડામાં મોટી મગરૂરી પોતા તરફ તે શખી શેઠની નજર ખેચવામાં અથવા વાંકા વલીને તેમની એક શલામ લેવામાં આવી રહેછે, તો

તેટલુંખી જ્યારે તેમને મલતુ નથી ત્યારે તેમની નારાજીમાંથી પાર નનાની થઇ નકે. પોતાની શરૂના શેઠીઆઓ અથવા બગબગ બોલું તો પૈસાના પુતલાઓ તરફ જ્યારે ઘેરધણી મોટા માન સાથ નમેછે, લામબા લામબા હાથ કરી બેસવાની જગા દેખાડેછે, 'શેકહેન્ડ' અને 'હાઉ ડી ડુ' કરેછે ત્યારે ગરીબ પરોનાઓ શેઠની એક સનામ પામવાને આગ્રજુમંદ રહી જાએછે. આપણા ઇંગરેજ હકેમો જ્યારે પોતાને ત્યા દેશીઓને જીઆફત આપેછે ત્યારે સરવેમા એક સરખી રીતે ભેનાએછે અને તેમની "લેડીઓ" વેલા સરવે એક સરખી રીતે હાકેમ સાહેબની રૂબરૂ હાજર થઇ સકેછે, પણ અફસોસ, આપણા પારસી હાકેમો પોતાના પરોણાઓના જુદા જુદા વરગ પાડેછે અને તે એટલે વેર કે કોઇ કોઇ વેળાતો જમનાની તેબલોમા પણ મોટો ફરક ગણેલો મારા દીઠામા આવેછે બદેખાઓને, માટે ઊનચી જાતના પકના નોથી લાધેલી ટેખણો ઊપરથી અપમાન સાથ દુર કરવામા આવેલા ગરીબ પણ આબરૂદાર ધનધાદારીઓને મે દીઠાછે તેઓનની મેનીજમા પણ તેવોજ ફરક કોઇ ઠેકાણે ઘણો અને કોઇ ઠેકાણે થોરો પણ હોએછે. એક તરફ જ્યારે ઘરો ઘર ડજનોને હથાને 'સોડા' અને "લેમનેડ" બાટલીઓ ઊખેડાયછે ત્યારે બીજી તરફ બોલો બીચારો "સરમાઊશાહ" તે તરફ પોતાની આગ્રજુમંદ નજર તાકી તાકીને સબુરી પકડે હમેશા પરોણાગતના બાબમા હું બામ્ગેસાલીછું પણ તેથી કઇ પેર ઇનસાફ ખમનારા માગ ગરીબ ભાઇબંધો માટે મને થોડું લાગતું નથી. કાઇની પણ, બદેખાઇમા જવાને હું રાજી નથી તે છતા જેવો આવકાર મને મલેછે, જે રીતની મરજી મનેજ થાએછે, અને જે રીતે મારી હાજતો ઊપર ધ્યાન પોહોચાડવામા આવેછે તેથી કરી હમેશા હું મારા ગરીબ ભાઇબંધોની નજર મારી તરફ ખેંચી સકું છું, પણ તે નજરમા મીઠાસ અને મોહોબતને બદલે બદેખાઇનુ શવભાવીક જેહેર જોઉંછું. મને તે પસંદ નથી બલી ગેઇ તે મેનીજ, બલી તે પરોણાગત. શું તાલેવણ કે ગરીબ સરવેને એક નજરે હુ જોનારછું.

ગરીબો પોતાને ત્યા આવેલા પરોણાઓથી પોતાને માન મલેલુ સમજેછે અને તેથી તે માનનો ઘરટો આદરમાણથી બદલો વાલી આપેછે, ત્યારે તવંગરો ગરીબોને પોતાને ત્યાંની જીયાફતમા નોતરે છે એજ ગોયા તેવો ઉપર મોહોટો ઉપકાર કરતા હોએ એમ તેવોની વરતણુક ઉપરથી સાફ દીસેછે. જ્યારે ગરીબો દરવાજાની અંદર પોતાના દીકરાઓ અને અતલગના બેસીઓના મોટાસાહાબોલા સાથ બરે પગે ઉભા રહી દરેક પરોણાને નમીને આદરમાન આપેછે ત્યારે તવંગર શેઠીઆઓને ત્યા દાખલ થવાના દરવાજા ઉપર ભારેના પોશાગ્ખીઓને શફેદ પાસડીમા બીરાજતા હું જોઉંછુ જેવો એક વરગના પરોણાઓને એક તરફ હાથ દેખાડાવેછે અને બીજા વરગના પરોણાઓને બીજી તરફ હાથ દેખાડાવી "ઓટલા ઉપર ચાલો મેહેરબાન" એમ કહી બુનંદ દરજો આપેછે. તવંગરોને ત્યા પેર ઘણી ઘણું કરીને ઓટલા ઉપર બીરાજેછે અને કોઇક બદેખાહાને ગારી આગલ મુકવા જતા ગરીબ પરોણાઓને તેવણના દીદારના દરશન લેવાને અવકાશ મલેછે તો તેવોને મનસે તેમના સર આસમાનને લાગેછે. પણ આપણા લોકોની સાધારણ કેહેવત મુજબ હું ગરીબોના નસીબને ગરીબજ જોઉં છું પેરધણી સાહેબ એની પેનાએ આલાતો બધગતમા તાએછે કે તેમને પરોણાઓ નએથી નવાર થતા કશુ સુજ્જુ

નથી, ગરીબશ પરોણાઓનેતો તેનશુ ઓ-ળખતા પણ નથી, અને નામને ખાતર કપાલને હાથ લગાડતા લગાડતા તેવણ પશાર થઇ જાએછે મોટા ખાનાની એ એક ચાધારણ ખામ છે નથી એમા જમન કરનારની કશી શોભા, કે નથી તે જમન-મા ભાગ લેનારા પરોણાને કશી કીમ્મત એવી કીશમના જમનોમા જતા કરતા મા-રેવી ઉતરતી સ્થીતીના ગરીબીને ત્યા જ-વાને હુ ન્યારે પશંદ કરૂ છુ, કેમકે તેવો પોતાના પરોણાઓ ઊપર જીવ કહાડી આ-પેછે. પેટ ભરીને શનાદીશત પકવાનો ભો-ગવતા અને શાકીકાની લાલમ લાન શરાબ પીવારે પનાગુઓને રૂખશદ આ-પવામા અગરજો તનગરી શુરવે રીતની પરોણાગત આવી ગેલી શમજતા હોએ તો તેમા તેમની ભુલછે એક જીઆફત અથવા મેજબાનીની મોટી ખુબી શરેના ખુશ મીજાજ, સંતોશ અને પુરતી ખુ શાલીમા આવી ગેલી જોઇએ

હુ હમેશ ગરીબોમા બેનાવાનુ ન્યારે પશંદ કરૂ છુ અને તે ઉપરથી જ્યારે છે લજલો હુ લગનની જીઆફતમા ગયો ત્યારે ઓટલા ઉપર મોકલાના ઘરા ની શુમળાગડા શમજવા છતા શાબેબ લોકને લાએકની તાલીમ તનાજો અને એર આ-ફીઆત પુછવાની વકતી માહારામા ગાહજી ન હોવાથી લાગવો એક ખાલી ખુરશી જોઇ ગપ કરીને તે ઉપર હુ બેશી ગયો. મારી પાશે એક બુજરેગ વયનો કનશાતી બોલા હતો, જેના દોના બંધે વખત પેર ઓટલા ઉપર બેઠના ઝીઆઓ ા મ ડલ ઉરજ હશે રહેના હતા મને લાગેછે કે તે પેનારા તેવણના મનના શદ્ધના ઠીબારે હુ કહી શકુ પણ હાલ મારી પાશ તેમ કરવાની જગા નથી એટલે તે મોકુફ ક રવુ પડેછે.

ઉપર મુજબ શાજનમા ગીરજી માણુ-શ જાતની મોટી ફીશીઆરીના આવા હાલ હવાલ પણ લખવુર ખાગો ઊપર હુ દ-રમ્યાન કરતો હતો તેના વાજાવાનાઓ-એ ઊડીને વાવવા માડીયુ, અને તેમની પાચ્ય પારશીઓના નૌજુવાન પરીઆઓ-ની હારેકતાર ફરજને ચાલતી જોઇ હુ છક થઇ ગયો. એટલી બધી ખુબશુરતોને એ-ટલા મોટા સમ્રહમા મે આગલ કદી પણ દીઠી ન હતી પારશી અબલાઓની ખુબશુરતીનુ શોયા તે એક પ્રદર્શણ હતુ. ખુદરતની બગી ખુબશુરતીનો તેમા કાઇ પાર ન હતો, પણ તેમા જે હુનરની ખુ-બશુરતીએ ભાગ લીધેલો હતો તે તો ખ-રેખર હદ વગરનોજ હતો. તેમના પોશાગનુ વર્ણન કરવાની જોકે મારમા તકાત નથી તોપણ તેમના વાહાલા પખાને ઘેર ઇન-શાફ ન થાએ એટલા માટે મારે જણાવવુ જોઇએ કે ઇંગ્રેજોની નકલ કરનારો પા રશન "મહરો"મા એ "ફેશન" પુરતા દમામમા મેં પેહેલ વેહેલી તેજ દીવશે દીઠી. હાથમા પખા, કમરે લતકતા પખા, ચીનાઇ પંખા, વેલાતી પખા, રેશમની દેશી શાયના પંખા, શુના રૂપાની શાકરી શાયના પંખા, અને જ્યા જોઇએ ત્યા ચીના ચીનીના પંખાજ પંખા નજર પ-ડતા લાગા. હીનદુશતાન ગરમ દેશછે, અ-ફીાબ ગરમીનો મારછે એટલે ઇગનંડ-ના ઠંડા મુલખ કરતા અતરે જ્યા ખ-શુશ કરીને ઘણા માણશો ભેગા મલવાના હોએ ત્યા તનદરોશતીની શુખાકારીના એક અગતના શાધન તરીકે પખાની હા-જત વધારે અગતની વીચારુ છુ અને ધા-રુ છુ કે પરતી હદમા એ શુધારો પશંદ કરવા જોગછે. પણ તેમ ઇંગ્રેજોના બીજા વધારે અગતના શુધારા તરફ આપણી અ-બલાઓએ બેદરકાર રેહેવુ ન જોઇએ આજે બુત ઇચ્છુાફીનની નનાઇ નીકળી ગ ઇછે, અને પોનકા આ 'ગોશીશ''ને ના-

મનું મોટા ઈતરાત અને ફીશીઆરીનું અંતેર ઘણું વધી ગયુંછે, પણ તેમાજ જો આપણી અબલાઓ ખરો શુધારો શમજતી હોએ તો તેમા તેમની ભુલ છે. આબરૂદાર ઇંગ્રેજ સ્ત્રીઓ શરવેથી મોટો શુધારો પોતાની લાજ શાચવવામાં, નીતીની જાલવણી કરવામા, પાકદામન શંભાલવામા અને ટુંકમા શરવે રીતે મરીયાદાની હદમાં રેહેવામાં શમજેછે. તેવો પુરા દાહાડા જેવી હમેલદાર હાલતમા ઘેર મધેથી બાહેર કદી પણ નીકલતી નથી. તેમને એવી સંસારો હાલતમા બાહેર નીકલતાં લાજ ચહડેછે. ગરીબી અવશથાને લીધે કદાચ ઘણાજ અગતનાં કાંમ શર તેમને એ હાલતમાં કેહે જવું પડેછે તો પારકા મરદોની નજરથી છુપાવા ખાતર તરેહવાર યુકતીઓ તેઓ વાપરેછે. પણ પારશન "મડમો"ને પોતાની ગજકુર નાજુક હાલતમાં શેંકડો માટીડાઓનાં શાજન મધેથી પશાર થતાં ખોદા માલમ કે શી રીતની મગરૂબી ઉપજતી હશે. કે હું એ દેખાવ શું ગરીબ કે તવંગર શરવેને ત્યાં એક શરખી રીતે જોઊંછું. અગરજો પોતાની હમેલદાર હાલત બતલાવામા આપણી અબલાઓની ખરેખરી મગરૂબી હોએ તો તે મગરૂબી મન ભાવતી રીતે પાર પાડવા ખાતર મારી બલામણ એછે કે શાજનમાં ચાલનારી તેવી શરવે સ્ત્રીઓની એક ખાશ હાર બનાવવી અને તેમને માટીડાઓનીબી આગલ, દશતુરજીનોબી આગલ, વર રાજાનીબી આગલ, અને મરજી પડેતો વાજાનીબી આગલ ચલાવવી.

આપણીં અબલાઓના લગનશરાનાં ગીત શરવે ઠેકાણે એક શરખાં હોએછે એમ હું ધારતો હતો, પણ મેં છેલે ઠેકાણે તેમાં એક અગતનો શુધારો જોયો હતો. આપણા મોટામાએને માહોનેથી વગર શમજના "ઓઓઓ"નાં બકબકારાનો મેં ત્યાં પણ વકી રાખી હતી પણ તેથી ઉલટીજ રીતે જુવાન અબલાઓના મેં ત્યા તીણા, ધીમા અને મધુર અવાજ શમજ્યો હતો. ખોદા માલમ કે શરવેનાં મમઇ બપઇ માદાં પડી ગયાં હતાં, અથવા ખામખા એટલા શુધારાને ખાતર તેમને નોતરીયાજ ન હતાં. ગમેતે હોએ, પણ ગાયણ હીગાંમને છાજતાં નવી ધપના અને નવી રીતે ગવાતાં હોવાથી શરવેનું ધ્યાન જયારે તે તરફ દોડયું ત્યારે નખોદ ગીયા વાજાવારાઓને તેમની અદેખાઇ લાગવાથી તેવોએ પોતાની ભેંપુરી અને પરગમનાં શાધમાં તેમના કોમલ અવાજને દાબી નાખવામાં પોતાની માહાભારત ફતેહ વીચારી, આખું શાજન તેવો તરફ દોળા ઘુરકવા લાગ્યું, કેટલાક જુવાનયાઓ તેમને આખાને આખા ગળી જાઇ એવી રીતનાં અનેક ચીન્હ બતાવા લાગા, પણ કોઇને તેવો તરફ દોડી જઇ વાજું બંધ પગવાનું શુજ્યું નહી. હું ઘણી વેલા લગનશરામાં વાજાંથી છરબર થતું જોઊંછું. ઇંગ્રેજોમા શરવે હીગાંમોનાં ખાશ "તીઊન" હોએછે. તે "તીઉનો" બરાબર વખ્ત શરેજ વગાડવામાં આવેછે. પણ ઊગમન તરફની પ્રજાઓમાં ખુશાલીની મોટી ઇધાંની જેમ બને તેમ મોટા ઘોઘાત મચાવી મેલવામાં હોએછે. બાએડાઓ ગાએછે, ભાએડાઓ ગડબડ શડબડ કરી મેલેછે, નાનખતાઇ વાજું ગાજી રહેછે, ઘોલતાશા કાનના પેહેર ફાડી નાખેછે અને એ રીતે શરવે ચીજ એકજ વખ્તે વ્યાપી નીકલવામા ઉગમણુ તરફની પ્રજાઓની ખુશાલી નાર વનાની થઈ પડેછે. ઉગમણુ તરફની શરવે પ્રજાઓમાં પારશીઓ વધારે શુધરેલામાં ખપેછે, પણ તેવોને ત્યા પણ એ રશમમા જાહાજો ફેરફાર થએલો દીશતો નથી.

હવે હું ખાંનાંની તેબલ ઉપર આવુંછું. ઘણા જણાઓ ખાનાના પકવાનોમાં ખરે ખરી પરેણાગતનું માન વીચારી લએછે, પણ તે ખાધરાઓનું માપ માહારાં માપથી જુદુંજછે. ગરીબ પેરધણી માન લેવા કરતાં માન આપવાને વધારે ભુખો હોએછે અને તેથી શરૂએ પરોણાઓ તબલ ઉપર ગોઠવાયા પછી તેઓ દરએક આગળ ફરી જવાની અને ટુંકમા તેમની ખેરઆફીઆત પુછવાની પોતાની તેફરજ વીચારેછે તવંગર પેરધણી તેથી ઊલટીજ રીતે માન આપવા કરતાં લેવાનો વધારે હાકરો ધરાવેછે અને તેથી તે શરવે મેનીજ ચાકર નફરોને શોંપી પેહેલીજ પાતે ખાનાના ખુરશી ઉપર જોભરવા બેશેછે. સુરદાં બેઠેથત જાઓ કે દોલ્ત્ય તેની તેવણને થોડીજ ફીકરછે. તેવણની મોટી ઇનતેજારી ખાશ શલામતીઓ લેવડાનામાં હોએછે. આજ કાલ પારશીઓ માહારાણીને ખાની વેલા યાદ કરવા શીખીઆછે એ એક સંતોષની બીનાછે તોપણ શલામતીઓનાં બાબમા એટલા શુધારાથી તેઓ બીનકુલ આગલ વધેલા દીશતા નથી. ખાનાની શરૂઆતમાં જ્યારે "બનાગે ઇ-ઝદ" કરવામાં આવેછે, ત્યારે વળી દારૂ ઉઠાવાને બાહાને ફરીથી "પમરદાંની યાદ" લેવાની શી અગતછે તે હું વીચારી શકતો નથી. તે પરેમ દયાળુ પીતાને નામે ઘણાં રૂડાં કામો કરવામા તે શાહેબને શોભા મલેછે પણ દારૂ જેવી હલકી ચીજ પીઅતી વેલાએ તે શાહેબના નામનો પેર ઉપઓગ થતો હું જોઉંછું. છાકરાઓને એક કોનતું વધુ ઊઠાવાની તક મલે તે વીજી મને જેટલો વાંધો નથી તેટલો વાંધો તે બારે હકતાલાના ફરીન નામની યાદમા તે છાકટો થાએ તે વીશે વધારેછે. *"આતશ બેહેરામ પાએ તખતની યાદ" અને "અશોફરોહરોની નઇએને" શુધરેલા પારશીઓને શરાબ ઉઠાવતા જોઇ મને ફકત હશવું આવેછે. આ શલામતીઓમાં પારશીઓનો પવીત્ર મતલબ હું ના પાડતો નથી. તેઓનું દેશાભીમાન,ધરમ ઉપરનું હીત, અને મરનાર બેહીઓ તરફની દીલશોજી આ શલામતીઓ લેતી વેલા શાફ જણાઇ આવેછે. પણ તે શરવે શલામતીઓને શરાબ શાથ શું નીશબતછે તે હું જોઇ શકતો નથી. શું કોઇ બીજી રીતે તેમને યાદ નહી કરી શકાએ? શલામતીઓમા બીજું જે અતેરું થાએછે તે બરેખાઓને માખણ લગાડવાને લગતું હોએછે. જ્યારે શેઠ ચલેજાઓજીની શલામતી લેવાએછે ત્યારે શેઠ મારતેમીઆને અપમાન થાએછે. અને એ રીતે અરશપરશનો શબંધ વધારવાના બેપાવડા ઓમા અરશપરશની અનતશ અને અદેખાઇ વધે છે. દેશી છાપાની શલામતી તો કોઇ પણ લેવાએલી મેં દીઠી નથી. પારશીઓએ એક મતે શર જમશેદજીને પોતાના પ્રજારતાક રાજ્યના પ્રમુખ ઠેરવ્યાછે તો પછી જ્યા તેવણ હોએ યા ન હોએ તોપણ નામદાર માહારાણી પછી તેવણનાં મુબારક નાંમને યાદ કરવાને તેઓ બંધાએલા છે તે છતા હું જ્યારે તેવણ તરફ ઘણી વેલા પારશીઓને બેદરકાર થતા જોઉંછું ત્યારે "બોરીઆ બાપરીઆઓને બાલગોપાલ શાથ" શાતમે આશમાને ચહડાવેલા મારે કાને પડેછે.

પારશીઓનો મોટો ભાગ બેવાર પરણેછે. શેઠનશાહી પારશીઓની એ એક અજબ જેવી રશમછે. અને એ રશમના કારણો વધારે અજાએબી ઉતપન્ન કરેછે. પારશીઓ પેહેલી રાતે પેહેલા પરણેછે અને પાછલી રાતે બીજા પરણેછે. નવ દીવશની ગેઠ તો પાચ હોએછે, શાગ ભાએગે પાચો પેહેમા પારશીઓ પાચ પેશા પરણતા નથી. નહી તો ગરીબ બીચાર પારશીઓ અને તેમના વધારે ગરીબ બી·

આગ પરોણાઓનું શું થાત? બીજી વારના લગન રાતના બાર વાગા પછી થાએછે અને અતનગના દોશત આશનાવોને ત્યા તલગ થોભવાની બોહોશાબાકોશ કરવામા આવેછે. પણ તે વેનાના લામબા લામબા કલાકો તોડી પાડવા શારૂ પરોણાઓને માટે કશી ખાશ ગોઠવણ કરયા વગર ઘણું કરીને ધેરધણીને એક નાહાની શરખી ઉંગ એંચી કાહાડતા હું જોઉંછું કેમકે તેનણની તબીએત ઠીક નથી અને ડાકટરે ઉજાગરાની મનાઈ કીધીછે મશતીઓર જુવાની આઓ બીબી ખાખા કરી જેમ તેમ આકર વકરે બે કલાક તોડી પાડેછે. કોઇ મોટી વએનો ઢોંગી દેશાઇ અથવા ખુંધો બોમેદ શરવેની મજાહ મશકેરીનું હથીઆર થઈ પડેછે. તે બીચારાની ડાહાડી પીખાએછે, તેની ઊંચર ઢુગનો વગશાદ વગશેછે, તેની દગલીના ચારીઆ થાએછે, તેના કશ બારેનાત થાએછે. તે બીચારો બે પૈશાનો ગરજાશેછે, ઘેઠ લોકનો ઓશીઆરોછે, નાચારછે, ગરીબછે, એટલે શરવેને હલકી જાતની રમુજ આપવા ખાતર શરવે વીધનો મુગે મોહોને ખમેછે, અને વલી શામબો પોતે પણ હશવા લાગેછે

અબનાઓ ગરબા ગાઇ થાકેછે ત્યારે તેવામા કોઇ ઓછી બુધીનો બાએલો ઢોંગ શોંગ કરી બતાવી તેમને રીઝવેછે. કોઇ ખુશાલીની જયાફતમા રડના કુટવાના ઢોંગ કરી બતાવેછે અને એ રાતના ઢેગી "કુટના ઊપર નાદાન અબનાઓના દાત નીકલી પડેછે. કોઇ ગરીબ મોહેદને પુછરૂ બાપીનામા, અને તેની વાટાની "કુગઇના" નરનાજગી મશકેરી કરવામા અમલાઓ અને મરદાન ગોબા એક શરખી ગમત પડેછે. આની હાન હનાન અન વગર ગગોવાદાની ગમતમા સુધરેલા પારશીઓ સંતોશ પામેછે એ તેના માટે શરચો નીકાર પેદા કરનારી બીના નથી. થોડા પરોણાઓને જતા મુકવા અને થોડાને બોહોવા કરીને અકરવકરે બે કલાક પશાર કરવા માટે થોભાવવા કરતા હું ધારૂંછું કે શુધરેલી ધોરણ ઉપર એક શરખી ગમત આપવાની કાઇ ખાશ ગોઠવણ કરી શરવેનેજ થોભાવવામા ધેરધણીની શોભાછે. જેવો આવી હલકી મજાહ મશકેરીમા પોતાને ગમત મલેલી માનેછે તેમની નમલી અને શાકડી મનશકતી ઉપર મને બલાપો થાએછે. ઈનશાનની શરવે રમત ગમતમા મનશકતીને ખીલવનારી કાઇ ખાશ મતનબ શમાવેલી હોવી જોઇએ. જરૂર કરીને અભણ ગામડીઆઓ અને શુધરેલા ચોકેરીઓની ગમતમા ખીલેલા ભેજાની અને ઊનચી જાતના ડાહાપણની નીશાનીનો ફરક નહી હોએ તો પછી શોહોરીઓનો શુધારો અને તેમની કેલવણી શા ખપની? તવંગરોને ત્યાના બાનામા હું કુટીબ ધ કેનવાએના જુવાનયાવોને બચાના જેના ચેગ કાહાડતા જોઉછું. તો શું તેવો પોતે પોત પોતામા એવી હીંગામે એક માશ અગાઊથી એક "એમેચ્યુરશ" ટોલી ઊભી કરી નામાંકીત શેકશપીઅરનો "ભુલ ચુકની હશાહશ," "વીનદશરની હશમુખી બાએડીઓ" અથવા "નહારી કેથેરાઇન ઠેકાણે આવી" એવે નામનો એકાદ હાશીઅરશ નાટક નહી ભજી બતાવી શકે? શારગી અને "કોનશરતાઇના" શાથ તેજ જુવાનીઆઓ શુધરેલી ધપનો "કોનશરત" કરી શું શરવે મેહેમાનોને એક શરખી રીતે નહી રીજવી શકે? અફશોશ! પારશીઓ કેલનરી અને શુનાગમા આગલ વધીઆછે, પણ તે કેલવણી અને શુધારો કેટલો પોકલછે તે તેમના ઉપનાશંનશાગો ચીતાર ઉપરથી પ્રીય વાચનાર પોતાની મેળે જોઈ લેશે.

---

# એક પતંગિયું માહરી ચોપડીમાં દબાઈ ગયું તે વિષે.

ઘોર થઇ આ પોથી તાહરી, ફરયું તેમાં તું,
ગરીબ બીચારૂં તું મરે, ત્યાંહ હું કરૂં તે શું?
થોડાજ વાર અગાડી તો, હવામાં ઉડતું, તું;
આસ્થું જતું ઉંચી રાહે, ફરફર ફરતું, તું.
જે હવામાં વગર બીહકે, દોડયું જતું, તું,
તેજ હવાએ દોડી આવી, જીવતર લીધું, તું;
કે એજ હવાએ પોથીને જો બંધ ન કીધી હોત,
તો આ ઘડીએ કચડઈ જતું, હું તુંને ન જોત.
એ પ્રમાણે જોતાં તો, હવા ને પોથી બેહુ,
એક બીજાની શાથે મળ્યાં, ચુમવા તાહરૂં લહુ.
ખુચો દોડી તાહરી પુંઠે, પાજ કલાક અગાડી,
પકડી તુંને દોરે બાંધી, વિપત્ત તું પર પાડી;
સમજાવીને તે પાસેથી, મેં છોડાવી લીધું,
આસ્તે રહીને ગાંઠ છોડીને, તરત છુટું કીધું;
નરમ હાથે સંભાલીને, તુંને ઊપાડી લીધું,
રંગીત તાહરી પાંખડીઓમાં, તુંને ઉડતું કીધું,
કે ઉડતું ઉડતું તું પત ગિયું, આ પોથીપર પડયું,
આરામ લેવા બેઠું તું, પણ મોહત તુંને ત્યાંહ જડયું.

જ. ન. પી.

---

## બ્રીતીશ શેહેનશાતની પડતી અને પડી ભાગવું.*

આજે ઇંગલનડમાં ચોપડી બનાવનારાઓનો કાંઇ તોટો નથી. કમાવાને ખાતર ચોપડી ચોપાનીઆઓનાં આકારમાં તરેહવાર ઢોગો બાહેર પડેછે, તોપણ આજે હમો ઊંચાં દબદબાવાળાં મથાળાના એક નાહાનકડાં ચોપાનીઆંની તપાશ લઇએ છીએ તેપણ તેવો મધિનું એક હોએ એમ હમો માનતા નથી. બ્રીતીશ શેહેનશાતની પડતી અને પડી ભાગવુ એવે નાંમનું હમુને એક મોટા ટાઇપમાં છાપેલુ બતરીશ પાનાંનુ નાહાનું ઇંગ્રેજી ચોપાનીયું એક મીતરની કરૂપાથી મલીયું છે જે તેમા શમાએલી રાજદુઆરી આગાહીઓ માટે હમારા ગુજરાતી વાચનારાઓને રમુજી થઇ પડશે એમ ધારી હમે તેની તપાશ લેવાને વાજબી વીચારીએ છીએ.

આ ચોપાંનીયું એક ચીનાને નાંમે લખેલું લાગેછે પણ તે ઓહદી શકતીનાં દોલગાલુ લખનારનાં ચેગાં હોએ એમ

*બ્રીતીશ શેહેનશાતની પડતી અને પડી ભાગવું, ૧૮૪૭—૧૮૮૧ સુધીનો ઇંગલનડની તવારીખ, નીચલા સના નીચલા વરગોમાં શીખાડવા માટે—જન વનાર લામ તંગ, તે પીકીનની શેહેનશાહી સુનીવરશીતીનો તવારીખનો પ્રોફેસર, અને નમદાર શાહજાદા શોંગ અને હાલના શીખરાક, ઇંગરેજીમાં ભાષાંતર કરનાર ચે. પકીન, ઇં૦ મં૦ ૨૮૮૧, લનડન એર વી વાહીત એનડ કું૦ ૧૮૮૧.

નથી. લખનાર દેખઇતી રીતે હાલની લીબરલ રાજનીતીની વીરૂધ પક્ષનો દીશેછે, તોપણ રાજદ્વારી બાબદોના પાકા અનુભવ પછી એક "કોનઝરવેતીવ" પક્ષના રાજ્યકીકારીને હવે પછીના બનાવો માટે જેવુ ભાશે તેવુ આ ચોપાનીઆમા શમાવામા આવ્યુંછે. જવાબ શવાલના આકારમા ઘણી શાદી અને શેહેલી રીતે આ ચોપાનીયું રચીયુંછે અને તેના રચનારની મુલ મકશઃ એટલી દીશેછે કે ચોકશ કારણોથી બ્રીતીશ શેહેનશાતની પડતી શરૂ થઇ ચુકીછે અને ૧૯૮૧ માં બરાબર તેનો આકો આવી રેહેશે. અને જેમ આપણે આજે અશલી રોમન અને ગ્રીસની શેહેનશાતો માટે વાચીએ છીએ કે તેવા એક વેલા મોટી જાહોજલાલી ભોગવી પડી ભાગા હતા તેમ ૨૮૮૧ મા ચીનની નીશાલોમા બ્રીટીશ શેહેનશાતની પડતીને કેટલીક શદીઓ ગુજરવા પછી આ ચોપાન્યું જાણે શીખાડવામા આવતું હોએ એવી ઢપે તેને રચીયુંછે.

૧૮૩૭ માં માહારાંણી વીકટોરીઆ તખતે આવ્યાં ત્યારથી આ ચોપાનીઆની તવારીખની શરૂઆત થાએછે અને એ માહારાણીના રાજના અગતના બનાવો તરીકે એટલું જણાવવામા આવ્યું છે કે વીકટોરીયા ઘણા ભલા અને લોક પશંદ રાણી હતા. તેવણના વખતમા ઇંગલાડની રાજધાનીને "લમદન અથવા લનડમ" કેહેતા હતા. તેની વશતી ચાલીશ લાખ માણશોની જણાવવામાં આવીછે પણ તે આ ચીનાઇ તવારીખનવેશને ઘણી શગવાન ભરેલી લાગેછે. માહારાણીનાં વખતમા ઇંગલંડને તાબે આખું હીનદુશતાન, ઓશટેલીઆ, અમેરીકાનો નજદીક અગ્રીખંડ અને દક્ષીણ આફરીકાનો મોટો ભાગ હતો. ઇંગલંડની આટલી મોટાઇના કારણમા લખનાર જણાવેછે કે તેના ખલાશીઓની હીંમત અને ચાલાકીથી, તેના શીપાઇઓની બાહાદુરીથી, તેની પ્રજાના ઉદીઓગથી, લોખંડ અને કોલશાની ગનજાવર ખાણોથી, યરોપના બીજા દેશોની ચાલુ લડાઇઓ વેલા ઇંગલનડે અલગ રહી પોતાની કલા કૌશલનાં ઉદીઓગને વધારવાથી ઇંગલાનડ આટલું પગભર અને માતબર થયું હતું. લખનાર આ કારણો તરફ ધ્યાન ખેંચી આગલ ચાલતાં અગમચેતીના ઉપાએ દાખલ બતાવી આપવા માગે છે કે એ કારણો નીકલી જવાથી અને ઇંગલનડે પોતાની આગલી રાજનીતી ફેરવી નાખવાથી તેની પડતી થઇ હતી. તે કેમ થઇ તે આપણે આગલ ચાલતા જોઇશું. માહારાણીના રાજમા ચીનાઇ શરકારે પોતાના મુલકમા અફીમને આવતું અટકાવા માંડ્યાથી તે શરકારને માહારાંણી શાથે એક શખત લડાઇમા ઉતરવું પડીયું હતું અને તે લડાઇના પરીનામને પોતે એક ચીનાઇ લખનાર તરીકે ચીનાઇ શરકારની ફતેમાં ચીતારી લખનારે ચીનાઓનું દેશાભીમાન બતાવ્યું છે. વાચનાર ભુલી નહી જશે કે આ તવારીખ લખનારે ચીનાઇ નાંમ ધારણ કીધુંછે અને તે ચીનાઇ ઇશકોલોમાં ચાલતી હોએ એવી ઢપે રચીછે એટલે તેમા જે એમ જણાવીયુછે કે આ લડાઇમાં ઇંગ્રેજોનાં દશ હજાર માણશો મારીયા ગયાં હતાં અને ચીનાઓના પાચ મરણ પામીયા અને દશ જખમી થયા હતા તો તે ચીનાઇ શચાઇ તરીકે વાચનારને શરમાવીક લાગયા વગર રેહેશે નહી. ચીનાઇ શરકાર ઇંગ્રેજોને કાપી નાખતા અંતે કંટાલી ગેઇ અને તેથી નાખતી કરવાથી આ લડાઇનો છેડો આવ્યો, અને ઇંગ્રેજો હારીને આવનાર લડાઇઆઓને રાજ કરેછે તેટલા ખાતર પાછા ફરેલા લશકરે ઇંગલનડમાં

શોગંદ ખાઇને જણાવ્યું હતું કે તેવો ફતેમંદ નીવડીઆ હતા. માહારાણીના રાજમાં બીજી લડાઇ રશીઆ શાથ થઇ હતી અને તે ક્રીમીઅન લડાઇ હતી. તે લડાઇથી ઇંગલનડે જાણ્યું કે તેની પાશ થોડા શીપાઇઓ અને ઘણી દોલત હતી અને રશીઆ પાશ તેથી ઊલટી રીતે થોડી દોલત અને ઘણાં શીપાઇઓ હતા. એજ રાજમાં આએરલાંડમાં એક જાતની મરકી ફેલાઇ હતી તેને ફીનીઅનોની મરકીને નામે જણાનીછે અને તેને કેહેવી રીતે નાબુદ કરવામાં આવી તે જણાવી, માહારાંણીનાં વખતના મુખ્ય વડા પ્રધાનોનાં ચીનાઇ બોલીમાં નામો આપ્યાછે. લોરડ પીલાઈ, લોરડ પમીશતન, મીઃ ગલાશટન અને લોરદ દીઝો માહારાંણીના મુખ્ય પ્રધાનો હતા.

• માહારાંણી પછી તેણીનો વડો દીકરો શાતમો એદવરદ ગાદીએ આવ્યો હતો તે ઘણો લોક પ્રીય અને ભણેલો હતો. એના રાજમાં રૂશીઆએ પંદાર શુધી રેલવે બાંધીયો હતો જેની શામે બ્રીતીશ શરકારે મજબુત પ્રોતેશત કીધો હતો, અને દશદશ હજારના વારશીક પગાર વાલા ચાર કમીશનરોને બ્રીતીશ શરકારે અફગાનીશતાનનાં અમીરને તે રેલવે શાંમે શમજાવા શારૂં હથીઆર બંધ મોકલીયા હતા, જેવો ઉપર અમીરે મોટાં લશકર શાથ હોમલો કરી તેવોને શરવેને કાપી નાંખીઆ હતા, અને બ્રીતીશ શરકારે તે બાબદ ઊપર પાછલથી નાખતી કીધી હતી.

આ બાબદમા લખનારે હાલની પ્રધાન તોલીની આફગાન રાજનીતીની કેહેવી રીતે ઠેકડી કીધીછે તે વાંચનાર પોતાની મેલે જોઇ લેશે, આ વેલાના મુખ્ય પ્રધાનોનાં ચીનાઇ બોલીમાં જે નામો આપ્યાછે, તે મારકુવીશ શેલીતબરી, શર હેનરી કેમબેલબેનરમન અને શર દાલજીનાંછે અને તેવોને પણ વાંચનાર પીછાંની લેશે. આ રાજમાં બ્રીતીશ રાજ પ્રકરણમાં જે માહાભારત ફેરફાર થયો હતો તે એકે ઊમરાવોની શભાને કાહાડી નાખી તેને બદલે ઘરડા ગજવથીકાપુઓ, શરકારી હોદેદારો અને આંમની શભાનાં શભાશદો મલી ત્રણશો પુરૂશોની એક ખાશ શભા નેમવામાં આવી હતી. ઇંગલાંડના રાજાની પંથનાં ખ્રીશતી દેવલને શરકારે તરફથી મલતી મદદ આએરલાંડનાં દેવલની માફક કાહાડી નાખી હતી. અને જોકે વશતીનો મોટો ભાગ હજી ખ્રીશતી ધરમ પાલતો હતો તોપણ કેટલાકો "મીઃ વેલીંગટન બુતશ" નાગનાં નવા ફીલશુફનાં ફરમાનો મુજબ ચાલતા હતા. આ ફીલશુફની ફીલશુફી એ હતી કે પાકદામન તે કાંઇ નેકી નથી, લગન કરવા તે હશી નાખવા જોગ ખીનાંછે, બચ્ચા એક જાતની મોટી પીડાકારીછે અને ધરમ તે ફકત ઢોંગછે. આ રાજમાં વીજલીથી કલાકમાં હેંશી માઇલની મુશાફરી કરી શકાએ એવો એક ઊડવાનો શાંચો શોધી કાહડીઓ હતો. આ રાજમાં ઇંગલનડથી તેનાં દક્ષીણ આફરીકાનાં શંસ્થાનો જુદાં પડીઆં હતાં અને ત્યાં પ્રજાશતાક રાજ્ય ચાલુ થયું હતું. તગાંનશવાલનાં "બોર" શાથની બાજગડમાં ઇંગલાંડે પોતાનાં શંશથાનને જોઇતી મદદ ન આપવાથી આ શંસ્થાનો જુદા પડી ગયાં હતાં. આ રાજમાં ઇંગલાંડનું લશકરી બલ ઘણું ઓછું થઇ ગયું હતું. અને તેની દોલત પણ ઘણી ઓછી થઇ હતી. બીજાં દેશો પોતાના લશકરો વધારીયાં જતાં હતાં ત્યારે ઇંગલંડે તેઓ પર કશું ધયાંન ન આપવાથી તે નબલું પડી ગયું હતું. બીજા દેશોમાં ઉદયોગ વધવાથી ઇંગલંડના માલનો ઊઠાવ થતો નહતો. ફરાંનસ, જરમની, રશીઆ, અને સ્પેને ઇંગલંડથી આવતા માલ ઊપર ભારે જગાતો નાખી તેને આવતો અટકાવ્યો

હતો. ઉપરાંત રાજાઓએ પોતાને દેશથી બાહેર જતા માલને સરકાર તરફથી નાણાંની મદદ કીધાથી ઇંગલંડમાં પારકે દેશનો માલ પોતાના બનાવેલા માલ કરતાં સસ્તો વેચાવા લાગ્યો અને તેથી ઇંગલંડના વેપારને મોટો ધોકો લાગ્યો હતો. આ બીનાઓમાં લખનારે ઇંગલંડની હાલની વગર આંકોશના છુટા વેપારની રાજનીતી તરફ પોતાની તરફની નાપસંદગી બતાવીછે અને તે એવું બતાવવા માગેછે કે જ્યાં સુધી પારકા મુલકો એક સરખી રીતે વગર આંકોશના વેપારને કબુલ નહી રાખે ત્યાં સુધી ઇંગલંડે પણ પોતાની આગલી રાજનીતી ચાલુ કરી વેપાર ઉપર આંકોશ નાખવો અને પારકાઓને એકતરફી લાભ લેવા દેવો નહી. આ રાજની આખેરીએ અફગાનીસ્તાનમાં બળવો ઉઠવાથી કેટલાક બળવાખોરોએ બ્રીટીશ સરકારને તાબેના મુલકમાં આવરો લીધો હતો, અને તેમને રશીઅન સરકારને હવાલે ન કરવાથી રશીઆનું એક મોટું લશકર હીંદુસ્તાન ઉપર ઉતરી પડ્યું હતું. થોડા વારમાં તેઓએ પેસાવર લઈ મુક્યું હતું પણ પાછલથી એક અઠવાડીઆમાં તેમની હાર થઈ હતી, તેટલામાં રશીઆમાં મોટો બળવો ઉઠવાથી રશીઅન લશકરનું ત્યાં કામ પડ્યું હતું અને તેથી કરીને રશીઆ સાથની આ લડાઈનો છેડો આવી ગયો હતો.

સાતમાં એડવર્ડ પછી તેનો વડો દીકરો પેહેલો આલબરટ વીકટર ગાદીએ આવ્યો હતો. એના રાજમાં સ્ત્રીઓને પારલામેંટમાં દાખલ થવાની અને રાજના મોટા હોદ્દા લેવાની છુટ મુકવામાં આવી હતી. પ્રધાન પદે આવનાર પેહેલવેહેલી સ્ત્રી જેન સમોર હતી, અને મીસ રોબાનસનની પારકા મુલખના એલચી તરીકે પેહેલ વેહેલી નેમનુક થઈ હતી. આ બેઉ સ્ત્રીઓ જબાદગીમાં પ્રવીણ હતી. વડા પ્રધાન તરીકે જેન સમોરે એવો ધારો પસાર કરાવ્યો હતો કે સ્ત્રી સભાસદોને સભામાં પોતાની સાથ નાહાના બાળકોને લાવવાની છુટ મુકવી. એક વેળાએ જ્યારે આ બાહોશ સ્ત્રી એક સુભાખીત ભાશણ ચલાવતી હતી તેટલામાં તેણીની પાસે જોળીમાં હીચકા ખાનાર તેણીના એક કુમળા બચ્ચાને એકાએક ઉપલકું થઈ આવ્યું અને ત્યાંજ તે તરત મરણ પામ્યું હતું આથી પેહેલવેહેલી પ્રધાન પદે આવેલી તેની વાહાલી માતાને એકાએક હીસ્ટીયા થઈ આવ્યો અને તેની બીજી બેનપણી સભાસદો તેણીને દીવાનખાનાના મધેથી બાહેર લેઈ જઈ તેણીની માવજત કરવા લાગી હતી. સ્ત્રીઓ રાજ પ્રકરણમાં સામેલ થવાનો દાવો લેઇ બેઠીછે પણ તેઓને તેમાં સામેલ કરવામાં આવે તો કેવાં પરીણામો નીપજે તેની આ તકોરમાં ફકત કલપણા કીધેલીછે. આ વેળાએ તુરકી અને ઇરાન રશીઆને, તથા ટીબેત અને બરમાહ ચીનાઇ સરકારને સવાધીન થયાં હતાં. રશીઆની આ નવી ફતેહ માટે બ્રીટીશ સરકારે તેમને મુબારકબાદી આપી હતી અને ચીનાઇ સરકારનાં ટીબેત અને બરમાના સંબંધના આ નવા પગલા સામે તેમને સમજાવાને પોતાના પેહેલ વેહેલા સ્ત્રી એલચી "મીસીસ રોબીનસન" ને મોકલી હતી. ચીનના શાહાએ મીસીસ રોબીનસન પાંસે જવાબ કેહેવાડ્યા કે અગરજો બ્રીટીશ સરકાર મારા ગોઠવણોની વચે આવવાની હીંમત કરશે તો ત્રીશ લાખ માણસના લશકર સાથ હીંદુસ્તાન ઉપર ચડાઈ કરવાને હું તઇઆર છું. આ જવાબથી મસીસ રોબીનસન તરતજ ત્યાંથી રવાના થઇ ગેઇ અને ફરીથી ચીનાઇ સરકારની

દરબારમાં જવાની હીમત ન રેહવાથી તેઓને પેલાતથી બોલાવી લેવામાં આવી હતી. ગ્રીસ્મોના રાજદુવારી દાવા શાંમે આ એક બીજી મશકેરીછે.અને તેની સાથે ઇંગલંડની ગફલતો અને નભરવશપણાને લીધે રશીઆ અને ચીનની ચડતી કેમ થઇ તે ચીતારીવુંછે. લખનારેની મતલબ હવે આગલ કહ્યું તેમ ઇંગલંડને હીનું લગાડવા કરતાં તેને આ ગમજથી ચોંકાવાની અને હાલની લીબરલ ટોલીની રાજનીતી સાંમે પ્રજાનોં પેચીશવાશ ઊતારણ કરવાની વધારે દીશેછે.

આગલ ચાલતાં તે જણાવેછે કે આ રાજમાં ઇંગલંડની પેંકે વેપારની માડી હાલતને લીધે પેહેલવેહલું દીવાલું ફુકીવું હતું. ઇંગલંડ મધેથી મધલા યાઉધીઓ ચીન, અમેરીકા અને જરમનીમ તરફ જઇ વશીઆ હતા. "કનાદા"નું શઊસ્થાંન ઇંગલંડના તાબા તલેથી નીકલી જઇ અમેરીકન પ્રજાસતાક રાજો સાથ મલી ગયું હતું. ઇંગલંડની આલુ નમ્રલાઇ અને અમેરીકાના જોડાઇ ગયલાં રાજ્યોની મજબુતીને લીધે "કનાદા" ને આ પગલું ભરવું પડયું હતું.

પેહેલા "આલબરટ વીકટર" પછી તેના વડો દીકરો બીજો "આલબરટ વીકટર" ઇંગલંડની ગાદીએ આવ્યો હતો. તેનાં પ્રધાંન મંડલમાં "મતીલદા ચીન," "એનમેરાયા જોનશ," "વીલીઅમ બીનશ," અને "જોશફ બગોનસ," હતા. આ રાજમાં ઇંગલંડની કોલસાની ખાંનો ખપી જવાની ધાસતીથી સરકારે એવો કાએદો પસાર કીધો હતો કે ઇંગલંડની બાહેર કોલશો મોકલવો નહી. આથી પચાસ હજાર ગરીબ મજુરો વગર રોજગારનાં થઇ પડયા હતા અને તેથી તેઓએ મોટું હુલડ મચાવયું હતું. પ્રથમ પોલીસ, લશકર, અને નૌકાનતીઅરોની મદદથી તેમને વીખરી નાખવા હતા અને પાછલથી ઓશ્ત્રેલીઆ અને અમેરીકા ખાતે સરકાર તેમની પાશીજનું પુર આપી તેમને રવાના કીધા હતા. દેશના ઉદ્યોગી માણશોને દેશ બાહેર હાંકી કાહાડવાથી દેશની આબાદાંનીમાં કેહેવી ખલલ પોંહોચેછે તે પણ આ બાબદમાં લખનારે બતાવાની મકશદ રાખીછે અને એક માહાભારત શેહેનશાતની પડતીમાં એ બીનાને પણ સાંમેલ કરવાનું તેને વાજબી વીચારયુંછે. આવી રીતે બે લાખ કુટુંબો ઇંગલંડથી નીકલી ચલાયાં હતાં. આ રાજમાં હીંદુસતાંન રશયાએ ફતેહ કીધું હતું. પ્રથમ હીંદુસતાંન જીતવાની શરવે તઇઆરીઓ કરી રૂશીઅન સરકારે કશા પણ સબબ વગર બ્રીટીશ શરકાર ઊપર એક યાદી લખી હતી કે બ્રીટીશ હીંદુશતાંનમાં જે ચાલુ રમખાનો ચાલેછે તે તરત નરમ પાડવાં, નહીતો હમુને હીંદુસતાંનની પ્રજાના જાન માલની સલાંમતી ખાતર ચાંપતા ઊપાયો લેવા પડશે. આ યાદી મોકલવાનો કશો શબબ નહતો, તેમાં ફકત રૂશીઅન રાજ દુવારી કાવાદાવાને ફતેમંદી સાથ આગલ વધારવાની મકશદ હતી. બ્રીટીશ શરકારે આ યાદીનો જવાબ વાલયો કે તેમાં જણાવેલી વીગત વીશે હમે કશું જાણતા નથી તોપણ તે વીશે ઘટતી તજવીજ કરી બનદોબસત કરવામાં આવશે. આ જવાબ માટે રૂશીઅન એલચીએ બ્રીટીશ શરકારનો ઊપકાર માની જણાવયું કે હીંદુસતાંનમાં શાંનતી ફેલાવા ખાતર હમો પાંચ લાખ માણશનું લશકર મોકલી ચુકા છઇએ. બ્રીટીશ સરકારે હીંદુસતાંનનો બચાવ કરવાને ઘણી કોશીશ કીધી પણ તેમાં તેમનું કશું વલી ચાલયું નહી. તેમનું બાહાદુર લશકર પોતા થાને અતી ઘણી વધારે સંખીયા આગલ તમાંમ

કંપાઇ ગયું અને તે વરશના આગશામાં ૧૯૫૬ ને શાલ હીંદુસતાન રૂશીઆના તાબા તલે આવયું હતું. આ લડાઇ વેલા ઇંગલંડથી લશકરની મદદને આવતી અટકાવા સારૂ રૂશીઆએ શુવેઝની નેહેરમા જબરદસ્ત મોહટાં બે બારકશોને ડુબાડી દીધા હતા જેથી તે રસતો મુદનતર બંધ પડયો હતો અને ઇજીપટ તે વેલાએ ફ્રગનસને અશતક હોવાથી ફ્રેંચ શરકારે ઇંગ્રેજી લશકરને પોતાના મુલક ઉપરથી રસતો આપવાને નાપાડયું હતું. રશીયાના હાતમા હીંદુસતાન ફકત પચીશ વરશવેર રહયું હતું અને ત્યાર પછી ચીનના શાહાએ પચાશ લાખ માંણુસના લશકર સાથે તે ઉપર ચઢાઇ લાવી રશીઅનોને ત્યાથી મારી કાહાડયા હતા. આ લડાઇમા ફતે મેલવનાર ચીનાઇ સરદાર મારસલ ચ્યંગ હતો જે ઘણો બાહોશ હતો. ૧૯૮૧ નાં શાલમાં આખું ચીન અને હીંદુસતાન ખ્રીસતી ધરમ પાલવા લાગું હતું. ઇંગ્રેજી લખનાર ગમે તે રીતે ચીનાઇ નામના એથા તલે શંતાવા છતાં પોતાના ધરમને આવી રીતે ફેલાતો જનાવી તે એક ખ્રીશતી તરીકેની તેને વીશેની આપણી અટકલને ખરી પાડી આપે છે. અગરજો તે ખરેખર ચીનાજ લખનાર હતે તો તે ઇંગલંડની પડતી પર શગે ઇંગ્રેજોને તેમજ હીંદુશતાનગી ફને પડી શરવ હીંદુઓને "કોનવીયુશશને" માણનાર જણાવતે.

બીજા ઓવબાર્ડ વીકટર પછી તેનો ભાઇ આથગો એદવર્દ ગાદીએ આવ્યો હતો. આ ગજાએ ફકત એકજ વરશ રાજ કીધું હતું ૧૯૬૫ માં ઇંગલાડમા રાજ દુર્ગાહી ઉથલ પાથલ થઇ હતી. ગજાને ઉઠાડી મુકી ઇંગલંડ પ્રજાસતાક થયું હતું. અને હજારો વરાતાર પુરેપુ શાથ ગજા ઓશતરેલીઆ ખાતે નીકલી ગયો હતો, જયા તેને ભારે આદરમાન અને જોશ શાથ આવકાર દીધો હતો તથા ઇંગલનડના તાબા તલેથી નીકલી જઇ ઓશત્રેલીઆએ રાજા એદવર્દને પોતાની ગાદીએ બેશાડી પોતાનુ શવતંત્ર શેહેનશાહત સ્થાપ્યુ હતું. આ રાજમાં આએરલાડને પોતાનું જુદુ રાજ ઊભું કરવાની પરવાનગી બ્રીટીશ રાજ શભાએ મોટી તકરારો પછી આપી હતી. આ પરવાનગીથી એક અઠવાડીયું વેર આએરલાડમા તેહવારોના જેવી ધુંમધામ ચાલી હતી. પાછલથી આયરલાંડમા માહે માહે ફીશાદો અને ઝગડાઓ ઉઠીઆ હતા. આવી રીતે એક વરશનાં અરશામા એક દજન જાતનાં રાજમંડલો ઊભાં થયાં હતાં પણ તેથી છેલે શરવાલે કશું ન વલવાથી આયરલાંડની પ્રજાએ બ્રીતીશ શરકારને અરજ કરી હતી કે આએરલાડને આગલનીજ માફક બ્રીતીશ રાજ શાથ જોડી નાખવું. આ અરજ ફકત લોકોની દયાને ખાતર બ્રીતીશ શરકારે કબુલ રાખી હતી. આ પછી આએરૂલાંડ શાત પડયું હતું. તેના ફીશાદો નરમ પડયા હતા. ઇંગલનડમા દશ વરશવેર પ્રજાસતાક રાજય ચાલીયા પછી એકશંપી "કમીયુનીશટો"ની ટોલીનો અમલ ચાલીઓ હતો. "કમીયુનીશટોનુ" ગજબનધન છુટાપણું, એક શરખાપણું અને ભાઇબનધીનાં તરીકા ઉપર ગ્યાએલું હતું. તેવો લગન અને કોઇપણ રીતના ધરમની વીરૂધ હતા, અને વગર આેાશની મરજી માફકની પ્રીતી બાંધવાનો તેમનો તરીકો હતો. "કમીયુનીશટોની" શરકારે અમલમાં આવતાં તરત શરવે દેવલો તોડી પડાવ્યાં હતા. અને લોકોને પરણવાની વખત મનાઇ કીધી હતી. ૧૯૮૧ ના શાલમા લનંડન ખાતે શખત ધરતીકંપ થયો હતો અને તેમા આઠ લાખ માણસો કચડાઇ મુવા

હતાં એરાપ્રોટનની આબોહવામાં આ વેલાએ પુશકલ ફેરફાર થઇ ગયો હતો અને વરશનાં છ માંસ શુધી ત્યાંની નદીઓ બરફથી બનધાઇ જવાને લીધે વાહાણોની આવજાવ બંધ પડી ગેઇ હતી. આથી કરી ઘણા માણસો થંડી અને ભુખમરાથી મરી ગયાં હતાં, લઝો લોક પારકે મુલક નીકળી ગયાં હતાં, બાકીનાં જુજબી લોકો ત્યાંજ રહી રકતે રકતે નવી હવા ખમવાને લાએકનાં થયાં હતાં. આજે તેવોની હાલત જંગલી અને જહનુની આદમીઓનાં જેવીછે. તેવોનાં આગલા શુધારાની કશી નીશાંનો કાએમ રહી નથી. હજાર વરશની વાત ઊપર તેવો શુધારાની બાબદમાં ઘણા મગરૂબ હતા. તેમના શુધારાની આજે કશી ધુવાઇ જણાતી નથી. આજે બીનીથી મધેનાં કેટલાકો ગાએ ઘોર ચરાવેછે, કેટલાકો એતીવાડી કરેછે, અને કેટલાકો જંગલ મધેથી લાકડાં ફાડી લાવેછે. તેવોની સ્ત્રીઓ આજે દુધ દોહે છે, શેતલા થાપેછે, મેંધાનાં ઉનનાં કપડાં બનાવેછે, તેવોની મુખ્ય રમત મુક્કાબાજીનીછે અને આ રમતમાં તેવો એક બીજાનાં નાંખ ઉપર આબાદ નેમ લીકવાની તજવીજ કરેછે પણ તેમાં તેવો એટલા બાહોશ છે કે કલાકોનાં કલાક શુધી તેવો એક બીજાનાં નાંખ ઉપર પોતાનો મુક્કો લગાવી શકતા નથી. તેવોમાં છેલી કેટલીક શદીઓ શુધી ધરમ જેવુ કશું ન હતું. તરેહવાર વેહેમોમાં તેવો ધરમ શમજતા હતા. દરએક ઘેરમાં પેલા પ્રખ્યાત ફીલશુફ "વેલીગટનશુત"નાં જેવી કાંઇ ઇધાનીઓ ગોઠલામાં રાખવામાં આવતી હતી, અને તેમને દરશવારનાં ગોઠલા ઉપરથી કાહાડી જતનથી શાફશુફ કરી પાછી ગોઠલામાં મુકતા હતા. હાલ થોડુંક થયું ચીન દેશની "મીશનરી શોશાએટી"એ પોતા તરફથી ચાર લાખ ડોલર ખરચી ઇંગલાંડનાં લોકોને ખરીશતી બનાવા શારૂ મીશનરીઓ મોકલીઆછે. હાલ બ્રીટીશ - ઓમાં નજદીક શો ઠેકાંણે બધા મલીને પનદર હજાર માંણશો દર આદીતવારે ચીનાઇ મીશનરીઓની વાએજ શમજવાને ભેગાં થાએછે. ચીનાઇ મીશનરીઓએ ત્યાં કેટલીક નીશાલો પણ કાહાડીછે. અને ત્યાંનાં લોકોને વાંચતાં લખતાં શીખવવાને તેવો પુશકલ મેહેનત કરેછે. ચીનાઇ શરકારનો બ્રીટીશ તાપુઓને પોતાનાં દરીઆઇ કાફલાન મથક અને ચીન દેશનાં ધુનેઘારોને તડીપાર કરવાની જગા તરીક રાખવાનો વીચારછે. અને આશા રાખવામાં આવેછે કે થોડા વરશનાં અરશામાં શુધારો અને ખરીશતી ધરમનાં પરતાપથી આ પુરાંના તાપુઓ ઊપર પાછી અશલનાં જેવી હલીઆરી થશે.

પ્રીય વાંચનાર પ્રજાઓની ચહડતી પડતીનો આ ખ્યાલી ચીતાર શું નહી બને તેવોછે? આ હેવાલની આખેરી ઇ૦ સ૦ ૧૯૮૧ નાં શાલમાં લાવી મુકવામાં આવીછે અને ત્યાર પછીના એક હજાર વરશની આખેરીએ આ હેવાલ ચીન દેશમાં લખાતો અને વંચાતો હોએ એવી ટપે રચવામાં આવેછે અને તેથી કરી હમે છેલા બનાવો માટે 'આજે' કરીને લખીયુંછે તે શરવે પ્રીય વાંચનાર પુરતાં ધીઆંનથી વાંચશે અને તેમાં કશો ગુચવાડો કરી ઓરજુ દોર શમજશે નહી એવી હમે આશા રાખીએ છીએ. આવી કીશમનાં રમુજી લખાનોમાં લાગતા વલગતાઓ માટે ઘણું શીખવાનું હોએછે અને જેવો તેમને ખેલાં ગાંડાંને નામે હશી નાખેછે તેવો તેની ખરી મતલબ શમજી શકવાને બીલકુલ અશકત હોએછે. ઇંગલનડનાં શુધારાનાં હાલના વખતનાં શરવે ચીન્હ ઉપરથી આ ચોપાનીઆમાં શરવે શંભાવીક અટકલો કરવામાં આવીછે અને જે દેશીઓ રાજદુઆરી બાબદોમાં હાલ ઉલટથી ભાગ લેઇ એક બીજી પક્ષ તરફ ધસી જતા હશે તેમને આ હેવાલ ઓછો ઉપયોગી અથવા ઓછો રમુજી થઇ પડશે નહી.

# શેખ સાઅદીની ગુલેસ્તાનમાં થી તરજુમો.

## બાબ પેહલો.—હેકાયત ૨૯ મી.

એક દરવેશ જંગલનાં એક ખુણાંની માંહે એખલો બેઠેલો હતો. એક પાદશાહ તેની આગલથી પસાર થયો. દરવેશે, પાદશાહથી દુર રેહેવું એજ સંતોષ છે, એવું ધારીને તેની દરકાર કીધી નહિ; અને સુલતાને, ભપકો કરવો એ પાદશાહીને છાજતું છે, એવું વિચારીને તેની ઉપર ગુસ્સો કીધો અને બોલ્યો, "આએ થીગડાં વાલાં કપડાં પેહેરનારો ટોલા હેવાનનાં સરીખાછે, અને માણસાઇગીરી અને આદમીઅત નથી ધરાવતો." વજીર દરવેશની નજદીક ગયો અને કહ્યું, "ઓ જવાન મરદ! પૃથ્વિ પતિ તાહરી પાસેથી પસાર થયો પણ તું એ સલામ આકરામ નહિ કીધી, અને અદબનો તરીકો બજા નહિ લાવ્યો?" તેણે કહ્યું, "સુલતાનને તું કેહજે કે ખીદમતની ઉમેદ તું તેનાથી રાખ કે જે તાહરાથી દોલતની આશા રાખતો હોય, અને બીજું વલી તું આગેથી કેહજે કે પાદશાહો રૈયતની પાસબાનીને માટેછે, નહિ કે રૈયત પાદશાહની ગોલામગીરીને માટે.

"પાદશાહ દરવેશોનો પાસબાનછે, જોકે તેના દોલતને પરતાપે તેને આસાએશ મલેલીછે. ગોશપંદ ગોવાલ્યાને માટે નથી, પણ ગોવાલ્યો તેની ખીદમતને માટેછે. જો કોઇને તું મુરાદમાં ફાવેલો જોશે તો બીજાના દિલને તું જેહમતથી જખમી થયલું જોશે. જ્યાં તલક વિચાર કરતા મસ્તકનું ભેજું ખાક બાંધ જાય ત્યાંહ તલક થોડા દિવસ તું ધીરો થા. જ્યારે લખાયલી કજા નજદીક આવશે ત્યારે પાદશાહ અને નોકરનો તફાવત ઉડી જવાનો. જો કોઈ મુરદાંની ખાકને પાછી ઓડી કાહડે તો તે તવંગરને દરવેશથી ઓલખી શકવાનો નથી."

પાદશાહને દરવેશનુ બોલવું વજનદાર લાગ્યું, અને બોલ્યો, "માહરી પાશેથી કોઇબી ચીજ તું માંગી લે." તેણે કહ્યું, "હું એટલુંજ માગુંછ કે તું બીજી વાર મહને દુખ નહિ આપે." પાદશાહ બોલ્યો "મહને કંઇ એક નશીહત દે." દરવેશે કહ્યું "તું સાહુચેત રેહ જ્યારે કે હાલ તાહરા હાથમાં દોલતછે, કારણકે એ દોલત અને મુલક એક હાથથી બીજે હાથ જતાં રહેછ."

જ. ન. પી.

---

# પોંહચ.

નીચલાં ચોપાંન્યાંઓની પોંહોચ ઉપકાર સાથે કબુલ કરવા ઉપરાંત, હમો દલગીર છિએ કે, જગ્યાની તંગાસને લીધે, તેઓ ઉપર વધુ ધીઆંન આપવાને હમો અશક્ત છિએ:—

યજદેજરદી શને ૧૨૫૧ના સાલનું ઓરાસ્ત્રોઅન કેલેંદર.

મુંબઇ ખાતે ઉભી થયલી મુંગા જણાવરો ઉપર થતું ઘાટકીપણું અટકાવનારી મંડલીની તા૦ ૨૦મી આગષ્ટ શને ૧૮૮૧ ને દીને મલેલી એક ખાસ સભાનો હેવાલ.

ગુજરાતી વેહમ, પ્રથમ ભાગ.

બાલ મિત્ર તથા The Children's Friend ના નવેમબર માસના અંક.

---

ચુક:—ગયા માસના આંકમાં સફે ૨૬૬ ઉપર "રે! હું તો નિરાશ", એ કવિતાની ચોથી કલીની ત્રીજી લાઇનમાં 'બોલે' બોલને બદલે 'ઘોલે' વાંચવો.

---

### ઈનાંમનો શવાલ.

ગયા માસના ઇનાંમના સવાલમો કોઇ પણ ખરો જવાબ ન મલવાથી, તેજ સવાલ ચાલુ રાખ્યો છે.

---

ધોબીતલાવ, નંબર ૮૭૨ વાલાં પેરમાં.
મુંબઈ વરતમાન છાપાખાનાંમાં મનચેરજી હોરાંગજી જાગી[illegible]